॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

| | | |
|---|---|---|
| वर्ष ८ | વિક્રમ સં ૧૯૯૮ વીરનિ સં. ૨૪૬૮ ઇસ્વીસન ૧૯૪૨ | क्रमांक |
| अंक १ | આસો શુદિ ૬ ગુરુવાર ઓકટોબર ૧૫ | ૮૫ |

## વિષય – દર્શન



સૌજન્ય–આ અંક ઉપર છપાયેલ ચિત્ર પૂ. મુ. મ. શ્રી જયંતવિજયજી આલેખિત 'શંખેશ્વર મહાતીર્થ' પુસ્તકના પ્રકાશક શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા–ઉજ્જૈનના સૌજન્યથી મળેલ છે

**સૂચના**–આ માસિક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે. તેથી સરનામાના ફેરફારના ખબર બારમી તારીખે સમિતિના કાર્યાલયે પહોંચાડવા

**લવાજમ–વાર્ષિક–બે રૂપિયા  છૂટક ચાલુ અંક–ત્રણ આના**

મુદ્રક નરોત્તમ હ. પંડ્યા, પ્રકાશક ચીમનલાલ ગોકળદાસ શાહ, પ્રકાશનસ્થાન શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ,
મુદ્રણસ્થાન સુભાષ પ્રિન્ટરી મીરજાપુર રોડ અમદાવાદ

॥ वीराय नित्यं नमः ॥

# श्री जैन सत्य प्रकाश

વર્ષ ૮ ક્રમાંક ૮૫ અંક ૧

श्रीअभयदेवसूरिनिर्म्मितं

## श्रीमहावीरस्तवनम्

सम्पादकः—
पूज्य मुनिमहाराज श्री कान्तिसागरजी, साहित्यालंकार

जइज्जा समणे भयवं, महावीरे जिणुत्तमे ।
लोगनाहे सयंबुद्धे, लोगंतियविबोहिए ॥१॥

वच्छरं दिन्नदाणोहे, संपूरियजणासए ।
नाणत्तयसमाउत्ते, पुत्ते सिद्धत्थराइणो ॥२॥
चिच्चा रज्जं च रट्ठं च, पुरं अंतेउरं तहा ।
निक्खमित्ता अगाराओ, पव्वइए अणगारियं ॥३॥
परीसहाणं नो भीए, भेरवाणं खमाखमे ।
पंचहा समिए गुत्ते, बंभयारी अकिंचण ॥४॥
निम्ममे निरहंकारे, अकोहे माणवज्जिए ।
अमाए लोभविमुक्के, पसंते छिन्नबंधणे ॥५॥
पुक्खरं वा अलेवे य, संखो इव निरंजणे ।
जीवे वा अपडिग्घाए, गयणं व निरासए ॥६॥
वाउ व्व अप्पडिबद्धे, कुम्मो वा गुत्तइंदिए ।
विप्पमुक्के विहंगु व्व, खग्गिसिंगु एगगे ॥७॥
भारंडे वा अप्पमत्ते अ, वसहे वा जायथामए ।
कुंजरो इव सोंडीरे, सीहो वा दुद्धरिस्सहे ॥८॥
सायरो इव गंभीरे, चंदो वा सोमलेसए ।
सूरो वा दित्ततेयल्ले, हेमं वा जाइरूवए ॥९॥
सव्वसहे धरित्ति व्व, सारयंबु व्व सच्छए ।
सुद्धु हुयहुयास व्व, जलमाणे य तेयसा ॥१०॥

वासीचंदणकप्पे य, समाणे लिट्ठकंचणे ।
समे पूयावमाणेसु, सग्गे मुक्खे भवे तहा ॥११॥
नाणेणं दंसणेणं च, चरित्तेणमणुत्तरे ।
आलएणं विहारेणं, मद्दवेणऽज्जवेण य ॥१२॥
लाघवेणं च खंतीए, गुत्ती मुत्ती अणुत्तरे ।
संवरेणं तवेणं च, संजमेणमणुत्तरे ॥१३॥
अणेग गुणसयाइन्ने, धम्मसुक्काण झायए ।
घायक्खएण संजाए, अणंतवरकेवली ॥१४॥
वीयराए य निग्गंथे, सव्वन्नु सव्वदंसणे ।
देविंद—दाणविंदेहिं, निव्वत्तियमहामहे ॥१५॥
सव्वभासाण गाए य, भासाए सव्वसंसए ।
जुगवं सव्वजिवाणं, छिन्निओ भिन्नगोचरे ॥१६॥
हियए सुहे य निस्सेय,—कारए सव्वपाणिणं ।
महव्वयाणि पंचेव, पन्नवित्ता सभावणे ॥१७॥
संसारसायरं वुड्ड,—जंतुसंताणतारए ।
जाण व्व देसियं तित्थं, संपत्ते पंचमं गइं ॥१८॥
सेस व्व अयले निच्चे, अरूवे अयरामरे ।
कम्मपवंचउम्मुक्के, जयवीरे जए जिणे ॥१९॥
से जिणे वद्धमाणे य, महावीरे महायसे ।
असंख दुक्खखिन्नाणं, अम्हाणं देउ निव्वुइं ॥२०॥
इय परमपम्मोया संथुओ वीरनाहो,
परमपसमदाणा देउ तुल्लत्तणंमि ।
असमदुहसुहेसु सग्गसिद्धी भवेसु,
कणयकयवरेसु सत्तुमित्तेसु वावि ॥२१॥
पयडी वसइ पहाणं, सीसेणं जिणेसराण सगुरूणं ॥
वीरजिणथयं एयं, पढह कयं अभयसूरीहिं ॥२२॥

॥ इति श्रीमहावीरस्तवनम् ॥

નવાંગીવૃત્તિકાર શ્રીઅભયદેવસૂરિજી મહારાજવિરચિત આ સુંદર મહાવીરસ્તવન મારા હસ્તાલિખિત પુસ્તકોના સંગ્રહના એક પ્રાચીન પાના ઉપરથી ઉતાર્યું છે અને તે અદ્યાપિપર્યંત અપ્રગટ હોઈ અહીં આપ્યું છે.

# શ્રી સિદ્ધચક્રની સાત્ત્વિકી આરાધના

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી ધુરંધરવિજયજી

---

**પરિણામી અને અપરિણામી**—પદાર્થો બે પ્રકારના છે: પરિણામી અને અપરિણામી. પરિણામી એટલે વિવિધ ફેરફારને પામનારા, સંયોગોને આધારે જેમાં પરિવર્તન થાય છે એવા. અપરિણામી એટલે પરિવર્તનને નહી પામનારા, સંયોગોની જેના ઉપર કશી પણ અસર નથી એવા. પાણી, સ્ફટિક, આત્મા વગેરે પદાર્થો પરિણામી છે. આકાશ આદિ અપરિણામી છે.

**દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ**—પરિણામી પદાર્થોમાં પરિણામનુ જે પરિવર્તન થાય છે તેમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાલ ને ભાવ પ્રધાન ભાવ ભજવે છે. પાણીમાં સુગંધી ને શુભ દ્રવ્યનું મિશ્રણ કરવામાં આવે તો તે તરત સુગન્ધી ને સારું બને છે. સ્ફટિકની પાછળ જેવા રંગનું દ્રવ્ય મૂકવામાં આવે તે રંગને તે તરત ગ્રહણ કરે છે. સારા ક્ષેત્રમાંથી પસાર થતુ પાણી સારા ગુણવાળું અને મલિન ક્ષેત્રમાં રહેલું પાણી દોષવાળું હોય છે. સ્વાતિ નક્ષત્રમાં પડેલું પાણી મોતિ ઉત્પન્ન કરે છે, ને અશ્લેષા નક્ષત્રનુ પાણી જીવાત ઉત્પન્ન કરે છે. તેમા કોઈ હેતુ હોય તો તે કાળ જ છે. ને ભાવનાને બળે પાણી પણ અમૃતરૂપ થઈ જાય છે. માટે જ કહ્યુ છે કે: **पानीयमप्यमृतमित्यनुचिन्त्यमानं, किं नाम नो विषविकारमपाकरोति ?** ॥ "પાણી પણ અમૃત–અમૃત–એમ વિચારવામાં આવે તો શુ ઝેરના દોષોને દૂર નથી કરતું ? ' એ જ પ્રમાણે માલન ભાવે પાણી દૂષિત થઇ જાય છે.

આત્મા ઉપર પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ને ભાવની પ્રબલ અસર છે સારા દ્રવ્યને યોગે આત્મા ઉન્નત અને અશુભ દ્રવ્યના સંયોગે અવનત થાય છે. સારા અને નરસા ક્ષેત્રના પ્રભાવે આત્મા શુભ ચિન્તનવાળો ને અશુભ ચિન્તનવાળો બને છે. સિદ્ધાચલ, હિમાલય વગેરે, પવિત્ર ભૂમિમાં આત્મા સદ્વિચાર કરે છે, ને કુરુક્ષેત્ર, દંડકારણ્ય, પાણિપતનુ મેદાન વગેરે ક્ષેત્રમા મલિન વિચાર કરે છે શ્રવણ કુમારની કથા ક્ષેત્રના પ્રભાવને સારી રીતે વ્યક્ત કરે છે માત પિતાનો પૂર્ણ ભક્ત શ્રવણ કુમાર, અશક્ત માત–પિતાને કાવડ કરી પોતાના ખભે ઉપાડી સર્વ તીર્થોની યાત્રા કરાવે છે. દંડકારણ્યમા પ્રવેશતા જ શ્રવણે કાવડ નીચે મૂકી માતા–પિતાને કહ્યુ. ' હુ કંઈ તમારો નોકર નથી કે તમને આમ ઉપાડી મારો ખભો તોડું. માટ આજ સુધી તમારો જે ભાર વહન કર્યો છે તેના પૈસા ચુકાવી આપો તો જ આગળ ચાલુ. ' અનુભવી માતપિતાએ વિચાર્યું કે ભક્તિવાળા પુત્રમા આવું જે વિચાર–પરિવર્તન જણાય છે તેમાં આ ક્ષેત્ર જ પ્રબલ કારણ છે. તેમણે પુત્રને કહ્યુ. ' ભાઇ, આ અરણ્યમાં અમે પૈસા કયાથી લાવીએ, અરણ્યની પાર ઉતાર એટલે પૈસા ચૂકવી આપીશુ.' અરણ્યમાથી પસાર થયા બાદ શ્રવણને પોતાના વિચાર અને વચન માટે ખૂબ પાશ્ચાત્તાપ થયો ને વારવાર માતપિતાની માફી માગવા લાગ્યો. ઘણી વખત કજિયા કંકાસ વગેરે પ્રસંગે કહેવાય છે કે આ કાળ ચડી છે આ ચોઘડિયુ વીતવા દ્યો,

આવા સમયમાં શાણાઓ પણ શાણપણ ગુમાવી બેસે છે. કાળનુ ઓસડ કાળ. કેટલાક સમય આત્મામાં વગર કારણે શાન્ત રસની ઊર્મિઓ ઉભરાઈ આવે છે. શરદ, વસન્ત અને વર્ષા ઋતુમાં વિષયોનુ વિશેષ બળ હોય છે. હેમન્ત, શિશિર અને ગ્રીષ્મ ઋતુમાં પ્રશાન્ત વાતાવરણ વધારે જોવાય છે. આ બધું કાળની પ્રબલતા બતાવે છે. ભાવનાનો પ્રભાવ પ્રકટ જ છે. સારા ભાવે સુખી ને છેવટ મુક્ત બને છે. માટે જ કહેવાય છે કે—"भावना भवनाशिनी." ને અશુભ ભાવે ઘોરાતિઘોર નરકાદિ દુઃખોનો ભાગી થાય છે.

આત્માની ઉન્નતિ સર્વ કોઇને અભિલષિત છે. તે માટે દ્રવ્ય, ક્ષેત્ર અને ભાવ આત્માને અધીન છે, જ્યારે જોઇએ ત્યારે આત્મા તે મેળવી શકે છે. ફકત કાળ એક જ એને અધીન નથી. તે તો વ્યવસ્થિત આવે છે તે પ્રમાણે જ આવે છે. આપણે ઇચ્છીએ કે અત્યારે આવો કાળ થવો જોઈએ તો તે બની શકતુ નથી. માટે સારા સમયમાં પ્રમાદગ્રસ્ત રહીને તેને બિલકુલ ગુમાવવો ન જોઈએ.

**સિદ્ધચક્ર-આરાધનનો વિશિષ્ટ સમય**—આત્માની પ્રગતિ અને વિકાસ માટે પર્વતિથિઓ, અઠ્ઠાઇઓ, કલ્યાણક દિવસો, ચતુર્માસ વગેરે કાળ સારો બતાવવામાં આવ્યો છે. એ જ રીતે શ્રી સિદ્ધચક્રની આરાધના માટે વર્ષમાં બે સમય બતાવવામાં આવ્યા છે. એક-આસો શુકલ સાતમથી પૂર્ણિમા સુધીના નવ દિવસો. અને બીજો-ચૈત્ર શુકલ સાતમથી પૂર્ણિમા સુધીના નવ દિવસો. આ બન્ને ઋતુમા જે સિદ્ધચક્ર આરાધાય છે તેમાં બાહ્ય ને અભ્યન્તર અનેક હેતુઓ સમાયા છે. આત્માને કર્મ નામના શત્રુએ ઘણા કાળથી નિર્માલ્ય બનાવી મૂકયો છે, આત્માની વાસ્તવિક મિલ્કત ને સ્વતન્ત્રતા ખુંચવી લીધી છે. જ્યારથી આત્મા સમજણો થયો ત્યારથી તેણે પોતાના શત્રુ સામે યુદ્ધ જાહેર કર્યું છે. શત્રુ જ્યારે સર્વ સામગ્રી સહિત તૈયાર થઇને બહાર પડતો હોય ત્યારે તેના ઉપર આક્રમણ કરી પ્રબલ પરાક્રમ ફોરવી તેને પરાજિત કરવામા આવે તો તે ફરી કદી ઊભો ન થાય. સિદ્ધચક્રની આરાધનાનો જે કાળ ઉપર બતાવવામાં આવ્યો છે ને સમયે કર્મરાજાનો મુખ્ય સેનાપતિ સર્વ રીતે સજ્જ થઈ મેદાનમાં આવે છે. શરદ અને વસન્તનો સમય સ્વાભાવિક રીતે મોહને અનુકુલ છે. તે સમયનુ પ્રકૃતિનુ વાતાવરણ પણ ઘણુ જ મોહક હોય છે ઇન્દ્રિયો એકદમ વિષયો તરફ ખેચાતી હોય છે. તે સમયે ઇન્દ્રિયો ઉપર સાચો કાબૂ મેળવ્યો હોય ને મોહને વશ ન થઈ તેને હઠાવ્યો હોય તો ફરી તે કદી ન સતાવે. શરદ અને વસન્તમા રોગનુ વાતાવરણ પણ પુષ્કળ હોય છે શરીરમાં પિત્ત અને કફનો ઋતુજન્ય વિકાર થાય છે. શરદમા વર્ષાની ભેજવાળી હવા દૂર થઈ ઉત્તરા ચિત્રાનો સૂર્ય સખત તાપ ફેંકે છે. વસન્તમા શીયળાની ઠંડી દૂર થઈ ઉનાળાની ગરમી પ્રબલતા ધારણ કરે છે. એ શરદી-ગરમીના કાળ પરિવર્તનનો સન્ધિ અનેક વ્યાધિઓને વધારે છે. રોગની ઉત્પત્તિમાં પ્રબલ કારણ કોઈ હોય તો તે આહારની અનિયમિતતા છે આહાર ઉપર કાબુ રાખનાર રોગથી ભાગ્યે જ પીડાય છે. વૈદ્યકમાં કહ્યુ છે કે :

वैद्यानां शारदी माता, पिता तु कुसुमाकरः ।
हेमन्तस्तु सखा प्रोक्तो, हितभुङ्मितभुग् रिपुः ॥

"શરદ્ ઋતુ વૈદ્યોની માતા છે. (જેમ માતા પોતાના બાળકને પુષ્ટિ આપે છે તેમ શરદ્ રોગોને વધારી વૈદ્યોને પુષ્ટ કરે છે. માતા કરતા પિતા અલ્પ પોષક હોય છે.) વસન્ત વૈદ્યોનો પિતા છે. હેમન્ત વૈદ્યોનો મિત્ર કહ્યો છે. અને હિતકારી ને પ્રમાણસર ખાનાર માણસ વૈદ્યોનો શત્રુ છે."

**જીભને જીતવાના નવ દિવસ**—નિયમ વગરનો માણસ ખાવા ઉપર નિયમ રાખી શકતો નથી. જીભ ઉપર જય મેળવવો અતિ દુષ્કર છે. સિદ્ધચક્રની આરાધના કરતાં રૂક્ષ ભોજન કરવાનુ હોય છે ને તેથી પિત્ત અને કફ બન્ને દબાય છે. જીવન નિયમિત જીવવાથી શરીરનું સ્વાસ્થ્ય સારું થાય છે. આવા અનેક અભ્યન્તર જીવન અને બાહ્ય જીવનને સુધારનારા હેતુઓ સમાયેલ હોવાથી ચૈત્ર અને આસો માસમાં શ્રીસિદ્ધચક્ર આરાધાય છે. શ્રીસિદ્ધચક્રની આરાધના નવ દિવસ કરાય છે. હંમેશ એક એક પદ આરાધાય છે. તેનો અનુક્રમ આ છેઃ—૧ અરિહન્તપદ, ૨ સિદ્ધપદ, ૩ આચાર્યપદ, ૪ ઉપાધ્યાયપદ, ૫ મુનિપદ, ૬ દર્શનપદ, ૭ જ્ઞાનપદ, ૮ ચારિત્રપદ અને ૯ તપપદ. આમાં પહેલાં પાંચ ગુણી અને છેલ્લાં ચાર ગુણ છે.

૧. **શ્રીઅરિહન્તપદ**—વસ્તુનું મૂલ્ય ગમે તેટલું વિશેષ હોય તો પણ વસ્તુને ઓળખાવનાર–પ્રાપ્ત કરાવનાર વધારે ઉપકારી છે. સિદ્ધની શક્તિ અને પૂજનીયતા વિશેષ છે, છતા તેને ઓળખાવનાર અરિહન્ત છે એટલે તે પ્રથમ પૂજનીય છે. માટે પ્રથમપદે અરિહન્ત સ્થાપવામાં આવ્યા છે. अरि એટલે શત્રુ અને हन्त એટલે હણનાર, શત્રુને હણે તે અરિહન્ત કહેવાય. અરિહન્તપદ આરાધતાં શત્રુને હણવાની પ્રધાન ભાવના કેળવવી જોઈએ. બાહ્ય શત્રુઓ સાથે લડવામાં ને વેરઝેર વધારવામાં વિશ્વના સર્વ જીવો પ્રવૃત્તિ કરી રહ્યા છે, તેમાં કંઈ બહાદુરી નથી. અરિહન્ત પદના આરાધકે તો આત્માના શત્રુ સામે લડવા તૈયાર થવુ જોઈએ. અરિહન્તપદનો શુકલ વર્ણ છે. તેની આરાધના શ્વેત વર્ણથી થાય છે. યુદ્ધમાં નાયક બે પ્રકૃતિના હોય છે. એક વીરરસપ્રધાન અને બીજા રૌદ્રરસપ્રધાન. તેમાં રૌદ્રરસના આવેશવાળા નાયકો લાલચોળ બની જાય છે તે ધમપછાડા ખૂબ કરી મૂકે છે. તેમનામા ક્રોધ મુખ્ય ભાવ ભજવતો હોય છે. વીરરસપ્રધાન નાયકો ગમે તેટલી ઉશ્કેરણીને પ્રસંગે પણ શાન્ત રહે છે, તેમના મુખ ઉપર સહજ પણ ગુસ્સાની લાલાશ આવતી નથી. તેઓના નયન અને વદન પર ઓજસ્વિતા ઝળકતી હોય છે. તેમનામાં સત્ત્વ વિશેષ રહે છે. કર્મ શત્રુના નાશ માટે તત્પર થયેલ અરિહન્ત ભગવન્તો વીરરસ પ્રધાન નાયકો છે, નહી કે રૌદ્રરસપ્રધાન. સત્ત્વ, વીર્ય ને ઓજસનો વર્ણ શ્વેત છે, માટે અરિહન્તોનો પણ શ્વેત વર્ણ છે. અરિહન્તો શુકલ ધ્યાન ધ્યાતા હોય છે માટે તેમનો શુકલ વર્ણ છે. આવા અનેક હેતુઓ શ્વેત વર્ણમા સમાયા છે. તે સર્વ પ્રકારના ગુણો કેળવવા માટે અરિહન્ત પદનુ શ્વેત વર્ણે આરાધન કરવામાં આવે છે. અરિહન્તના ગુણો બાર છે માટે બાર બારની સંખ્યાથી તે આરાધાય છે.

૨. **સિદ્ધપદ**—નવપદમાં સર્વશ્રેષ્ઠ સિદ્ધો છે માટે બીજે પદે સિદ્ધ છે. સિદ્ધ એટલે સંપૂર્ણ–કૃત્યકૃત્ય–સર્વસમ્પન્ન. સિદ્ધપદને આરાધતાં સમ્પૂર્ણ થવાને ઉદ્યત થવું

જોઇએ. કોઈ પણ કાર્ય આરંભ્યું એટલે તે સિદ્ધ થયે જ છોડવુ, એવો ગુણ તેમાંથી કેળવવો જોઇએ. અંશે અંશે પણ સિદ્ધ તરફ લક્ષ્ય રહેશે, તો સમ્પૂર્ણ સિદ્ધ થવાશે. સિદ્ધો લાલ વર્ણે છે. જ્યારે માણસ સુખમાં મુકાય છે ત્યારે તેના શરીર અને વદન ઉપર લાલિમા તરી આવે છે. તો સમ્પૂર્ણ સુખમાં મશગૂલ સિદ્ધોને લાલ કહેવામા આવે તો તેમાં શું? સિદ્ધો કર્મકાષ્ઠને અગ્નિમાં પ્રજાવી મુકત થયા છે. અગ્નિનો લાલ વર્ણ હોવાને કારણે સિદ્ધોનો વર્ણ લાલ છે. તેવા પ્રકારની લાલિમા મેળવવા માટે સિદ્ધપદનું આરાધન લાલ વર્ણે કરાય છે. સિદ્ધના આઠ ગુણ છે માટે આઠ આઠ વસ્તુથી સિદ્ધપદને આરાધવામાં આવે છે.

૩. **આચાર્યપદ—आचार्यते–सेव्यते इति आचार्यः**—'જે સેવાય તે આચાર્ય કહેવાય છે.' આચાર્યપદ આરાધતાં, હુ સેવક થવા નથી સર્જાયો પણ સેવ્યપદ મેળવવા યોગ્ય છું એ ભાવના કેળવવી જોઈએ. સેવા સિવાય સેવ્યપદ મળતું નથી માટે સેવા એવી જોઇએ કે જે અવિચલ સેવ્યપદને પ્રાપ્ત કરાવે. આચાર્ય સુવર્ણ જેવા છે. જેમ સુવર્ણ સર્વને પ્રિય છે, અને સૌને આકર્ષે છે, તેમ આચાર્ય સર્વને પ્રિય હોય છે. આચાર્યના આકર્ષણથી ઘણા તેમને સેવે છે. જૈનશાસનમાં આચાર્ય રાજાસ્વરૂપ છે. રાજા વિવિધ સુવર્ણાલંકારોથી વિભૂષિત થઈ સુવર્ણના સિંહાસન પર બિરાજ્યા હોય ત્યારે તેમનું દશ્ય સુવર્ણમય ભાસે છે. સૂર્યસ્વરૂપ જિનેશ્વર ભગવાન અને ચન્દ્રસમાન કેવળી ભગવાનના અભાવમાં–વિરહમાં આચાર્ય મહારાજ દીપની જેમ શાસનને પ્રકાશિત કરે છે. દીપશિખા પીળી હોય છે. આ પ્રમાણે સુવર્ણ જેવા, સુવર્ણમય ને દીપસદૃશ હોવાને કારણે આચાર્યનો વર્ણ પીળો છે. અને તે ગુણો મેળવવા માટે આચાર્યપદ પીળા વર્ણે આરાધાય છે. આચાર્યના ગુણો ૩૬ છે માટે ૩૬ વસ્તુઓથી તે પદ આરાધાય છે.

૪. **ઉપાધ્યાયપદ**—જેમની સમીપે અધ્યયન થાય તે ઉપાધ્યાય કહેવાય છે. ઉપાધ્યાય મૂર્તજ્ઞાન જેવા દીપતા હોય છે. ભણવા–ભણાવવામા તલ્લીન ઉપાધ્યાય વિજ્ઞાનના અવતાર સ્વરૂપ દેખાય છે. તે પદ આરાધતાં જ્ઞાનમય થવાની ભાવના કેળવવી જોઈએ. શિષ્યોને પાઠ આપવામાં એકરસ થયેલા ઉપાધ્યાય લીલાછમ ઉપવન જેવા શોભે છે. ઉપાધ્યાયની વાડી હંમેશ લીલી હોય છે. ઉપાધ્યાયજીનું હૃદય જ્ઞાન અને રસથી ભરપૂર હોય છે. તેમાથી ઘણા જ્ઞાનાંકુરો પ્રકટે છે તેમની પ્રભા નીલમ મણિની માફક સર્વત્ર પ્રસરે છે. આથી ઉપાધ્યાય લીલા વર્ણે છે ને તે ગુણો મેળવવા માટે લીલાવર્ણે તે પદ આરાધાય છે. ઉપાધ્યાયના ૨૫ ગુણો છે, માટે ૨૫ ચીજોથી તે આરાધાય છે.

૫. **સાધુપદ**—શિવમાર્ગને જેઓ સીધે છે, તેઓ સાધુ કહેવાય છે. સાધુપદ આરાધતા શિવપન્થમાં ચડવાની ભાવના કેળવવી જોઇએ. આચાર્યપદરૂપ સુવર્ણની પરીક્ષા સાધુધર્મરૂપ કસોટીથી થાય છે. સાધુધર્મરૂપ કસોટીમાંથી પસાર થયા વગરનું આચાર્યપદરૂપ સુવર્ણ કિંમત વગરનું ગણાય છે. કસોટી શ્યામ હોય છે. સાધુઓ જૈન શાસનમાં સૈનિક તુલ્ય છે. સૈનિક જેમ લોહનું બખ્તર વગેરે પહેરીને સજ્જ રહે તેમ સાધુઓ પણ સજ્જ રહે છે. બખ્તર શ્યામવર્ણનુ હોય છે. સાધુઓને શરીર આદિની શુશ્રુષા–મેલ વગેરે દૂર કરવા નિષિદ્ધ છે. તપશ્ચર્યા–વિનય–વૈયાવચ્ચ–વગેરેમાં તત્પર

રહેવાનુ હોય છે તેથી તેમનો દેહ શ્યામ હોય છે. ઇત્યાદિ કારણે સાધુઓનો શ્યામ વર્ણ છે, અને તે ગુણો કેળવવા માટે સાધુપદ શ્યામ વર્ણે આરાધાય છે સાધુના ૨૭ ગુણો છે, માટે તે પદ ૨૭ વસ્તુઓથી આરાધાય છે.

૬. **દર્શનપદ**—દર્શન શુદ્ધ શ્રદ્ધાન રૂપ છે. એકનિષ્ઠા કેળવવાનો ઉદ્દેશ દર્શન પદની આરાધનામા છે. "**ये संश्रितास्त्रिजगदीश्वरनाथमेकं, कस्तान्निवारयति संचरतो यथेष्टम्**" ॥ " એક જ સ્વામીને આશ્રયીને જે રહે છે, તેને યથેચ્છ વિચરવામાં કોઈ બાધા કરી શકતુ નથી. " એકનિષ્ઠ અટકાયત વગર સર્વત્ર વિહરી શકે છે. દર્શન-શ્રદ્ધા સર્વ ઉન્નતિનું બીજ છે. બીજ શ્વેત હોવાને કારણે દર્શનપદ શ્વેત છે, ને શ્વેત વર્ણે આરાધાય છે. દર્શનના ૬૭ ભેદ છે, તેથી ૬૭ વસ્તુઓથી તે આરાધાય છે.

૭. **જ્ઞાનપદ**—જ્ઞાન પ્રકાશરૂપ છે. પ્રકાશસ્વરૂપ થવાની ભાવના જ્ઞાનપદની આરાધના કેળવે છે બીજના વિકાસ માટે પ્રકાશ-હવા-જલ વગેરેની જરૂર હોય છે. તે સર્વ શ્વેત છે, માટે જ્ઞાનપદ શ્વેત વર્ણે આરાધાય છે. જ્ઞાનના ભેદ ૫૧ છે તેથી ૫૧ ચીજોથી તે આરાધાય છે.

૮. **ચારિત્રપદ**—ચારિત્ર નિયમિત જીવન અને સદાચાર શિખવે છે. બીજ સરક્ષણ માટે વાડની જરૂર છે, તેમ દર્શનના રક્ષણ માટે ઇંટ ચૂનાની મજબૂત વાડનું કામ ચારિત્ર કરે છે માટે ચારિત્ર શ્વેત વર્ણે આરાધાય છે. તેના ૭૦ ભેદ છે તેથી ૭૦ ચીજોથી તે આરાધાય છે.

૯. **તપપદ**—તપ દુષ્ટ તત્ત્વોનો નાશ કરે છે અને વૃત્તિ ઉપર કાબૂ મેળવવાની કેળવણી આપે છે. ધાન્ય સારું ઉત્પન્ન કરવાને માટે અગ્નિ આદિથી ક્ષેત્રમા ખરાબ તત્ત્વો નાશ કરાય છે. તેમ આત્મામા બીજનો વિકાસ કરવાને તપઅગ્નિ દુષ્ટ તત્ત્વો બાળી નાખી આત્માને શુદ્ધ બનાવે છે માટે તે શ્વેત વર્ણે આરાધાય છે. તપના ૫૦ ભેદ છે તેથી ૫૦ વસ્તુઓથી તેની આરાધના કરવામા આવે છે

દર્શન, જ્ઞાન, ચારિત્ર ને તપ એ છેલ્લા ચારે ગુણો છે. તે સ્વય ઉજ્જવળ છે ને આત્માને ઉજ્જવળ બનાવે છે માટે તેમની આરાધના ઉજ્જવળ વર્ણે કરાય છે.

આત્મારૂપી ક્ષેત્રને તપરૂપ અગ્નિથી શુદ્ધ કરી, ચારિત્રરૂપ વાડથી રક્ષિત કરી, જ્ઞાનરૂપ પ્રકાશમાં દર્શનરૂપ બીજ વાવ્યું છે. તેમાં સાધુધર્મરૂપ શ્યામ મેઘ વર્ષે, ઉપાધ્યાયસ્વરૂપ લીલા અકુરો પ્રકટે, આચાર્યરૂપ પીળાં પુષ્પો આવે, અરિહન્તરૂપ સફેદ-પ્રાથમિક ફળ આવે, ને પરિપક્વ-લાલ-સિદ્ધ સ્વરૂપ અન્તિમ ફળ પ્રાપ્ત થાય-આ કલ્પના પણ તે તે પદના તે તે વર્ણને સમજાવે છે. અથવા સાધુધર્મ રૂપી કૃષ્ણ ભૂમિમાં દર્શન, જ્ઞાન, ચારિત્ર ને તપરૂપી શ્વેત બીજ વાવ્યાં છે ને તેને સદ્ભાવનારૂપી જલથી સિંચી અંકુર, પુષ્પ, પ્રથમ ફળ ને પરિપક્વ ફળવાળુ કરાય છે તે પણ વર્ણની રચનાને બતાવે છે. આમ નવ પદની આરાધનાના વર્ણોમાં અનેક સારા સારા ભાવો સમાયા છે,

નવપદની આરાધનની સમજણ માટે તેનું યંત્ર અહીં આપવામાં આવે છેઃ—

| ક્રમ. | નામ. | વર્ણ. | ગુણ. | કાઉ-સ્સગ્ગ. | સાથી-યા | ખમા-સમણ. | પ્રદ-ક્ષિણા | નવકાર વાલી. | ખાવાની ચીજ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | અરિહન્તપદ | શુકલ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ | ૨૦ | ચોખા |
| ૨ | સિદ્ધપદ | લાલ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ,, | ઘઉં |
| ૩ | આચાર્યપદ | પીળો | ૩૬ | ૩૬ | ૩૬ | ૩૬ | ૩૬ | ,, | ચણા |
| ૪ | ઉપાધ્યાયપદ | લીલો | ૨૫ | ૨૫ | ૨૫ | ૨૫ | ૨૫ | ,, | મગ |
| ૫ | સાધુપદ | શ્યામ | ૨૭ | ૨૭ | ૨૭ | ૨૭ | ૨૭ | ,, | અડદ |
| ૬ | દર્શનપદ | શુકલ | ૬૭ | ૬૭ | ૬૭ | ૬૭ | ૬૭ | ,, | ચોખા |
| ૭ | જ્ઞાનપદ | શુકલ | ૫૧ | ૫૧ | ૫૧ | ૫૧ | ૫૧ | ,, | ,, |
| ૮ | ચારિત્રપદ | શુકલ | ૭૦ | ૭૦ | ૭૦ | ૭૦ | ૭૦ | ,, | ,, |
| ૯ | તપપદ | શુકલ | ૫૦ | ૫૦ | ૫૦ | ૫૦ | ૫૦ | ,, | ,, |

**અવશ્ય કરવાની ક્રિયાઓઃ**—નવ દિવસ બ્રહ્મચર્ય પાળવું. ભૂમિ પર સંથારો કરવો. બે ટંક પ્રતિક્રમણ કરવું. સવાર સાંજ પડિલેહણ. ત્રણ ટંક દેવવંદન. નવ દેરાસર દર્શન. નવ ચૈત્યવંદન. જોડા વગેરે ન પહેરવા. બની શકે તેટલું સાવદ્ય વ્યાપારોથી દૂર રહેવું.

નવ પાપનિદાનથી[1] બચવા માટે, નવ જીવસ્થાનકથી[2] છૂટવા અર્થે, નવ બ્રહ્મચર્યની ગુપ્તિ[3] કેળવવાને કારણે, નવ દ્વારવાળા અશુચિ દેહથી મુક્ત થવાને માટે અને નવનવ (નવીન) ઉન્નતિ–વિકાસ મેળવવા માટે નવપદનું આરાધન કરવું જોઇએ. તેનું આરાધન કરતાં નવનિધિ મળે છે. નવનો અંક અખંડ છે. નવ સંખ્યાને ગમે તેટલે ગુણીએ અને જે ગુણાકાર આવે તેનો સરવાળો કરવામા આવે તો નવ થાય છે. એ પ્રમાણે નવપદ પણ અખંડ ને અવિચળ છે. તેનો આરાધક પણ અખંડ આરાધન કરી, અખંડ અવ્યાબાધ અને એકરૂપ બને એ જ અભિલાષા !

---

૧. નવ પાપનિદાનો –પરભવમાં—૧ રાજા થઉં, ૨ શેઠ થઉં, ૩ સ્ત્રી થઉં, ૪ પુરુષ થઉં, ૫ પરપ્રવીચાર–સ્વર્ગીય ભોગો મળે, ૬ સ્વપ્રવીચાર–સ્વર્ગીય–સ્વાધીન ભોગો મળે, ૭ અપ્રવીચાર–વિષયભોગ વગરનું સ્વર્ગ મળે, ૮ ઉત્તમ શ્રાવક થાઉં, ૯ ચારિત્ર મળે મ ટે દરિદ્ર થઉં.

૨. નવ જીવસ્થાન—૧ પૃથ્વીકાય, ૨ અપ્કાય, ૩ તેજસ્કાય, ૪ વાયુકાય, ૫ વનસ્પતિકાય, ૬ દ્વીન્દ્રિય, ૭ ત્રીન્દ્રિય, ૮ ચતુરિન્દ્રિય, ૯ પંચેંદ્રિય.

૩. બ્રહ્મચર્યની નવ ગુપ્તિ—૧ સ્ત્રી–પશુ–નપુંસક રહેતા હોય તે સ્થાનકમા ન રહેવુ, ૨ સ્ત્રી આદિની કથા ન કરવી, ૩ સ્ત્રી સાથે એક આસન પર ન બેસવુ, ૪ સ્ત્રીના નેત્રાદિક અવયવો જોવા નહિ, ૫ ભીતને આંતરે રહીને સ્ત્રીના કામ–ભોગાદિક શબ્દો સાંભળવા નહિ, ૬ પૂર્વાવસ્થામા કરેલ કામક્રીડાને યાદ ન કરવી, ૭ ઘૃત, મધુ, મદ્ય વગેરેનો આહાર ન કરવો, ૮ અતિ–હદઉપરાંત આહાર ન કરવો, ૯ શરીરની શોભા–વિભૂષા ન કરવી.

જૈન સ્થાપત્ય અને જ્ઞાનભંડારોથી સમૃદ્ધ, રાજપુતાનાનું એક જૈન તીર્થ

# જૈસલમેર

લેખકઃ—શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબ; અમદાવાદ.

શત્રુંજય, ગિરનાર, આબુ, તારંગા વગેરે ગુજરાતનાં જૈન તીર્થો જેવી રીતે ગુજરાતી પ્રજાની જાણમાં અત્યાર અગાઉ આવેલાં છે, તેવી રીતે રાજપુતાનાનાં જૈન તીર્થો લગભગ ગુજરાતની જૈન પ્રજામાં અજ્ઞાત છે તેમ કહીએ તો પણ ચાલી શકે.

રાજપુતાનામાં પણ કેટલાંક સ્થાપત્યની દૃષ્ટિએ ઉચ્ચ કોટીનાં જૈન તીર્થો આવેલાં છે. તે બધાં તીર્થોનો પરિચય નહિ આપતાં, માત્ર જૈસલમેર તીર્થનો જ પરિચય આ લેખમાં આપવાનું મેં યોગ્ય ધાર્યું છે.

**જૈસલમેર જવાના રસ્તાઓ**

જૈસલમેર તીર્થનો પરિચય આપતાં પહેલાં, જૈસલમેર જવાના રસ્તાઓનો પ્રથમ પરિચય આપવો ઠીક થઈ પડશે. જૈસલમેર જવા માટે મુખ્ય ત્રણ રસ્તાઓ છેઃ—

(૧) બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેની મીટરગેજ લાઇનના બાડમેર સ્ટેશનથી મોટર રસ્તો છે; જે રસ્તો જૈસલમેર જનાર મુસાફરોને સુપરિચિત છે. બાડમેર સ્ટેશન મારવાડના લુણી જંકશનથી સિંધ–હૈદ્રાબાદ જતી બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વેની મીટરગેજ લાઇનનું સ્ટેશન છે. બાડમેરથી જૈસલમેર જવા માટે મોટર હંમેશાં નિયમિત મળે છે. બાડમેરથી જૈસલમેરની કાચી ખાડા ટેકરાવાળી સડક છે અને જૈસલમેર બાડમેરથી ૧૧૦ માઈલ દૂર આવેલું છે. આ મોટર, રસ્તામાં પણ, જુદાં જુદાં ગામોએ પેસેન્જરો તથા સામાન ઉતારવા ચઢાવવા ખોટી થાય છે અને એકંદરે રસ્તામાં ખાસ બીજો અકસ્માત ન થાય તો લગભગ બાર કલાકે બાડમેરથી જૈસલમેર પહોંચાડે છે. બાડમેરમાં પાંચ જૈન દેરાસરો છે.

(૨) મારવાડ રાજ્યની જોધપુર સ્ટેટ રેલ્વેના પોકરણ સ્ટેશનેથી બીજો એક મોટર રસ્તો છે. પોકરણ સ્ટેશન જવા માટે હંમેશાં જોધપુર સ્ટેશનેથી રાતના ૧૦–૨૫ વાગે એક ટ્રેઈન ઉપડે છે; આ ટ્રેઇન સવારના લગભગ ૮–૩૦ વાગે પોકરણ પહોંચી જાય છે. સ્ટેશનની સામે જ જૈસલમેર મોટર સર્વીસની ઑફિસ છે. અહિંયાં નિયમિત મોટર મળતી નથી, પરંતુ જો અગાઉથી જૈસલમેર મોટર સર્વીસના મેનેજરને લિખિત ખબર આપવામાં આવે અને ઓછામાં ઓછા આઠ પેસેન્જરો હોય તો મોટર તરત મળી શકે છે, બહુ બહુ તો એકાદ દિવસ મોટરની રાહ જોવી પડે છે. પોકરણમાં જૈનોની વસ્તી બિલકુલ નથી એમ કહીએ તો પણ ચાલે, કારણ કે માત્ર એક જ જૈનનું ઘર છે. તે પણ કોઈ વખત હાજર હોય અને ન પણ હોય. પોકરણમાં શિખરબંધી દેરાસરો ત્રણ છે. દેરાસરની નજીક જ ઉપાશ્રય છે અને તેનો ઉપયોગ ધર્મશાળા તથા ઉપાશ્રય તરીકે કરવામાં આવે છે. પોકરણથી જૈસલમેર માત્ર ૭૦ માઈલ દૂર થાય છે. સડક અહીંની પણ પાકી તો ખાસ નથી જ, છતાં પણ બાડમેરની સડકની સરખામણીમા તો ઘણી જ

સારી કહી શકાય. જેસલમેર જવા માટે સૌથી ટૂંકો અને સારો રસ્તો તો આ જ છે. બાડમેર તથા પોકરણ બંને રસ્તે જેસલમેર જવા માટે જેસલમેર મોટર સર્વીસ તરફથી મોટરો ચાલે છે અને બંને રસ્તે મોટર ભાડું પેસેન્જર દીઠ ૪-૦-૦ ચાર રૂપિયા લેવામાં આવે છે. આઠ વર્ષની ઉપરના બાળકની આખી ટીકીટ લેવામાં આવે છે અને પેસેન્જર દીઠ માત્ર ૫ (પાંચ) શેર બંગાલી વજન મફત લઈ જવા દેવામાં આવે છે.

(૩) જેસલમેર જવાનો ત્રીજો રસ્તો જોધપુરથી છે. જોધપુર રેલ્વે સ્ટેશનની નજીકમાં જ ગણેશમલજી મુતાની ધર્મશાલાની પાસે એમ. બી. વ્યાસ મોટર સર્વીસની ઓફિસ આવેલી છે. આ ઓફિસ તરફથી ચાલુ વર્ષના ફેબ્રુઆરી માસથી જોધપુર જેસલમેર જવાની મોટર સર્વીસ ચાલુ કરવામાં આવેલી છે. આ રસ્તાની સડક, ઉપરના બંને રસ્તાઓ કરતાં પણ ખરાબ છે. વળી જોધપુરથી જેસલમેર જવાનો રસ્તો પણ સૌથી લંબાણ અને કંટાળાભર્યો છે. આ રસ્તે ૧૭૦ માઇલ જેસલમેર આવેલું છે. રસ્તામાં રાત રોકાવું પડે છે; એટલે કે આજનો બેઠેલો માણસ બીજે દિવસે અને કેટલીક વખત તો ત્રીજે દિવસે પણ જેસલમેર પહોંચે છે જોધપુરથી જેસલમેરનું મોટરભાડું પેસેન્જર દીઠ ૬-૦-૦ ૭ રૂપિયા લેવામાં આવે છે. જોધપુર તથા જોધપુરની આજુબાજુ નાનાં મોટાં ૨૦ દેરાસરો આવેલાં છે. વળી જોધપુરથી જેસલમેર જતાં રસ્તામા નીચે મુજબ જૈન દેરાસરોવાળાં ગામો પણ આવે છે. જોધપુરથી ૪૨ માઇલ દૂર બાલેસર આવેલુ છે. જોધપુરથી ૨૯ માઇલ દૂર ઓઓલાઈ આવેલું છે. જોધપુરથી શેરગઢ ૬૩ માઇલ દૂર આવેલું છે. વળી ડુંગરી તથા દેવીકોટમાં પણ જૈન દેરાસર છે. આ ત્રીજા રસ્તાની મોટર સર્વીસ પેટ્રોલના અભાવે ૧-૫-૪૨ થી બંધ થઈ છે. આ સર્વીસ માત્ર શેરગઢ સુધી જ જાય છે.

આ પ્રમાણેના ત્રણ રસ્તાઓ પૈકી પોકરણથી જેસલમેર જવાનો રસ્તો જરા ખર્ચમાં વધુ છે, પરંતુ ઓછા કંટાળાભર્યો અને સુલભ છે. સારો ડ્રાઇવર હોય તો સાડાત્રણ કલાકમાં સહેલાઈથી મોટર પહોંચી જાય છે.

**તાર-ટપાલનું સાધન**

જેસલમેરમાં ટપાલની વહેંચણી હંમેશાં થતી નથી, દર ત્રીજે દિવસે ટપાલની વહેંચણી થાય છે અને દર ત્રીજે દિવસે ટપાલ નીકળે છે. વળી તારની પણ ખાસ સગવડ નથી. છતાં પણ જેસલમેરથી પોકરણ ટેલીફોન લાઈન હોવાથી કાંઈ વાંધો આવતો નથી. ઇલિક્ટ્રીક અને રેડીઓની સગવડ છે. ખાવાપીવાની વસ્તુઓ ઘણી જ મોંઘી મળે છે અને કેટલીક વખત સારી પણ મળતી નથી. વળી મોટા ભાગે ચૈત્ર શુદિ પૂર્ણિમા પછી તો પાણીની પણ તંગાશ પડે છે; બાકી ખાસ પાણીની અગવડ આસો મહિનાથી ચૈત્રી પૂર્ણિમા સુધી પડતી નથી.

**જૈનોની વસ્તી**

એક વખત જેસલમેરમાં જૈનોની વસ્તી સેંકડોની સંખ્યામાં હતી. આજ માત્ર ૭૦ માણસની વસ્તી છે, તેમાં મરદો તો માત્ર ૨૫-૩૦ ની સંખ્યામાં છે.

**ધર્મશાળા**

શહેરની મધ્યમાં જ પટવાઓની કલાપૂર્ણ હવેલીઓની નજીકમાં જ એક ધર્મશાળા

નવી બંધાય છે. આ ધર્મશાળામાં જ જૈસલમેર, અમરસાગર તથા લોદ્રવાજી તીર્થનો વહીવટ કરનાર પેઢીની ઓફિસ આવેલી છે. પેઢીનું નામ શ્રી જૈન શ્વેતાંબર પાર્શ્વનાથ ભંડાર છે.

**શહેરનાં દેરાસરો**

જૈસલમેર શહેરમાં, તેના કિલ્લાની માફક, આઠ નાનાં મોટાં જિનમંદિરો આવેલાં છે, જેમાંથી બે દેરાસરો શિખરબંધી તથા બીજાં ૭ ઘર દેરાસરો છે, જે નીચેના સ્થળોએ આવેલાં છે:—

(૧) કોઠારી પાડામાં શ્રી સુપાર્શ્વનાથજીનું શિખરબંધી દેરાસર આવેલું છે. આ દેરાસરમાં બીજા ત્રણ ગભારામાં જુદા જુદા મૂળનાયકો પણ છે. નીચેના ભાગમાં શ્રીસુપાર્શ્વનાથજી તથા શ્રીસીમંધર સ્વામી તથા મેડા ઉપર ગોડી પાર્શ્વનાથજી તથા શ્રી સંકટહરાપાર્શ્વનાથજી મૂળનાયક તરીકે બિરાજમાન છે. જૈસલમેર શહેરના દેરાસરોમાં મોટામાં મોટું આ જ દેરાસર છે. અને તપાગચ્છવાળાઓએ બંધાવેલું દેરાસર પણ આ એક જ છે.

(૨) આચાર્યગચ્છના ઉપાશ્રયમાં શ્રી વિમલનાથજીનું દેરાસર આવેલું છે. આ દેરાસરનો વહીવટ શ્રીયુત પ્યારેલાલજી જન્દાણી કરે છે.

(૩) પટવોંકી હવેલીમાં શેઠ હિમતરામજી બાફણાએ બંધાવેલું ઘરદેરાસર આવેલું છે. આ દેરાસરનો વહીવટ શેઠ આઈદાનજી બાફણા કરે છે.

(૪) પટવોંકી હવેલીમાં શેઠ અખયસિંહજીએ બંધાવેલું ઘરદેરાસર આવેલું હતું, તે હાલ જેઠમલજી સેવક પટવોંકી હવેલીની પાસેની બીજી હવેલીમાં રહે છે, ત્યાં ત્રીજે માળ લઈ જવામાં આવેલું છે. આ દેરાસરનો વહીવટ શેઠ વિજયસિંહજી કરે છે.

(૫) ભૈયાપાડામાં શેઠ ચાંદમલજીની હવેલીના ત્રીજે માળે ઘરદેરાસર આવેલું છે. દેરાસરનો વહીવટ શેઠ સીરેમલજી બાફણા કરે છે.

(૬) મહેતા પાડામાં શેઠ રામસિંહજી મુતાનું ઘર દેરાસર, તેમના રહેવાના મકાનમાં બીજે માળે આવેલું છે, તેનો વહીવટ શેઠ રામસિંહજી મુતા પોતે જ કરે છે.

(૭) મહેતા પાડામાં શેઠ ધનરાજજી મુતાનું ઘરદેરાસર, તેમના રહેવાના મકાનમાં બીજે માળે આવેલું છે. તેનો વહીવટ બાઈ લાભુબાઈ કરે છે.

(૮) થીરૂ શાહની હવેલીમાં બીજે માળે શેઠ થીરૂ શાહનું ઘરદેરાસર આવેલું છે. જેનો વહીવટ શેઠ જવાહરમલજી ભણુસાલી કરે છે.

**કિલ્લામાનાં જિનમંદિરો**

જૈસલમેરનાં જિનમંદિરોનું વિસ્તૃત વિવેચન આ જ લેખમાં આગળ આપવામાં આવેલું છે. જૈસલમેરના કિલ્લામાં, જૈસલમેર શહેરની જેમ, આઠ શિખરબંધી દેરાસરો આવેલા છે:—

(૧) શ્રી પાર્શ્વનાથજી ભગવાનનું, (૨) શ્રી શીતલનાથજી ભગવાનનું, (૩) શ્રી સંભવનાથજી ભગવાનનું, (૪) શ્રી અષ્ટાપદજીનું, (૫) શ્રી શાન્તિનાથજીનું, (૬) શ્રી ચંદ્રપ્રભુ સ્વામીનુ, (૭) શ્રી ઋષભદેવ ભગવાનનુ અને (૮) શ્રી મહાવીર સ્વામીજીનુ દેરાસર.

**કિલ્લામાંના જિનમંદિરોનો વહીવટ**

આ આઠે દેરાસરનો વહીવટ જૈસલમેરના રહેવાસી આ ચાર ગૃહસ્થો હાલમાં કરે છેઃ (૧) શ્રીયુત પ્યારેલાલજી જન્દાણી, (૨) શેઠ આઈદાનજી બાફણા, (૩) શેઠ ફતેસિંહજી મુતા અને (૪) શેઠ રામસિંહજી મુતા.

દેરાસરમાં પ્રતિમાજીની સંખ્યાના પ્રમાણમાં માત્ર ૧૧ પૂજારીઓથી કામ લેવામાં આવે છે, તેથી દરેકદરેક પ્રતિમાજીને પ્રક્ષાલ તથા પૂજા પણ પૂરી થતી નથી. વળી તેમાં પૂજારીઓનો પણ દોષ નથી. કારણકે પૂજારીઓને માસિક માત્ર ચારથી પાંચ રૂપિયા પગાર આપવામાં આવે છે, તેમાં યે વળી બે-ત્રણ પૂજારીને તો માસિક અઢી રૂપિયા જ પગાર આપવામાં આવે છે. જો આ મંદિરોનો વહીવટ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી અથવા કોઈ સારી સંસ્થાના હાથમાં હોય તો આ તીર્થ ઘણું આબાદીમાં આવે એવું છે. હું તો ઇચ્છું છું કે જૈસલમેરના હાલના વહીવટદારો કે જેઓના બાપ-દાદાઓએ જ આ કલાપૂર્ણ જિનમંદિરોનાં સર્જન કરાવ્યાં છે, તેઓ જાતે જ પોતાના શહેર તથા તીર્થની આબાદી માટે શેઠ આણંદજી કલ્યાણજી જેવી ભારતની સુવિખ્યાત પેઢી જેવી સંસ્થાને આ તીર્થનો વહીવટ સોંપે તો તેઓ પણ મોટી જવાબદારીમાંથી મુક્ત થાય.

## જૈસલમેરના કિલ્લામાંનાં જિનમંદિરો

જૈસલમેરના કિલ્લાપરનાં આઠ ઉપરોક્ત મંદિરો પૈકીના સાત મંદિરો તો સાથે સાથે આવેલાં છે અને એક મંદિર જે મહાવીર સ્વામીના મંદિરના નામથી પ્રસિદ્ધ તે અલગ આવેલું છે.

**કિલ્લાનાં પ્રવેશદ્વારો**

જૈસલમેરનો કિલ્લો જૈસલમેર રાજ્યની જકાત ઓફીસની પાસે અને શહેરની મધ્યમાં જ આવેલો છે. કિલ્લામાં દાખલ થતાં જ અખય પોળ નામનો પહેલો દરવાજો આવે છે. અમે આ દરવાજામાં દાખલ થયા ત્યારે દરવાજાની બહારની બંને બાજુએ એકેક જૂની તોપ પડેલી હતી. દરવાજામા દાખલ થતાં જમણી બાજુએ ત્રણ તોપો તથા ડાબી બાજુએ એક તોપ કિલ્લાની દિવાલોની નજીકમાં છે. થોડાક પગલાં દૂર જઈએ એટલે સૂરજ પોળ નામનો બીજો દરવાજો આવે છે. આ દરવાજાની અંદરના ભાગમાં ડાબી બાજુના ઊંચા ઓટલા પર ઉઘાડી બંદુકે ચોવીસે કલાક પહેરેગીર પહેરો ભરે છે. આ દરવાજામા દાખલ થઈએ કે તરત જ થોડે દૂર જ હવામહેલના કોતરકામવાળા ઝરૂખાઓ પ્રવાસીઓની નજરે પડે છે. સૂરજપોળથી થોડે દૂર જતાં ગણેશપોળ નામનો ત્રીજો દરવાજો આવે છે અને આ ત્રીજા દરવાજામાં દાખલ થઈને આગળ વધતાં થોડે દૂર હવાપોળ નામનો ચોથો દરવાજો દેખાય છે. આ દરવાજાની અંદરના ભાગમા ચોકીદારોને બેસવા માટે ઊંચા ઓટલા બનાવેલા છે, જે ચોકીદારો વિના સૂના લાગે છે.

**જિનમંદિરોનો માર્ગ અને સ્થળ**

હવા પોળના દરવાજામાં પેસતાં જ દસ-પંદર પગલાં દૂર જઈએ એટલે કિલ્લાપરનાં સાત જિનમંદિરોએ જવા માટે જમણા હાથ તરફ એક સાંકડો રસ્તો આવે છે. આ સાંકડા રસ્તામાંથી પસાર થતાં થોડે દૂર ડાબા હાથ તરફ બીજો એક નાનો સાંકડો રસ્તો આવે છે અને તે સાંકડા રસ્તામા દસ ડગલાં જ દૂર જઈએ એટલે જમણા હાથ તરફના એક ખચકામાં જૈસલમેરના પીળા પત્થરથી બનેલા ગગનચુંબી જિનમંદિરો જૈસલમેરના ભૂતકાલીન જૈનોની ધર્મશ્રદ્ધા, સ્થાપત્યપ્રિયતા અને ધનપ્રચુરતાના જીવતા જાગતા પુરાવાઓ આપતાં ઊભેલાં છે આ સાત મંદિરોનો સમૂહ જોતાં જ જાણે આપણે તીર્થાધિરાજ શ્રી શત્રુંજયની એકાદ ટૂંકમાં જ જાણે આવ્યા ન હોઈએ તેવો ભાસ થાય છે.

આ સાત મંદિરો પૈકી ખાંચાની સામેના ભાગમાં જૈનોના આઠમા તીર્થંકર શ્રી ચંદ્રપ્રભુ સ્વામીનુ ત્રણ મજલાનું દેરાસર પ્રથમ નજરે પડે છે. આ ચંદ્રપ્રભ સ્વામીના દેરાસરની બરાબર પાસે જમણી બાજુએ પ્રથમ તીર્થંકર શ્રીઋષભદેવ પ્રભુનું જિનમંદિર આવેલુ છે. ચદ્રપ્રભુસ્વામીના મંદિરના ડાબી બાજુએ જિનમંદિરમાં આવેલા તીર્થંકર દેવની મૂર્તિઓની પૂજા કરવા માટે યાત્રાળુઓ માટે ઠંડા તથા ઊના પાણીની બારે મહિના સગવડ રાખવામાં આવે છે. શ્રી ચદ્રપ્રભુસ્વામીના જિનમંદિરની જરા પાછળના ભાગમાં અને ડાબી બાજુના રસ્તા તરફના ખાચામા આગળ વધીએ એટલે ડાબા હાથ તરફ બે મજલાનું એક જિનમંદિર આવેલુ છે આ જિનમંદિરના નીચેના ભાગમાં શ્રી અષ્ટાપદજીનું દેરાસર આવેલું છે અને ઉપરના ભાગમાં સોળમા તીર્થંકર પ્રભુ શ્રી શાંતિનાથ ભગવાનનું દેરાસર આવેલુ છે. ખાંચાની જમણી બાજુએ શ્રીપાર્શ્વનાથજીનું દેરાસર આવેલું છે શ્રીપાર્શ્વનાથજીના દેરાસરના અંદરના ભાગમા જમણી બાજુએ તથા ડાબી બાજુએ એકેક બારી છે અને આ બારીમાંથી જ અનુક્રમે ત્રીજા તીર્થંકર ભગવાન શ્રીસંભવનાથજીનું તથા દશમા તીર્થંકર શ્રીશીતલનાથજીના નામથી ઓળખાતું એકેક જિનમંદિર આવેલું છે.

આ પ્રમાણે કિલ્લા પરનાં જિનમંદિરો પૈકીનાં સાત જિનમંદિરો તો એક જ સમૂહમાં આવેલા છે, જ્યારે આઠમું ઉપરોક્ત હવાપોળમાં પેસતાં જમણા હાથ તરફના મોટા રસ્તે જરા આગળ વધતા જમણા હાથ તરફ એક રસ્તો આવે છે, તે રસ્તે ત્રીસેક મકાનો વટાવ્યા પછી ડાબા હાથ તરફ નીચી બાધણીએ બાંધેલું શ્રીમહાવીરસ્વામી પ્રભુનું જિનમંદિર આવેલુ છે.

જૈન તથા જૈનેતર વિદ્વાનોમાં જૈસલમેરના ભંડારોની જેટલી ખ્યાતિ છે, તેમાંની સોમા ભાગની ખ્યાતિ પણ જૈસલમેરના આ સ્થાપત્યાત્મક સર્જનોની નથી. પરંતુ આ સ્થાપત્યાત્મક સર્જનોની જગતને ઓળખાણ આપવાનું જૈસલમેરના પ્રવાસે તથા યાત્રાએ આવેલા સેંકડો વિદ્વાનો તેમજ યાત્રાળુઓમાંથી કોઈને પણ કેમ સૂઝયું નહિ હોય તેની કાંઈ મને સમજણ પડતી નથી.

શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી ચાલતા "જૈન ડીરેકટરી" વિભાગના કામકાજ માટે મારે આ તીર્થની મુલાકાત ચાલુ વર્ષના ફાગણ માસમાં લેવી પડી હતી. અને તે વખતે આ સ્થાપત્યસર્જનોનું નિરીક્ષણ કરવાનો અઢાર દિવસનો સમય મને મળ્યો હતો. તે દરમ્યાન આ આઠે જિનમંદિરોનાં સ્થાપત્યસર્જનોનું કલાતત્ત્વ જે મારી જાણમાં આવ્યું તે બધાંની નોંધ મારી ડાયરીમાં જે મેં કરેલી તે વાચકોની જાણ ખાતર અહીં રજુ કરું છું, અને ઇચ્છુ છું કે શત્રુંજય, ગિરનાર તથા આબુ વગેરે નજીક નજીકનાં જૈન તીર્થોની યાત્રાઓનો દર વર્ષે લાભ લેનાર જૈન બધુઓ વધારે નહિ તો જિંદગીમાં એક યા બેવાર આવાં દૂર દૂરનાં તીર્થોની યાત્રાનો લાભ લઇને પુણ્યોપાર્જન કરવા અને આવા કલાત્મક સ્થાપત્યસર્જનોવાળાં જિનમંદિરોના જીર્ણોદ્ધાર તથા તેને સાચવવાના ખર્ચમાં પોતાનો યથાશક્તિ ફાળો આપવા જરૂર કટિબદ્ધ થશે.

(ચાલુ)

# કચ્છી જૈનોનાં ખાનગી પુસ્તકાલયો

લેખક—શ્રીયુત શાહ ખીમજી હીરજી છેડા, મુંબઈ



આપણે સામાન્યપણે વિચાર કરીશું તો જણાશે કે પુસ્તકાલય આપણને અનેક રીતે સહાયકર્તા નીવડે છે. પુસ્તકાલયનું સંસ્કૃતિ-મૂલ્ય અલ્પ નથી. પુસ્તક-શાળા મનુષ્યની બુદ્ધિ અને શક્તિને ખીલવે છે, તેના ડહાપણના ભંડારમાં ઉમેરો કરે છે, તેનું જ્ઞાન વિસ્તૃત બનાવે છે, અને તેને રસિકતા અને સંસ્કારિતા અર્પે છે. ચિત્રની જેમ પુસ્તકો આનંદ અને ગમ્મત પૂરાં પાડે છે, અને એક વડીલની પેઠે ઉપદેશ આપે છે. પુસ્તકનું વાચન, સુખ અને શાંતિ બક્ષે છે, ખરેખર, પુસ્તકવાચનનો આનંદ અકથ્ય છે.

જેમ પુસ્તકોનું વાચન બુદ્ધિને ખીલવે છે તેમ ચારિત્ર્યને ઘડે છે. પુસ્તકો દ્વારા આપણને વિવિધ પ્રકારનું જ્ઞાન અને અનેક પ્રકારની માહીતીઓ પ્રાપ્ત છે. મુસાફરી કરવી હોય અગર દેશ-દેશાંતરની હકીકત જાણવી હોય, વ્યાપાર રોજગારના આકડા જોવા હોય અગર હુન્નર ઉદ્યોગથી વાકેફ થવું હોય, કે કોઇ નવીન શોધ કરવી હોય તો તેની સઘળી હકીકતો પુસ્તકો દ્વારા પ્રાપ્ત કરી શકાય છે. જેમ આપણે હજારો બલ્કે લાખો રૂપિયાનાં ઘરેણાં આદિનો સંગ્રહ કરી આનંદ માનીએ છીએ, તેમ પાશ્ચાત્ય લોકો લાખો રૂપિયા ખરચી પોતાનાં ખાનગી પુસ્તકાલયો બનાવે છે. રશિયાની સરકારે ચારસો વરસના જૂના બાઈબલની હસ્તલિખિત પ્રતિ એક લાખ પૌંડ (પંદર લાખ રૂપિયા) ખરચી ખરીદ કરી હતી. અત્રે હિંદુસ્તાનમા પણ એક રાજ્યના ખાનગી પુસ્તકાલયમાંથી હસ્તલિખિત સચિત્ર "બોસ્તાન" નામક પુસ્તકની બ્રીટીશ મ્યુઝીયમે સાડાત્રણ લાખ રૂપિયામા માગણી કરી હતી, પરંતુ તે સ્વીકારાઇ ન હતી. આ શું સૂચવે છે? જ્ઞાન મેળવવા માટે કેટલી બધી આકાંક્ષા અને કેટલો બધો શોખ! ખરેખર જ્ઞાનની બલિહારી છે. અસ્તુ! હવે આપણે મૂળ વિષય ઉપર આવીશું.

આપણી જૈન કોમના ભિન્ન ભિન્ન પેટા વિભાગો છે. વર્તમાન કચ્છી દશા ઓશવાળ કોમ સમૃદ્ધ છે અને કેળવણીનું રહસ્ય કંઇક સમજી રહી છે. એ કોમનો ઇતિહાસ લખવા બેસીએ તો બહુ લંબાણ થાય, તેથી અહી વાચકોને તેનો થોડો પરિચય આપીશ.

કચ્છી દશા ઓશવાળ કોમના આદ્ય પુરુષ પ્રાતઃસ્મરણીય શેઠ નરસી નાથા ઇ. સ. ૧૭૯૯ માં જ્યારે પહેલ વહેલા મુંબઇ આવ્યા ત્યારે મુબઇની વસ્તિ માછીમારો સિવાય થોડાક હિંદુઓ અને પારસીઓની હતી. ત્યારબાદ મુંબઈમાં તે જ્ઞાતિનું થોડું થોડું આવાગમન થયું આપણી જૈન કોમમાં શેઠ પ્રેમચંદ રાયચંદ લાખોની સખાવત કરી અમર નામ કરી ગયા છે. તેમજ શેઠ કેસવજી નાયકે પણ લાખોની સખાવત કરી છે. છપ્પન લાખ રૂપિયા તો જૈન તીર્થોમાં ખર્ચાયાના આંકડા મળે છે. પૂર્વે જ્યારે એ કોમની જાહોજલાલી હતી ત્યારે સોનું તોલાઓ લેખે નહી પણ રતલોના હિસાબે ખરીદ કરાતું હતું. હજી વર્તમાનમાં પણ હજારો તોલા સોનું ધરાવનારાં ઘણાં કુટુંબો એ જ્ઞાતિમાં છે.

એ જ્ઞાતિના શેઠ નરસી નાથાની જૂનામાં જૂની ચેરીટી કે જેને આજે લગભગ સો વરસ થઈ ગયાં હશે, તે ચેરીટી વાર્ષિક રૂપિયા બારથી પંદર હજાર સાર્વજનિક દાન ખાતે ખરચી રહી છે. એ સો વરસનો દાનનો હીસાબ ગણવા બેસીએ તો લાખો રૂપિયા થવા જાય છે. આજથી ૭૦ વર્ષ ઉપર વીલાયતમાં ઓફિસ ખોલનાર એ કોમના શેઠ ત્રીકમજી વેલજી માલુ હતા. આખી આપણી જૈન કોમમાં પહેલ વહેલા સર નાઈટ થનાર એ જ કોમના શેઠ વસનજી ત્રીકમજી હતા. આપણી આખી જૈન કોમમાં પહેલ વહેલા મુબઇ મ્યુનીસીપાલીટીના કોરપોરેટર થનાર એ જ કોમના શેઠ ત્રીકમજી વેલજી માલુ હતા. અનેક મીલોના અને બેન્કોના ડાયરેક્ટર બનનાર એ જ કોમના શેઠ નરસી કેશવજી નાયક હતા. મુંબઇના સ્મોલકોઝ કોર્ટના ન્યાયાસન પર બિરાજનાર, મુબઇના જજ તરીકે સુપ્રસિદ્ધ થનાર એ જ કોમના લખમશી હીરજી મૈસરી હતા. એ કોમ વર્તમાનમાં સોલીસીટરો, દાક્તરો, વકીલો અને અનેક ગ્રેન્યુએટો ધરાવે છે.

જેમ કચ્છી દશા ઓસવાળ કોમ દરેક કાર્યમાં ભાગ લેતી આવી છે, તેમ સાહિત્યમાં પણ એ કોમે ઓછો હિસ્સો આપ્યો નથી. પૂર્વે જ્યારે મુદ્રણકળા પ્રકાશમાં આવી ન હતી ત્યારે એ જ કોમના શેઠ ભીમસી રતનસીએ અનેક લહીઆઓ બેસાડી લાખો રૂપિયા ખરચી જૈન સિદ્ધાંતોનો ઉદ્ધાર કરાવી અનેક જૈન ગ્રંથો ઉતરાવ્યા હતા. એ જ કોમના ગચ્છાભિમાની શેઠ માણેક ચાપસીએ અંચલ ગચ્છનાં અનેક પુસ્તકોના ઉતારા કરાવ્યા હતા. એ જ કોમના શ્રાવક ભીમસિહ માણેકની સેવા જૈન કોમથી અજાણી નથી. શ્રાવક ભીમસિહ માણેકે જૈન સાહિત્ય મુદ્રિત કરવામા જે સેવા બજાવી છે તેથી ખરેખર જૈન કોમ ઋણી ગણાય, કારણકે તે સમયમા મુદ્રિત પુસ્તકોના અભાવથી લોકોને ધર્મશાસ્ત્ર અને પ્રકરણો જાણવામા બહુ જ કઠિનતા પડતી હતી. તેવા સમયમાં શ્રાવક ભીમસિંહ માણેકે પુષ્કળ રૂપિયા ખરચી યતિઓ પાસેથી હસ્ત લિખિત શાસ્ત્રો ખરીદ કર્યા હતાં. શ્રાવક ભીમસિહ માણેક સસ્કૃત અને પ્રાકૃતના જાણ હોવા સાથે અનેક આચાર્યો અને શ્રીપૂજ્યોના પરિચયી હતા, જેથી પુસ્તકોનુ સંશોધન કરી આપણી કોમ ઉપર અનહદ ઉપકાર કર્યો છે.

કચ્છી દશા ઓસવાલ જ્ઞાતિનાં ખાનગી પુસ્તકાલયોનો વિચાર કરીશું તો જણાશે કે શેઠ ત્રીકમજી વેલજી માલુનું પુસ્તકાલય કોઇ સસ્થાને ભેટ અપાઈ ગયુ. સર વસનજી ત્રીકમજીની લાયબ્રેરી કોઇ સંસ્થાને અપાઇ ગઇ. શેઠ હીરજી ઘેલાભાઇની ખાનગી લાયબ્રેરી પાલીતાણા ખાતે વીરબાઇ જૈન પાઠશાળાને ભેટ અપાઇ ગઇ. શ્રી કાનજી માસ્તરની ખાનગી લાયબ્રેરી પોતાના પિતાશ્રીના સ્મરણાર્થે શ્રી કચ્છ નલીઆ બાલાશ્રમને ભેટ અપાઈ ગઇ શ્રી ગોવિંદજી હરસીની ખાનગી લાયબ્રેરી મુબઇ ગીરગામ ચંદ્રપ્રભુના દેરાસરને ભેટ અપાઇ ગઇ છે. શ્રી શિવજી દેવસીની ખાનગી લાયબ્રેરી મઢડા ખાતે હોવી જોઇએ. પૂર્વે શેઠ હીરજી હંસરાજ, પાશુ પરબત, વાલજી હીરજી, કુંવરજી મુજીર, ઘેલાભાઇ લીલાધર આદિ અનેક ગૃહસ્થો પાસે ખાનગી પુસ્તકાલયો હતા અત્યારે પણ એ કોમ સારાં જેવાં ખાનગી પુસ્તકાલયો ધરાવે છે. તેનો આછો પરિચય આ લેખમાં કરાવીશું.

આ પુસ્તકાલયોમાં એ કોમના શ્રી વર્ધમાન રામજી હંમાણીનું ખાનગી પુસ્તકાલય નમુનેદાર અને મૂલ્યવાન સાહિત્યના ખજાનારૂપ હોવાથી વાચકોને પ્રથમ તેનો પરિચય આપીશું.

## શ્રી. વર્ધમાન રામજી હંસાણીનું પુસ્તકાલય

વર્ધમાન રામજીના આ ખાનગી પુસ્તકાલયમાં સંસ્કૃત. પ્રાકૃત, હિન્દી, ગુજરાતી, મરાઠી, અંગ્રેજી, આદિ ભિન્ન ભિન્ન ભાષાના સાહિત્યના વિશિષ્ટ ગ્રંથો છે. વળી મુદ્રિત ગ્રંથોની સચિત્ર નકલો છે, તેમ હસ્તલિખિત ગ્રંથોની પણ અમુક પ્રતિઓ સચિત્ર છે. થોડા દહાડા ઉપર 'શૃંગારતિલક' ની સચિત્ર હસ્તલિખિત નકલ એક અમેરિકને રૂપિયા સોળ હજારમાં ખરીદેલી, તેવું જ સચિત્ર 'શૃંગારતિલક' આ સંગ્રહાલયમાં જોવામાં આવે છે.

આ ખાનગી પુસ્તકાલયમાં બીજા સાહિત્ય સાથે જૈન સાહિત્ય પણ ખૂબ ચીવટ અને હોંશથી સંગ્રહ કરવામાં આવ્યું છે. તેમાં પણ અંચલ ગચ્છની કૃતિઓ વિશેષ છે. મેરુતુંગ–સ્થવિરાવલી આદિ ઐતિહાસિક ગ્રંથો છે. કચ્છી સાહિત્ય ખીચોખીચ ભરેલું છે. કચ્છ નૃપતિઓએ જૈનાચાર્યો અને યતિઓ પ્રત્યે જે ભાવ બતાવ્યો છે તે ખરેખર ચમત્કારને નમસ્કારરૂપ છે. સત્તરમા શતકમાં થએલા કચ્છના રાવ શ્રી ભોજરાજજી કે જે વિદ્યાવિલાસી હતા, તેના નામથી જૈનાચાર્યે વ્યાકરણ ગ્રંથ બનાવ્યો છે, તેની હસ્તલિખિત નકલ આ સંગ્રહમાં મોજુદ છે, કે જે "ભોજવ્યાકરણ" ના નામથી સુપ્રસિદ્ધ છે. તેના જેવો વ્યાકરણ વિષયક કાવ્યબદ્ધ ગ્રથ વિરલ હશે.

શ્રી વર્ધમાન હંસાણીના આ ખાનગી પુસ્તકાલયમાં જેમ સૂત્ર સિદ્ધાંતના ગ્રંથો છે, તેમ કર્મ, તત્ત્વજ્ઞાન આદિ દ્રવ્યાનુયોગના ગ્રંથોનો પણ સારો સગ્રહ છે. દ્વાત્રિંસિકાઓ, તીર્થંકરાદિનાં ચરિત્રો, વ્યાકરણ, ન્યાય આદિના ગ્રંથોની પણ સારી સંખ્યા છે. જૈન મેઘદૂતની કૃતિઓ, જૈન નાટકો, જૈન પાદપૂર્તિઓ, અનેક ચમત્કારિક અને યમકાદિ વિચિત્ર ગ્રંથો ખાસ ધ્યાન ખેંચે તેવા છે. મહાકાવ્યો તથા ગદ્ય–પદ્યાત્મક ગ્રંથોની પણ સારી સંખ્યા છે. જેમ સમયસુંદરની 'અષ્ટલક્ષી' વિદ્વાનોનુ ધ્યાન ખેંચે છે તેમ "નમો અરિહંતાણ" ના ૧૧૦ અર્થનો વિશિષ્ટ ગ્રંથ કે જે અલભ્ય છે તે અહીં છે. તે સિવાય યંત્ર, જંત્રાદિ, નિમિત્ત, જ્યોતિષ આદિ ભવિષ્ય બતાવનારા ગ્રંથો પણ છે. વળી જૈન સાહિત્યના સસ્કૃત પ્રાકૃત ગ્રંથોની જેમ ગુજરાતી રાસ રાસાઓ પણ સારી સખ્યામાં છે. આપણા જૈનોનાં વિવિધ ક્રિયાકાંડો, ઉપધાનાદિ અનેક તપોના ગ્રંથો, પૂજાઓ, સ્તવનો ઐતિહાસિક નવલકથાઓ આદિ તેમજ માસિક, ત્રિમાસિકોની ફાઇલો તથા દિવાળીના વિશેષ અંકોનો સારો જેવો સંગ્રહ છે.

જેમ ઉપર જૈન સાહિત્યનું વર્ણન કર્યું તેમ જૈનેતર પણ અનેક સસ્કૃત મહાકાવ્ય આદિ ગદ્ય–પદ્યાત્મક ગ્રંથો હોવા ઉપરાંત કલા, વિજ્ઞાન, અર્થશાસ્ત્ર, કાયદા કાનુન, નીતીશાસ્ત્ર, ભૂગોળ, ખગોળ, પ્રવાસ આદિના ગ્રંથો તો ખાસ જોવા જેવા છે. કારણ કે વર્ધમાન રામજીને જેમ સાહિત્યનો શોખ છે તેમ પ્રવાસનો પણ ઘણો શોખ છે. હિંદુસ્તાનનો કોઇ ખૂણો એવો નહીં હોય કે જ્યાં વર્ધમાન રામજી ન ગયા હોય; કાશ્મીરથી કન્યાકુમારી અને કલકત્તાથી કરાંચી વચ્ચે હિંદુસ્તાનના દરેક મોટાં શહેરોમા તેઓ ફર્યા છે. જેથી પ્રવાસના ગ્રંથોનો મોટો સગ્રહ હોય એમા નવાઇ નથી. વળી રાજકીય, વ્યાપારી તથા વૈદક વિદ્યાના ગ્રંથોનો સંગ્રહ પણ સારામા સારો છે.

શ્રી. વર્ધમાન રામજી સાહિત્ય અને મુસાફરીના શોખીન છે. તેમ ધાર્મિક શ્રદ્ધા પણ તેમની રગેરગમાં ભરી છે. પોતાના ગામ કચ્છ નલીઆમા જૈન દેરાસરની શતાબ્દિ ઊજવવા માટે જ્યારે અઠાઇ ઓચ્છવ કરવામાં આવ્યો હતો ત્યારે તેઓએ અઠ્ઠાઇના દર્શન કરવા મુબઇથી વિમાનદ્વારા મુસાફરી કરી કચ્છ જઇ શ્રીચદ્રપ્રભુ મહારાજની પૂજા કરી હતી, પાછા વીમાનદ્વારા મુબાઇ આવ્યા હતા. એટલુ જ નહી પણ નવલખાનો જાપ પૂર્ણ કરવા ઉપરાત વર્તમાને પણ નવપદની ઓળી ચલાવે છે.

આ પુસ્તકાલયમા હિદી સાહિત્યના ગ્રથો જોઇશુ તો કાશી નાગરી પ્રચારિણી સભાના પુસ્તકો ઉપરાત ઉત્તરખંડના યોગી મહાત્માઓના 'ખટસટનિરૂપણ' આદિ સચિત્ર ગ્રથો છે, કે જે અલભ્ય યા દુર્લભ છે. આપણા ગુજરાતી સાહિત્યમા આ પુસ્તકોના અવતરણ જ મળતા નથી. ચીની મુસાફરો સૂગયુન અને ફાઇયાન, જે ચૌદસો વરસ પર મુસાફરી કરવા હિંદુસ્તાનમા આવેલા તેમની મુસાફરીના તે સમયના વર્ણન આદિના ગ્રથો, કે જેનાં ગુજરાતી અવતરણ મારા જોવામા નથી આવ્યા, એ અપૂર્વ હીંદી ગ્રંથોનો સગ્રહ અહીં છે.

મરાઠી સાહિત્ય પ્રત્યે નજર નાખશું તો અમૂલ્ય અને અપૂર્વ ગ્રથોનો સગ્રહ નિહાળીશુ. દક્ષિણ પ્રદેશના ઇતિહાસ ઉપરાત દિવ્ય નગરોના વર્ણનો કે ઇતિહાસના સચિત્ર ગ્રથો, હેમકુટના વર્ણનો વગેરે ખાસ જોવા જેવા છે.

અગ્રેજી સાહિત્યમાં જોઇશુ તો ટાઇમ્સ ઓફ ઇન્ડીઆની યારલીના ફાઇલો તથા વ્યાપારી ડાયરીઓ, કેટલોગો, ગેઝીટીયરો અને આરચોલોજીકલ સર્વેના ગ્રથો ખાસ જોવા જેવા છે. "રેમ્બલ્સ રીકલેક્સન એન ઇન્ડીઅન ઓફીસર ' (Rambles Recolection an Indian Officer) સચિત્ર કે જે આજથી સો વરસ પર છપાયેલ છે, અને જેની નકલ આજે મળવી પણ દુર્લભ છે, તેનાં વોલ્યુમો પણ આ સગ્રહાલયમા છે

(ચાલુ)

# ક્ષુલ્લકમુનિની ભિક્ષા

લેખક —પૂજ્ય મુનિરાજ શ્રી સુશીલવિજયજી, છાણી.

ગગનચુબી દેવાલયો, વૈભવશાળી રાજમહેલો, મનોહર હવેલીઓ, વિશાળ રાજમાર્ગો, સુદર ઉપવનો, શાત આશ્રમો, અને નિર્મળ જળાશયોથી સુશોભિત ગિરિપુષ્પનામે નગર હતુ નગરના પ્રજાજનો ધન-ધાન્યાદિથી અતિ સમૃદ્ધ હતા. અનેક ગોકુળોથી સભર એ નગરમા દુધ, દહી, ઘીની કશી કમી ન હતી. મેવામીઠાઇ અને ફળ-ફુલાદિ પણ ઢગલાબધ વેચાતા ગિરિપુષ્પના બજારોમા જાણે હજારો સોદાગરોનો મેળો ભરાતો. સતપુરુષો, મહાત્માઓ, મુનિઓના પુનીત પગલા અવારનવાર નગરને પાવન કરતા.

એક સમયે સિહ નામના જૈનાચાર્ય પોતાના પરિવાર સહિત અહી પધાર્યા. આચાર્ય મહારાજે થોડા દિવસની નગરમા સ્થિરતા કરી. એક દિવસ પૌરસી વ્યતીત થયા બાદ કેટલાક તરુણ સાધુઓ, સાથે બેસી પરસ્પર વાર્તાલાપ કરતા હતા. તે વખતે

તેમનામાંનો એક તરુણ સાધુ બોલ્યો : "આજે આપણામાંથી કોઇ સેવૈયા મોદક લાવી સહુને વપરાવશે?" ત્યારે એક ગુણચન્દ્ર નામના ક્ષુલ્લક (બાલ) સાધુએ કહ્યું : "જરૂર, હુ સેવૈયા મોદક લાવી સહુને વપરાવીશ." પુનઃ તે તરુણ સાધુએ પૂછ્યું કે-ઘી, ગોળ સહિત સેવૈયા મોદક મળશે કે તે વિના મળશે?" જવાબમાં ક્ષુલ્લક મુનિએ જણાવ્યુ કે-જેવી તમારી ઇચ્છા હશે તેવા મળશે." સર્વેને આશ્ચર્ય થયું કે આ ક્ષુલ્લક સાધુ બોલે છે તે પ્રમાણે કરશે કે કેમ? એટલે તેઓ ક્ષુલ્લક મુનિને કહેવા લાગ્યા કે-"હે ક્ષુલ્લક! આજે તમારી કસોટી છે, હા, જરાએ પાછી પાની ન કરતા, બરોબર લબ્ધિ ફોરવજો!" ક્ષુલ્લક મુનિ નતમસ્તકે બોલ્યા "પૂજ્યો! આપનો આશીર્વાદ જોઇએ. બસ!"

ગોચરીનો સમય થતાં ક્ષુલ્લક મુનિએ ઝોળી-પાતરાં લીધાં અને સેવૈયા મોદક લેવાને ઉપડયા. જતા જતા ભાગ્યયોગે જે ઘરમા પ્રવેશ કર્યો તેજ ઘરમા સેવૈયા મોદકનો થાળ તેમણે જોયો. ઘરધણિઆણી સુલોચના પાસે મોદકની માગણી કરી. પણ સુલોચનાએ આપવાની ના પાડી એટલે ક્ષુલ્લક મુનિને કોપ ચઢયો ઘરધણિઆણી સુલોચનાને સભળાવી દીધુ કે-"યાદ રાખજે, હુ પણ બાલ સાધુ છું. એ સેવૈયા મોદક લઉ ત્યારે જ ખરો!' આ બાજુ સુલોચના પણ હઠવાદે ચઢી. "હુ એક પણ મોદક નહી આપુ, એટલુ જ નહી પણ જો એ મોદક તુ ગ્રહણ કરે તો મારુ નાક કાપી નાખુ." જાણે બાળહઠ અને સ્ત્રી હઠે સામસામા મોરચા માડયા. -

હવે આ મોદક કેવી રીતે લેવા એ વિચારમા ને વિચારમા ક્ષુલ્લક મુનિ ઘરમાથી નીકળી બહાર આવ્યા આજુબાજુમા રહેતા લોકોને પૂછ્યુ "આ ઘર કોનુ છે?" લોકોએ કહ્યુ : "એ ઘર વિષ્ણુમિત્રનુ છે." પુન ક્ષુલ્લક મુનિએ પૂછ્યુ. "અત્યારે તે કયા હશે?" જવાબમા જણાવાયુ કે "ઘણુ કરીને અત્યારે તે સભામા ગયો લાગે છે" એટલે ક્ષુલ્લક મુનિ પહોચ્યા સભામા સભાના સભ્યોને પૂછ્યું "ભાઇઓ! તમારામા વિષ્ણુમિત્ર કોણ છે? મારે તેમની પાસેથી કાઇક યાચવુ છે" આ શબ્દો સાભળતાં જ એકદમ સૌ હસી પડયા. અને ક્ષુલ્લક મુનિને કહેવા લાગ્યા "હે સાધુ! એ તો મહાકૃપણ છે ચમડી ટૂટે પણ દમડો ન ટૂટે એવો એનો લોભ છે અરે! પોતે આપવુ તો દૂર રહ્યુ, પણ અન્યને આપતા દેખે તોપણ તેનુ મુખ તરત જ મલિન થઈ જાય અરે! એનુ જીવન તો સાભળ્યું હોય તોય પાપ લાગે એવુ છે એ મહાવ્યભિચારી, સ્ત્રીલપટ અને સાતે વ્યસનમાં પૂરો છે. અરે, પોતાની ભગિની પણ એની જાળમાથી છૂટી નથી આવા અધમ પાસે તમે કયા યાચવા આવ્યા, તમારે જે કાઈ યાચવુ હોય તે અમારી પાસે યાચી લ્યો."

સભામા બેઠેલા વિષ્ણુમિત્રથી આ સહન ન થયુ પણ કરે શુ? પક્ષમાં કોઈ નહીં. મનમા ખૂબ ચીડાયો. આખ લાલચોળ થઈ ગઇ. શરીર ધ્રુજવા માડયું તેને માથાથી પગ સુધી ખાઈ ગઈ તેને થયુ "અરેરે, મારુ પોગળ ખુલી ગયુ હવે હુ શુ કરુ?" જાણે ભાવીનો પ્રેર્યો હોય એમ એને એક વિચાર સૂઝી આવ્યો "ચાલ, હુ એ સાધુ પાસે જાઉ અને મારા અપકૃત્યો પર અધારપછેડો ઢાકના એ સાધુને જે જોઇએ તે આપુ, જેથી મારી નિદા અટકી જાય" વિચાર સ્ફુરતાં તરત જ તે એકદમ ક્ષુલ્લક મુનિ પાસે આવ્યો, અને કહેવા લાગ્યો "હે સાધુ! તમે જેને શોધો છો તે જ હુ વિષ્ણુમિત્ર છુ તમારે જે યાચવુ હોય તે યાચો, હુ ખુશીથી તે આપીશ. આ નિંદા કરતા લોકો તરફ

જોશો નહી. ક્ષુલ્લક મુનિ પણ સમયજ્ઞ હોવાથી તેમણે વિષ્ણુમિત્રને કહ્યુ · 'જો તુ સ્ત્રીને અધીન ગણાયેલા છ પુરુષો પૈકી એક ન હોય તો હુ તારી પાસે યાચના કરુ'." ક્ષુલ્લક મુનિનું આ અર્થસૂચક વચન સાભળી સભામા બેઠેલા સર્વેએ પૂછ્યુ "એ સ્ત્રીઅધીન છ પુરુષો કયા ? તે સમજાવો, જેથી વિષ્ણુમિત્ર એમાંનો છે કે નહી તેની ખબર પડે?" ક્ષુલ્લક મુનિએ છાતીમા પેસી જાય તેવા એક પછી એક છ દષ્ટાંતો સભળાવ્યા–

(૧) **શ્વેતાંગુલિકનું દૃષ્ટાંત**—એક ગામમાં એક પુરુષ પોતાની સ્ત્રીને જ વશ પડયો. સ્ત્રીએ જાણે વશીકરણ ન કર્યું હોય તેમ તે પોતાની સ્ત્રીને જ દેખ્યા કરે, એટલું જ નહી પણ સ્ત્રી જેમ હુકમ કરે તેમ તે કર્યા કરે. પોતાને કરવા લાયક કામ પણ એ સ્ત્રી તેના પતિ પાસે જ કરાવે. અને પોતાની બહેનપણીઓ પાસે જઈને પોતાની હોંશિયારી બતાવે. 'સાભળો ? રાંધવુ, પાણી ભરવુ, કપડાં ધોવા, વાસણ માજવા, ઝાડુ કાઢવુ, બધુય કામ મે મારા ધણી પાસે કરાવ્યું. આવી રીતે તો હુ અનેક વખત એમની પાસે કામ કરાવુ છુ." એક વખતે પતિ પ્રભાતે પથારીમાંથી ઊઠીને પોતાની પત્નીને કહેવા લાગ્યો: "હે પ્રિયે ! આજ તો મને બહુ જ ભૂખ લાગી છે, માટે તુ જલદી ભોજન કરી આપ.' ત્યારે પેલી સ્ત્રી કહેવા લાગી "મને તો આળસ થાય છે. હુ તો હમણા કંઈએ નથી ઊઠતી. જાઓ, જઈને ચૂલામાંથી રાખ કાઢી, ચૂલો સળગાવો. રસોઈ તૈયાર કરો. અને રસોઈ તૈયાર થઈ જાય એટલે મને બોલાવજો, એટલે હુ આવીને તમને પીરસીશ." બિચારો સ્ત્રીને વશ પડેલો એટલે કરે શુ ? આમને આમ કેટલીયે વખત તેની સ્ત્રી તેને પજવતી, અને સર્વ કામ કરાવતી ચૂલામાંથી વારવાર રાખ કાઢવામાં આવતી હોવાથી તેની આંગળીઓ એટલી બધી શ્વેત થઈ ગઈ કે લોકોએ તેનુ **શ્વેતાંગુલિક** સફેદ (આંગળીવાળો) એવુ નામ પાડી દીધુ.

(૨) **બકોડ્ડાયીનું દષ્ટાંત**—એક ગામમા કોઈ પુરુષ પોતાની પત્નીના મુખ-દર્શનનો જ લાલચુ હતો કોઇ વખત જો એનું મુખ બિલકુલ જોવામાં ન આવે તો છેવટે છબીમાથી પણ જોઈ આનદ માનતો તે એનો તાબેદાર એટલો બધો થઇ ગયેલો કે જે કહે તે કાર્ય કરવાને સદા મશગુલ રહેતો. એક વખતે પત્નીએ ઢોંગ કરીને કહ્યુ. "હવે તો મને પાણી લાવતાં આળસ થાય છે. માટે તમે હમેશાં તળાવે જઇને પાણી ભરી આવજો." પેલો તો તેણીના વચનને દેવતાનાં વચન સરખા માનીને કહેવા લાગ્યો: "હે પ્રિયે ! જેવી તુ આજ્ઞા કરીશ તે પ્રમાણે કરવાને હુ તૈયાર છુ" દિવસે પાણી ભરવા જતાં ભાઈને શરમ આવે અને કોઈ જોઇ જાય તો આબરુના કાંકરા થઇ જાય. એટલે તે ભયથી રાત્રીને પાછલે પહોરે ઊઠીને રોજ તળાવેથી પાણી ભરી લાવે આમ કરતાં કરતા કેટલીક વખત વ્યતીત થઇ ગયો. હમ્મેશાં રાત્રીના પાછલા પહોરે તળાવે પાણી ભરવા જવા આવવાથી, તેના પગલાંના સચારથી, રસ્તામાં કોઇનો ભેટો થઈ જવાથી, તળાવમાં જળથી ઘડો ભરતાં થતા બુડ્બુડ્ શબ્દથી, ત્યા તળાવના તીર પર રહેલા વૃક્ષો ઉપર સૂઈ ગયેલા પક્ષીઓ જાગી જઈ ઊઠીને ઊડી જવા લાગ્યા આ વૃત્તાત ગામલોકોને જાણ થતા લોકોએ તેનુ નામ **બકોડ્ડાયી** એટલે બક પક્ષીઓને ઉડાડનાર એવુ પાડ્યુ

(૩) **તીર્થસ્નાયીનું દૃષ્ટાંત**—એક ગામમા એક પુરુષ પોતાની સ્ત્રીને એટલો બધો વશ થઈ ગયેલો કે સ્ત્રી જેમ કહે તે પ્રમાણે કરે સ્ત્રી ગમે તેટલો એને ધમકાવે,

ગાળો આપે, માર મારે, બધુ કામ કરાવે છતાંય એને જ ઝખ્યા કરે. અરે કર્મરાજા! શુ તારી બલિહારી છે! જેમ સ્ત્રી નચાવે તેમ તે નાચ્યા કરે. એક વખતે તેણે પોતાની સ્ત્રીને કહ્યુ. "અત્યારે મારે સ્નાન કરવુ છે તું પાણી લઈ આવ" ત્યારે સ્ત્રીએ કહ્યું: "પહેલુ આ કામ કરો. આ આંબળાંને પથરા ઉપર વાટો પછી આ જૂનુ પચીયુ પહેરી અગે તેલનું મર્દન કરી લ્યો. અને આ ઘડો લઈ તળાવે જાઓ. ત્યાં સ્નાન કરી આ ઘડો ભરીને લાવજો. હુ તો કઈ પાણી આણી આપતી નથી' બિચારો તેણીને આધીન પડેલો એટલે કરે શું? સ્નાન કરવાનું પડતુ મૂકી પહેલાં આમળા પથરા ઉપર વાટી સ્ત્રીને આપ્યા. પછી અંગે તેલનું મર્દન કરી, હાથમાં ઘડો ગ્રહણ કરી ગયો તળાવે. ત્યાં જઇ સ્નાન કરી પાણીથી ઘડો ભરી ઘેર આવી સ્ત્રીને આપ્યો. આ રીતે હમ્મેશા તે કરવા લાગ્યો, એટલે સૌએ હાસ્યમાં તેનું **તીર્થસ્નાયી** એવુ નામ સ્થાપ્યું.

(૪) **કિંકરનું દૃષ્ટાંત**—એક ગામમાં એક પુરુષ પોતાની સ્ત્રીના સ્પર્શનો ખૂબ જ લપટ હતો. જાણે મનુષ્ય અવતાર એને માટે જ ધારણ કર્યો હોય એમ દિવસ અને રાતનો ઘણો વખત સ્ત્રીની સેવામાં જ પસાર થતો. એની આજ્ઞા એ જ એનો ધર્મ. હમ્મેશાં પ્રાતઃકાળે ઊઠીને હાથ જોડીને કહેતો: "હે પ્રાણવલ્લભે! આજે શી આજ્ઞા છે આ "સેવકને?" ત્યારે તે કહેતી: "જાઓ તળાવેથી પાણી ભરી આવો." પાણી ભરી આવી પાછો પૂછે "હવે શી આજ્ઞા છે?" ત્યારે તે કહે આ ડાગર સાફ કરી ખાંડીને મારી પાસે લાવો, પછી રસોઈ કરજો." આ રીતે એક નોકરની જેમ "હવે શુ કરુ" '**किं करोमि**' એમ પૂછી નવું નવુ કામ કર્યે જતો. આ રીતે સ્ત્રીની પાસે જઈ વારવાર 'કિં કરોમિ'? 'કિં કરોમિ'? (હું શુ કરુ?) એમ બોલવાથી લોકોએ તેનુ **કિંકર** નામ પાડયું

(૫) **ગૃધ્રરિખીનું દૃષ્ટાંત**—એક ગામમાં એક પુરુષ પોતાની સ્ત્રીનો એટલો બધો તાબેદાર બની ગયેલો કે શેઠ જેમ નોકરને હુકમ કરે તેમ એ સ્ત્રી પણ પોતાના ધણી ઉપર હુકમ ચલાવે. એ કહે કે અહી જ બેસ! તો બિચારાની બિલકુલે ઇચ્છા ન હોય છતાં બેસી રહેવુ પડે એકદા તેણે પોતાની સ્ત્રી પાસે ભોજન માગ્યુ ત્યારે તેની સ્ત્રીએ કહ્યુ. "થાળી, વાડકો અને લોટો લઇને મારી પાસે આવો! આજ્ઞા થતા જ ત્રણે વસ્તુ લઈ રસોડામા પોતાની સ્ત્રી પાસે પહોચ્યો. સ્ત્રીએ ભોજન પીરસીને કહ્યુ "જાઓ અહીથી બહાર બેસીને ખાઇ લ્યો, મ્હારી પાસે નહી" એમ સ્ત્રીનો હુકમ થતા તે બહાર બેસી ખાવા માંડયો ખાતા ખાતા ખૂટી પડયું એટલે ફેર પોતાની સ્ત્રી પાસે ભોજન માગ્યુ ત્યારે સ્ત્રીએ કહ્યુ "ઊઠીને થાળી લઈ અહી આવો' થાળી લઇ રસોડામા આવ્યો એટલે સ્ત્રીએ પીરસ્યુ. અને કહ્યુ "જાઓ ત્યા બેસીને ખાઇ લ્યો." બહાર જઇ ખાઈ લીધુ પછી છાશ માગી એટલે સ્ત્રીએ કહ્યુ "અહીં આવી લઈ જાઓ" એટલે ગૃધ્ર પખીની પેઠે રિખતો ઉત્કંઠાને લીધે થાળી લઇને આવ્યો, અને છાશ લીધી લોકોએ એ જોયુ એટલે તેનુ હાસ્યમા **ગૃધ્રરિખી** (ગૃધ્ર પક્ષીની જેમ રીખે) એવુ નામ પાડયુ.

(૬) **હંસનજનું દૃષ્ટાંત**— એક ગામમા એક પુરુષ પોતાની સ્ત્રીનુ મુખદર્શન કરવામા એટલો બધો લુબ્ધ બનેલો કે—જેમ ભ્રમર કમલના ફુલમા તલ્લિન થઈ જાય, તેમ—આખો દિવસ ને રાત ઘેરને ઘેર રહે અને સ્ત્રી કહે તેમ જ કરે. તેની પત્નીએ એક પુત્રરત્નને જન્મ આપ્યો. બાલક એટલે પાલણામા જ મળ–મૂત્ર કરતો, અને પાલણુ તથા વસ્ત્ર બગાડી મૂકતો તેને સાફ કરવા માટે સ્ત્રી પોતાના સ્વામીને કહેતી "જાઓ,

તળાવે જઇને આ બધુ ધોઇને આવો" આ પ્રમાણે સ્ત્રીનો હુકમ થતા પહેલુ એ કામ કરી આવતો. આમ ઘણી વખત તળાવે જતા આવતા જોઈને લોકોએ કહ્યુ કે-તને બાળકના હદન એટલે મળમૂત્રાદિ સાફ કરવાનું જ આવડે છે! બિચારો શરમાઈ જઈને કંઈ પણ પ્રત્યુત્તર આપી શકયો નહી. ત્યારે લોકોએ તેનું **હદનજ્ઞ** એવુ નામ પાડયું.

ક્ષુલ્લક મુનિએ કહેલાં ઉપરોકત છયે કથાનકો સાંભળીને સભાના લોકો ખડખડ હસી પડયા, અને કહેવા લાગ્યા ' હે ક્ષુલ્લક મુનિજી! તમે જે છએ દષ્ટાંતો પ્રતિપાદન કર્યા છે તે યથાર્થ છે. વિષ્ણુમિત્ર પણ એમાનો જ છે. સ્ત્રીને પરવશ થયેલો છે." આ સાભળી વિષ્ણુમિત્ર કહેવા લાગ્યો. "હે મુનિવર્ય, એ છમાંથી એકેમા મારો સમાવેશ થતો નથી હુ સ્ત્રીને પરવશ નથી આપને જે યાચવું હોય તે ખુશીથી યાચો. તે આપવાને હુ તૈયાર છુ. ત્યારે ક્ષુલ્લક મુનિએ કહ્યુ- "હે વિષ્ણુમિત્ર! એક વસ્તુ મારે યાચવી છે ઘી ગોળ સહિત, મારુ મોટામા મોટુ પાત્ર ભરાઈ જાય તેટલા, સેવૈયા મોદક મને આપ!" વિષ્ણુમિત્રે કહ્યું. "ચાલો મહારાજ, મ્હારે ઘેર પધારો. તમારે ઘી ગોળ સહિત જેટલા સેવૈયા જોઇએ તેટલા આપીશ." એમ કહી વિષ્ણુમિત્ર ક્ષુલ્લક મુનિને સાથે લઈ સભાનો ત્યાગ કરી ઘર ભણી ચાલ્યો. ઘર પચાસેક પગલા દૂર રહ્યુ ત્યારે ક્ષુલ્લક મુનિએ વિષ્ણુમિત્રને કહ્યુ "પહેલાં હુ તારે ઘેર જઇ આવ્યો છુ તારી સ્ત્રી પાસે ઘી ગોળ સહિત સેવૈયાની યાચના કરી, પણ તેણે આપ્યા નહી અને મારી સામે પ્રતિજ્ઞા કરી કે હુ એક દાણો પણ તને આપુ નહી માટે પહેલાં ઘરમાં જઈ એનો બદોબસ્ત કર! પછી મને બોલાવ" આ પ્રમાણે ક્ષુલ્લકનુ નિવેદન સાભળી ક્ષુલ્લક મુનિને ઘર આગળ ઊભા રાખી તે ઘરમા ગયો ઘરમાં જઇ સ્ત્રીને પૂછ્યુ "હે પ્રિયે! આજે ઘી ગોળ ભેળવી સેવયા મોદક બનાવ્યા છે કે?" સ્ત્રીએ કહ્યુ "હા, થાળ ભરી બનાવ્યા છે" તેણે પૂછ્યુ "ચાલ બતાવ, કયા મૂકયો છે?" સ્ત્રીએ તે બતાવ્યો એટલે વિષ્ણુમિત્રે ગોળ લાવવાના બહાને સ્ત્રીને બીજે માળ ચઢાવી દીધી અને ત્યાંથી નિસરણી લઇ લીધી. પછી દ્વાર પાસે ઉભેલા ક્ષુલ્લક મુનિને ઘરમાં બોલાવ્યા. અને એમનું મોટામાં મોટુ પાત્ર ઘી ગોળ સહિત સેવૈયા મોદકથી ભરવા માડયુ. એટલામા બીજે માળે ચઢાવેલી સ્ત્રી ગોળ લઇ ઉતરવાના સ્થાને આવી, પણ નિસરણી દેખી નહી ત્યારે આમ તેમ જોવા માંડ્યુ. ત્યાં તો પેલા ક્ષુલ્લક મુનિને સેવ વહોરાવતા પોતાના ધણીને જોયા એટલામાં તો એકદમ ક્રોધાયમાન થઇ ગઈ. તેનુ મોઢુ શ્યામ થઈ ગયુ અને બુમાબુમ કરી મૂકી. "અરે! એને એ ન આપતા. એ એના માટે નથી બનાવ્યા એ તો મહાધૂર્ત છે, મહાઅભિમાની છે." આ બાજુ ક્ષુલ્લક મુનિ સેવ વહોરતા વહોરતા ઉપર દષ્ટિ કરતા જાય છે અને નાક ઉપર આગળી રાખી પેલી સ્ત્રીને કહેતા જાય છે. જો તે ન આપી તો તારું નાક કાપીને લીધી એટલામા પાત્ર ભરાઇ ગયુ એટલે ક્ષુલ્લક મુનિ ચાલતા થયા અને સ્વસ્થાને પહોચી ગયા સેવૈયાથી સર્વને તૃપ્ત કરી દીધા. અને ક્ષુલ્લકે એ કેવી રીતે પ્રાપ્ત કર્યા તે વૃત્તાંત જાણી ચકિત થયા આ બાજુ મુનિને ભિક્ષા વહોરાવવાથી જાણે વિષ્ણુમિત્રનો આત્મા જાગી ઊઠયો તેને પોતાની પરાધીન અને પતિત અવસ્થાનું ભાન થયુ હોય તેમ એણે જિનેશ્વર ભગવતનો ધર્મ સ્વીકાર્યો અને ગુરૂ મહારાજના સસર્ગથી છેવટે સસારનો ત્યાગ કરી, કુટુબ કબીલા, ધન દોલતને તિલાજલી દઇ સાધુપણુ અગીકાર કરી સ્વર્ગ લોકમા ગયો. ત્યાથી કાળાંતરે મુકિતમાં જશે. પારકાનુ અભિમાન તોડનાર ક્ષુલ્લક મુનિ પણ અભિમાન તજી સયમનુ શુદ્ધ પાલન કરી કઠિન કર્મને તોડી શિવપુરમા પહોચશે.

# शार्दूलविक्रीडित छन्द में एक पारसी पद्य

लेखक—श्रीमान् डॉ. बनारसीदासजी जैन, M. A., Ph. D

दोस्ती ख्वांद् तुरा न ब्रासय कुया हामा चुनीं द्रोग् हसि,
चीजे आमद् पेसि तो दिलसुरा वूदी चुनीं काम्बरः ।
त्वं बाला रहमाण वासइ चिरा दोस्ती निसस्ती इरा,
अल्लाल्लाहि तुरा सलाम्‌ बुजिरुक् रोजी मरा मे दिहि ॥

[ अर्थ—हे स्वामिन् ! तेरा किसी में विशेष अनुराग नहीं है—यह सब झूठ है। जो कोई तेरे सामने भक्तिभावसे आता है, चाहे वह किंकर ही हो, हे वीतराग ! तू उस पर क्यो अनुराग करता है ? इसी लिये हे अल्लाह ! तुझे नमस्कार हो। मुझे भी महती विभूति दे। ]

यह पद्य मह० विक्रमसिंहरचित "पारसी भाषानुशासन"[१] के मङ्गलाचरण का दूसरा[२] श्लोक है। यह ग्रन्थ पारसी भाषा का कोश है जिसमें एक हज़ार के लगभग पारसी शब्दो के संस्कृत पर्याय दिये है। अम्बाला भंडार की प्रति के आठ पन्ने है जो १०। इंच लंबे और ४। इंच चौडे है। प्रत्येक पृष्ठ पर १५ पंक्तियां है और प्रत्येक पक्तिमे ५० के लगभग अक्षर है। लिपिकार ने लिपिसंवत् आदि कुछ नहीं दिया। देखने में यह प्रति दो अढ़ाई सौ बरस से कम पुरानी न होगी।

पारसी भाषानुशासन का उल्लेख न तो "जैन ग्रन्थावली" में है और न ही मोहनलाल दलीचंद देसाईकृत "जैन साहित्यनो संक्षिप्त इतिहास" में है। प्रस्तुत लेखक ने इस कोश का परिचय "वूल्नर" स्मारक ग्रन्थ[३] में प्रकाशित किया था जिसे पढकर गायकवाड ओरियटल इन्स्टिटयूट के डायरेक्टर साहिबने यह प्रति मंगवा कर अपनी लाइब्रेरी के लिये इस के फोटोग्राफ बनवा लिये। इससे पाठक इस कोष तथा इस प्रति के महत्त्व का अनुमान लगा सकते है।

(१) इसकी एक प्रति अम्बाला शहर के श्वेताम्बर भण्डार में विद्यमान है, देखिये A Catalogue of manuscripts in the Panjab Jain Bhandars, Panjab University, Lahore 1939. Item No 1649

(२) पहला श्लोक संस्कृत प्राकृत मिश्रित है। यथा—
यद्गौरद्युतिदेहसुन्दररदज्योत्स्नाजलौघे मुदा
दट्ठूणासणसेयपक्कयमिण नूण सर माणस । (महाराष्ट्री)
एय चिंतिय झत्ति एस करदे ण्हाणमि हसो मदि (शौरसेनी)
सा पक्खालदु भालदी भयवदी जड्डाणुलित्त मण ॥ (मागधी)

(३) Woolner Commemoration Volume Lahore, 1940 pp. 119–22

इस कोश के रचायिता का नाम मह्ं० विक्रमसिंह है जो मदनपाल का पुत्र और ठक्कुर जागज का पौत्र था। जागज तो प्राग्वाट वंश में चन्द्र के समान था। यह बड़ा यशस्वी और धर्मात्मा था। मदनपाल अपनी दयालुता और नीति के लिये प्रसिद्ध था। स्वयं विक्रमसिह आनन्दसूरि का अनन्य भक्त था। पारसी भाषा का शुद्ध प्रयोग सीख कर विक्रमसिंह ने इस कोश की रचना की। इसका परिमाण ३६० ग्रन्थ है[४]। खेद है कि विक्रमसिंहने अपना या कोश रचने का समय नहीं बतलाया। आनन्दसूरि का उल्लेख भी इस काल–निर्धारण में सहायता नही कर सकता, क्योकि आनन्दसूरि नाम के कई आचार्य हो चुके है और इन आनन्दसूरि की गुरुपरम्परा नहीं बनलाई गई। अलबत्ता प्रथम प्रकरण के श्लोक २६ में अणहिल्लपाटक का पारसी पर्याय "निहरवलो" दिया है। इससे अनुमान होता है कि विक्रमसिंह अणहिल्लपाटक या पाटण का रहने वाला था।[५] इसके नाम के साथ लगी उपाधि मह०=महंतो (गुजराती मे "महेतो") भी इसी बात की सूचक है कि वह गुजराती था।

यह कोश पांच प्रकरणो मे विभक्त है। (१) जाति प्रकरण, (२) द्रव्य प्रकरण, (३) गुण प्रकरण, (४) क्रिया प्रकरण और (५) सामान्य प्रकरण जिनमें क्रमसे १११, ६९, १५, ३१ और २५ श्लोक है।

इस प्रकार के पारसी–संस्कृत कोशो की संख्या वहुत अल्प है, अतः प्रस्तुत क़ोश का बडा महत्त्व है। परन्तु आश्चर्य इस बात का है कि जिस प्रकार की भाषा में उपर्युक्त पद्य लिखा गया है, वह प्रचलित साहित्यिक फ़ारसी से बहुत भिन्न है। यधपि देवनागरी लिपि तथा संस्कृत छन्द मे लिखे जाने के

---

(४) कोश के अन्त में प्रशस्ति इस प्रकार हैं—

इति मह० विक्रमसिहविरचिते पारसीभाषानुशासने सामान्यप्रकरण पञ्चम समाप्तम्।

प्राग्वाटवंशगगनाङ्गणपूर्णचन्द्र, सद्धर्मबुद्धिरिह ठक्कुरजागजोस्ति।
तन्नन्दनो मदनपाल इति प्रसिद्ध, सौजन्यनीतिविनयादिगुणैकगेह ॥१॥
आनन्दसूरिपदपद्मयुगैकभृङ्गस्तत्सूनुरेष ननु विक्रमसिहनामा।
आम्नायशुद्धमवबुध्य स पारसीकभाषानुशासनमिद रचयाचकार ॥२॥
प्रत्यक्षरगणनात शतानि त्रीण्यनुष्टुभाम्। षष्ट्यधिकानि विज्ञेय प्रमाण तस्य निश्चितम्॥३॥

(५) वसुन्धरा दुनीए स्याद् पत्तन सहरु स्मृतम्।
ग्रामो दिहस्तथा देश उलातु परिकीर्तित ॥२५॥
तस्मिन् निहरवलो श्रीमदणहिल्लपाटकम्।
लोक. कसस्तथा प्रोक्तो बुधखाना सुरालय ॥२६॥ (प्रकरण २)

कारण और लिपिकार की अनभिज्ञता के कारण थोड़ा बहुत भेद हो जाना अनिवार्य है, परन्तु यहां तो यह दशा है कि यदि इस पद्यकी संस्कृत वृत्ति न होती तो इसका सामान्य अर्थ करना भी कठिन था। इसी भांति कोश के अन्दर आये हुए बहुतसे पारसी शब्दों के लिखित रूप अपने प्रचलित साहित्यिक रूपों से भिन्न हैं। संभव है कि इस पद्य तथा कोश की भाषा फ़ारसी की कोई प्रान्तीय बोली हो। इस कोश के विशेष अनुशीलन से इस बात का कुछ पता लग सकता है कि जिस समय और जिस प्रान्त में यह कोश रचा गया, उस समय और उस प्रान्त मे फ़ारसी का उच्चारण कैसा था।

लिपिकारने पारसी के विशिष्ट वर्णों के उच्चारण को प्रकट करने की चेष्टा की है।—जैसे—खे, फे को प्रगट करने के लिये 'क', 'प' के पूर्व जिह्वामूलीय और उपध्मानीय के चिह्न लगाये हैं। कभी कभी 'खे' के लिये 'क', 'ख', 'प' भी प्रयुक्त किया है। इसी प्रकार 'फ़े' के लिये 'फ' का प्रयोग हुआ है। 'ज़' को 'ज' या 'य' से, दाद (ज्वाद) को 'द' से और 'से' (थे) को 'थ' से प्रगट किया है। विचित्र बात यह है कि 'ते' के लिये प्रायः 'थ' आता है यद्यपि भारत मे फ़ारसी 'ते' का उच्चारण भारतीय 'त' के समान है।[६]

इस प्रति के अन्त मे प्रस्तुत पारसी पद्य की संस्कृत टीका भी मिलती है। इसमे 'रहमाण' शब्द की व्युत्पत्ति उल्लेखनीय है। वास्तव मे 'रहमाण' अरबी भाष का शब्द है परंतु टीकाकारने इसे संस्कृत रूप मान इस प्रकार व्युत्पत्ति की है—

रहमाणशब्दस्य कृता व्युत्पत्तिर्यथा—रह त्यागे इति चौरादिको विकलोनन्तो धातुः। रहयति रागद्वेषकामक्रोधादिकान् परित्यजतीत्येव शक्त इति विग्रहे शक्तिवयस्ताच्छील्य इति शानङ् आन्मोन्त आने इति मोन्तः। रपृवर्णभ्यो नोर्णेत्यादिना णत्वमिति रहमाणः। कोर्थः[२] रागद्वेषविनिर्मुक्तः श्रीमान् वीतरागो रहमाणः। नान्यः कश्चित्। तस्य संबोधन रहमाण।

**जैन विद्या भवन**, कृष्णनगर, **लाहोर.** ५–१०–४२

(६) लेखक के एक सहाध्यापक मराको (आफ्रिका) के रहनेवाले हैं और अरबी बोलते हैं, उनके बोलने में अरबी 'ते' का उच्चारण भारतीय 'थ' से मिलता है। वे "तरतीब" को "थरथीब" कहते हैं। इसी प्रकार और शब्दों में जब वे 'ते' बोलते है तो 'थ' सुनाई देता है।

# શ્રી ભકતામર સ્તોત્ર

લેખક—પૂજ્ય મુનિરાજ શ્રી દર્શનવિજયજી, વઢવાણકેંપ

સાહિત્યકારો સાહિત્ય સર્જનમાં કયારેક સંખ્યાને પણ પ્રધાનતા આપે છે અને કોઈકવાર તો તે જ સંખ્યાના નામથી ગ્રંથને પણ જાહેર કરે છે. આ રીતે નીચેની સંખ્યાને સાહિત્યમાં વિશેષ આદર મળેલ છે.

ચોક, અષ્ટક, ષોડષક, વીશી, ચોવીશી, પચ્ચીશી, બત્રીશી. ચાલીશા, ચુમ્માલીશા પંશદશક–પચ્ચાસા, સીત્તરી, શતક, અષ્ટોત્તરી, બારસા, અને સહસ્રી વગેરે.

જૈન સંસ્કૃત સાહિત્યમાં કલ્યાણમંદિર સ્તોત્ર અને ભકતામર સ્તોત્ર એ બન્ને ચુમ્માલીશ ચુમ્માલીશ શ્લોકમા ગુથાએલ ઉચ્ચ કોટિનાં સ્તોત્રો છે. આ બન્નેમાં વૃત્ત, શ્લોક સંખ્યા, વિષયદર્શન, વિશદતા અને રચનાશૈલીમાં ઘણુ સામ્ય છે. જૈન સમાજમાં આ સ્તોત્રોનુ નિત્ય પઠન–પાઠન થાય છે.

શ્વેતામ્બર આચાર્ય શ્રી. સિદ્ધસેન દિવાકર કે જેઓ જૈન ન્યાયવાઙ્મયના આદિ પ્રણેતા અને **अनुसिद्धसेनं कवयः** એ ઉક્તિ પ્રમાણે મહાન કવિ તરીકે પ્રસિદ્ધ છે, તેઓએ કલ્યાણમંદિર સ્તોત્ર બનાવ્યું છે. અને તેને જ દીવાદાડી બનાવી શ્વેતામ્બર વનવાસી ગચ્છીય આચાર્ય શ્રી માનતુંગસૂરિજીએ ભકતામર સ્તોત્રનુ સંદર્ભન કરેલ છે.

હવે આપણે આ ભકતામર સ્તોત્ર માટે કંઈક વિચાર કરીએ.

એકવાર મયૂરપંડિતને તેની પુત્રીએ શ્રાપ આપી કોઢિયો બનાવ્યો, એટલે તે પંડિતે સૂર્યની સ્તુતિ કરી અને તેથી પોતાના કોઢનો વિનાશ કરી પુનર્જીવન મેળવ્યુ એ જ રીતે તેના જમાઈ બાણ પંડિતના હાથ પગ કાપી નાખી રાજા હર્ષદેવે તેને વ્યંગ બનાવ્યો હતો. એટલે તે પંડિતે પણ ચંડિકાદેવીની સ્તુતિ કરી તેના દ્વારા હાથ પગ મેળવ્યા અને દિવ્ય કાંતિ પ્રાપ્ત કરી. આથી રાજાએ તે બન્નેની તારીફ કરી, અને જગતમા આ બન્ને જેવો ત્રીજો કોઈ પ્રભાવશાળી પુરુષ નથી એમ તે બોલવા લાગ્યો આ જ વખતે બ્રહ્મક્ષત્રીય ધનદેવ શેઠના પુત્ર કે જેણે પ્રથમ દિગમ્બરીય દીક્ષા લીધી હતી અને પછી વિશેષ વિવેક પ્રાપ્ત થતાં શ્વેતામ્બર દીક્ષા લીધી હતી[1] તે શ્વેતામ્બર આચાર્ય માનતુંગસૂરિ તે નગરમા વિદ્યમાન હતા.

રાજા હર્ષદેવે તે આચાર્યને સત્કારપૂર્વક રાજસભામા બોલાવી વિનતિ કરી કે— "પૃથ્વી પર બ્રાહ્મણો મહાપ્રતાપી છે! એકે સૂર્યને આરાધીને પોતાનો રોગ કાઢયો અને બીજાએ ચંડિકાની સેવા વડે હાથ પગ મેળવ્યા તો હે મુનિવર! જો તમારામા કોઈ અદ્દભુત શક્તિ હોય તો કૈંક ચમત્કાર બતાવો." આ સમયે આચાર્યે જાહેર કર્યું કે— "અમારે અમારી શકિત રાજાને રીઝવવામાં નહી, કિન્તુ ધર્મપ્રચારમા જ વાપરવી જોઈએ".

રાજાએ તો તરત જ રાજપુરુષો પાસે લોઢાની ૪૪ સાકળો વતી આચાર્યશ્રીને બધાવ્યા, અને અધારિયા ઓરડામા પૂરી તેના દરવાજે મજબુત લોખંડી તાળુ માર્યુ.

આ અવસરે આચાર્ય માનતુગસૂરિ એકાગ્ર મન કરી '**ભકતામર**' શબ્દથી આરંભીને નવા નવા કાવ્યો વડે ભગવાન આદિનાથની સ્તુતિ કરવા લાગ્યા તેઓ કાવ્ય

---

૧ આ. શ્રી. સમન્તભદ્રસૂરિ આ. શ્રી. માનતુંગસૂરિ અને આ. શ્રી જીવદેવસૂરિ એમ ઘણા આચાર્યોએ પ્રથમ દિગમ્બર દીક્ષાનો અને પછી શ્વેતામ્બર દીક્ષાનો સ્વીકાર કરેલ છે.

બોલતા હતા તેમ તેમ પ્રત્યેક શ્લોકે એકેક સાંકળ કડાક દઈને તુટતી હતી એમ ૪૪ કાવ્યો બોલી રહેતા ૪૪ સાંકળો તૂટી ગઇ, તાળુ તૂટી ગયુ, દરવાજા ઊઘડી ગયા અને આચાર્ય મહારાજ મુકત થઇ તરત બહાર આવ્યા. રાજા આ ચમત્કારથી આશ્ચર્ય પામ્યો અને સૂરિજીના મુખે ધર્મ સાંભળી પરમ જૈન બન્યો.

વળી કોઈ–આચાર્ય શ્રી માનતુંગસૂરિજીને ઉન્માદનો રોગ થયો હતો તે સમયે તેઓશ્રીએ ધરણેન્દ્ર પાસેથી ૧૮ અક્ષરનો મંત્ર મેળવી પ્રાકૃત ભાષામાં નમિઊણથી પ્રારંભ થતુ મહાભયહર સ્તોત્ર બનાવ્યું અને તેના વડે નીરોગતા પ્રાપ્ત કરી–એમ કહે છે.

આ રીતે આચાર્ય મનતુંગસૂરિજીએ ભગવાન શ્રી આદિનાથની સ્તુતિ રૂપ સંસ્કૃત ભાષામાં ભક્તામર સ્તોત્ર અને ભગવાન પાર્શ્વનાથની સ્તુતિ રૂપ પ્રાકૃત ભાષામા નમિઊણ સ્તોત્ર બનાવેલ છે.ભક્તામર સ્તોત્ર એવુ સરસ કાવ્ય છે કે–તેના એકેક ચરણને લઈ તેની પાદપૂર્તિ કરનારા પણ ઘણાં કાવ્યો બની ચૂકયાં છે. આ સિવાય આ સ્તોત્ર પર ટીકાઓ યંત્ર મંત્ર અને ઋદ્ધિ એમ અનેક વિધ સર્જનો સર્જાયા છે

આ કાવ્યમા શરૂથી જ ૪૪ શ્લોક છે. વિક્રમની બારમી સદીમા ૪૪ શ્લોક હતા એમ તત્કાલીન ઉલ્લેખો મળે છે અને આજે પણ તેમાં ૪૪ શ્લોકો છે.

અહી એક વાત નોંધવા જેવી છે કે–દિગમ્બરો આ સ્તોત્રના ૪૮ શ્લોક માને છે. માટે તે તરફ પણ દષ્ટિપાત કરી લઇએ.

સ્તુતિકારો તીર્થંકરની સ્તુતિઓમાં તીર્થંકરના બાહ્ય વૈભવનુ વર્ણન કરવુ હોય ત્યારે મોટે ભાગે ૩૪ અતિશયો પૈકીના કોઈ એક, વધુ કે દરેક અતિશયો વડે તીર્થંકરનુ વર્ણન કરે છે. જેમા અશોકવૃક્ષ, સુરપુષ્પવર્ષા, દિવ્ય ધ્વનિ, ચામર, સિંહાસન, ભામંડલ, દુંદુભિ, અને છત્ર એ આઠે પ્રાતિહાર્યોનો સમાવેશ થાય છે. આ આઠે પ્રાતિહાર્યોમાં અશોક, ચામર સિહાસન અને છત્ર એ ચાર નિકટવર્તી વિભૂતિ છે અને બાકીના ચાર પ્રાતિહાર્યો દૂરવર્તી વિભૂતિ છે સ્તુતિ કરનારાઓમાના કોઈ ૧ પ્રાતિહાર્ય વડે, કોઇ નિકટના ૪ પ્રાતિહાર્યો.વડે, કોઇ ૮ પ્રાતિહાર્યો વડે અને કોઇ ઇચ્છા પ્રમાણે ૨, ૩, ૫, ૬, ૭ પ્રાતિહાર્યો વડે તીર્થંકરનુ વર્ણન કરે છે જેમકે—

આચાર્ય સમંતભદ્રસૂરિજીએ સ્તુતિ–ચતુર્વિંશતિમાં પદ્મપ્રભુના કમળ અતિશયનું (શ્લો૦ ૨૯), ધર્મનાથના ધર્મચક્ર અતિશયનુ (શ્લો૦ ૭૯) અને અરનાથની અર્ધમાગધી વાણીનુ (શ્લો૦ ૯૭) વર્ણન કરેલ છે. એમ દરેક સ્થાને તીર્થંકરના એકેક વૈભવનુ અને અનંતનાથની સ્તુતિમાં માત્ર પ્રાતિહાર્યનુ (શ્લો૦ ૭૩) સૂચન કરેલ છે

આ જ સૂરિજીએ પોતાના પટ્ટધર આચાર્ય દેવસૂરિને અનુલક્ષીને બનાવેલ દેવાગમ સ્તોત્રમા **देवागम–नभोयान–चामरादि–विभूतय** વડે સમવસરણ કમળવિહાર અને ચામર વગેરે અતિશયોને તીર્થંકરની બાહ્ય વિભુતિ બતાવેલ છે.

આચાર્ય શ્રી સિદ્ધસેન દિવાકરે કલ્યાણમંદિર–સ્તોત્રમા ભગવાન્ પાર્શ્વનાથના અનુક્રમે ૮ પ્રાતિહાર્ય, ૩ ગઢ અને દેવ-માલા રૂપ વૈભવનુ કવન કરેલ છે (શ્લો૦ ૧૯ થી ૨૮).

જ્યારે આચાર્ય શ્રી માનતુંગસૂરિજીએ ભક્તામર–સ્તોત્રમા ભગવાન્ આદિનાથની અનુક્રમ વગરના અશોક વૃક્ષ, સિહાસન, ચામર અને છત્ર એ નિકટવર્તી ૪ પ્રાતિહાર્ય ૩ અને૪ પૈકીના માત્ર ૧ કમલવિહાર એમ પાચ વિભૂતિનું વર્ણન કરેલ છે. શેષ દૂરવર્તિ ૪

પ્રાતિહાર્યો કે દરેક અતિશયોનુ વર્ણન કરેલ નથી. (શ્લો૦ ૨૮ થી ૩૨).

આ ઉપરથી એ નક્કી છે કે સ્તુતિકારો અમુક વસ્તુઓનું વર્ણન કરે જ કરે, એવુ બંધન નથી. આચાર્ય શ્રી માનતુંગસૂરિજીએ ભક્તામર સ્તોત્રમાં આઠે પ્રાતિહાર્ય વર્ણવ્યા નથી. અને જે ૪ પ્રાતિહાર્યો વર્ણવ્યા છે તેમાં પણ અનુક્રમ સાચવ્યો નથી એ રીતે આ આચાર્યનું આ સ્વતંત્ર વર્ણન છે–સાહજિક મૌલિક સર્જન છે.

પરન્તુ દિગમ્બરો આ અશોકવૃક્ષ વગેરે પ્રાતિહાર્યોને ૩૪ અતિશયથી ભિન્ન વિભૂતિ માને છે. એટલે તેઓને એમ લાગ્યું કે ભક્તામર સ્તોત્રમા પણ કલ્યાણમંદિરની જેમ આઠે પ્રાતિહાર્યોનું વર્ણન જરૂરી છે, માટે તેને સગત થાય તેવા વસત-તિલકાવૃત્તમાં શેષ ચાર પ્રાતિહાર્યોને દર્શાવનારા કાવ્યો નવાં બનાવીને પણ તેમા જોડી દેવાં. બસ, તેઓની આ ઇચ્છાનુસાર અનેક કવિઓએ પ્રયત્ન આદર્યો અને તેના પરિણામે ચાર ચાર શ્લોકવાળા પાઠો તૈયાર થયા, જે પૈકીના બે પાઠો અત્યારે દિગમ્બર સમાજમા પ્રચલિત છે, જે અક્ષરશ. નીચે પ્રમાણે છે—

૧–દિગમ્બર માન્ય ભક્તામર સ્તોત્રમા પાછળથી વધારેલો પ્રથમ પાઠ—

**गम्भीरताररवपूरितदिग्विभागस्त्रैलोक्यलोकशुभसंगमभूतिदक्षः ॥**
**सद्धर्मराजजयघोषणघोषक सन् खे दुन्दुभिर्ध्वनति ते यशस. प्रवादी ॥३२॥**
**मन्दारसुन्दरनमेरुसुपारिजात-सन्तानकादिकुसुमोत्करवृष्टिरुद्ध ॥**
**गन्धोदबिन्दुशुभमंदमरुत्प्रयाता दिव्या दिवः पतति ते त्रयसां ततिर्वा ॥३३॥**
**शुम्भत्प्रभावलयभूरिविभा विभोस्ते लोकत्रये द्युतिमतां द्युतिमाक्षिपन्ती ॥**
**प्रोद्यद्दिवाकरनिरन्तरभूरिसंख्या दीप्त्या जयत्यपि निशामपि सोमसौम्याम् ॥३४॥**
**स्वर्गापवर्गगममार्गविमार्गणेष्ट सद्धर्मतत्त्वकथनैकपटुस्त्रिलोक्या ॥**
**दिव्यध्वनिर्भवति ते विशदार्थसर्व-भाषा स्वभावपरिणामगुणैः प्रयोज्य. ॥३५॥**

૨–દિગબરમાન્ય ભક્તામરસ્તોત્રમા પરિવર્દ્ધિત દ્વિતીય પાઠ—

**नात:परं परम...वचोभिधेयो लोकभये(?)ऽपि सकलार्थविदस्ति सार्व ॥**
**उच्चैरितीव भवत: परिघोषयन्त-स्ते दुर्गभीरसुरदुन्दुभय. सभायाम् । ३२॥**
**वृष्टिर्दिव. सुमनसां परित. पपात प्रीतिप्रदा सुमनसां च मधुव्रतानाम् ॥**
**राजीव सा सुमनसा सुकुमारसारा सामोदसम्पदमदाज्जिन! ते सुदृश्यः ॥३३॥**
**पुष्पा मनुष्यसहस्रामपि कोटिसंख्या-भाजां प्रभा प्रसरमन्वहया वहन्ति ॥**
**अन्तस्तम. पटलभेदमशक्तिहीनं जैनी तनुद्युतिरशेषतमोऽपि हन्ति ॥३४॥**
**देव! त्वदीयसकलामलकेवलाय बोधातिगाधनिरुपप्लवरत्नराशे ॥**
**घोषः स एव इति सज्जनतानुमेते गम्भीरभारभरितं तव दिव्यघोष ॥३५॥**

આ બન્ને પાઠોમા માત્ર દૂરવર્તિ ૪ અતિશયોનુ વર્ણન છે અને તેને કલ્યાણમંદિર સ્તોત્રના વર્ણનની જેમ અનુક્રમે ન ગોઠવતાં ૩૧મા શ્લોકની પાછળ ગોઠવી દીધેલ છે. પરન્તુ આ બન્ને પરિવર્ધિત પાઠો ભક્તામર સ્તોત્રના અસલી કાવ્યો સાથે સરખાવતા બિલકુલ નીરસ, અમૌલિક અને કામચલાઉ તરીકે તરી આવે છે

દિગમ્બર પં. અજીતકુમારજી જૈન શાસ્ત્રી તો બીજા પાઠ માટે સાફ લખે છે કે-

**इनकी कविताशैली भी भक्तामर स्तोत्रकी कविताशैली के साथ जोड**

नहीं खाती । (અનેકાંત, વ. ૨, કિ૦ ૧, પૃ૦ ૭૧).

આ બન્ને પાઠો મૂળસંઘ દ્રાવીડસંઘ ઇત્યાદિ સંઘભેદના કારણે કે બીજા કયા કારણે સુરક્ષિત રહ્યા ? તેનો આપણે નિર્ણય કરી શકિએ તેમ નથી. એટલે કયો પાઠ કયા દિગમ્બર સંઘને માન્ય છે તે પણ નક્કી કહી શકાય તેમ નથી ગમે તેમ હોય, પરન્તુ પ્રસ્તુત પાઠો દિગમ્બર સમાજની ઇચ્છાને તૃપ્ત કરી શકયા છે, એ તો સાચી જ વસ્તુ છે.

વળી કેટલાએક દિગમ્બર મહાનુભાવો તો આ બન્નેય પાઠોને આ. શ્રી માનતુંગ સૂરિની જ કૃતિ માની ભક્તામર સ્તોત્રના બાવન શ્લોક હોવાનું જાહેર કરે છે. પરન્તુ આપણે તો આ બન્ને પાઠો માટે પંડિતજીની "આ શ્લોકોની કવિતાશૈલી શ્રી ભક્તામર સ્તોત્રની કવિતાશૈલી સાથે મેળ ખાતી નથી" એ જ પંક્તિનું પુનરાવર્તન કરીએ તો તે અસ્થાને નથી. દિગમ્બરો ભક્તામરમાં ૪૮ કે ૫૨ શ્લોક કેમ માને છે ? તેનો આ સપ્રમાણ ઇતિહાસ છે.

વાસ્તવિક વસ્તુ એ છે કે-શ્વેતામ્બર આચાર્ય શ્રી માનતુંગસૂરિએ ૪૪ સાંકળો તોડવા માટે આ ભક્તામર સ્તોત્રની રચના કરેલ છે. અને તેમા ૪૪ શ્લોક છે.



# જૈનધર્મી વીરોનાં પરાક્રમ

લેખકઃ—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

( ગતાંકથી ચાલુ )

## બચ્છાવતોની ચડતી-પડતી (૪): મંત્રી કરમચંદ

બાદશાહ અકબર, જૈનધર્મી નહોતો છતાં જૈનધર્મ પ્રત્યેનુ એનુ વલણ એક પ્રશંસક કરતાં અતિ ઘણું હતું. જૈનધર્મના સિદ્ધાન્તો પ્રત્યે તેને બહુ માન પ્રગટયું હોવાથી, એમાના કેટલાક તેણે અપનાવ્યા હતા. બાદશાહને જૈનધર્મના શિક્ષણપ્રતિ વાળવાનો સૌપ્રથમ પ્રયાસ શ્રી. વિજયહીરસૂરિનો નોધાયો છે. સન ૧૫૮૨ મા આ પ્રાભાવિક આચાર્યના સમાગમથી એના બીજારોપણુ થયા મહાત્મા હીરવિજયસૂરિમા રહેલી ચમત્કારી ઉપદેશશક્તિએ સમ્રાટના હૃદયમા ઊંડુ આસન પ્રાપ્ત કર્યું અને ધીમે ધીમે એની અસર ત્યાર પછીના સમ્રાટના વિચારોમાં તેમજ આચારમાં અર્થાત્ રાજ્યનો પ્રબંધ કરવાની કાર્યવાહીમા સ્પષ્ટપણે દૃષ્ટિગોચર થવા માડી. મી. સ્મીથ (આંગ્લ લેખક) કહે છે કે 'સન ૧૫૮૨ પછીના સમ્રાટના દરેક પગલામા જૈનધર્મનાં તત્ત્વો પ્રતિ એની ઢળતી વલણ ખાસ તરી આવે છે.' અને આ વાત ખરેખર સાચી છે.

અકબરના દરબારનો મશહૂર લેખક અબુલ ફજલ શ્રી હીરાવિજયસૂરિને અને તેમના શિષ્યોને પોતાના પ્રસિદ્ધ ગ્રંથ આઈને-અકબરી (Ain-i-Akbari) મા ખાસ વર્ણવે છે અને પોતાના પિતાને શ્વેતાંબર જૈનો સાથે જે સંબંધ બધાયો હતો એ બાદશાહ જહાંગીરે પણ ચાલુ રાખ્યો હતો એમ જણાવે છે. અકબરશા જૈન ગુરુઓને ખાસ ચાહતો હતો, વખાણતો હતો અને બહુમાન આપતો હતો. એમા શ્રી હીરવિજયસૂરિ ઉપરાત મળી આવતા નામોમા, શ્રી વિજયસેનસૂરિ, શાન્તિચંદ્ર, ભાનુચંદ્ર, સિદ્ધિચંદ્ર અને પદ્મસુંદર આદિના નામો મુખ્ય છે.

સન ૧૫૯૨ માં મંત્રી કરમચંદની સૂચનાથી જિનચંદ્રસૂરિજીને ખંભાતથી બાદશાહે તેડાવ્યા અને લાહોર મુકામે પ્રથમ મુલાકાત કરી. એ વેળાએ આચાર્યશ્રીને છાજે તેવી રીતે માન આપવામાં આવ્યું હતું. એ વેળા આચાર્યશ્રીની સાથે માનસિંહ, વેશહર્ષ (Veshharsa), પરમાનંદ અને સમયસુંદર નામના મુનિઓ હતા. અકબર શાહની ઇચ્છાને માન આપી, શ્રી જિનચંદ્રસૂરિએ પોતાની પાટે માનસિંહને સ્થાપ્યા અર્થાત્ જાહેર કર્યા એ વેળા તેમનું નામ જિનસિંહસૂરિ રાખવામાં આવ્યું. એ પ્રસંગે મંત્રી કરમચંદે પોતાના તરફથી મોટો સમારંભ ગોઠવ્યો. બહુ ધામધુમથી પદવીદાન અંગેના વિધિવિધાન થયાં. એ દરેકમાં સમ્રાટ અકબરે ઉમળકા ભેર ભાગ લીધો હતો. આ વૃતાન્ત જહાગીરનામા યાને Memoirs of Jehangir માંથી પ્રાપ્ત થાય છે એ સંબંધી વિસ્તૃત નોંધ સમયસુંદરના લખાણમાંથી મળી આવે છે જ્યારે અકબરની રજા લઇ સૂરિ મહારાજે વિહાર કર્યો ત્યારે આચાર્ય જિનચંદ્રસૂરિને પૂર્વે જેમ હીરવિજયસૂરિને જગદ્ગુરૂનો ઇલ્કાબ બાદશાહે આપ્યો હતો તેમ, યુગપ્રધાનનો ઇલ્કાબ આપ્યો અને આ પ્રસંગની સ્મૃતિરૂપે ખંભાતના અખાતમાં માછલા પકડવાની મનાઇ કરી તેમજ અશાડ માસના આઠ દિવસમાં પ્રાણીવધની બંધી ફરમાવી.

A Sanskrit inscreption of unusual length dated Vik. Sam. 1651-2 (A. D. 1594-95) which adorns the walls of the temple of Parsvanatha at Pattan describes the visit of the Suri to the Imperial Court and praises Akbar for his generosity.

ઉપરના ટાક મહાશયના શબ્દો પોતાની સચ્ચાઇ પુરવાર કરવા કેટલીક નોટ ધરાવે છે જેમાં નીચેની મુખ્ય છે.

Buhler E P. Ind Vol 321; V. C. Smith Akbar PP 166-168; Kriparasakosa, Ed. Jinavijayji; jagad-guru-kavya

ટૂંકમા કહેવાતુ એટલુંજ કે સમ્રાટ સાથે જૈન ગુરુઓના મેળાપ એ કોઇ નથી તો અતિશયોક્તિની વસ્તુ કિંવાં નથી તો કોઇ જોડી કહાડેલી બાબત, એ પાછળ ઇતિહાસનું સબળ સામર્થ્ય છે અકબરશા સન ૧૬૦૫માં મૃત્યુ પામ્યો અને બાદશાહના મૃત્યુ પછી કરમચંદ મંત્રી પણ લાંબુ જીવી શક્યા નથી. જ્યારે નવા બાદશાહને-નમન કરવા રાયસિંગે દિલ્હીની મુલાકાત લીધી ત્યારે કરમચંદ મંત્રી પોતાના આવાસમાં મૃત્યુ બિછાને પડ્યા હતા એ વેળા રાયસિંગ મંત્રીના મકાને ખબર પૂછવા આવેલા અને ઉપરથી તો પૂર્ણ લાગણી બતાવી જાણે દેખાવ જ એવો કર્યો કે પોતે ગઇ ગુજરી સાવ વીસરી ગયા છે! કહેવત છે કે 'દગલબાજ દુના નમે' એ વાત રાયસિંગના સંબંધમા પાછળ જે બનાવ બન્યો એ જોતાં અક્ષરશઃ સાચી પડી.

આ વેળા મંત્રીશ્વરના પુત્રો ભાગચંદ અને લક્ષ્મીચંદ હાજર હતા. બીકાનેર નરેશના વર્તનથી અને મીઠાશભરી વાતચિતથી તેઓ એટલા બધા ભોળવાઇ ગયા કે તરત જ બોલી ઊઠયા: "પિતાશ્રી, જુઓ આપણા મહારાજાની આપણા પર કેવી માયાળુતા ને દિલસોજી છે! બિછાના વશ પડેલ આજારી પિતાએ એ વેળા તો માત્ર કરડી નજર કરી

પુત્રો સામે જોયું. પણ જ્યારે અંતકાળ ચક્ષુ સામે ડોકીયા કરતો ભાળ્યો ત્યારે વૃદ્ધ મંત્રી કરમચંદે પુત્રોને નજીક બોલાવી, નિમ્ન શબ્દો ભાર મૂકીને કહ્યા

"દિકરાઓ, તમો હજુ ભોળા છો. રાજ્ય ખટપટની શેત્રંજ કેવી વિચિત્ર અને વિલક્ષણ છે એનો અનુભવ તમોને નથી થયો ! એ પર દાવ માંડવામાં પૂરી સાવચેતીની જરૂર છે ગજનીની આ લાગણી એ તો ઉછીના લીધેલા દાગીના જેવી છે. એને મગરના આંસુ (crocodile tears) ની ઉપમા આપી શકાય એના ચક્ષુની આર્દ્રતા જોઇ રખે તમો ભરમાઈ જતા અને બીકાનેર પાછા ફરવાની હા પાડતા. એ આર્દ્રતા પાછળ કીન્નાખોરીની રતાશ છુપાયેલી પડી છે ગજા મને આ રીતે કીર્તિભર્યું મૃત્યુ પ્રાપ્ત કરતો નિરખી હૃદયમાં વ્યથા અનુભવે છે. એના ચહેરા પરના ભાવોથી હું એ વાત નિશકપણે વાચી શકુ છું. મારા પર જે વેર એ વાળી ન શકયો તેનો બદલો તમોને શિકાર બનાવી લેવા માગે છે ! માટે એ કાળા ને ડંસિલા નાગથી સાવચેત રહેજો"

મંત્રીશ્વર આ શબ્દો સંભળાવી થોડા કલાકેમાં જ પરલોકના પથે સીધાવી ગયા.

બીકાનેર નરેશે બચ્છાવત કુટુંબ ઉપર આવી પડેલ આ સંકટમાં એક નજીકના સ્નેહીની માફક ભાગ ભજવ્યો અને એક કરતા વધુવાર ઉભય બંધુઓને દિલ્હીનો ત્યાગ કરી બીકાનેર આવવાનો આગ્રહ કર્યો. મરણ પથારી પરથી પિતાએ ઉચ્ચારેલા શબ્દો પુત્રોના કાનમાં હજુ તાજા રમતા હોવાથી રાયસિંગનો પ્રયત્ન નિષ્ફળ ગયો.

રાયસિંગને પોતાની યુક્તિ આમ નિષ્ફળ જવાથી ઘણુ માઠુ લાગ્યુ. આમ છતાં કોઇની હિસાબે વેર લેવાની જે વૃત્તિને જન્મ આપ્યો હતો તે સાવ નિર્મૂળ ન બનવા દીધી. 'કઇ લાખો નિરાશામા અમર આશા છુપાઈ છે' એ અથવા તો 'આશા અમર છે' એ ઉક્તિને યાદ કરી વેરનો પ્રતિશોધ કરવાનો કોઇ ને કોઇ દિન જરૂર યોગ સાંપડશે એવી દૃઢ આશા ધારણ કરી તે સમયની પ્રતીક્ષા કરી રહ્યો !

પણ માનવીના ધાર્યા મનોરથો ઓછા જ સંપૂર્ણપણે ફળે છે ! એ સામે વિધાતાની નાગી તરવાર લટકતી જ હોય છે ! એક કવિએ સાચું જ ગાયું છે કે,

"માણસ ધારે હુ કરુ, કરનવાલો કોય; આરંભ્યા અધવચ રહે, દૈવ કરે સો હોય."

એમ રાયસિંગજીની આશા અફળ જ રહી. સન ૧૬૧૧માં એ સખત માંદગીમાં પટકાયો અને એમાથી ઊઠવા પામ્યો જ નહી. જ્યારે એને લાગ્યું કે આ ભયંકર માંદગી એનો જીવ લેવાની જ છે ત્યારે એણે પોતાના પુત્ર સુરસિંગને પથારી પાસે બોલાવી જે શબ્દો સંભળાવ્યા તે આ હતા—'દિકરા, હુ અધૂરી આશાએ પરલોક સીધાવુ છુ, પણ મારી તને અંતિમ સૂચના એટલી જ છે કે તારે કરમચંદ બચ્છાવતના છોકરાઓને બીકાનેરમા પાછા લાવી તેમના પિતાએ જે પાપ કર્યું છે તે બદલ તેમને શિક્ષા કરવી, અર્થાત્ કરમચંદ સામેના ગારા કીનાનુ વેર લેવુ."

ટાંક મહાશય લખે છે કે:—With these words, the Raja expired. અર્થાત્ આટલુ કહીને ગમસિંગે પ્રાણ તજ્યા. એ શિખામણ કેવી રીતે પાળવામાં આવી તે હવે પછી જોઇશું.

(ચાલુ)

# ચિત્તોડના કિલ્લામાંના જૈન અવશેષો

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી. ન્યાયવિજયજી

આમ તો મેવાડ એક રીતે જૈન ભૂમિ છે. આજે પણ મેવાડમાં લગભગ ત્રણ હજાર જૈન મંદિરો છે. કોઇ ગામ એવું ભાગ્યે જ હશે કે જ્યા પાંચ દશ ઓસવાલ જૈનોનાં ઘર હોય અને ત્યાં જિનમદિર ન હોય આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજી મહારાજના સમયે ચિત્તોડમાં મહાન જૈન આચાર્ય, વિદ્વાન મુનિ પુગવો અને વિદ્વાન જૈન શ્રમણીઓ વિચરી જિનવાણીની ઉદ્દ્ઘોષણા કરી રહ્યા હતા. ત્યારપછી પણ અનેક સુવિહિત આચાર્યોએ આ ભૂમિને પોતાનાં ચરણકમલોથી પુનીત બનાવી છે.

સુપ્રસિદ્ધ ષટ્ કલ્યાણક પ્રણેતા શ્રી જિનવલ્લભસૂરિજી અહીં પધાર્યા ત્યારે ચિત્તોડમાં જૈનધર્મની પૂરેપૂરી જાહોજલાલી હતી. ભગવાન શ્રી મહાવીરદેવનુ છઠ્ઠું કલ્યાણક મનાવવાની તેમની મનોભાવનાએ અહી જ મૂર્તરૂપ લીધેલું અને તેનો ઉત્સવ મનાવવા જિનમંદિરમાં જતાં તેમને ના પાડવામા આવી ત્યારે તેમણે અહી વિધિમદિરની સ્થાપના કરાવી હતી. આ આચાર્ય સંબધી વિશેષ માટે જુઓ બાબુ પૂરણચદ્રજી નાહાર સંપાદિત "ખરતરગચ્છ પટ્ટાવલી સગ્રહ". આ સિવાય અનેક જૈનાચાર્યો અહી પધાર્યા છે.

પરતુ સમસ્ત મેવાડમા જૈનધર્મને વિસ્તૃત રૂપ આપવાનુ માન મહાતપસ્વી શ્રી જગચ્ચદ્રસૂરિજીને ઘટે છે. મેવાડાધિપતિ—રાણાએ તેમને મહાતપાહીરલાનું માનવંતુ બિરુદ આપી તેમના ઉપદેશથી અહિસાનુ અમૃતપાન કર્યું હતુ. ત્યારપછી તો જ્યાં જ્યાં મેવાડ રાજ્યનો કિલ્લાનો પાયો પડે ત્યાં ત્યાં જૈનમદિર બનતાં આવ્યાં છે. તેમના શિષ્ય દેવેંદ્રસૂરિજીને પણ આ રાણાઓ બહુ જ આદરમાન આપતા હતા. ત્યારપછી સોમસુદરસૂરિ આદિ અનેક આચાર્યો પધાર્યા તેમજ પદર, સોલ અને સત્તરમી સદીના તપગચ્છ ખરતરગચ્છના સાધુઓ અહી વિચર્યા છે અને પ્રજાને ધર્મામૃતનુ પાન કરાવ્યું છે

અલ્લાઉદ્દીન ખીલજીના સમયથી મુસલમાનોની ચિત્તોડ ઉપર રાહુના જેવી ક્રૂર દૃષ્ટિ પડી અને ચિત્તોડનું પતન થયું. મોગલાઇ જમાનામાં અકબર, જહાંગીર, શાહજહાં આદિના સમયે પણ ચિત્તોડ વિદેશીઓની દૃષ્ટિમાં જ રહ્યું છે. આ મુસલમાની સમયમા અનેક જિનમદિરો બન્યાં અને ધ્વસ્ત થયાં, જૈનોની વસ્તી ઘટી, સાધુઓના વિહાર પણ ઓછા થયા. યતિઓ પણ ઓછા થતા ગયા. આના પરિણામે મેવાડમાં અને ખાસ કરીને ચિત્તોડમાં મદિરના સભાળનારા ઓછા થતા ગયા. ચિત્તોડમાંનાં જિનમદિરો મુસલમાની જમાનામાં ધ્વસ્ત થયા. એ ધ્વસ્ત જિનમદિરોમા ઝાડ, અને ઘાસ ઊગ્યા અને પરિણામે મંદિરો વિનાશના મુખમાં જવાની તૈયારીમા હતા ત્યાં તીર્થોદ્ધારક પુણ્યશાલી આચાર્ય મહારાજ શ્રી વિજયનીતિસૂરીશ્વરજી મહારાજ અહી પાધાર્યા અને તેમની દૃષ્ટિ અહીના જિનમદિરો તરફ ગઈ તેમણે ઉપદેશ આપી અહીના ધ્વસ્ત જિનમદિરના જીર્ણોદ્ધારની શરૂઆત કરાવી છે

વિ સ, ૧૯૯૭ માં અમારું શ્રી કેસરીયાજીની યાત્રાર્થે જવાનું થતાં ચિત્તોડ જવાનુ થયું અને થોડા સમયમા જે જોયુ તેનો થોડો પરિચય અહીં આપું છુ.

ગઢ ઉપર-રામપોલની અંદર થઈને જતાં અમે એક જિનમંદિર જોયું. મંદિર ખંડિત છે. અંદર મૂર્તિ નથી; બહાર કોરણી સુંદર છે આ મંદિર ૧૫૦૫ (?) માં બન્યુ છે. અંદર લેખ છે પરંતુ સમયાભાવે લેખ ઉતારી તો ન શક્યા. પરંતુ ખરતરગચ્છીય આચાર્ય શ્રી **જિનસેનસૂરિજીએ** પ્રતિષ્ઠા કરાવી છે. "અષ્ટાપદાવતાર શ્રી શાન્તિનાથ જિનપ્રાસાદ" નો લેખમા ઉલ્લેખ છે.

અહીથી આગળ જતાં સત્યાવીશ દેવરી જિનમંદિર આવ્યુ ત્યારે એ મંદિરના જીર્ણોદ્ધારનુ કામ ચાલુ હતું મંદિર બહુ જ ભવ્ય અને વિશાલ છે, આ મંદિર બાવન જિનાલયનુ હશે એમ દેખાય છે. મંદિરમા મૂર્તિ વગેરે નથી. થોડાં પરિકર અને થોડી મૂર્તિઓ છે પરિકરમા નીચે મુજબ લેખ છે.—

**[१]-कार्तिकशुदि १४ चैत्रगच्छ रोहणाचलचिंतामणी......सा. माणिभद्र सा. नेमिभ्यां सह सैचणीकां वेडाजिताया. (२) *सं. राजान श्री भुवनचंद्र-सूरिशिष्यस्य विद्वत्तया सुहृत्तया च रंजित श्री गुर्जरराज श्री मेदपाटप्रभु प्रभृति क्षितिपतिमानितस्य श्री. (३) ×× लघुपुत्रदेदासहितेन स्वपितुरात्मीय-प्रथमपुत्रस्य वर्मनसिंहस्य पुणयाय पूर्वप्रतिष्ठित श्री सीमंधरस्वामी श्री युगंधरस्वामि ××** આગળ વંચાતુ નથી

**ભાવાર્થ**—લેખમાં સંવત નથી વચાયો. ચૈત્રવાલ ગચ્છના પ્રતાપી આચાર્ય શ્રી ભુવનચંદ્રસૂરિ શિષ્ય, કે જેમણે ગુર્જરેશ્વરને પ્રતિબોધ આપી રંજિત કર્યા હતા, મેદપાટ (મેવાડ)ના મહારાણા પણ જેમને બહુ માન આપતા હતા, તેમના ઉપદેશથી વર્મનસિંહે સીમંધરસ્વામી અને યુગમધરસ્વામીની પ્રતિષ્ઠા કરાવી છે આ લેખ પત્થર પર છે.

[૨]-બીજો લેખ એક ખંડિત સફેદ મૂર્તિ પર છે. મૂર્તિ બહુ ખંડિત છે. માત્ર ગાદી—પગનો ભાગ જ બાકી છે. સ. ૧૪૬૯માં પ્રતિષ્ઠા થયેલી છે માત્ર સંવત વચાયો છે. મૂર્તિને લગોટ સાફ દેખાય છે શ્વેતામ્બર મૂર્તિ છે.

**[३] - × × × संवत् १५१३ वर्षे ज्येष्ठ वदि ५ उकेशवंशे भं० गोत्रे भं तोलापुत्र देवाल. राजा भ. × × × × राज्यप्रासाद तत्पुत्र भ० कुं × × × कारित प्रति० खरतरगच्छे श्रीजिनभद्रसूरिभिः।**

**ભાવાર્થ**—સવત ૧૫૧૩માં ઓસવાલ વંશમા ભ (ભંડારી) ગોત્રના તોલા તેના પુત્ર દેવા અને રાજાએ મૂર્તિ કરાવી અને પ્રતિષ્ઠા ખરતરગચ્છીય શ્રીજિનભદ્રસૂરિજીએ કરાવી છે.

**[४]-संवत् १५०५ वर्षे पोष शुदि १५ श्रीउपके संतानीय × × × × × × करवापुत्र धना +** × × પંક્તિ નથી વંચાતી—છેલ્લી પંક્તિમાં-**प्रति भ० श्रीसोमसुदरसूरि**" આટલુ વચાય છે

**ભાવાર્થ**-સ. ૧૫૦૫ મા ઉપકેશવશીય કરવાના પુત્ર ધનાએ મૂર્તિ ભરાવી છે અને ભટ્ટારક શ્રી સોમસુદરસૂરિજીએ પ્રતિષ્ઠા કરાવી છે.

**એક પરિકર પરનો લેખ** — આ પરિકરની મોટી મૂર્તિ અમે શ્રી મહાવીરસ્વામીના મદિરની પાસે બિરાજમાન શ્રી કર્માશાના મંદિરમા એક સ્થાન પર જોઇ. તેના પર લેખ

* આ રીતે કૌસ ( ) મા આપેલ અંક મૂળ લેખની તે તે લીટીને સૂચવે છે.

નીચે પ્રમાણે છે .

[૫]-सं १५१० (७) श्री यशोभद्रसूरिसंतानीय " ચાર લીંટીનો લેખ છે, પણ બરાબર વંચાતો નથી

[६]-સં. १५३६ वर्षे पोष . . . આગળ નથી વચાતું.

આ સત્યાવીશ દેવરીનું મંદિર વિશાલ છે. જમીનમાં હજી બીજી દેરીઓનાં ચિહ્ન દેખાય છે. મદિરમાં ઝાડ ઊગવાથી આખા મદિરનો નાશ થયો છે. જીર્ણોદ્ધારનુ કાર્ય સારી રીતે ચાલે છે અહીથી અમે સુપ્રસિદ્ધ કૃષ્ણભક્ત મીરાબાઈનાં મંદિરમાં ગયા. આ મદિરનો જીર્ણોદ્ધાર સદ્દગત મહારાણા શ્રી. ફત્તેહસિહજીએ કરાવ્યો છે. આ મંદિર બહુ જ ભવ્ય અને વિશાલ છે ડબલ આમલસાગની સુંદર ગોઠવણી છે. શિખર ઉપરના ભાગમા એક મગલચૈત્ય છે તેમા ડાબી અને જમણી બન્ને બાજુ એક × × × દેવ છે. તેના ઉપર છાજલીમાં સુદર જિનમૂર્તિ છે અને તેના ઉપર તોરણમાં બીજી નાની જિન-મૂર્તિ છે આ નાની નાની જિનમૂર્તિઓ મનોહર અને લંગોટથી વિભૂષિત છે. આ જ મીરાંબાઈના મદિરના ચોકમા જમણી બાજુના મદિરની પાછળની દિવાલમા પાષાણુની પચતીર્થીની મૂર્તિ છે. સુદર કારીગરીવાળી આ મૂર્તિ શ્વેતાબરી છે અને પરમ દર્શનીય છે.

અહીથી અમે આગળ વધી **મોકલરાણાના** મદિરમા-જેનું બીજુ નામ **સમિધેશ્વર મહાદેવનું મંદિર** છે ત્યા ગયા આ મદિરની રચના માટે આ પ્રમાણે જુદા જુદા મતો પ્રવર્તે છે

(૧) કોઈ કહે છે કે મહારાણા કુભાએ પોતાના પિતા (મહારાણા મોકલજી) ના સ્મરણાર્થે બ્રહ્માનુ મદિર બનાવ્યુ છે

(૨) કોઇ એમ કહે છે કે મહારાણા લાખાજીએ આ મંદિર બનાવ્યુ, અને અકેશ્વર (બ્રહ્મા)જીના નામ પર ભેટ કરેલુ છે

(૩) જ્યારે કોઈ કહે છે કે આ મદિર સમિધેશ્વર મહાદેવનું મદિર છે, અને મહા-રાણા મોકલદેવે આ મદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો છે

(૪) રાયબહાદુર પડિત ગૌરીશકર ઓઝાજી લખે છે કે આ મદિર સમિધેશ્વર મહાદેવનુ છે અને ૧૪૮૫મા મહારાણા મોકલદેવે આનો જીર્ણોદ્ધાર કરાવ્યો છે.

આ મદિરમા બે મોટા શિલાલેખો છે એક લેખ વિ સ ૧૨૦૭નો છે યદ્યપિ સમયાભાવે અમે લેખ નથી લઈ શક્યા, પરતુ લેખનો સાર એક ભાઈએ જણાવ્યો છે તેમ વિ સ. ૧૨૦૭મા (ઇ સ. ૧૧૫૦)મા પરમપ્રતાપી ગુર્જરેશ્વર મહારાજા કુમારપાલ અજમેરના ચૌહાણ રાજા આનારાજને પરાસ્ત કરી ચિત્તોડ જોવા આવ્યા હતા તે સમયે તેમણે આ મદિર બનાવરાવ્યુ છે

બીજા લેખ પ્રમાણે માલવાના સુપ્રસિદ્ધ વિદ્યાનુરાગી રાજા ભોજે આ મદિર બનાવ્યુ છે અને વિ સ ૧૪૮૫મા મહારાણા મોકલદેવે આ મદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો છે.

આ મંદિરનો પણ ઉદયપુર રાજ્યે જીર્ણોદ્ધાર કરાવ્યો છે. મે આ મંદિર માટે આટલી વિગત આપી છે તે સકારણ છે, મંદિરની પાછળના ભાગમા મહત્ત્વની જૈન મૂર્તિઓ છે.

મૂલ મંદિરમાં મહાદેવની વિશાલ મૂર્તિ છે. બાજુમાં પાર્વતીજી છે. બીજી બાજુ ગણેશજી અથવા કોઇ ગણની મૂર્તિ છે. સાથે બતાવવા આવનાર ભાઇ કહે આ ચતુર્મુખ મૂર્તિ છે. ત્રણ મુખ દેખાય છે. રંગમડપમાં ઉપર્યુક્ત બે શિલા લેખો છે જમણી બાજુ ૧૪૮૫ નો લેખ છે, ડાબી બાજુ ૧૨૦૭નો લેખ છે લેખ સુંદર સુલલિત સંસ્કૃત પદ્યમય છે. મંદિરની બહાર ડાબી બાજુની દિવાલમાં બે સુદર જિનમૂર્તિઓ છે. એક પ્રભુમૂર્તિ તો અભિષેક થાય છે તે પ્રસંગની છે. દેવો હાથમાં અભિષેકના કલશ લઇને ઊભા છે અને અભિષેક થાય છે. એ જ દિવાલમાં આગળ જતાં જૈન સાધુની સુદર મૂર્તિ છે. સાધુજીના જમણા હાથમાં મુહપત્તિ[1] છે, ડાબા હાથમા શાસ્ત્ર છે. સામે ઠવણી છે—સ્થાપનાચાયજી રાખવાનુ સ્થાન છે. પછી સામે સાધુ બેઠા છે તેમની પાછળ શ્રાવક શ્રાવિકાઓ છે આગળ જતાં એક બીજી જૈનાચાર્યની મૂર્તિ છે જેમના જમણા હાથમાં મુહપત્તિ છે. ઠવણી છે, સામે ઉપદેશ શ્રવણ કરતા રાજવી બેઠા છે નામ છે પણ વંચાતુ નથી. સાધન અને સમય બન્નેના અભાવે અમે ચોક્કસાઇથી નિરીક્ષણ ન કરી શકયા, લેખાદિનુ વાચન બરાબર ન થઇ શકયું. આગળ ક્રમ વધે છે. એ રાજા જે ઉત્સવ—વાજિત્રાદિ પૂર્વક—ગુરુ વદના-કરવા આવે તે બતાવેલ છે. આગળ ઉપર પદ્માસનસ્થ માથે મુકુટાદિથી સહિત ઇદ્રરાજ જિનેશ્વર પ્રભુને ખોળામાં લઇને બેઠા છે, દેવો અભિષેક કરે છે. એવી સુંદર મૂર્તિ છે આખુ સ્થાન જોતાં એમ લાગ્યુ કે તીર્થંકર દેવના પાંચે કલ્યાણકના ભાવ સુંદર રીતે બતાવેલા છે. મદિરની નીચેથી ગણતાં કણિયલ—ગ્રાસ, ગજથળ, અને નરથળ છે, તેમાં ઉપર્યુક્ત મૂર્તિઓ છે.

આથી આમળ વધતાં પુન. એક સાધુજીની મૂર્તિ જોઇ. હાથમાં (બગલમાં) ઓઘો અને એક હાથમા મુહપત્તિ છે. આ મૂર્તિ જોઇને એક અજૈન બન્ધુએ પણ કહ્યુ કે "તમારામા ઢુઢિયા ધર્મ તો નવો જ નીકળ્યો લાગે છે. પહેલાં જૈન સાધુ મોઢું આખો દિવસ બાંધી ન્હોતા રાખતા, એમ આ સાધુમૂર્તિ કહે છે." અમે કહ્યુ—"બરાબર છે"

આ મંદિર અમે બહુ જ બારીકાઇથી જોયુ જૈનધર્મના પરમ માનનીય અને પૂજનીય શ્રી. તીર્થંકર દેવો સાધુઓ ને શ્રાવકોની મૂર્તિઓ જોઇ. અમને ક્ષણભર આશ્ચર્ય થયું ભકતાત્મા મીરાંબાઇના મદિરમા પણ અમે જૈન મૂર્તિઓ જોઇ આ બધુ જોતાં એમ લાગ્યુ કે આગળના સમયમા આપસમા કેટલો પ્રેમ, સ્નેહ અને ઉદારતા હશે તે અહીથી આપણે શીખવાનુ છે.

અહીથી સામે સતીઓના મદિરનો દરવાજો છે તેમાં એક સુદર સુલલિત સસ્કૃત

---

૧. આ ચિત્ર ઉપરથી સ્પષ્ટ સમજી શકાય છે કે જૈન સાધુઓ હાથમા જ મુહુપત્તિ રાખતા હતા, અને નહી કે મોઢા ઉપર બાધતા હતા. આપણે ઇચ્છીએ કે સ્થાનકમાર્ગી ભાઈઓ આવા ઐતિહાસિક પ્રમાણને બરાબર સમજી સત્ય સ્વીકારે.

શ્લોકબદ્ધ લેખ છે ૬૧ શ્લોક છે. સં. ૧૩૩૧ માં અષાઢ સુદિ ૧૩, પુષ્ય નક્ષત્રમાં આ લેખ લખાયેલ છે. લેખ ખોદનાર 'સજ્જન' છે.

**ગોમુખ કુંડ ઉપરનું જૈનમંદિર**—આ જૈનમંદિરને સુકોશલ સાધુજીની ગુફા કહેવામાં આવે છે. કુંડ ઉપર જતાં પ્રથમ ઉપરના ભાગમાં તો ધર્મશાળા જેવું છે. પગથિયાં ઊતરીને નીચે જતાં જૈનમંદિર આવે છે તેમા આ રીતે મૂર્તિ છે. વચમા આદિનાથ ભગવાનની મૂર્તિ છે. જમણીબાજુ કીર્તિધર મુનિ છે, તેમની જમણી બાજુ પ્રાકૃતમાં લેખ છે. ડાબી બાજુ સુકોશલ સાધુધ્યાન મગ્ન છે. તેમની ડાબી બાજુ તેમની માતા વ્યાઘ્રીનો જીવ ઉપસર્ગ કરે છે.

પ્રાકૃતમાં લેખ | કીર્તિધર ઋષિ | **પ્રભુમૂર્તિ** | સુકોશલ ઋષિ | માતૃજીવ વ્યાઘ્રી.

આ બધે નામ કોતરેલાં છે. પ્રાકૃત લેખ છે તે અમે થોડો લીધો છે. તેમા શરૂઆતમા ॥ ६ **ॐ ह्रीँ अर्हँ नम स्वाहा** ॥ લખ્યુ છે. આ એક જ પત્થરમાં ત્રણ લીપીના લેખ છે. મૂલનાયકજી–પ્રભુજી ઉપર કનડી અક્ષરોમાં લેખ છે. જમણી બાજુના પ્રાકૃત લેખની લીપી અને મરોડ જુદી જાતના છે, જ્યારે નીચે સસ્કૃત લેખની લીપી અને મરોડમા ફેર છે. ન માલુમ આવુ ત્રિવિધ કાર્ય કેમ થયુ હશે ? નીચેના સંસ્કૃત લેખમાં વિ. સં. ૧૪૦૮ ખરતરગચ્છીય શ્રી જિનભદ્રસૂરિ નામ વંચાય છે સમયાભાવે અમે આખો લેખ ઉતારી ન શકયા.

આ જ મંદિરમાં એક ૧૧૧૪ના આદિનાથના જિનબિંબના પરિકરનો લેખ છે. લેખ નીચે પ્રમાણે છે, જે પૂરો સમજાતો નથી

**॥ संवत् ॥ १४ वर्षे मार्ग शुदि ३ श्री चैत्रपुरीय गच्छे श्री बुडागणि भतृपुरमहादुर्गे श्री गुहिलपुत्र वि × × (२) हार श्री बडादेव आदिजिन वामांग दक्षिणाभिमुखद्वार गुफायां कलि श्रुतिदेवीनां चतु × × × (३) लानां चतुर्णी-विनायकानां पादुकाघटित सहसाकार सहिता श्रीदेवि चित्तोडरी मूर्ति × × (४) श्री भ्रतृगच्छीय महाप्रभावक श्री आम्रदेवसूरिभि × × श्री सा सामासु. सा. हरपालेन (५) श्रेयसे पुणयो पार्मना × । व्यधियते ।**

લેખમાંનો 'બડાદેવ' શબ્દ ખૂબ ધ્યાન ખેંચે તેવો છે. સંવતમાં પણ બરાબર સમજ નથી પડતી ખાસ તો આદિ જિનનુ નામ છે ભતૃગચ્છીય આમ્રદેવસૂરિજી અને હરપાલે કરાવ્યાનું જણાય છે (ચાલુ)

# कतिपय स्तोत्रोंके रचयिताओंके विषयमें नया प्रकाश

लेखक- श्रीयुत अगरचन्दजी नाहटा, बीकानेर



जैन स्तोत्र-साहित्य बहुत ही विशाल एवं महत्त्वपूर्ण है। कई स्तोत्रोंकी विविध विशेषताओंने उसमे चार चांद लगा दिये हैं। जैन स्तोत्र-सन्दोह भाग १ के परिशिष्टमे स्व पू मु. श्री. अमरविजयजीके शिष्य मुनि श्री. चतुरविजयजीने जैन स्तोत्र-साहित्यकी विस्तृत सूची प्रकाशित की है। उसके अतिरिक्त सेकडो अन्य स्तोत्र हमारे अवलोकनमें आये हैं एवं यत्र तत्र प्रचुर प्रमाणमें पाये जाते हैं। इस लघु लेखमे कतिपय स्तोत्रोंके रचयिताओंके सम्बन्धमें नवीन प्रकाश डाला जाता है। आशा है साहित्यसेवी विद्वानोंको वह उपयोगी प्रतीत होगा।

१ जैन स्तोत्र-सन्दोह भाग १ में प्रकाशित जैन स्तोत्रोंकी सूचीमें निम्नोक्त स्तोत्रोंके कर्ताके नाम नहीं हैं, पर हमारे सग्रहकी उपलब्ध प्रतियोंमें उनके नाम पाये जाते हैं। अत उनके कर्ताके नाम दिये जाते हैं—

A "श्री पार्श्वनाथ तमहं" कर्ता श्री जिनकुशलसूरि।

B "आदौ नेमिजिनं नौमि" कर्ता श्री. जिनदत्तसूरिशिष्य उपाध्याय जयतिलक।

C 'श्रेयो दधानं" पार्श्वनाथस्तव, गाथा १७ ('संसारदावा'की पाद-पूर्तिरूप) इस स्तोत्रके कर्ता के विषयमें अन्तमें इस प्रकार उल्लेख किया है— "इति श्रीमंडपाचलमंडन श्री पार्श्वनाथस्तोत्रं कृतं खरतरगच्छीय श्री सिद्धान्तरुचिमहोपाध्यायै"।

D "ऋषभजिन! भवन्तं" अपूर्णकी नोंध है। उसकी पूर्ण प्रति हमारे संग्रहमें है। उसके रचयिता खरतरगच्छीय जयसागर उपाध्याय हैं।

२ निम्नोक्त दो स्तोत्रोंके रचयिताओंके नाम प्रसिद्ध नामोंसे भिन्न पाये जाते हैं—

A जैन स्तोत्र-सन्दोह भाग २ में मंत्रादि गर्भित पार्श्वनाथ स्तोत्र छपा है जिसके रचयिता पूर्णकलश हैं। बीकानेर भंडारमें इस स्तोत्रकी तीन प्रतियां देखनेमें आई जिनमें इसके रचयिता श्री जिनदत्तसूरि बतलाये हैं। अत प्राचीन प्रतियोंकी खोज कर कर्ताका निर्णय करना आवश्यक है।

B "श्री जैन सत्य प्रकाश" मासिकपत्रके वर्ष ५. अंक १२ मे "उवसग्गहर स्तोत्रकी पादपूर्ति" स्तोत्र मैने प्रकाशित किया है। उसकी

अन्य प्रति अभी अवलोकनमें आई। अन्त्य गाथा पूर्व प्रकाशितसे[1] भिन्न निम्न प्रकारकी पाई जातीहै—

' सिरिभद्दबाहुरइयस्स, जिणपहसूरिहि मसपहावा।
संथवणस्स समग्गस्स विहिय विबुधाणयपयस्स ॥ २२ ॥ '

अत इस गाथासे उसके रचयिता श्री जिनप्रभसूरि विदित होते हैं।

इस प्रकार यथामति कतिपय जैन स्तोत्रोंके रचयिताओंके विषयमें प्रकाश डालनेका प्रयत्न किया गया है। आशा है अन्य विद्वान भी इसी प्रकार विशेष ज्ञातव्य प्रगट करते रहेंगे।

---

१ पूर्वप्रकाशितमें अन्त्य गाथा इस प्रकार है—
उवज्झाय 'हरिसकल्लोल 'सीसेण भद्दवाहुरइयस्स। सथवणस्स समस्सा विहिया वुहाण य पसस्सा ॥ २२ ॥

# શ્રી મહાવીરજયન્તીની જાહેર રજા

પ્રેષક—**શ્રીયુત શાહ હીરાચંદજી જૈન**
મંત્રી શ્રી મહાવીર જૈન સભા, માડવલા (મારવાડ)

નીચેના દેશી રાજ્યોમાં શ્રી મહાવીરજયન્તી–ચૈત્ર શુદિ ૧૩ નો દિવસ જાહેર તહેવાર તરીકે સ્વીકાર કરવામા આવ્યો છે અને તે દિવસે આખા રાજ્યમા રજા રાખવાની જાહેરાત કરવામાં આવી છે.

| | | |
|---|---|---|
| અક્કલકોટ | છોટાઉદેપુર | પન્ના |
| અલીરાજપુર | ધરમપુર | પ્રતાપગઢ |
| આવાગઢ | ડુંગરપુર | રતલામ |
| ઔંધ | ધાર | સમથર |
| બડવાની | ઈડર | સૈલાના |
| બાઘાટ | જયપુર | સાયલા |
| બનેડા | ઝાલરાપાટન | ટોંક |
| વાંસવાડા | જીંદ | વીરપુર |
| ભરતપુર | જૂનાગઢ | બાધવાન |
| ભોપાલ | કરૌલી | બજાણા |
| ભોર | કોટા | વાવ |
| બીલખા | કોલ્હાપુર | કોઠ |
| બીકાનેર | મૂળી | રાજકોટ |
| બુંદી | નરસિંહગઢ | સીતામઉ |
| ચૂડા | ઓરછા | |

આશા છે આ જ રીતે અન્ય દેશી રાજ્યોમાં પણ મહાવીર જયંતીને જાહેર તહેવાર તરીકે સ્વીકારવામાં આવશે અને જાહેર રજા પાળવામા આવશે.

પ્રેર્યો નવું જોમ મેળવી ફરી યાત્રા કરે તેમ અમે પણ એક વર્ષના ખર્ચ પૂરતી પણ આર્થિક સગવડના અભાવમાં જ નવા વર્ષની શરૂઆત કરીએ છીએ, અને મુશ્કેલીભરી સ્થિતિમાં વર્ષ પૂરું કરીને શ્રીસંઘની મમતાના બળે નવા વર્ષમાં પ્રવેશ કરીએ છીએ. આ માટે અમારે અકળાવાની જરૂર નથી; જે શ્રી સંઘે આટલી મમતા પૂર્વક 'શ્રી જૈન સત્ય પ્રકાશ'ને અપનાવ્યું છે તે અવસરે એની જરૂર સંભાળ રાખશે એટલો અમને વિશ્વાસ છે

અત્યારે ખરી મુશ્કેલી કાગળના ભાવની છે મૂળ ભાવ કરતાં અત્યારે ચારથી પાંચ ગણા ભાવ વધી ગયા છે અને છતાય 'શ્રી જૈન સત્ય પ્રકાશ' પહેલાંના લવાજમ (માત્ર બે રૂપિયા)માં જ અને પહેલાંના જેટલાં જ પૃષ્ઠોમાં પ્રગટ કરવામાં આવે છે આ દૃષ્ટિએ ગ્રાહકોને વધુ ગ્રાહકો બનાવી આપવાની અને સહાયકોને વધુ સહાય આપવાની અમારી વિનંતી સમયસરની અને વ્યાજબી છે, એમ અમને લાગે છે આશા છે આ તરફ સૌ અવશ્ય ધ્યાન આપશે

માસિકને સમૃદ્ધ બનાવવા સંબંધી અમારી ઇચ્છા ઘણી ઊંચી છે. આ સાત વર્ષના અનુભવે અમે જોયું છે કે આપણે ત્યાં સારા સારા લેખો લખીને જનતાની અને વિદ્વાનોની પણ જિજ્ઞાસા-વૃત્તિને પોષી શકે એવા વિદ્વાનોની ખામી નથી. જરૂર છે માત્ર તેઓની પાસે પહોંચવાની અને તેઓને વારવાર વિનંતી કરીને તેમની લેખિનીને લેખો લખવામાં પ્રવાહિત કરવાની ! શ્રી સંઘમાં સૌ કોઇની પાસે લેખો આપવાની વિનમ્ર માગણી કરવાનું અને સૌ કોઇ જરા પણ સંકોચ વગર લેખો મોકલવા પ્રેરાય એવુ અહોભાગ્ય આ સમિતિને સાંપડ્યુ છે, અને એના બળે અમે અમારાથી બનતો પ્રયત્ન કરીને સૌની પાસેથી લેખો મેળવીએ છીએ. પણ માસિકનું ૪૦ પૃષ્ઠ જેટલુ અતિ મર્યાદિત કદ અમારા આ પ્રયત્નને પણ મર્યાદિત બનાવી દે છે આ માટે તો દર મહિને ૧૦૦-૧૨૫ પૃષ્ઠનું દળદાર અને સચિત્ર માસિક પ્રગટ કરવા જેવી સ્થિતિ પ્રાપ્ત થાય તો જ સંતોષ થઈ શકે

આશા રાખીએ કે શાસનદેવની કૃપાથી અને ચતુર્વિધ શ્રી સંઘના સહકારથી આવો અવસર જલદી સાંપડે, અને 'શ્રી જૈન સત્ય પ્રકાશ' વધુ સેવા કરવા શક્તિમાન બને।

# "श्री जैन सत्य प्रकाश"

[कविता]

रचयिता —

पूज्य मुनिमहाराज श्री कांतिसागरजी साहित्यालंकार

सत्य प्रकाश! सत्य प्रकाश!!
घर घर हो तेरा उल्लास!

जैन कलाका है परिचायक,
नीतिधर्म विज्ञान प्रदायक।
शिल्प सुशिक्षा नैतिक विषयक,
दिग्दर्शक है सत्य प्रकाश! ॥ १ ॥

जैन—सुसंस्कृति का सर्वोत्तम,
मासिक—पत्रों में है अनुपम।
क्यो न इसे अपनावें सब हम,
देखें इसका विभव विकास ॥ २ ॥

व्यथा—सिन्धु से खेने वाला,
शांति—सुधारस देने वाला।
सब का मन हर लेने वाला,
पढे निकाले हम अवकाश ॥ ३ ॥

मेरी अंतिम है अभिलाषा,
ज्ञान—पिपासु बनें नित प्यासा।
भक्ति मुक्ति मय इसकी भाषा,
करे पान, भरभर उल्लास ॥ ४ ॥

जैनधर्म का जीवन दाता,
विद्यावल विज्ञान बढ़ाता।
नये नये नित पाठ पढाता,
चिर जीवे, प्रभु जगन्निवास ॥ ५ ॥

॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

| वर्ष ८ | વિક્રમ સં. ૧૯૯૯ વીરનિ સં. ૨૪૬૯ . ઇસ્વીસન ૧૯૪૨ | क्रमांक |
|---|---|---|
| अंक २ | કાર્તિક શુદિ ૮ રવિવાર નવેમ્બર ૧૫ | ८६ |

## વિષય – દર્શન



**સૂચના**–આ માસિક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે તેથી સરનામાના ફેરફારના ખબર બારમી તારીખે સમિતિના કાર્યાલયે પહોંચાડવા.

**લવાજમ–વાર્ષિક–બે રૂપિયા · છૂટક ચાલુ અંક–ત્રણ આના**

મુદ્રક નરોત્તમ હ. પંડ્યા, પ્રકાશક ચીમનલાલ ગોકળદાસ શાહ, પ્રકાશનસ્થાન શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય જેશિંગભાઇની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ, મુદ્રણસ્થાન સુભાષ પ્રિન્ટરી, મીરજાપુર રોડ, અમદાવાદ

॥ वीराय नित्यं नमः ॥



# શ્રી જૈન સત્ય પ્રકાશ

વર્ષ ૮ ક્રમાંક ૮૬ અંક ૨

(संभवतः श्रीमुनिसुन्दरसूरिविरचितम्)

## साधारणजिन-स्तवम्

संग्राहक—

पूज्य आचार्य महाराज श्री विजयक्षमाभद्रसूरिजी

जय श्रीजिन! कल्याणवल्लीपल्लवनाम्बुद! ।
मुनीन्द्रहृदयाम्भोजविलासवरषट्पदः ॥ १ ॥
तव नाथ! पदद्वन्द्वसपर्यारसिका जनाः ।
सर्वसम्पत्सुखश्रीभिर्विलसन्ति सदोदयाः ॥ २ ॥
नृलोके चक्रिताद्यायाः सुरलोके चेन्द्रतादयः ।
शिवेऽनन्तसुखाद्यास्ताः तव भक्तिवशाः श्रियः ॥ ३ ॥
सर्वश्रियः श्रियां मूलं दधद्धर्मं समग्रवित् ।
योगक्षमंको नाथ! त्वमेव जगतामसि ॥ ४ ॥
त्वमेव शरणं बन्धुः त्वमेव मम देवता ।
तन्मां पाहि भवात् तात! कुरु श्रेयः सुखास्पदम् ॥५॥
स्तुतिमिति तनुते जिनेन्द्र! यस्ते
भववमहामुनिसुन्दरस्तुतांहे्ः ।
स भवतु(ति) गुणसम्पदा समस्ते
फलमिति तद्वितराचिरान्मम ॥६॥

इति श्रीसाधारणजिनस्तवनं सम्पूर्णतां प्राप । श्रीः श्रीः श्रीः ।

(એક પ્રાચીન હસ્તલિખિત પાનામાંથી ઉદ્ધૃત)

मुनि भावरत्नकृत

# ભટેવા પાર્શ્વનાથની ઉત્પત્તિનું સ્તવન

સંપાદક—**શ્રી ભોગીલાલ જ. સાંડેસરા**, બી. એ. ઓનર્સ

વિક્રમના અરાઢમા શતકના ઉત્તરાર્ધમાં થઈ ગએલા જૈન કવિ ભાવરત્ને સં. ૧૭૭૭માં રચેલું ચાણસ્માના ભટેવા પાર્શ્વનાથની ઉત્પત્તિ વિષેનુ સ્તવન જૈન ઇતિહાસની દૃષ્ટિએ ઉપયોગી જણાયાથી સંપાદિત કરીને અહીં આપ્યુ છે. અલબત્ત, તેમા આપેલી કેટલીક વિગતો અન્ય ઐતિહાસિક સાધનો સાથે મુકાબલો કરતા એમ ને એમ સ્વીકારવા જેવી લાગતી નથી; તો પણ બીજે કયાંયથી મળતી નથી એવી કેટલીક વસ્તુઓ પણ એમાંથી મળે છે, એ રીતે મને પ્રસ્તુત કાવ્ય નોંધપાત્ર લાગ્યુ છે.

પહેલાં એક પંક્તિ દેશીની અને પછી એક કડી હરિગીતની એ પ્રમાણે ૧૧ દેશીની પંક્તિઓ અને ૧૧ હરિગીતની કડીઓમા આ કાવ્ય લખાયું છે. એમા વર્ણવેલી વિગતોનુ તુલનાત્મક દૃષ્ટિએ અવલોકન કરતાં પહેલાં એનો ટૂંક સાર જોઈ લઈએ કવિ કહે છે—

“શ્રુતધરો કહે છે કે ઇડર પાસેના ભાટુઅર ગામમાં સુરચંદ નામે એક ગરીબ વાણિયો રહેતો હતો. તેના ઘરમાં કોઈ પુણ્યના યોગે પાર્શ્વનાથની પ્રતિમા પ્રગટ થતા લક્ષ્મીની રેલમછેલ થઈ રહી. કેટલાક વખત પછી ઈડરના રાજાએ આ વાત જાણતાં શેઠ પાસે આ પ્રતિમાની માગણી કરી અને ન આપવામા આવે તો બળજબરીથી લેવાની ધમકી આપી આથી શેઠે એ પ્રતિમા ગામને ગોંદરે એક પટેલના ખેતરમાં છાનેમાને દાટી દીધી પ્રતિમા નહી મળતાં રાજાએ શેઠનુ ઘર લુટી લીધુ બીજી બાજુ **પાટણ પાસે આવેલા ચંદ્રાવતી[1] ગામમાં** રવિચંદ નામે એક ગરીબ પણ પુણ્યબુદ્ધિ વણિક રહેતો અને મીઠુ મરચુ હીંગ વેચીને પેટ ભરતો હતો એને એકવાર યક્ષે સ્વપ્નામા આવી ભાટુઅર ગામના ગોંદરે આવેલા ખેતરમાંથી પાર્શ્વનાથની પ્રતિમા લઇ આવવાનું કહ્યું. સવારે ઊઠીને વહેલ જોડીને શેઠ એ મૂર્તિ લઈ આવ્યો એક દિવસ સ્વપ્નામા ફરી યક્ષે કહ્યુ કે પાર્શ્વનાથનું મંદિર બંધાવ. અને શેઠને કેટલુક છૂપુ ધન બતાવ્યું આ ધનમાંથી રવિચંદ શેઠે મંદિર બંધાવ્યુ અને સં. ૧૫૭૫ ની અખાત્રીજે પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરાવી”

આ વૃત્તાંતમા આપેલા ચમત્કાર ઇત્યાદિ વિષે મૌન ધારણ કરીએ તો પણ કેટલીક વિગતોના ઐતિહાસિક સત્યનો સ્વીકાર કરવા પડશે, કાવ્યની છેલ્લી કડીમા કર્તા પોતે જ કહે છે કે

‘જીરણ સ્તવનો સંબંધ લેઈ સંક્ષેપઈ મઇ ઉધર્યો’

અર્થાત્ પ્રાચીન સ્તવન ઉપરથી તેણે આ વૃત્તાંત સંક્ષેપમા આપ્યો છે

ચાણસ્મામા હાલ ભટેવા પાર્શ્વનાથનુ મન્દિર છે તેનો જીર્ણોદ્ધાર સં ૧૮૭૨મા કરવામા આવ્યો હતો એટલે એ પહેલા જૂનુ મન્દિર હતુ એમ માનવાને સંપૂર્ણ કારણ છે. લગભગ પન્દર-સોળ વર્ષ ઉપર પાયા ખોદતા તેમાથી પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ નીકળી હતી અને

---

૧. હાલ ભટેવા પાર્શ્વનાથ ચાણસ્મામા છે તે તેમજ અન્ય સાધનમાની હકીકત ધ્યાનમા લેતા ‘ચંદ્રાવતી’ વડે કવિને ‘ચાણસ્મા’ જ વિવક્ષિત છે. એમા ગામ નામની સામ્ય સિવાયનુ ચંદ્રાવતી પાટણથી ઘણુ દૂર છે તેમજ અહીં કર્તાને ભાગ્યે જ ઉદ્દિષ્ટ હોઈ શકે

તે માટે નવુ નાનુ મન્દિર કરીને સ્થાપના કરવામા આવી છે. અત્યારે બહાર ગામથી ઘણા જૈનો ચાણસ્માના 'ભટેવા'ના દર્શન કરવા માટે આવે છે. 'ભટેવા પાર્શ્વનાથ' એનુ નામ પાડવાનો ખુલાસો મુનિ ભાવરત્નના કાવ્યમાંથી મળી રહે છે, કમકે ઈડર પાસેના ભાટુઅર ગામમાંથી એ મૂર્તિ જડી હતી.

પરતુ ચાણસ્મામાં ભટેવા પાર્શ્વનાથની પ્રતિષ્ઠાનુ વર્ષ ભાવરત્ને સ. ૧૫૩૫ આપ્યુ છે તેમા શકા કરવાનુ કારણ મળે છે, મુનિ શ્રી જયતવિજયજીએ 'જૈનાચાર્ય શ્રી આત્માનંદ શતાબ્દી સ્મારક ગ્રથ'મા વીશા શ્રીમાળી જ્ઞાતિના એક પ્રાચીન કુલની વશાવળી છપાવી છે એ વશાવળી વહીવચાના ચોપડા ઉપરથી લખાયેલી હોય એમ જણાય છે, અને તેથી ઐતિહાસિક દૃષ્ટિએ વધુ વિશ્વાસપાત્ર છે એમા ભિનમાલનિવાસી વીશા શ્રીમાળી જ્ઞાતિના શેઠ તોડાના વશની લગભગ ૫૦ પેઢીઓના અને ૩૩ પેટા શાખાઓનો વૃતાત આપેલો છે; અને તે સં ૭૯૫થી શરૂ થઈ લગભગ સ. ૧૬૦૦ સુધીની એટલે આઠસો વર્ષની છે એમા એક સ્થળે લખ્યુ છે (શતાબ્દી ગ્રન્થ પૃ. ૨૦૭)–

पूर्वि वद्धिमान भाई जयता उचली चाहणग्रामि वास्तव्य गामरामाही तत्र श्रीभट्टेवा श्री-पार्श्वनाथचैत्य कारापित स १३३५ वर्षे श्रीअचलगच्छे श्रीअजितसिंहसूरीणामुपदेशने प्रतिष्ठितम्

અર્થાત્ વર્ધમાનના ભાઈ જયતાએ (નગેલી ગામમાથી) ઉચાળા ભરીને પોતાના સાસરાના ગામ ચાણસ્મામા વાસ કર્યો, ત્યા તેણે શ્રી ભટેવા પાર્શ્વનાથનુ મન્દિર બંધાવ્યુ અને અચલગચ્છીય અજિતસિહસૂરિના ઉપદેશથી સ. ૧૩૩૫મા તેની પ્રતિષ્ઠા કરાવી

મને પોતાને આ વશાવળીમા આપેલી સાલ વધારે વિશ્વાસપાત્ર લાગે છે, કારણ કે એનો આધાર વહીવચાની નોધ છે વળી અચલગચ્છીય અજિતસિહસૂરિના આચાર્યપદનુ વર્ષ સ. ૧૩૧૪ અને સ્વર્ગવાસનુ વર્ષ સ ૧૩૫૯ છે, એટલે પણ વશાવળીમા આપેલી સાલ સાથે તે સુસગત છે વળી વશાવળીમાની નોધમાથી 'ભટેવા' એ નામ વિષે કઈ ખુલાસો મળતો નથી, અને ભટેવા પાર્શ્વનાથનુ ચૈત્ય કરાવ્યુ, એમ મોઘમ લખ્યું છે, તે ઉપરથી હુ અનુમાન કરુ છુ કે સ ૧૩૩૫મા ભટેવા પાર્શ્વનાથના મૂળ ચૈત્યનો જીર્ણોદ્ધાર થયો હશે, જ્યારે ઇડર પાસેના ભાટુઅર ગામમાંથી પાર્શ્વનાથની–'ભટેવા'ની–મૂર્તિ વધારે પ્રાચીન કાળમા ચાણસ્મા લાવવામા આવી હશે. ભાવરત્નનુ કાવ્ય એ પ્રાચીનતર પ્રસગનો ઉલ્લેખ કરતુ જોઈએ. અલબત, એથી એમા આપેલા નામો ઐતિહાસિક છે, એમ માનવાનુ સાહસ હું નહી કરુ. ભાવરત્ને સ ૧૫૩૫નુ વર્ષ આપ્યું છે, તે સ. ૧૩૩૫ પછીના કોઈ જીર્ણોદ્ધારનુ હોય અને વધારે વિશ્વસનીય ઐતિહાસિક વિગતોના અભાવે તેમણે એ વર્ષને આ રીતે પોતાની કૃતિમા ગોઠવી દીધુ હોય અથવા એમ જો ન માનીએ તો 'જીરણ તવ' (પ્રાચીન સ્તવન)ના સ ૧૩૩૫ને સ્થાને કા તો 'જીરણ તવ'ની નકલ કરનાર લહિયાની કે કવિની ભૂલથી સ ૧૫૩૫ થઈ ગયુ હશે, એમ અનુમાન કરવુ જોઈએ

ગમે તેમ, પણ એક પ્રાચીન તીર્થસ્થાન વિષે આ સ્તવનમાથી ભલે થોડીક પણ ઉપયોગી માહિતી મળે છે. ભટેવા પાર્શ્વનાથ વિષે કવિ એક જુદુ જ સ્તવન લખવા પ્રેરાય છે, તે પણ એ તીર્થનુ માહાત્મ્ય સૂચવે છે. જૈન ઇતિહાસ ઉપરાંત ચાણસ્માના સ્થાનિક ઇતિહાસ માટે પણ આ વસ્તુ જાણવા જેવી ગણાય

હવે કવિ વિષે–સ્તવનના અત ભાગમા કરેલા ઉલ્લેખ ઉપરથી જણાય છે કે

ભાવરત્ન પૂર્ણિમા ગચ્છના મહિમપ્રભસૂરિના શિષ્ય હતા. તેમણે સં. ૧૭૬૯માં આબુ પાસેના કપપુર ગામમાં 'હરિબળ માછીનો રાસ,' સં. ૧૭૭૭માં પાટણમાં 'સુભદ્રાસતીરાસ', સં. ૧૭૯૯ મા પાટણમા 'બુદ્ધિવિમલાસતીરાસ,' સં. ૧૭૫૬માં 'ઝાંઝરિયા મુનિની સઝાય' તથા સં. ૧૮૦૦ માં 'અંબડરાસ' રચ્યા છે આ ઉપરાંત 'નવવાડ સઝાય', 'અધ્યાત્મગુહ' તથા 'આષાઢભૂતિસ્તવન' એ તેમની નાની કૃતિઓ છે.[૨]

આ જ ભાવરત્ન પછીથી ભાવપ્રભસૂરિ થયા. તેમણે યશોવિજયજીકૃત 'પ્રતિમાશતક' ઉપર સંસ્કૃત ટીકા સં. ૧૭૯૩ના માઘ સુદ અષ્ટમીને ગુરુવારે પૂર્ણ કરી છે. તેમાંની પ્રશસ્તિ પણ 'હરિબળરાસ'મા આપી તે જ પ્રમાણે લગભગ છે. વિશેષમાં શ્રીમાળી વીરવ ને રામકુક્ષિથી થયેલ જયતસીના પુત્ર તેજસી શ્રેષ્ઠિએ ઘણું દ્રવ્ય ખર્ચી સૂરિપદ જેને અપાવ્યું છે એવા ભાવપ્રભસૂરિએ આ વૃત્તિ પૂર્ણ કરી, એમ જણાવ્યું છે.[૩]

વળી આ ભાવરત્ન અથવા ભાવપ્રભસૂરિએ કાલિદાસકૃત 'જ્યોતિર્વિદાભરણ' ઉપર 'સુખબોધિકા' નામની સંસ્કૃત ટીકા પાટણમાં ઢંઢેરવાડામા પૂર્ણિમા ગચ્છના ઉપાશ્રયમા રહીને લખી છે. એમના પિતાનુ નામ માડણ અને માતાનું નામ બાટલા (?) હતુ, એમ એ ટીકાની પ્રશસ્તિ ઉપરથી જણાય છે. ભાવરત્ન સંસ્કૃત ભાષાના પણ સારા વિદ્વાન હતા, એમ આ ઉપરથી પુરવાર થાય છે.

પાટણમાં ઢંઢેરવાડામા આજે પણ પૂર્ણિમા ગચ્છના શ્રીપૂજ્યની બેઠક છે.

ભાવરત્નકૃત ભટેવા પાર્શ્વનાથની ઉત્પત્તિ વિષેના આ ઉપયોગી ઐતિહાસિક કાવ્યની એક પાનાની હસ્તલિખિત પ્રત મને અગીઆરેક વર્ષ પર પાટણમા સદ્ગત પૂ. પ્રવર્તક શ્રી કાન્તિવિજયજી મહારાજ પાસેથી મળી હતી. તે ઉપરથી તા ૧૧-૬-૧૯૩૧ને રોજ મે કરેલી નકલ ઉપરથી આ સંપાદન કર્યું છે પ્રતની પુષ્પિકામા જણાવ્યુ છે તે પ્રમાણે **મુનિ ભાવરત્નના પોતાના હસ્તાક્ષરમાં જ આ કાવ્ય લખાયું હોઈ** તેની વાચના, પુષ્પિકાનો જ શબ્દ વાપરીને કહીએ તો શ્રેયસ્તર છે—અર્થાત્ સંપૂર્ણ અંગે વિશ્વસનીય છે. કાવ્ય સં. ૧૭૭૦ કાર્તિક સુદ ૬ને બુધવારના દિવસે પાટણમા રચાયુ છે, એટલે પ્રત પણ એ જ દિવસે લખાઈ હોવી જોઈએ, એમ માનવામા વાંધો નથી

## મૂળ કાવ્ય

॥ ई० ॥ श्रीगुरुभ्यो नम ॥ ऐँ नमः ॥

( મુણિ મુણિ કતા રે સીખ મોહામણી એ દેશી )

ઈંદ્રધનુષ આકારઈ અક્ષરઈ, મધ્ય લલાટ પ્રભા છઈ વિસ્તરઈ

( ત્રુટક )

સુવિસ્તરઈ તસ તેજ મહિમા હૃદય કમલ માહઈ ધરી,
ગાયસ્યું જિન **પાસ ભટેવઉ,** જસુ કીરતિ જગિ સંચરી,
કદા કાલિ એહ મૂરતિ હુઈ આદિ ન જાણીઇ,
ઘણે દેવે પૂજી પ્રતિમા, તિણઈ જીર્ણ વખાણીઇ　　૧

૨. જૈન ગુર્જર કવિઓ, ભાગ ૨ પૃ ૫૦૩-૯

૩. જૈન ગુર્જર કવિઓ, ભાગ ૨ પૃ ૫૦૯-૧૦

( દેશી )

ઈમ ગીતારથ વાણીપરંપરા, સુણઈ ભાષઇ જે વૃદ્ધ શ્રુતધરા

( ત્રૂટક )

શ્રુતધરા ભાષઇ દેશ ઈડર ભાટુઅર એક ગામ છઈ,
તિહા વસઈ સુરચંદ સેઠ જાણો, દાલિદ્રનુ તે ઠામ છઇ;
તસુ કોઈક કાલઇ, પુણ્ય યોગઇ, પ્રતિમા ઘરિ પરગટ થઇ,
ઘણી લાછિલીલા સેઠ પામ્યો, દલિદ્ર દશા દૂરિ ગઈ　૨

( દેશી )

ઘણા દિવસ પ્રતિમા તસુ ઘરિ રહી, રાય ઈડરિયે તે પ્રવૃત્તિ લહી

( ત્રૂટક )

લહી પ્રવૃત્તિ પાસ કેરી, સેઠનઈ ચરમુખ કહેઇ,
'મુઝ આપિ પ્રતિમા પાસ કેરી, જે ઘરિ તુઝ પરતો વહઈ;'
સેઠ કહઈ, 'એ કિંમ આપું ? જીવ સમાણી જે અછઇ'
તવ ભૂપ ભાખઈ, 'બલઈ લેસ્યુ', સુણી સેઠ ડર્યો પછઇ　૩

( દેશી )

ધસમસ સેઠિ રે પ્રતિમા ભય ઘણુઈ, ક્ષેત્રઈ ભંડારી રે રામ પટિલ તણુઇ

( ત્રૂટક )

સુહ્રુડ લેઇ તવ ભૂપ આવ્યો, નિરખઇ, પ્રતિમા નવિ જડી,
ક્રોધઇ કરી તસુ ગેહ લૂટ્યુ, બહુ મતા હાથઇ ચઢી,
તે ક્ષેત્ર માંહઈ ધાન્ય બહુ લઇ કૌટબિક સુખી થયો,
જુઓ પાસ વસિયા પુણ્ય બહુ લઈ, ઘર તણો ખૂડો ગયો　૪

( દેશી )

પાટણ નયરનઈ પાસઇ ચંદ્રાવતી, રવિચંદ વ્યવહારી તિહાં શુભમતી

( ત્રૂટક )

શુભમતિ પણિ નિઃસ્વ જાણો, ધન પાખઈ મોટિમ કસી ?
હિંગ તેલ મીઠુ મરિચ વેચઇ, પેટ ભરઈ ઇમ કસમસી,
જક્ષરાજ તુઠો સુપન આવી, કહઇ, સુણિ રવિચંદ એ,
તુઝ ભાગ્ય ફલીઉં, દુખ ટલીઉં, કારજ કરિ અવિલંબ એ　૫

( દેશી )

ભાટૂઅર ગામનઇ ગાંદરઈ જાણીઇ, રામ પટિલનુ ક્ષેત્ર વખાણીઇ.

( ત્રૂટક )

તે માહઇ છઇ પાસ મૂરતિ, તિહાં તુ વહિલો આવજે;
નયણે દેખાડુ તુઝનઇ હુ, પૂજી પ્રણમી ભાવજે'
પરભાતિ જાગ્યો સેઠ, સુપનુ સાચુ જાણી સંચર્યો

એક વહિલ લેઇ, કોઇ ન જાણઇ, તિણિ થાનકિ જઇ ઊતર્યો. ૬

( દેશી )

તરૂતલઈ પ્રતિમા રે દીઠી સોહામણી, પૂજી પ્રણમી રે ભગતિ કરી ઘણી.

( ત્રૂટક )

વહિલ માહિ પાસ મૂરતિ લેઇ નગર નિજ આવીઓ,
'ઘણું સુખદાંઇ હસ્યઇં તુઝનઇ,' જક્ષઇં ઇમ સમઝાવિઓ
સંપત્તિ સારૂ સેવ કરતો, એક દિન જક્ષ સુપનાંતરિ,
'પ્રાસાદ પાસ જિણંદ કેરો કરાવીઇ ઊલટ ભરઇં' ૭

( દેશી )

ઠ પયંપઇ રે, 'કિમ હુઈ ધન વિના ?' તવ જક્ષ ભાખઇ રે, 'સુણુ તું એકમના

( ત્રૂટક )

મુઝ કેડિ આવો, ધન દેખાડુ' વેડઇં ધન નિરખાવિઉં,
મન આશ પૂગી, સેઠ હરખ્યો, પાસ ભુવન મંડાવિઉં
ભલો રંગમંડપ, ઉત્તંગ તોરણ, પદ્માસણ સુપરિ જડયાં,
નાટિક કરંતી પૂતલી બહુ ચંદ્રવદન અનોપમ ઘડયાં. ૮

( દેશી )

દંડ ધ્વજા લહિકંતી ઉપરિં, કલસ ચડાયો મુહુરતઇં શુભપરિં.

( ત્રૂટક )

શુભ પરિં શ્રીપાસ થાપ્યા ચૈત્યઇં ઉચ્છવ અતિ ઘણઇં,
પન્નર પાંત્રીસઇ આખાત્રીજઈ, રમ્ય વાજિત્ર રણઝણઈ;
પુહવીમા ગુપ્રતાપ પ્રસર્યો, સંઘ આવહી ઊલટી,
કરઈ પાત્ર જુગતિં, ભાવ ભગતિં મોટા દુખ જાઇં મટી ૯

( દેશી )

વ્યવહારીનાં રે પાચ સઈ ગાડલા, ભારઈ ભરીયાં ચલાવઇ ઉતાવલાં

( ત્રૂટક )

ચૈત્ય આગલિ નીસર્યા, પ્રભુ પાસનઇં ભેટયા નહી,
જક્ષરાજ કોપ્યો, શકટ થભ્યા, સુરવર કહઇ સુણિયો સહી.
'યાત્ર કર્યા વિણુ કીમ જાઓ ? આશાતના જિનની કરી;'
તવ ભેટ લેઇ પુરૂષ આવ્યા, પાસ જિણંદ આગલિ ધરી ૧૦

( દેશી )

પાસ બરેવડ઼ે નામ તિંણિ થયું, ગુણ ગાતાં મુઝ દુખડું સવિ ગયું

( ત્રૂટક )

ગયું દુખ નવિ જગત્રય કેરૂં, મહિમા મહીઅલ વિસ્તર્યો,
જીરણ તવનો સંબધ લેઇ સંક્ષેપઈ ગાઈ ઊધર્યો,

અશ્વસેન નરપતિ, માતવામા ખોલઈ લાડ જિંણઇ લડયાં,
તેહ નંદન સ્તવીયો, સુખ ઠવીયો, શત્રુ શિર સંકટ પડયાં ૧૧

( દેશી )

**સવંત સતર સીતેરુ ભલો, કાર્તિક માસનો શુકલ પક્ષ ઉજલો.**

( ત્રૂટક )

કર્મવાટી **છઠ્ઠિ બુધ દિન,** પ્રધાન શાખા સોહએ
**પુનિમ ગચ્છ સિરિ મહિમપ્રભસૂરિ** કીર્તિકાંતિ સોહએ,
તસુ ચરણસેવક **ભાવરતનઈ** પાસ પ્રેમઈ ગાઇઓ,
**પત્તનપુરમાંહિ** ઘણઈ ઊચ્છાહિં, ઋદ્ધિ સમૃદ્ધિ સુખ પાઈઓ ૧૨

इति श्रीभटेवापार्श्वनाथस्योत्पत्ति स्तवन सम्पूर्णम् ।। श्रीरस्तु कल्याणमस्तु । मुनि भावरत्नेन लिपिकृत श्रेयस्तरम् ।।

નાનુ વાવજીપરૂ, કડવાપોળ, અમદાવાદ. તા ૧૪–૧૦–૪૨

---

# શ્રી ફલવર્ધિપાર્શ્વનાથજીનો છંદ

સંગ્રાહક–**શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબ,** અમદાવાદ

**॥ દોહા ॥**

પ્રભાપૂરણુ પ્રણમીયે, અરિગંજણુ અરિહંત,
સાચો સાહિબ તું સહી, ભયભંજણુ ભગવંત ૧.
વામાનંદન વંદીએ, દોલતિ(ત)નો દાતાર,
કીડીથી કુંજર કરે, સેવકને સાધાર- ૨
શ્રી ફલવર્ધિ મોટો ધણી, એકલમલ્લ અબીહ;
ભવ ભય ભાવદિ(ઠ)ભંજવા, તું સાહલો સિંહ ૩
પાયકમલ તુજ પ્રણમતા, અધિક વધે આણંદ,
દાદો મોટો દેવતા, વદે સુરનરવૃંદ ૪

**॥ મોતીદામ છંદ ॥**

કેતે તુજ વંદે નરના વૃંદ, કેતે તુજ સેવા સારે ઈંદ,
કેતે તું અધિક દીયે આણુંદ, કેતે તું દૂરિ(ર) ગમાવે દંદ ૫
કેતે તું દીએ અપૂતાં પૂત, કેતે તુ સાધે સઘલા સૂત;
કેતે તું આણે મહીયલ મેહ, કેતે તું નવલા ધારે નેહ. ૬.
કેતે તુ દૂરિ હરે દાલિદ્, કેતે તુ સોહે સારદ ચંદ,
કેતે તું પરતો પૂરણહાર, કેતે તું અડવડિયાં આધાર ૭.
કેતે તું ભાજે ભાવઠભૂખ, કેતે તું દાટઇં સગ(ઘ)લા દૂખ ૮
કેતે તુજ નમતાં નવનીધ હોય, કેતે તુજ આસ(શ)કરે સહૂ કોય,
કેતે તું કુસ(શ)લ કરે કલ્યાણ, કેતે તું દોલત દીએ દીવાંણુ ૯

કેતે તું મેર સમો ભૂમિ મન્ન, કેતે તુજ લોક કહે ધન્ન ધન્ન;
કેતે તું બાલદ જેમ ખરન, કેતે તું આપેં પરિઘલ અન્ન. ૧૦.
કેતે તું રાકાને કરે રાઉ(વ), કેતે તું સેવ્યા દે સીરપાઉ(વ);
કેતે તુ જોડિ(ડે) ભોગિ(ગ) સંજોગ, કેતે તુ સર્વ ગમાડે સોગ ૧૧
કેતે તુ પીસુન કરે પેંમાલ, કેતે તું સમર્યાં કરે સગાલ;
કેતે તુ ચિંતા કરે ચકચૂર, કેતે તુ વિઘ્ન વિડા(દા)રે દૂર. ૧૨
કેતે તુ આપે અવી(વિ)રલ વાણ, કેતે તુજ ઇચ્છા એહી અહિનાંણ,
કેતે તું સઘલેહી સિરદાર, કેતે તુજ કોઈ ન લોપે કાર. ૧૩
કેતે તુ સોહે મોટો સાધ, કેતે તુ આગમ ગુણે અગાધ;
કેતે તુ સંસ(શ)ય ભાજે સર્વ, કેતે તું ગાલે દુશ્મન ગર્વ ૧૪
અન તિ અનંતિ અન તિ અન તિ, ભલે ભેટયૌ શ્રીભગવંત,
સુખ દાયક સાચો તોરો સાથ, જયો પરમેસર પારસનાથ ૧૫
અલખ અલખ અલખ અલખ, સદા તુ સેવકને પરતખ્ય(ક્ષ);
અધિક અધિક દીયે આણંદ, જયો ફલવર્ધિપાસ જિણંદ ૧૬
અપાર અપાર અપાર અપાર, અનાથ નરાને તું આધાર;
અગમ્ય અગમ્ય અગમ્ય અગમ્ય, ધરૂં એક સાચો તોરો ધર્મ્મ ૧૭
ચિહૂં દિસિ અટવીમાંહિ અબીહ, જિહાં વિચરે સબલા સિંહ,
તિહા તુ સેવકને નિસ્તારિ(રે), કૃપા કરી મેહલેં પેલે પાર. ૧૮.
જીહાં જીહાં સમરેં સેવક જેહ, તી(તિ)હાં તુ ઇચ્છા પૂરે એહ,
વદુ એમ અતુલિ કેતા તુજ બિરુદ, મોટો તું પારસનાથ મરદ ૧૯.
અલા(લ્લા) તું એકલમલ(લ્લ) અબીહ, ન લોપે કોઈ તોરી લીહ,
મયા હવે મોસું કરો મહારાજ, પરતખ્ય(ક્ષ) ઇચ્છા પૂરો આજ ૨૦

॥ કલશ ॥

ઇચ્છા પૂરો આજ, સુપરેં સેવકનેં સંધારો;
જિનવર પાસ જિણંદ, સદા હું સેવક ધારો ૨૧
કલ્પવૃક્ષથી અધિક, કૃપા મો ઉપર કીજેં;
શ્રી અશ્વસેન સુતન, ઘણી તુજ દોલત દીજેં. ૨૨
શ્રી ખરતરગચ્છ સુપસાઉલેં, સાર એ(હે?) મજસ ઉચરેં;
ફલવૃધિ રાય મોટો ધણી, સેવકનેં સાંનિધ કરેં ૨૩.

"ઇતિ ફલવર્ધિ પાર્શ્વનાથ છંદ"

પ્રસ્તુત છંદ એક પ્રાચીન હસ્તલિખિત ગુટકામાથી મળી આવેલ છે. તે ઉપયોગી સમજીને અહીં આપ્યો છે. આ છંદના કળશની છેલ્લી કડીના બીજા ચરણમાં '**એમજસ**' શબ્દ આપ્યો છે તેને 'હેમજસ' એમ ઉકલીએ તો આ છંદના રચયિતા ખરતર ગચ્છીય મુનિ હેમજસ ગણી શકાય.

# પ્રતિજ્ઞા-પાલન

લેખક--પૂજ્ય **મુનિરાજ શ્રી સુશીલવિજયજી**

પૃથ્વીના ભૂષણરૂપ, વિરાટ દેશને વિષે દેવલોકની સ્પર્ધા કરતુ અને પ્રાણીમાત્રને આનદ પમાડતું એવું પેઢાલપુર નામનુ નગર હતુ. ત્યા પરમપ્રતાપી મહાપરાક્રમી શ્રી શ્રીચૂળ નામનો રાજા રાજ્ય કરતો હતો. રાજા સદાચારી હોવાથી પ્રજા પણ સદાચારી હતી રાજાનો પ્રજા પર એટલો બધો દાબ હતો કે આખા રાજ્યમા કોઈ પણ પ્રાણી જુગાર, ચોરી, પરસ્ત્રીગમન ઈત્યાદિ કોઈ પણ દુર્વ્યસનનું સેવન ન કરી શકે. રાજાને એ બાબતનો એટલો બધો અણગમો હતો કે તેને ખબર પડતાની સાથે જ એ મનુષ્યને સખ્ત શિક્ષા કરતો અને વખત આવે તેને દેશનિકાલ પણ કરી દેતો. પોતાના કુટુબ પરિવારની પણ પરવા કરે તેવો ન હતો. ખુદ રાજરાણીઓ પણ તેનાથી થરથર ધ્રુજતી, અને ખુબ જ મર્યાદામા રહેતી. આની ગુપ્ત તપાસ કરવા ગુપ્તચરો રાજાની આજ્ઞાથી નગરમા ચારેતરફ ધ્યાન રાખતા હતા.

આ રાજાને પુષ્પચૂળ નામે પુત્ર અને પુષ્પચૂળા નામે પુત્રી હતી. યૌવન-અવસ્થાને પ્રાપ્ત થતા રાજકુમારના યોગ્ય રાજકન્યા સાથે લગ્ન થયા અમુક સમય વીત્યા બાદ રાજકુમાર વંકચૂળ કર્મસંયોગે એવી ખરાબ સોબતે ચડી ગયો કે એવો એક પણ દિવસ ખાલી ન જાય કે વકચૂળ ખાનગીમા જુગાર ન રમ્યો હોય. આ બાબતની ગુપ્તચરોને પણ ખબર પડી, પણ રાજકુમાર એટલે કરે શુ? રાજાને આ બાબતથી વાકેફ કરવાની પણ કોઈની હિમ્મત ચાલતી નહિ, રખેને નોકરીમાથી બરતરફ થવુ પડે! ધીરે ધીરે આ વાત નગરમા પણ પ્રસરવા માડી નગરવાસીઓએ આ પ્રમાણે રાજકુમારની વાકી ચાલને લીધે તેને પુષ્પચૂળને બદલે વકચૂળ નામથી સંબોધવા લાગ્યા.

પણ એક વખત રાજકુમાર રાજાના ઝપાટામા આવી ગયો. રાજકુમારની અયોગ્ય વર્તણુક દેખીને રાજાને ઘણુ દુ:ખ થયુ રાજાએ પોતાના પુત્રની પરવા કર્યા વિના કે પુત્રના મોહમા ફસાયા વિના, એકદમ નગર છોડીને ચાલ્યા જવાનો તેને હુકમ કરી દીધો. જ્ઞાનીઓ ફરમાવે છે કે-વૈરી, વડવાનલ, વ્યાધિ, વાદ, અને વ્યસન આ પાંચે વકાર જો વૃદ્ધિ પામે તો મહા અનર્થકર્તા થાય છે વળી દ્યુત (જુગાર) વ્યસન એ તો સર્વ આપત્તિનુ ધામ છે, એટલુ જ નહી પણ તેના પ્રભાવથી સુબુદ્ધિ પણ દુર્બુદ્ધિ થઇ જાય છે અને કુલને કલક લગાડે છે એ વ્યસન અઢારે વ્યસનને ખેચી લાવે છે આ દ્યુતથી જ નળ જેવા રાજવીને રાજ્ય છોડવુ પડયુ, રાણીનો વિયોગ થયો, અને સર્વ ઋદ્ધિ-સિદ્ધિ ચાલી ગઇ દ્યુતથી મહાબલિષ્ઠ પાચ પાડવોને પણ સ્વદેશ છોડવો પડયો, જગલમા ભટકવુ પડયુ, અને મહાદુ ખો સહન કરવા પડયા વકચૂળની પણ દ્યુતથી એ જ ગતિ થઇ

વકચૂળ પણ સ્વસ્ત્રી અને સ્વભગિની પુષ્પચૂળાને સાથે લઈ દેશાન્તર રવાના થઇ ગયો અને ચાલતો ચાલતો ભીલડીઓના નૃત્યથી અલકૃત એવી એક પલ્લિને વિષે પહોચ્યો કર્મસયોગે પલ્લિપતિ મૃત્યુ પામેલો હોવાથી પલ્લીવાળાઓએ તેનો સત્કાર કરી

તેને પલ્લિપતિ તરીકે ત્યાં રાખ્યો. એક તો સ્વયં ખગાબ હતો જ એમાં ચોરી કરવામાં મશહૂર એવા પલ્લિવાળાઓની સોબત થઈ એટલે તો 'કડવા તુંબડાનું શાક અને ઉપરથી સોમલનો વઘાર' જેવું થયું. એમાય પાછો સહુનો ઉપરી બન્યો એટલે તો પૂછવું જ શું ? અટારે લક્ષણે પૂરો. બસ હવે તો ગામેગામ અને દેશેદેશ ચોરીઓ કરવી, લુટફાટો કરવી, સ્ત્રીઓની ઈજ્જતો લુટવી, જુગટા રમવા, એ જ એનું કામ થઇ પડયું. થોડો સમય જતા વંકચૂળ તો ભડવીર ચોર તરીકે પ્રસિદ્ધ થયો. ભલા ભલા રાજા મહારાજાના ભંડારો જોતજોતામા લૂટી લાવે! આમ થોડો સમય જતા તો પુષ્કળ દ્રવ્ય તેણે એકઠું કર્યું. આ જોઈ પલ્લિવાળાઓ પણ ખુશ થઇ ગયા અને એની વાહવાહ બોલવા લાગ્યા.

એટલામા વર્ષાઋતુનો સમય આવ્યો. મયૂરો ટહુકાર કરવા લાગ્યા. જોતજોતામાં આખુ આકાશ કાળા ભમ્મર જેવા વાદળાંઓથી ઘેરાઇ ગયુ. સૂર્ય અદશ્ય થઇ ગયો વિજળીના ચમકારા થવા લાગ્યા આકાશ ગર્જવા લાગ્યુ. વરસાદ જોરશોરથી વરસવા લાગ્યો. મેઘરાજાએ તળાવો, નદીઓ, સરોવરો, કુવાઓમા ભરતી કરવા માંડી પૃથ્વી પાણીથી રેલમછેલમ થવા લાગી. આ બાજુ આચાર્ય મહારાજ જ્ઞાનતુંગસૂરિ પરિવાર સહિત વિહાર કરતા વરસાદથી ભીજાએલા પલ્લિ લગી આવી પહોચ્યા. હવે આચાર્ય મહારાજે આગળ વિહાર કરવો મોકુફ રાખ્યો. પલ્લિપતિ વંકચૂળ પાસે ચોમાસુ રહેવા માટે વસતીની યાચના કરી ત્યારે પલ્લિપતિએ કહ્યું કે-'જો તમે અહીં રહીને કોઇને ઉપદેશ ન આપવાની કબુલાત કરતા હો તો ખુશીથી રહો. અમારી રજા છે" આચાર્ય મહારાજે ભાવી સારું જાણીને તે વાત કબુલ રાખી: બાદ વંકચૂળે આપેલ વસતીમાં આચાર્ય મહારાજ સપરિવાર રહેવા માંડયા. આચાર્યાદિએ સ્વાધ્યાય ધ્યાન તીવ્ર તપશ્ચર્યા વગેરેમા ચાતુર્માસ પસાર કર્યું. બાદમા સર્વ વસતી વંકચૂળને ભળાવીને કહ્યુ કે હવે અમે અહીથી અન્યત્ર વિહાર કરશુ. પલ્લિપતિ વંકચૂળ પણ પોતાના પરિવાર સાથે આચાર્ય આદિને વળાવા સાથે ચાલ્યો. ચાલતા ચાલતાં પલ્લિપતિનો સીમાડો પૂરો થયો એટલે પલ્લિપતિને આચાર્ય મહારાજે પૂછ્યું કે "આ હદ કોની છે ?" પલ્લિપતિએ કહ્યું કે "મારી નથી". ત્યારે આચાર્ય મહારાજે કહ્યુ કે "હે પલ્લિપતિ! અમે અમારા સ્થાનમા રહીને નિરંતર સ્વાધ્યાય-અધ્યયનાદિમાં તત્પર રહી ચાર મહીના પૂરા કર્યા, તેના બદલામા તમે કાઇક આત્મહિત કરવા માટે પ્રતિજ્ઞા કરો ! તેનાથી તમને ઘણો લાભ થશે. પ્રતિજ્ઞા-નિયમ એ સમસ્ત લક્ષ્મીના સાંકળ વગરના બંધન રૂપ અને ભૂત-પિશાચાદીનો વગર અક્ષરનો રક્ષામંત્ર છે." તે સાભળીને પલ્લિપતિ વંકચૂળે આચાર્ય મહારાજને પ્રતિજ્ઞા આપવાનું કહ્યુ. સમયજ્ઞ આચાર્ય ભગવતે તેને ચાર પ્રકારની પ્રતિજ્ઞા કરાવી—

(૧) કોઇ દિવસ અજાણ્યા ફળ ખાવા નહી.

(૨) કોઇની ઉપર પ્રહાર કરતા પહેલાં સાત પગલા પાછા હઠ્યા બાદ પ્રહાર કરવો.

(૩) રાજાની રાણી પ્રીતિવાળી હોય છતા કોઇ પણ ભોગે ઇચ્છવી નહી.

(૪) કાગડાનુ માસ કોઇ પણ દિવસ ખાવુ નહી.

આચાર્ય મહારાજ આગળ ચાલતા થયા પ્રણામ કરી પલ્લિપતિ વંકચૂળ પણ પાછો વળી પલ્લિએ આવી પહોચ્યો.

વંકચૂળ પણ ગમે તેવા પ્રસંગો ઉપસ્થિત થાય, જીવ જોખમમાં આવી જાય, છતા પણ જરાય પાછી પાની કર્યા વિના પ્રતિજ્ઞાઓનુ પાલન કરતો હતો. એમ કરતા એકેક પ્રતિજ્ઞાની કસોટિ કેવી રીતે થઈ અને તેમાંથી વંકચૂળ કેવી રીતે પસાર થયો અને તેનાથી તેને કેટલો બધો ફાયદો થયો તે આપણે જોઈએ.

**પહેલી પ્રતિજ્ઞાની કસોટી**

એક સમયે એક મોટુ ગામ લૂંટીને પાછા ફરતા તે માર્ગમા ભૂલો પડયો. આમતેમ ભટકતાં ભટકતા તેને ત્રણ ત્રણ લાંઘણ પસાર થઈ, ભૂખ અને તરસ પુષ્કળ લાગી છે, આત્મા અંદરથી તલપાપડ થઇ રહ્યો છે, શરીર અસ્વસ્થ બની ગયું છે. એવામા ચોર સેવકોએ કોઇ સ્થળે ફળ દીઠા ફળ પણ જોનારને આનંદ ઉપજાવે તેવા હતા. બહારથી તે ખુબસુરત ભાસતા હતા, પણ અંદરથી તો વિષમય કિંપાકના ફળ હતા ભુખથી પીડિત એવા સર્વે ત્યા ગયા. વંકચૂળે પૂછ્યુ કે—"આ ફળનું નામ શુ છે?" ત્યારે ચોર સેવકોએ કહ્યું કે "નામની અમને ખબર નથી, પણ દેખાય છે ઘણા મનોહર" વંકચૂળે કહ્યું કે "ભાઇઓ! એવા અજાણ્યા ફળ ન ખાવાની મારે પ્રતિજ્ઞા છે માટે હુ તો નહીં ખાઉ. તમે પણ તેને ન ખાશો." પણ નિવારણ કરવા છતા તેઓ માન્યા નહીં. ફળ તોડીને ખાધા ખાતા તો બહુ મીઠા લાગ્યા પણ જ્યા વિષનો વેગ વ્યાપ્યો કે પ્રાણ દેહ છોડી પરલોક સીધાવ્યો. વંકચૂળે વિચાર્યું કે આ તો બધા મૃત્યુને શરણ થયા. જરૂર વિષફળ હોવા જોઇએ, એકલો ત્યાથી નીકળી સ્વસ્થાને આવ્યો. મધ્યરાત્રીએ વિચારવા લાગ્યો કે—અહો! ગુરુમહારાજે અજાણ્યા ફળનો નિયમ કરાવ્યો તો હુ તેમાથી બચી ગયો. નહીતર હું પણ મરણને શરણ થાત આ પ્રથમ પ્રતિજ્ઞામા સફળ થવાથી વંકચૂળની શ્રદ્ધા દઢ બની અને ગુરૂમહારાજનો પરમ ઉપકાર માનવા લાગ્યો

**બીજી પ્રતિજ્ઞાની કસોટી**

એક વખતે વંકચૂળ બહાર ગયેલો. આ બાજુ તેના વૈરી રાજાના નાટકવાળાઓ આવી પહોચ્યા. તેના મહેલ પાસે નાટક કરવાની શરૂઆત કરી મહેલમાથી વંકચૂળને બોલાવા લાગ્યા ત્યારે તેની ભગિનીએ વિચાર્યું કે જો આ લોકોને ખબર પડશે કે વંકચૂળ અહી નથી, તો નિશ્ચય એમનો રાજા જે આપણો વૈરી છે તે આવી આખા ગામનો નાશ કરશે એમ વિચારી સમયજ્ઞ પુષ્પચૂળાએ સ્ત્રીનો વેષ કાઢી નાખી પોતાના ભાઇ વંકચૂળનો વેશ ધારી સજ્જ થઇ, વંકચુળ જ છે એમ ભાન કરાવતી, બહાર આવીને યોગ્ય સ્થાને બેઠી નાટક પૂરુ થયા બાદ દાન આપી મહેલમા આવી એકદમ એના એ જ વસ્ત્રે પોતાની ભોજાઈ સાથે પલંગમા સુઈ ગઈ નાટકવાળાઓ ત્યાથી ચાલ્યા ગયા રાત્રિનો ઘણો સમય વ્યતીત થઇ ગયો. એટલામા બહાર ગયેલો વંકચૂળ પાછો આવ્યો. મહેલમા દાખલ થઇ સૂવાના ઓરડામા ગયો ત્યા તો પલંગમા પોતાની સ્ત્રી સાથે કોઈ પુરુષને સૂતો જોયો જોતાની સાથે જ ક્રોધથી ઉભરાઇ ગયો. આખો લાલચોળ થઈ ગઇ. અરે, આ દુષ્ટ ચંડાળ કોણ છે? એને હુ મારી નાખુ એમ વિચારી હાથમા તરવાર લીધી અને બન્નેને મારવાને માટે જ્યા ઉગામ્યુ ત્યા તો એકદમ પ્રતિજ્ઞા સાભરી આવી.

તરત જ સાત પગલા પાછો હઠયો. આ બાજુ પુરુષ વેશમાં સૂતેલી પોતાની પુષ્પચૂળા બ્હેન એકદમ તરવારના પ્રહારના પડઘાથી જાગી ગઇ. જાગતાં જ પોતાના ભાઇને જોઇ. 'મ્હારો ભાઇ વંકચૂળ ઘણુ જીવો" એમ કહી ઊભી થઇ. એટલે વંકચૂળે તેણીને પ્રણામ પૂર્વક પુરુષના વેશનુ કારણ પૂછ્યુ બ્હેને ભાઇને સર્વ વૃત્તાંત કહી સભળાવ્યો ભાઇનો ક્રોધ શાન પડયો. તરવાર હાથમાથી છોડી દીધી અને હર્ષઘેલો થઇ ગુરુએ આપેલી પ્રતિજ્ઞાની પ્રશસા કરવા લાગ્યો. અહો! તે ગુરુમહારાજ નિ શસય મહાજ્ઞાની હતા. જો મને આ પ્રતિજ્ઞા ન કરાવી હોત તો આજ મારા હાથે સ્વભગિની અને સ્ત્રીનો ઘાત થાત

**ત્રીજી પ્રતિજ્ઞાની કસોટી**

એક સમયે વકચૂળ રાત્રિએ ચોરી કરવા કોઇ વણિકને ઘેર ગયો. ત્યા બાપ દીકરો નામા સબધી તકરારમા પડયા હતા, અને ઊચા સ્વરથી બોલતા હતા. વકચૂળે વિચાર્યું કે આપણે અહી નહી ફાવીએ. એટલે ત્યાંથી નીકળી વેશ્યાને ઘેર ગયો. ત્યા પણ વેશ્યા કોઇ ગોઠિયા સાથે ભોગ ભોગવતી હતી એટલે ત્યાથી પાછો ફર્યો. અને વિચારવા લાગ્યો કે આજ સારા શુકન થયા નથી લાગતાં, જ્યા ત્યાથી પાછા જ ફરવું પડે છે. એમ વિચાર કરતા કરતા તે પહોંચ્યો રાજમહેલે પાછળના ભાગમાથી રાજમહેલની ભીત ફાડીને અંત પુરમા ગયો. રાણી કાંઇક જાગતી અને કાઇક નિદ્રા લેતી શય્યામા પડેલી હતી અચાનક વંકચૂળનો હાથ તેને અગે લાગી ગયો. કોમલ સ્પર્શથી એકદમ રાણી જાગી ગઇ અને સ્વરૂપવાન વંકચૂળને દેખી રાણીની મનોભાવના પલટાણી. કામદેવે જોર અજમાવ્યુ. રાણીની રગેરગમા કામ ઉદ્દીપન થયો. રાણી વકચૂળને વિનતિ કરવા લાગી પણ વકચૂળને ગુરુમહારાજે કરાવેલી પ્રતિજ્ઞા સાભરી આવી. તરત જ રાણીને જણાવી દીધુ કે 'તુ તો મારી માતા સમાન છે.' રાણીએ કીધું "અસ્યા માની જા! નહીતર તારું આવી બનશે" છતા વકચૂળ પ્રતિજ્ઞાથી લેશ માત્ર ડગ્યો નહી. ત્યારે રાણીએ એકદમ ઢોંગ કરી તેના પર ખોટુ આળ ચઢાવવા માટે બુમાબુમ કરી મૂકી ' અરેરે, આ કોઇ બદમાસ હરામખોર મારી લાજ લૂટવા આવ્યો છે" રાણીનો પોકાર સાભળતાં જ રાજસેવકો ત્યા દોડી આવ્યા. અને વકચૂળને પકડી બાધી લીધો અને પ્રભાતમા સેવકોએ રાજા સમક્ષ ખડો કર્યો અને રાત્રિના વૃત્તાતથી રાજાને વાકેફ કર્યા. પણ ખુદ રાજાએ જ રાત્રિમા ભીતની પાછળ રહીને નજરે જ બધું નીહાળ્યુ હોવાથી વકચૂળને શિક્ષા નહી કરતા તેના સદ્ગુણોથી રજિત થઇ રાજાએ તેને પોતાનો સામંત બનાવ્યો અને રાણીનું પાપ છુપાવી દીધુ, જાણે પોતે કશુ જાણતો જ નથી! વકચૂળ રાજાના ઉપદેશથી ચોરીનો ધધો છોડી દઇને સન્માર્ગે પ્રવર્તવા લાગ્યો સારાનો સસર્ગ થતા સૌ સારા વાના જ થાય.

**ચોથી પ્રતિજ્ઞાની કસોટી**

એકદા રાજાએ વકચૂળને કોઇ મહાન શત્રુને જીતવા માટે મોકલ્યો. જીત મેળવીને વકચૂળ પાછો આવ્યો પણ તેને ઘણા પ્રહારો લાગવાથી દુખી થતો ઘેર આવી પલગે સૂઇ ગયો. વૈદ્યોને બોલાવ્યા. વૈદ્યોએ ઉપચાર શરૂ કર્યા પણ પ્રહારની વેદનાથી બીજા રોગો ઉત્પન્ન થયા, પણ મૂળ વેદના મટી નહી વૈદ્યોનુ ઔષધ ઉલટું પડવા માંડયુ. અને દિવસે દિવસે તેનું શરીર ક્ષીણ થવા લાગ્યુ. હવે તો તેને ચોરી પણ ગમતી ન હતી.

વેદનાનો કંઈ પાર ન હતો. રાજાએ પણ એનો રોગ મટાડવાને આખા નગરમા પટહ વગડાવ્યો કે 'જે આ વંકચૂળને જીવાડશે તેને રાજા યથેચ્છ દાન આપશે.' આ સાભળી એક પુરાણા વૈદ્યે આવી ઔષધ બતાવ્યું કે 'કાગડાના માંસનુ ભક્ષણ કરો.' વંકચૂળને ગુરુમહારાજે આપેલી પ્રતિજ્ઞા સાભરી આવી. તેણે કહ્યુ- "વૈદ્યરાજ ! ભલે મારો પ્રાણ ચાલ્યો જાય, પણ મારાથી એ ભક્ષણ નહી થઈ શકે" વૈદ્ય તો આ સાભળીને આભો જ બની ગયો. પછી વંકચૂળને સમજાવવા માટે રાજાએ ધર્મકર્મમા જાણ એવા તેના મિત્ર શુદ્ધ શ્રાવક જિનદાસ શ્રેષ્ઠીને તેડવા માણસ મોકલ્યુ. રાજાના માણસે ખબર આપી કે તરત જ જિનદાસ શ્રેષ્ઠી ત્યા આવ્યા, અને પોતાના મિત્રને કહ્યુ કે "હે મિત્ર શરીરે સુખ છે કે ?" વંકચૂળે કહ્યુ કે "હે ધર્મબંધો ! હે પ્રિયમિત્ર ! તુ ભલે આવ્યો મારુ શરીર અસ્વસ્થ છે કારણ કે આ શરીર રોગનુ ઘર છે. આ જીવિત છે તે કર્મને આધીન છે. હે મિત્ર ! આરાધના કરાવવી તે તારે આધીન છે. માટે તને જેમ ઉચિત લાગે તેમ મને ધર્મપરાયણ બનાવ" જિનદાસ પણ તેની પરીક્ષા કરવા ખાતર બોલ્યો કે–"તમારા આરોગ્ય અર્થે આ કાગના માસનુ ઔષધ ગ્રહણ કરો'. તે સાભળતાંની સાથે જ સાહસિકમા શ્રેષ્ઠ એવો વંકચૂળ ક્રોધપૂર્વક બોલ્યો કે "શુ બોલ્યા તમે ? ભલે આ દેહ પડી જતો, જીવિત કંઠે આવી રહે તો પણ શુ ? હુ મારી પ્રતિજ્ઞાનુ ખંડન કદાપિ કરીશ નહી ભલે સૂર્ય પશ્ચિમ ઉગે ! ભલે મેરુ ચલિત થાય ! ભલે સમુદ્ર માઝા મૂકે ! ભલે આભ તૂટી પડે ! પણ મારી પ્રતિજ્ઞાનો ભંગ નહીં જ થાય. જીવ હાલે જતો હોય તો ભલે આજ જાય તેની મને પરવા નથી. મારો પરભવ કેમ સુધરે એ જ હુ તો ઝખી રહ્યો છુ."

આ પ્રમાણે મરણની અંતિમ દશામા પણ પોતાના મિત્ર વંકચૂળને દૃઢ જોઈ, જિનદાસ શ્રેષ્ઠીએ તેને ચાર શરણા અંગીકાર કરાવી મહામંગલકારી નમસ્કારાદિ મંત્રો સંભળાવ્યા સર્વ જીવની સાથે ખમતખામણા કરાવ્યાં અને વંકચૂળનો પ્રાણ પંખી નમસ્કાર મંત્રનુ ઉચ્ચારણ કરતો આ દેહ છોડી પરલોકમા સિધાવી ગયો. અને અંતિમ શુભ આરાધનાથી તે બારમા અચ્યુત દેવલોકે દેવપણે ઉત્પન્ન થયો

ધન્ય હો એ વંકચૂળને કે જેણે પોતાની પ્રતિજ્ઞાઓનુ નિડર રીતે પાલન કર્યુ

# सागरगच्छीय साधुओंकी उपस्थापना-दिनावली

सम्राहक व सम्पादक—पूज्य पंन्यासजी महाराज श्री कल्याणविजयजी गणी.

जैन पुस्तक-भण्डारोंमे विचित्र प्रकारकी ऐतिहासिक सामग्री भरी पडी है यह बात अब सर्वविदित हो चुकी है। आप पुराने भण्डारोंकी ग्रन्थसूचियां देख कर ही सतुष्ट न हूयिये, उनके त्रुटक ग्रन्थ और रद्दी समझे जानेवाले लिखित पत्रसंग्रहका भी सूक्ष्म दृष्टिसे निरीक्षण करे, आपको उनमेसे कइ उपयोगी चीजोंका पता लगेगा। विशेष करके ऐतिहासिक घटनावलियां, वैद्यकके बहुमूल्य नुस्वे और ज्योतिषके सुगम तथा चुटकुले बहुमूल्य आम्नाय हाथ लगेंगे जिनको पढकर आपका चित्त फडक उठेगा।

हमने अपने अन्वेषणमें अनेक बहुमूल्य चीज प्राप्त की है। जो इन विषयोंमे रुचि रखनेवाले विद्वानोंके लिये पर्याप्त रूपसे उपयोगी हो सकती है

'सागरच्छीय साधुओंकी उपस्थापना-दिनावली' का पन्ना जिसका यहा परिचय दिया जा रहा है, हमें इसी प्रकारके रद्दी पत्रोंको टटोलते हुये हाथ लगा था।

यह पत्र १९×५। ईंच लम्बा चौडा है। इस लम्बे पत्रमें कुल १५८ पंक्तिया है और १२५ सवासौ साधुओंकी उपस्थापना (बडी दीक्षा) होनेकी सवत् मितियां है। किसकी उपस्थापना किसके हाथसे हुई इसका क्वचित् निर्देश हुआ है, सर्वत्र नहीं। इससे यह मालूम होता है कि जहा उपस्थापना करनेवालेका नामोल्लेख नहीं है, वे सब उपस्थापनाये तत्कालीन गच्छपति आचार्यके हाथसे हुई होगी। उपस्थापना लेनेवाले साधुके नामके पहले बहुधा उसके गुरुका नाम भी लिख दिया है, इससे यह भी सुगमतासे जाना जा सकता है कि कौन साधु किसका शिष्य था।

जहां उपस्थापना दी गई है कहीं कहीं उन गावका भी नामनिर्देश किया गया है. इसी तरह क्वचित् उपस्थापना करनेके समयका भी सूचन किया गया है।

वर्तमान समयमे बहुधा वर्षाकालको छोडकर दिनके पूर्वभागमे उपस्थापना कराते है, परन्तु इस पत्रस्थित सूचीसे ज्ञात होता है कि उस समय आश्विन शुक्ल १० को और इसके बाद वर्षाकालमे भी और अपराह्णमे भी उपस्थापना दी जाती थी।

आजकल दीक्षा, प्रतिष्ठा आदिके मुहूर्तोंमे मगलवारको सर्वथा त्याज्य गिनते है जैसाकि ज्योतिष शास्त्रमे लिखा है. परन्तु इस उपस्थापनावलीको देखनेसे जाना जाता है कि उस समय मगलवारको भी उपस्थापना दे देते थे।

प्रस्तुत पत्र किसी एक ही वर्षमे नहीं लिखा गया। प्रारम्भके 'शीर्षक लेख' मे संवत १६९८ का निर्देश है और यह उपस्थापना—घटनावली तत्कालीन सागरगच्छीय आचार्य श्रीवृद्धिसागरसूरिजीके राज्यमें लिखे जानेका सूचन है। परन्तु इस लेखमे सवत् १७३६ तककी उपस्थापनाओका एक ही लिपिमे निरूपण है अत यह लेख संवत् १७३६ के वर्षमे लिखा जाना प्रमाणित होता है। प्रारम्भमे जो संवत १६९८ लिखा है उसका यह तात्पर्य हो सकता है कि इस सालमे आचार्य श्री वृद्धिसागर गच्छपति बने हो और १७३६ तक गच्छपति रहे हो जिससे आपके गच्छनायकत्वकालमे दी गई उपस्थापनाओकी दिनावली आपके राज्यमे लिखे जानेका उल्लेख किया गया हो। कुछ भी हो पर इतना तो निर्विवाद सिद्ध है कि इनमे अधिकांश उपस्थापनाये श्री वृद्धिसागरसूरिजीके सत्तासमयमे हुई थी, क्योंकि इनके प्राग्वर्ती आचार्य श्रीराजसागरसूरिजी जो सागरगच्छके आद्य प्रवर्तक थे संभवत इस समयके पहले परलोकवासी हो चुके थे।

सवत् १७३७ से संवत् १७४२ तककी उपस्थापनाओकी सूची दूसरे व्यक्तिके हाथकी लिखी हुई है और संवत् १७४२ से १७४४ तककी घटनावलीको लिपि तो इसी व्यक्तिके हाथकी है पर कलम स्याही बदल गई है।

इसके आगेकी लिपि तीसरे व्यक्तिके हाथकी है जिसने १७५६ तककी उपस्थापना—दिनावली लिखी है। इस तीसरे आदर्शके लिखे हुए लेख विभागमें कुछ संवत मितियां अस्तव्यस्त भी लिखी हुई दृष्टिगोचर होती है। एकंदर इस पत्रमे सवत् १६९४ से लेकर सवत् १७५६ पर्यन्त के ६३ वर्षोमे सागरगच्छके जिन जिन साधुओकी उपस्थापनाये हुई थीं उन सबकी दिनावली इस पत्रमें दी हुई है।

पत्रमे जिन साधुओंकी उपस्थापनाका उल्लेख किया गया है उनके अधिकांश नाम 'सागरान्त' है। हां, कुछ नाम भिन्न प्रकारके भी है। इन भिन्न नामवाले साधु सागरगच्छके न होते हुए भी सागरगच्छीय आचार्यकी आज्ञामे रहनेवाले होगे।

पत्रके तीसरे लेख विभागमे कुछ उन साधुओंकी उपस्थापनाकी भी यादी है जो श्रीविजयप्रभसूरिजीके आज्ञावर्ती थे।

यह उपस्थापनादिनावलीका पत्र प्राचीन ढगसे चलती लिपिमे लिखा हुआ है। मात्र २—४ जगह फकरे जुदे पाडे गये है, परन्तु हमने सुगमताके लिये प्रत्येक फकरा जुदा पाडकर उसके पहले (१—१) इस प्रकारके कोष्ठकोमे उपस्थापना और उपस्थापना लेनेवाले साधुओकी सख्या बतानेवाले क्रमांक लिख दिये है।

उपस्थापना-दिनावलि प्रायः शुद्ध संस्कृतमें लिखी गई है अत. हमने अपनी तरफसे इसमे कोई फेरफार नहीं किया। जैसा पुराने पत्रमे लिखा है वैसा ही यहां लिख दिया है।

आहोर ( मारवाड )
ता. ७-१०-१९४२ } कल्याणविजय

## सागरगच्छीय साधु-उपस्थापना-दिनावली

॥ र्द ॥ श्रीपार्श्वनाथाय नमः॥ भट्टारकश्रीराजसागरसूरिगुरुभ्यो नमः ॥

॥ संवत् १६९८ वर्षे। शाके १५६४ प्रवर्त्तमाने। चैत्रमासादारभ्य सकलसाधूनामुपस्थापनादिनानि लिख्यते॥ श्रीवृद्धिसागरसूरिराज्ये॥

(१।१) संवत १६९८। शाके १५६४। कार्तिक वदि २ दिने प्रभातसमये। मु. कल्याणसागरस्य उपस्थापना॥

(२।२)॥ स. १६९४। शा. १५६० प्र. वै. शु. ३ दिने। प. तिलकसत्क मु. जससागरस्योपस्थापना॥

(३।३) सं. १६९५। शा. १५६१। माघ शु. ३ दिने। मु. हेमसागरस्योपस्थापना। प्रभाते॥

(४।४-५-६) सं १७०५ वर्षे। शा. १५७१। वैशा. शु. १४ दिने। मु. वुद्धिसागर। मु. कृपासौभाग्य। मु. चतुरसागराणामुपस्थापना॥

(५।७-८-९-१०) सं. १७०५। शा. १५७१। द्वितीयापाढ शु. ८ दिने। मु. क्षेमसागर। मु. हितसागर। मु. नयसागर। मु. कांतिसागराणामुपस्थापना॥

(६।११-१२-१३) सं. १७०६। शा. १५७२ प्र। माघ शु. ८ दिने प्रभाते। मु. अमरविमल। मु मानविमल। प हर्षसागरसत्क मु. अमरसागराणामुपस्थापना प्रभाते॥

(७।१४-१५) सं १७०६ वर्षे शा. १५७२ प्र माघ शु. ८ दिने। मु. हेमसौभाग्य। मु. मेघसौभाग्ययोरुपस्थापना प्रभाते।

(८।१६) स. १६९८। शाके १५६४ प्र. ज्येष्ट शु ७ दिने प सौभाग्यसागरसत्क मु. कमलसागरस्योपस्थापना॥

(९।१७) स १७०६। शा १५७२ फागुण शु ४ दिने प. विनीतसागरसत्क मु. धीरसागर उपस्थापना॥

(१०।१८) सं. १७०७। शा १५७३। माघ व. १४ दिने। उ. रत्नसागर ग. सत्क नरसागर उपस्थापना ॥

(११।१९-२०) सं. १७०८। शा. १५७४ माघ व. १३ बुधे प्रातः पं तिलकसागरसत्क मु. सुविधिसागररूपसागरयोरुपस्थापना शेषपुरे ॥

(१२।२१-२२) सं. १७०९। शा. १५७५। आषाढ शु ८ दिने संध्यायां मु. कांतिसौभाग्य। ऋ नाह्नजी। उपस्थापना। पं श्रीतिलकसागरगणिभिः कृता ॥

(१३।२३) स. १७१०। शा. १५१६। ज्येष्ट व. ४ शनौ। रूपसागर दीक्षा॥

(१४।२४-२५) सं. १७१७। शा. १५८३ ज्येष्ट शु ११ दिने। पं. विनीतसागरसत्क मु. रगसागर। ग भावसत्क मु साधुसागरयोरुपस्थापना ॥

(१५।२६) सं. १७१८। शा १५८३। कार्तिक शु १३ दिने। सरखेजमध्ये। मु. सुंदरसौभाग्यस्योपस्थापना॥

(१६।२७) माघ शु. ७ दिने पं. हेमसागरसत्क मु उदयसागरस्योपस्थापना॥

(१७।२८) माघ व. १ दिने मु जयसागरस्योपस्थापना ॥

(१८।२९) फागुण शु. ३ भौमे प। हीरसत्क मु कपूरसागरस्योपस्थापना॥

(१९।३०-३१) स १७१८ वर्षे शा १५८४। वैशा व १० शनौ मु. भेरुसागर। मु. वीरसागरयोरुपस्थापना ॥

(२०।३२-३३-३४-३५-३६-३७) ज्येष्ट शु ४ रवौ। प. विनीतसत्क। मु. ऋद्धिसागर। प विद्यासत्क मु. धीरसौभाग्य प भाणसत्क मानसागर। प. कनकसत्क लालसागर पं चतुरसौभाग्यसत्क सं. दीपसौभाग्य। ग विनयसौभाग्यसत्क मु विनीतसौभाग्यानामुपस्थापना ॥

(२१।३८) आषाढ शु १३ बुधे सध्ययां पं सूरसागरसत्क मु केसरसागरस्योपस्थापना ॥

(२२।३९) अश्वन शु १० दिने श्रीपूज्यजीसत्क मु. दयासागरस्योपस्थापना ॥

(२३।४०) सं. १७१९। शा १५८५ ज्ये० शु २ दिने। प भाणसत्क मु. रूपसागरस्योपस्थापना ॥ सं १७२८ पुनरपि ॥

(२४।४१) सं. १७२०। शा १५८५ फागुण शु. ३ दिने उ श्रीरत्नसत्क। मु. महीसागरस्योपस्थापना प्रभाते ॥

(२५।४२) फा. शु १० दिने। ऋ देवजी ॥

(२६।४३) सं १७२०। शा १५८६ वैशाख शु ८ दिने पं० विनयसा.- सत्क मु० हससागरस्योपस्थापना ॥

(२७।४४-४५-४६-४७-४८-४९-५०) वैशाख व० ६ दिने। प्रभात-

समये । मु० मतिसागर । इद्रसागर । ललितसागर । हीरसागर । चतुरसागर । लाभविमल । रत्नविमलानामुपस्थापना ॥

(२८।५१) आषाढ शु० ६ दिने प० अमृतसत्क मु० सुखसागरस्योपस्थापना ॥

(२९।५२) कार्त्तिक व० २ दिने मु० लाभसौभाग्यस्योपस्थापना ॥

(३०।५३–५४)ऋ. वरधा । मु. कपूरसौभाग्ययोः का. व. द्वितीयायां उपस्थापना ॥

(३१।५५)सं १७२२।शा.१५८८।वैशा.शुदि ४ संध्यायां मु.मोहनसागरउपस्थापना ।

(३२।५६) वै. शु. ५ दिने प. हेमसागरसत्क मु गंगसागरोपस्थापना ॥

(३३।५७–५८) सं. १७२१ व. शा १५८७ ज्ये. शु. २ दिने प. कुंवर सत्क मुनि लावण्य । लीलसागरयोरुपस्थापना ॥

(३४।५९–६०) आषाढ शु. ३ दिने । उ. रत्नसत्क मु. इन्द्रसागरललित-सागरयोरुपस्थापना ॥

(३५।६१) कार्त्तिक शु० १६ दिने प. धीरसत्क मु. अमरसागरोपस्थापना ॥

(३६।६२) स. १७२२ । शा १५८८ । का. व. २ दिने । उ० श्री. विनीत–सागरसत्क मु० प्रेमसागरस्योपस्थापना ॥

(३७।–६३–६४–७०) स. १७१३ व शा १५८९। वैशा. शु. ४ शनौ० । राजनगरे प प्रीतिसागरशिष्य मु चतुरसागर। रूपसागर । ऋषभसागर–प्रमुखाणामष्टानामुपस्थापना उ लक्ष्मीविजयगणिभि कृता ॥

(३८।७१) सं. १७२५ शा. १५९१ मार्गशीर्ष शु. १२ दिने मु. विशेष-सागरस्योपस्थापना ॥

(३९।७२) स १७२८ । शा १५९४ प. भाग्यसत्क मु. हेमसागरोपस्थापना॥

(४०।७३) सं १७३० ।शा १५९६ आषाढ शु ९ बुधे मुनि नित्यसौभाग्य-स्योपस्थापना ॥

(४१।७४–७५) संवत १७३२ । शाके १५९८ । आषा० शु. २ शनौ मु० केसरसागर मु० आणदसागरयोरुपस्थापना । श्री राधनपुरनगरे ।

(४२।७६) सवत् १७३६ वर्षे शाके सोल २ प्रवर्तमाने मार्गसिर शु ३ रवौ प्रातसमए(ये) मु. कि (की) र्त्तिसागर उपस्थापना श्रीदर्भावतिनगरे कृता । शुभं भवतु ॥

(४३।७७) सं. १७३७ वर्षे। शाके १६०३ प्रव० का० व० ३ द्वितीया गुरौ । मु. हससागरस्योपस्थापना कृता । श्री वटपद्रनगरे ॥

(४४।७८–८६) सं. १७३८ वर्षे। शा० १६०४ प्र. द्वितीय चैत्रसित ४ चतुर्थी शनौ । मु. कपूरसागर । मु. शामसागर । मु. निधिसागर । मु. वीरसौभाग्य । मु. माणसौभाग्य । मु. पुन्यसागर । मु. देवसौभाग्य । मु. शांति-

सौभाग्य। मु. विवेकसौभाग्यानामुपस्थापना विहिता प्रभातसमये श्री अहिम्मदावाद नगरे श्रीपूज्यैः ॥ श्रीरस्तु ॥

(४५।८७) संवत् १७४१ वर्षे शा. १६०७ प्रवर्तमाने का० व० ५ दिने ऋ० डाहाह्वस्योपस्थापना कृता श्री राजनगरे श्रीपूज्यैः॥

(४६।८८–८९) संवत् १७४१ वर्षे शाके १६०७ प्रवर्तमाने माघ वदि १३ दिने मुनि आणंदसागर मुनि रविसागरयोरुपस्थापना कृता श्रीराजनगरे श्रीपूज्यैः ॥

(४७।९०) श्रीस्तंभतीर्थे मुनि रत्नविजयस्योपस्थापना कृता फाल्गुनसितद्वितीयादिने॥

(४८।९१–९२–९३–९४) संवत् १७४२ वर्षे शाके १६०८ प्रवर्तमाने वैशाष शुदि ६ वार रवौ प. मानसागरसत्क भाणसागर पं. भाग्यसागरसत्क रंगसागर प जिनसागरसत्क जीतसागर पं. जिनसागरसत्क विवेकसागराणामुपस्थापना कृता उ० श्रीइन्द्रसौभाग्यगणिभिः श्रीराजनगरे ॥

(४९।९५) संवत् १७४२ वर्षे शाके १६०८ प्रवर्तमाने आ. शुदि १० दिने प. धीरसागरगणिसत्क मु. डुंगरसागरस्योपस्थापना कृता पत्तनमध्ये ॥

(५०।९६–९७) संवत् १७४३ वर्षे शाके १६०९ प्रवर्तमाने ज्येष्ठ वदि ३ गुरौ पं. गंगसागरसत्क ऋ. मेघा मु भाग्यसागरयोरुपस्थापना कृता श्रीटे[ ]जपुरे श्रीपूज्यैः प्रभातसमये ॥

(५१।९८–९९) संवत् १७४४ वर्षे शाके १६०९ प्रवर्तमाने आसो शुदि १० दिने गुरुवारे पं. अमरसौभाग्य ग. सत्क मुनि हर्षसौभाग्य पं. मेघसौभाग्यसत्क मुनि हीरसौभाग्यस्योपस्थापना कृता महीशानक राधनपुरे ॥

(५२।१००) संवत् १७४४ वर्षे शाके १६१० प्रवर्तमाने रत्नसागर ग० सत्क मु० रंगसागरस्योपस्थापना कृता कार्त्तिक वदि ८ अष्टमी दिने कालुपुरे उ. कांतिसागरगणिना ॥

(५३।१०१) संवत् १७४४ प्रवर्तमाने शाके १६१० प्रवर्तमाने पोष वदि ५ दिने पं. सूरसागरग. सत्क मु. प्रीतिसागरस्योपस्थापना कृता संध्यायां श्रीपूज्यैः राजपुरे ॥

(५४।१०२–१०३) सवत् १७२२ शाके १५८८ वर्षे चैत्र वदि अष्टमी दिने सोमवासरे प्रथमप्रहरे श्रीविजयप्रभसूरिविजयिनी श्रीराजनगरे प. श्री सौभाग्यविजय ग. ना मु. हितविजयतेजविजययोरुपस्थापना कृता ॥

(५५।१०४) सवत १७२५ वर्षे फागुण शुदि ३ दिने उपस्थापना कृता। पं. श्री सौभाग्यविजयगणिभिः कृता राजनगरे प. विवेकविजयगणिभिः शिष्य मु.रामविजयस्य कृता॥

(५६।१०५) वर्षेऽक्षनेत्रर्षिविधुप्रभाते माघस्य शुक्ले दशमी तिथौ च ॥ उपस्थितिः प्रीतिमतीहिताख्यकवेः शिशोर्ज्ञानमुनेः प्रगेऽभूत ॥

(५७।१०६–१०७–१०८) संवत १७४५ वर्षे ज्येष्ट शुदि ४ दिने प्रथमप्रहरे शाके १६१२ (१६१०) प्रवर्तमाने राजनगरे श्रीपूज्यपार्श्वे उ. श्री वृद्धिसागर ग.भि कृता उपस्थापना मु. महिमासागर पं. सुखसागर ग. सत्क मु. रामविजय ग. मु. हर्षविजयस्य प. माणसागर पं. सत्क. ऋ. केशव एषां त्रयाणां सार्द्ध श्रीपूज्यैः स्वयमुपस्थापना कृता ।

(५८।१०९) संवत् १७४९ वर्षे आ. शु. १२ उपस्थापना ॥

(५९।११०) सवत १७४८ वर्षे शाके १६१४ प्रवर्तमाने आसाढ शुदि १२ बुधे प. दयासागरसत्क मु. चतुरसागरस्योपस्थापना कृता दर्भावतिनगरे पाश्चात्यप्रहरे पं. दयासागर ग. कृता ॥

(६०।१११) संवत् १७४९ वर्षे शाके १६१५ प्रवर्तमाने वैशा. शु. ५ रवौ प. मेरुविजयसत्क मु. रत्नविजयशत्क(सत्क) मु. दयाविजयस्योपस्थापना कृता पाटणनगरे भ. लक्ष्मीसागरसूरिभि' पश्चात्प्रहरे ॥

(६१।११२–११३) सं. १७५१ वर्षे शाक १६१७ प्र. ज्येष्ट व. १० प्रथमप्रहरे मु. महिमासागरस्य उपस्थापना कृता उ. श्रीसुंदरसौभाग्यगणिसत्क मु. सुमतिसौभाग्यस्य उपस्थापना कता शेषपुरे उ. श्रीसुंदरसौभाग्यगणिभिः ॥

(६२।११४) सव. १७५२ वर्षे शाके १६१८ प्रवर्त्तमाने वैशाख सुदि ३ शुक्रे प्रथमप्रहरे मु. इन्द्रसागरस्योपस्थापना कृता श्रीराजनगरे भ. लक्ष्मीसागरसूरिभिः ॥

(६३।११५) संवत् १७२२ वर्षे फागु. व. ७ दिने शनिवारे प. सुखचंद्र ग. शि. प. प्रमोदचंद्र ग. उपस्थापना कृता द्विय. प्र. राजनगरम. प. सौभाग्यविजय ॥

(६४।११६) संवत् १७२२ वर्षे वैशाखवदि ६ दिने शनिवारे श्रीसीरोहीमध्ये मु. सुमतिविजयस्य उपस्थापना कृता प. रामविजयगणिभि' ॥

(६५।११७) सं. १७५४ वर्षे शाके १६२० प्रवर्तमाने द्वि. जे. सु. ३ बुधे मु.

(६६।११८) संव. १७४२ वर्षे मु. कुशलविजयस्य उपस्थापना कृ ॥

(६७।११९) सवत १७५३ वर्षे शाके १८ प्रवर्तमाने मागसिर वदि १ रवौ मु. कुशलसागरस्योपस्थापना कृता भ. श्री लक्ष्मीसागरसूरिभिः रविपुरे प्रथमप्रहरे ॥

(६८।१२०) सौभाग्यस्योपस्थापना कृता वटपद्रमध्ये उ. श्रीसुंदरसौभाग्यगणिभिः॥

(६९।१२१) स. २३ प. केशवसागरयो(स्य) उपस्थापना कृता प्रभाते ॥

(७०।१२२) सवत १७५३ आ. ५४ वर्षे प्रथम आ. शु. २ प. सुमतिवीजयसत्क मु. उद्योतविजयस्य उपस्थापना कृता मोतामध्ये ॥

(७१।१२३–१२४–१२५) सवत १७५६ वर्षे शा. १६२२ प्रवर्तमाने वै. सु. २ बुधे मु. विवेकसागर प्रमोदसागर धीरसागरगणामुपस्थापना कृता ॥

# પંચપરમેષ્ઠિનમસ્કારનો પ્રભાવ આજે છે કે નહિ?

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી ભદ્રંકરવિજયજી, અહમદનગર.

આ પ્રશ્નનો ઉત્તર આપવો કઠિન છે. શાસ્ત્રોમાં પંચપરમેષ્ઠિનમસ્કારનો મહિમા ઘણો મોટો વર્ણવ્યો છે. એને સર્વમંત્રરત્નોનું ઉત્પત્તિ સ્થાન કહ્યું છે. એને સર્વ શાસ્ત્રોની આદિમાં ઉચ્ચારણ કરવાનું ફરમાન કર્યું છે. એના એકેક અક્ષરના ઉચ્ચારણમાં અનંત કર્મો અને તેના રસનો ઘાત થાય છે, એમ ફરમાવ્યું છે. સર્વ કાળના અને સર્વ ક્ષેત્રના સર્વ પરમર્ષિઓ અને મહર્ષિઓને પ્રણામરૂપ હોવાથી એ મહામંગલ સ્વરૂપ છે, એમ જોરશોરથી પ્રતિપાદન કર્યું છે. પંચપરમેષ્ઠિનમસ્કૃતિને આ લોક અને પરલોકમાં અનેક પ્રકારના વાંછિતો પૂરા પાડનાર તરીકે વર્ણવેલ છે. અર્થને આપનાર પણ તે જ છે, કામને આપનાર પણ તે જ છે અને આરોગ્યને આપનાર પણ તે જ છે. અભિરતિ અને આનંદને આપનાર પણ એને જ માનેલ છે. પરલોકમાં સિદ્ધિગમન અથવા દેવલોકગમન, અથવા શુભ કુળમાં આગમન અથવા બોધિલાભનું કારણ પણ એને જ કહેલ છે. સર્વ સુખનો પ્રયોજક અને સર્વ દુઃખનો ઘાતક પણ પંચપરમેષ્ઠિનમસ્કાર છે, એમ તે તે સ્થળોએ સાફ શબ્દોમાં શાસ્ત્રકાર મહર્ષિઓએ ફરમાવ્યું છે. તો પછી આજે એથી વિપરીત કેમ? એ પ્રશ્ન સહેજે ઉત્પન્ન થાય છે. એનો ઉત્તર પણ ભગવાન હરિભદ્રસૂરિજી આદિ સૂરિપુંગવોએ સ્પષ્ટ શબ્દોમાં આપેલો છે. 'યોગબિન્દુ' નામના ગ્રન્થરત્નમાં તેઓશ્રી ફરમાવે છે કે—

"अक्षरद्वयमप्येतत्, श्रूयमाणं विधानतः। गीतं पापक्षयायोच्चैः, योगसिद्धैर्महात्मभिः ॥१॥

સિદ્ધયોગી એવા તીર્થંકર ગણધરાદિ મહાપુરુષોએ 'યોગ' એવા બે અક્ષર પણ વિધાનપૂર્વક સાંભળનાર આત્માને અત્યંત પાપના ક્ષય માટે થાય છે, એમ ફરમાવેલ છે.

એ જ શ્લોકની સ્વોપજ્ઞ ટીકામાં તેઓશ્રી ફરમાવે છે કે—

"अक्षरद्वयमपि किं पुनः पञ्चनमस्कारादीन्यनेकान्यक्षराणीत्यपि शब्दार्थः। एतत् 'योग' इति शब्दलक्षणं श्रूयमाणमाकर्ण्यमानम्। तथाविधार्थाऽनवबोधेऽपि, 'विधानतो' विधानेन, **श्रद्धासंवेगादिशुद्धभावोल्लासकरकुड्मलयोजनादिलक्षणेन।** गीतमुक्तं पापक्षयाय, मिथ्यात्वमोहाद्यकुशलकर्मनिर्मूलनायोच्चैरत्यर्थम्। कैर्गीतमित्याह 'योगसिद्धैः' योगः सिद्धो निष्पन्नो येषां ते तथा, तैर्जिनगणधरादिभिः 'महात्मभिः' प्रशस्तभावैरिति ॥"

'બે અક્ષર પણ' પંચનમસ્કારાદિ અનેક અક્ષરો માટે તો કહેવું જ શું? 'યોગ' એવા બે અક્ષર સાંભળતા, તેવા પ્રકારના અર્થનું જ્ઞાન ન હોય તો પણ, વિધાનપૂર્વક **'શ્રદ્ધા સંવેગાદિ ભાવોલ્લાસપૂર્વક અને બે હાથ આદિ જોડવાપૂર્વક,'** મિથ્યાત્વમોહનીયાદિ અશુભ કર્મના અત્યંત નિર્મૂલન માટે થાય છે, એમ નિષ્પન્ન યોગી એવા શ્રી જિન ગણધરાદિ પ્રશસ્ત સ્વભાવવાળા મહાત્મપુરુષોએ ફરમાવેલ છે.

ભગવાન હરિભદ્રસૂરિ મહારાજનું ઉપરોક્ત નિરૂપણ ફરમાવે છે કે શ્રી પંચપરમેષ્ઠિનમસ્કારાદિ અનેક અક્ષરો નહિ કિન્તુ શ્રી જિનવચનાનુસારી 'યોગ' એવા બે અક્ષરનું શ્રવણ પણ અત્યંત પાપક્ષય માટે થાય છે. શરત એટલી જ કે તે વિધાનપૂર્વક હોવું જોઇએ. અને વિધાન એટલે શ્રદ્ધા સંવેગાદિ માનસિક ભાવ અને કરકુડ્મલયોજનાદિ

શારીરિક વ્યાપાર ઉપલક્ષણવાળી શુદ્ધ ઉચ્ચારણ આદિ વાચિક ક્રિયા. તથાપ્રકારના અવબોધ વિના કાયિક, વાચિક અને માનસિક શુદ્ધ ભાવોલ્લાસપૂર્વક શ્રી પંચપરમેષ્ઠિનમસ્કારાદિ અક્ષરોનું શ્રવણ પણ અતિ ક્લિષ્ટ પાપોના ક્ષયનું ઉચ્ચ કારણ માનેલું છે, તો પછી તથાપ્રકારના અવબોધ સહિત, શુદ્ધ અને સ્પષ્ટ શબ્દોચ્ચારપૂર્વક તેનું ઉચ્ચારણ અથવા મનન અને ચિન્તન અને નિદિધ્યાસનાદિ અત્યંત અશુભ કર્મોના ક્ષયનું મહાન કારણ બને, તેમાં પૂછવું જ શું ?

આજે પંચપરમેષ્ઠિનમસ્કાર ફળીભૂત ન થતો હોય કે તેનો પ્રભાવ પ્રતીતિગોચર ન બનતો હોય, તેમાં કારણ તેના અર્થનું અજ્ઞાન છે કે શ્રદ્ધા સંવેગાદિનો અભાવ છે? એનો નિશ્ચય ઉપરોક્ત નિરૂપણમાંથી મળી આવે છે. તથાપ્રકારના ક્ષયોપશમના અભાવે અર્થનો અવગમ ઓછો વધતો હોઈ શકે છે, પરન્તુ તે તેટલો બાધક નથી જેટલો બાધક વિધાનનો અભાવ-શ્રદ્ધા સંવેગાદિ ભાવોલ્લાસનો અભાવ છે. ક્ષયોપશમના યોગે અર્થાવગમ અધિક પણ હોય, છતાં જો વિધાન પ્રત્યે બેદરકાર હોય, તો તે ફળપ્રાપ્તિથી બેનસીબ રહે છે. સામાન્ય અર્થબોધવાન્ પણ વિધાન પ્રત્યે કાળજીવાળો આત્મા પાપક્ષયાદિ ઉચ્ચ ફળોનો ભોક્તા બની શકે છે.

આજે નવકારને ગણનારા અર્થજ્ઞાનહીનપણે તેને ગણે છે, માટે તેના ફળથી વંચિત રહે છે, એમ કહેવા કરતાં શ્રદ્ધાસંવેગશૂન્યપણે તેને ગણે છે, માટે જ ફળથી વંચિત રહે છે, એમ કહેવું એ શાસ્ત્રદૃષ્ટિએ વધારે અનુકૂળ છે. શ્રદ્ધા 'तथेति प्रत्यय 'આ તેમ જ છે એવો વિશ્વાસ અથવા 'આ જ પરમાર્થ છે' એવી બુદ્ધિ અને સંવેગ 'મોક્ષાભિલાષા' અથવા 'આ જ આરાધન કરવા યોગ્ય છે' એવું જ્ઞાન ભાવોલ્લાસ માટે આ જાતિના શ્રદ્ધા અને સંવેગની પરમ આવશ્યકતા છે. જ્યાંસુધી 'પંચપરમેષ્ઠિનમસ્ક્રિયા એ જ પરમાર્થ છે,' એવી બુદ્ધિ ન થાય અને દુઃખ અને તેના કારણભૂત પાપથી રહિત બનવા માટે એ જ એક પરમ સાધન છે, એવું આંતરિક જ્ઞાન ન થાય, ત્યાંસુધી—"અરિહંત એ બાર ગુણ સહિત છે અને સિદ્ધ એ આઠ ગુણ સહિત છે, આઠ પ્રાતિહાર્ય અને ચાર મૂલાતિશય મળીને બાર ગુણ ગણાય છે, અશોકવૃક્ષ, સુરપુષ્પવૃષ્ટિ ઇત્યાદિ આઠ પ્રતિહાર્યોના નામ છે, અપાયાપગમાતિશય, જ્ઞાનાતિશય ઇત્યાદિ ચાર મૂલ અતિશયો કહેવાય છે, આઠ કર્મના ક્ષયથી સિદ્ધપરમાત્માને આઠ ગુણો ઉત્પન્ન થાય છે, આઠ કર્મની ઉત્તર પ્રકૃતિઓ (૧૫૮), સત્તામાં (૧૪૮), બંધમાં (૧૨૦), ઉદયમાં (૧૨૨), ઉદીરણામાં (૧૨૨) હોય છે. બંધ ઉદય, ઉદીરણા અને સત્તા એ ચારે પ્રકારે કર્મથી રહિત હોય તે સિદ્ધ કહેવાય છે"—અગર આથી પણ પાંચ પરમેષ્ઠી અને તેમના ગુણો સંબંધી સૂક્ષ્માતિસૂક્ષ્મ જ્ઞાન ધરાવનાર આત્મા પણ જો તે પ્રત્યે શ્રદ્ધા અને સંવેગથી શૂન્ય છે તો ફળપ્રાપ્તિનો સર્વથા અનધિકારી છે તથાપ્રકારના ક્ષયોપશમાદિ સામગ્રીના અભાવે "અરિહંત પરમાત્મા એ મોક્ષમાર્ગના ઉપદેશક છે, સિદ્ધપરમાત્મા એ મોક્ષને પ્રાપ્ત થયેલા છે. મોક્ષ એ અનંત સુખનું ધામ છે, જન્મમરણાદિ કે ભૂખતૃષાદિ પીડાઓનું ત્યાં નામનિશાન નથી, દુઃખનું સ્થાન ચાર ગતિરૂપ સંસાર છે, આધિ વ્યાધિ અને ઉપાધિથી તે ભરપૂર છે, જ્યાંસુધી એ સંસારપરિભ્રમણ મટે નહિ ત્યાંસુધી દુઃખનો અંત આવે નહિ, અરિહંત પરમાત્માઓએ કેવળજ્ઞાનથી તે જોયું છે, પોતે સ્વપુરુષાર્થથી

કર્મરહિત બન્યા છે, બીજાઓને કર્મરહિત બનવાનો માર્ગ બતાવી ગયા છે, એ માર્ગે ચાલનાર પૂર્વે દુ:ખરહિત બન્યા છે, આજે પણ દુ:ખરહિત બને છે, અનંત સુખના ભોક્તા પણ તેઓ જ થયા છે અને થાય છે, એ માર્ગની શ્રદ્ધાના અભાવે જ જીવો ચારે ગતિમાં દુ:ખ અનુભવી રહ્યા છે, દુ:ખનાશ અને સુખપ્રાપ્તિનો પારમાર્થિક ઉપાય અરિહંતો જ સ્વયં જાણી શકે છે, બીજાઓ તેમના કહેવાથી જ જાણી શકે છે, અરિહંત કે સર્વજ્ઞ બન્યા સિવાય જેઓ સુખપ્રાપ્તિનો માર્ગ બતાવે છે તેઓ શ્રધ્ધેય નથી, તેવા અપૂર્ણ જ્ઞાનીના બતાવેલો માર્ગે ચાલવામાં અશ્રેય છે, સંપૂર્ણ જ્ઞાનીએ બતાવેલા માર્ગે ચાલવામાં જ શ્રેય છે, જ્ઞાનીએ બતાવેલો માર્ગ કષ્ટપૂર્ણ હોય તોપણ આદરણીય છે, અજ્ઞાની અગર અધુરા જ્ઞાનીઓએ બતાવેલો માર્ગ સુખાળો હોય તોપણ અનાદરણીય છે, સમસ્ત દુ:ખનો જેમાં સદાકાળને માટે અંત છે એવા મોક્ષને મેળવવા માટેનો માર્ગ સુખાળો હોઇ શકે જ નહિ, અધિક કષ્ટથી બચવા માટે અલ્પ કષ્ટ એ કષ્ટ ગણાય જ નહિ, સંસારના ક્ષણિક સુખો પણ કષ્ટ વિના મળી શકતા નથી તો મોક્ષના અનંત સુખો વિના કષ્ટ અગર ખાતાં પીતા મળી જાય એમ માનવું એ બાલિશતા છે"—એટલું જેઓ જાણે છે, શ્રદ્ધા અને સંવેગ ભરપૂર વિચારો જેના અંતરમાં સ્થાન જમાવીને બેઠેલા છે તે આત્માઓ જ પંચપરમેષ્ઠિનમસ્કારક્રિયાના યથાર્થ ફળના ઉપભોક્તા બની શકે છે.

અર્થજ્ઞાન મળ્યા પછી શ્રદ્ધા સંવેગની શી જરૂર? એમ કહેનાર તત્ત્વને સમજ્યો જ નથી. અર્થજ્ઞાનની સાથે શ્રદ્ધા સંવેગ ઇત્યાદિ જ્યાંસુધી ન મળે ત્યાંસુધી તે ક્રિયા ભાવક્રિયા બની શકતી નથી. શાસ્ત્રકારોએ 'ભાવ'ને જ સર્વત્ર ફળદાયી માન્યો છે. 'ભાવ' ઉપયોગસ્વરૂપ છે, ઉપયોગ વિનાની અર્થજ્ઞાન સહિત અને શુદ્ધ ક્રિયાને પણ શાસ્ત્રકારોએ દ્રવ્યક્રિયા કહેલી છે. 'अनुपयोगो द्रव्यमिति वचनात्।' 'અનુપયોગ એ જ દ્રવ્ય છે,' એમ શાસ્ત્રોનું ફરમાન છે. ઉપયોગવાળાની અશુદ્ધ અગર અર્થજ્ઞાનહીન ક્રિયા પણ ભાવક્રિયાનું કારણ બની શકે છે. એથી વિપરીત ઉપયોગશૂન્યની શુદ્ધ અને અર્થજ્ઞાનવાળી ક્રિયા પણ ભાવક્રિયા કે તેનું સાક્ષાત્ કારણ બની શકતી નથી.

ઉપયોગની આટલી પ્રધાનતા જેમ ધર્મક્રિયામાં છે તેમ પ્રત્યેક સારી નરસી ક્રિયામાં છે. અનુપયોગે થયેલો અપરાધ સંસારમાં કે સરકારમાં પણ મુખ્ય અપરાધ ગણાતો નથી, તેમ વિના ઉપયોગે થયેલું સારું કાર્ય પણ સંસારમાં સારું કે પ્રશંસનીય ગણાતું નથી. ઇતર દર્શનકારોએ પણ કહ્યું છે કે—'मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः' 'મનુષ્યોનું મન એ જ બંધ અને મોક્ષનું કારણ છે.' મન જેમાં ભળતું નથી, એ ક્રિયા જેમ મોક્ષનો હેતુ થતી નથી, તેમ બન્ધનો હેતુ પણ થતી નથી.

મનશૂન્યપણે કે ઉપયોગશૂન્યપણે થતી પંચપરમેષ્ઠિનમસ્કારક્રિયા પણ, તેનું સારું અને યથાર્થ ફળ કેમ આપી શકે? એ ક્રિયાની સાથે મનને મેળવવા માટે અર્થજ્ઞાનની જેટલી જરૂર છે, તેથી કેઇ ગુણી અધિક જરૂર શ્રદ્ધા અને સંવેગની છે. શ્રદ્ધા અને સંવેગવાળા તથા પંચપરમેષ્ઠિનમસ્ક્રિયા પ્રત્યે ભક્તિ અને આદરવાળા પુણ્યવંત જીવો અત્યલ્પ અર્થજ્ઞાનને ધારણ કરવા છતાં તેનાથી જે ફાયદો આજે અગર કોઇ પણ કાળે ઉઠાવી શકે છે તે ફળ શ્રદ્ધા સંવેગ ભક્તિ અને આદરાદિથી શૂન્ય મોટા તત્ત્વવેત્તા અને પંડિતાગ્રણી તરીકે લેખાતાઓ પણ મેળવી શકે તેમ નથી.

પંચપરમેષ્ઠિનમસ્ક્રિયાનો પ્રભાવ એ રીતે અત્યંત ભારી હોવા છતાં પણ તેના ફળથી વંચિત રહી જવાનું મુખ્ય કારણ કોઈ હોય તો તે શ્રદ્ધાહીનતાદિ છે. શ્રદ્ધાહીન આત્માના હાથમાં આવેલો નવકારરૂપી ચિન્તામણિ નિષ્ફળ જાય અગર નુકસાન કરનારો થાય તો તેમાં દોષ નવકાર કે તેના પ્રભાવનો છે, એમ કેમ કહી શકાય? અનધિકારી આત્માઓને સારી પણ ચીજ આપવાની પરોપકારરત સત્પુરુષો સ્પષ્ટ શબ્દોમાં ના પાડે છે. પરમોપકારી ભગવાન હરિભદ્રસૂરિ મહારાજા જ એક સ્થળે ફરમાવે છે કે—

" नैतद्विदस्त्वयोग्येभ्यो ददत्येन तथापि तु। हरिभद्र इदं प्राह, नैतेभ्यो देयं आदरात ॥ १ ॥ "

ઉત્તમ વસ્તુના માહાત્મ્યને જાણનારા સત્પુરુષો અયોગ્યને ઉત્તમ વસ્તુ આપતા જ નથી. તોપણ 'હરિભદ્ર' આદરપૂર્વક જણાવે છે કે—કૃપા કરીને ઉત્તમ વસ્તુ અયોગ્યને આપતા નહિ.

કારણ કે ઉત્તમ વસ્તુની કરેલી સ્વલ્પ પણ અવજ્ઞા મોટા અનર્થને માટે થાય છે. એ અનર્થથી બચવાને માટે જ મારું આ કથન છે. નહિ કે મને કોઈના પ્રત્યે માત્સર્ય છે. યોગ્ય અને અધિકારી આત્માઓને તો તે પ્રયત્ન પૂર્વક આપવી જોઇએ. પરન્તુ તેમાં પણ વિધિ જાળવવાની અત્યંત જરૂર છે. અયોગ્ય વિધિએ ગ્રહણ કરનાર યોગ્ય આત્માને ઉત્તમ વસ્તુ પણ એકાએક ફળીભૂત થતી નથી. નુકસાન કરનારી પણ થઇ પડે છે.

શ્રી પંચમપરમેષ્ઠિનમસ્કારના સાચા અધિકારી શ્રદ્ધાસંવેગાદિ ગુણોથી વિભૂષિત પુરુષરત્નો છે, પછી તે સાધુ હો, સાધ્વી હો, શ્રાવક હો, શ્રાવિકા હો કે ભદ્રક પરિણામી મિથ્યાદૃષ્ટિ હો. ઉપધાનાદિ તપ કરવા પૂર્વક, શ્રી મહાનિશીથાદિ સૂત્રોના યોગોદ્વહન કરનાર સંયમી, શુદ્ધ ચારિત્રના ખપી અને શાસ્ત્રોક્ત વિધિ–વિધાન પ્રત્યે પરિપૂર્ણ આદર ધરાવનારા નિર્ગ્રન્થ મુનિરાજના મુખથી ગ્રહણ કરેલો નવકાર એ જ વિધિપૂર્વક ગ્રહણ કરેલો ગણાય છે.

એ રીતે વિધિ પૂર્વક અગર વિધિ પ્રત્યે સંપૂર્ણ આદર ધારણ કરી, અવસર મળ્યે એ વિધિને સત્યાપિત કરવાની ધારણા રાખી ગ્રહણ કરવાવાળો આત્મા, નવકારદ્વારા યથેષ્ટ ફળ ન મેળવી શકે એ બને જ નહિ.

આજના વિપત્કાળમાં મંગળ માટે, વિઘ્નવિનાશ માટે, ચારે બાજુ અને દશે દિશાએથી મોઢું ફાડીને ડોકીયા કરી રહેલા દુઃખરૂપી પિશાચોના મુખની અંદર ક્ષુદ્ર જન્તુની જેમ પીસાતા બચી જવા માટે શું કોઈ પ્રબળ સાધનની જરૂર નથી? પ્રત્યેક વ્યક્તિ માટે, સ્ત્રી–પુરુષ માટે, બાલક–બાલિકા સર્વને માટે એવા સાધનની અનિવાર્ય જરૂર છે. અને એવું પ્રબળ સાધન, અમોઘ સાધન, સર્વ ભયોના સામે આત્માને સુરક્ષિત બનાવનાર અને સર્વને એક સરખું ઉપયોગી થઇ પડે તેવું સાધન શ્રીપંચપરમેષ્ઠિનમસ્ક્રિયાથી ચઢીયાતું બીજું કયું છે? હોય તો તેને અપનાવવાની જરૂર છે. ન હોય તો ધુમાડામાં બાચકા ભરવાની જરૂર નથી. મધ્ય દરિયામાં ડુબતી વેળા તણખલાને વળગે બચી શકાતું નથી,

દુઃખસાગરમાં ડુબતી દુનિયાને બચાવી લેવા અને સુરક્ષિત સ્થળે પહોંચાડી દેવા શ્રી નવકાર સમાન બીજી કોઇ 'Life boat' જીવનનાવ નથી. નાવ પણ તેમાં બેસનારને જ બચાવે છે, બીજાને નહિ. તેમ નવકાર પણ તેના આરાધકને બચાવે, અનારાધક કે વિરાધકને ન બચાવે એમાં કોનો દોષ? શ્રીનવકારનો નહિ જ.

# પ્રવચન-પ્રશ્નમાલા

પ્રયોજક—પૂ આચાર્ય મહારાજ શ્રી વિજયપદ્મસૂરિજી

( ક્રમાંક ૮૪ થી ચાલુ )

**૮૭ પ્રશ્ન**—ચૌદ વિદ્યાનાં નામ કયા કયાં ?

**ઉત્તર**—૧ શિક્ષા, ૨ કલ્પ, ૩ વ્યાકરણુ, ૪ છંદ, ૫ જ્યોતિઃશાસ્ત્ર, ૬ નિરૂક્તિ, ૭ ઋગ્વેદ, ૮ યુજુર્વેદ, ૯ સામવેદ, ૧૦ અથર્વવેદ, ૧૧ મીમાંસા, ૧૨ આન્વીક્ષિકી, ૧૩ ધર્મશાસ્ત્ર, ૧૪ પુરાણ. શ્રી ઇંદ્રભૂતિ વગેરે બ્રાહ્મણો એ ચૌદે વિદ્યાના જાણકાર હતા, છતાં એ જ્ઞાન સમ્યક્ત્વ વિનાનુ હોવાથી સમ્યગ્ જ્ઞાન ન કહેવાય. શ્રી આર્ય રક્ષિત-સૂરિજી મહારાજ પણ ચૌદ વિદ્યાના પારગામી હતા. એમ પરિશિષ્ટપર્વમા શ્રી હેમચદ્રસૂરિજી મહારાજે જણાવ્યુ છે. ચૌદ વિદ્યાના નામ અભિધાનચિતામણિમા જણાવ્યા છે ૮૭.

**૮૮ પ્રશ્ન**—બીજા ગ્રથોમા ૧૮ વિદ્યાઓ જણાવી છે. તે કઇ કઇ સમજવી ?

**ઉત્તર**—ઉપરના ૮૭મા પ્રશ્નના ઉત્તરમા ૧૪ વિદ્યાઓ જણાવી છે તેમા ચાર ઉપવેદનાં નામ આ પ્રમાણે જાણવાં-૧ આયુર્વેદ, ૨ ધનુર્વેદ, ૩ ગાંધર્વ, ૪ અર્થશાસ્ત્ર આ બિના વિષ્ણુપુરાણાદિમા વિસ્તારથી જણાવી છે. ૮૮.

**૮૯. પ્રશ્ન**—ચૌદ વિદ્યામા પહેલી વિદ્યાનુ નામ શિક્ષા જણાવ્યુ છે,તો શિક્ષા એટલે શું ?

**ઉત્તર**—જે ગ્રથ અક્ષરોના આમ્નાય (પરપરા) ને જણાવે તે શિક્ષા કહેવાય ૮૯

**૯૦ પ્રશ્ન**—કલ્પ એટલે શું ?

**ઉત્તર**—જે ગ્રથ યજ્ઞાદિના વિધિને જણાવે તે કલ્પ કહેવાય. ૯૦

**૯૧ પ્રશ્ન**—વ્યાકરણ એટલે શુ ?

**ઉત્તર**—જે શબ્દોના સ્વરૂપને જણાવે તે વ્યાકરણ કહેવાય. આનુ બીજુ નામ 'શબ્દશાસ્ત્ર' કહેવાય છે. ભાષાશુદ્ધિને માટે અને સસ્કૃત ગદ્ય પદ્ય ગ્રથોના રહસ્યને જાણવાને માટે વ્યાકરણશાસ્ત્રનો અભ્યાસાદિ દ્વારા જરૂર પરિચય કરવો જોઇએ. વ્યાકરણના જ્ઞાનથી બીજા મહાવ્રતના રક્ષણનો પણ લાભ મળે છે શ્રી અનુયોગ દ્વારમૂલ સૂત્રમા પણ તદ્ધિત, સમાસાદિનુ સ્વરૂપ બતાવ્યુ છે. તે રીતે પ્રશ્નવ્યાકરણ નામના દશમા અંગમા પણ કહ્યુ છે કે, વ્યાકરણનુ જ્ઞાન સયમની સાધનામા અપૂર્વ મદદગાર છે. ૯૧

**૯૨ પ્રશ્ન**—છદ એટલે શુ ?

**ઉત્તર**—જે ગ્રથ પદ્યરચનાનુ સ્વરૂપ જણાવે તે છદોગ્રથ કહેવાય ૯૨

**૯૩ પ્રશ્ન**—જ્યોતિશાસ્ત્ર એટલે શુ ?

**ઉત્તર**—જે ગ્રંથ ગ્રહાદિના સ્વરૂપાદિને જણાવે તે જ્યોતિશાસ્ત્ર કહેવાય ૯૩

**૯૪. પ્રશ્ન**—નિરુક્તિ એટલે શુ ?

**ઉત્તર**—જે ગ્રથ વર્ણાગમાદિ સ્વરૂપે શબ્દનુ વર્ણન કરે તે નિરુક્તિ કહેવાય આ રીતે વેદના શિક્ષાદિ ૬ અગોની વ્યાખ્યા સક્ષેપમા જણાવી દીધી. ૯૪.

**૯૫. પ્રશ્ન**—મીમાંસા એટલે શુ ?

**ઉત્તર**—મીમાસાશાસ્ત્રના બે ભેદ છે, તે આ પ્રમાણે જાણવા ૧ પૂર્વમીમાસા અને ઉત્તરમીમાસા પૂર્વ મીમાસા કર્મકાડની બિના જણાવી છે, ને ઉત્તર મીમાંસામાં બ્રહ્મ-સ્વરૂપનું વર્ણન કર્યુ છે. ૯૫.

**૯૬. પ્રશ્ન**—આન્વીક્ષિકી એટલે શું ?

**ઉત્તર**—શ્રીગૌતમઋષિ વગેરેએ બનાવેલા. તર્કના સ્વરૂપને જણાવનારા ન્યાય શાસ્ત્રોનો સમુદાય તે આન્વીક્ષિકી કહેવાય ૯૬.

**૯૭. પ્રશ્ન**—૧૪ વિદ્યામા ધર્મશાસ્ત્ર ગણાવ્યું છે. ધર્મશાસ્ત્ર એટલે શું ?

**ઉત્તર**—ધર્મશાસ્ત્ર એટલે મનુઋષિ વગેરેએ બનાવેલ જે સ્મૃતિશાસ્ત્ર. ૯૭

**૯૮ પ્રશ્ન**— અઢાર પુરાણના નામ કયા કયા ?

**ઉત્તર**—૧ બ્રહ્મપુરાણ, ૨ પદ્મપુરાણ, ૩ વિષ્ણુપુરાણ, ૪, વાયુપુરાણ, ૫ ભાગવત પુરાણ, ૬ નારદપુરાણ, ૭ માર્કંડેયપુરાણ, ૮ આગ્નેયપુરાણ, ૯ ભવિષ્યપુરાણ, ૧૦ બ્રહ્મવિવર્ત્તપુરાણ, ૧૧ લિંગપુરાણ, ૧૨ વરાહપુરાણ, ૧૩ સ્કંદપુરાણ, ૧૪ વામનપુરાણ, ૧૫ મત્સ્યપુરાણ, ૧૬ કૂર્મપુરાણ, ૧૭ ગરુડપુરાણ અને ૧૮ બ્રહ્માંડપુરાણ આ રીતે ૧૮ પુરાણના નામો શ્રીકલ્પસૂત્રની દીપિકામાં જણાવ્યાં છે. ૯૮.

**૯૯ પ્રશ્ન**-કયા કયા કારણોથી રોગની ઉત્પત્તિ થાય છે?

**ઉત્તર**-નવ કારણોથી રોગની ઉત્પત્તિ થાય છે તે આ પ્રમાણે જાણવા : ૧ એક આસને ઘણીવાર બેસી રહેવાથી અથવા હદ ઉપરાંત આહાર કરવાથી રોગ થાય. ૨ પોતાની પ્રકૃતિને પ્રતિકૂલ વિષમ આસને બેસતા અથવા અહિતકારી આહારાદિ કરતા અથવા અજીર્ણ છતા ભોજન કરવાથી રોગ થાય ૩ ઘણો ટાઇમ નિદ્રા લેતાં રોગ થાય. ૪ ઘણુ જાગવાથી રોગ થાય. ૫ દસ્તા (મલ) ની બાધા રોકતા રોગ થાય. ૬ પેશાબની બાધા રોકતા રોગ થાય. ૭ જરૂર ઉપરાંત ચાલતાં અથવા બહુ જ વેગમા ચાલતા રોગ થાય. ૮ ટાઇમ-કટાઇમ ભોજન કરવાથી અથવા પ્રકૃતિ વિરુદ્ધ ભોજન કરતાં રોગ થાય અને ૯ ઇંદ્રિયોના પ્રકોપને લઇને રોગ થાય એટલે શબ્દાદિ ભોગના સાધનોની સેવના કરવાથી અથવા વિશેષ ભોગતૃષ્ણાને લઇને શરીરમા ભયંકર ક્ષય વગેરે રોગ પ્રકટે છે. આ રીતે નવ કારણોથી રોગની ઉત્પત્તિ થાય છે એમ સમજીને ધર્માનુરાગિ ભવ્ય જીવોએ તે નવ કારણોથી અલગ રહીને પરમ ઉલ્લાસથી શ્રીજિનધર્મની સાત્ત્વિકી આરાધના કરીને માનવ-જન્મ સફલ કરવો. વિશેષ બિના-શ્રી સ્થાનાંગસૂત્રવૃત્તિ, શ્રાવકધર્મજાગરિકાદિમા જણાવી છે

**૧૦૦-પ્રશ્ન**-મૂત્રની અને ઝાડાની બાધા ઘણો ટાઇમ રોકતા કયો રોગ થાય ?

**ઉત્તર**-મૂત્રને ઘણો ટાઇમ રોકતા આંખમા દરદ ને ઝાડાની બાધા રોકતા અચાનક મરણ વગેરે રોગ થાય વિશેષ બિના શ્રીઓઘનિર્યુક્તિમા જણાવી છે ૧૦૦

**૧૦૧ પ્રશ્ન**-બીજા વૈદ્યકના ગ્રંથોમા રોગોના ૬ કારણો કહ્યા છે, તે કયા કયા ?

**ઉત્તર**-૧ ઘણુ પાણી પીવુ. ૨ વિષમ એટલે ખાડા-ખડિયાવાળી જગ્યાએ સૂવું, બેસવુ વગેરે કરવુ અથવા પ્રકૃતિને બગાડે તેવો આહાર કરવો અહી રાજસી આહાર તથા તામસી આહાર પણ ગ્રહણ કરવો. ૩ દિવસે વિના કારણે વધારે ઊંઘવુ. ૪ રાતે વિનાં કારણે વધારે જાગવુ ૫ પેશાબની બાધા રોકવી. ૬ ઝાડાની બાધા રોકવી. ૧૦૧

**૧૦૨ પ્રશ્ન**—વૈદ્યકશાસ્ત્રોમાં વૈદ્યના ૧૫ ગુણો કહ્યા છે, તે કયા કયા ?

**ઉત્તર**— ૧ કાલ એટલે અવસરને પારખવો ૨ મીઠી વાણી ૩ સ્વભાવમાં શાંતિ ૪ બહારની શરીરાદિની ચોખ્ખાઇ, ને અંદરથી પવિત્ર એટલે જેનુ દિલ ચોખ્ખુ હોય. ૫. વૈદ્યકશાસ્ત્રનો અભ્યાસ સહિત અનુભવ ૬ ધૈર્ય. ૭ ધર્મપરાયણતા. ૮ રોગનુ નિદાન

કરવામાં (મૂલ કારણ શોધવામાં) હુંશિયારી ૯ રોગનો પ્રયોગ (ચાલુ સ્થિતિ) પારખવામાં કુશલપણુ. ૧૦ સંતોષ. ૧૧ દયા. ૧૨ મરણ પથારીએ સૂતેલા દરદીને આશ્વાસન આપવું, ૧૩ દરદીના મરણ સમયને જાણવો. ૧૪ સત્યવચનાદિ ગુણોને ધારણ કરવા. ૧૫ રોગની દવા નક્કી કરીને રોગનો ઇલાજ કરવામાં સાવધાની. આ પંદર ગુણોને ધારણ કરનાર વૈદ્ય ઉત્તમ ગણાય છે. બીજા કેટલાએક ગ્રંથોમા ટૂંકામાં પાંચ ગુણો પણ જણાવ્યા છે તે આ પ્રમાણે–૧ આયુર્વેદનો અભ્યાસ ૨ રોગના નિદાનાદિનુ જ્ઞાન. ૩ જેને દેખતાં પ્રેમ ઉપજે ૪ ધાર્મિક દૃષ્ટિએ અને વ્યાવહારિક દૃષ્ટિએ લાભ તરફ લક્ષ્ય રાખવું, એટલે દવા કરતાં કોઇ ઠેકાણે અર્થની પ્રાપ્તિ, કોઇક ઠેકાણે યશ-કીર્તિનો લાભ, કોઇક ઠેકાણે ધર્મની પ્રાપ્તિ એટલે દરદીની સ્થિતિ જાણીને ફી વગેરે લેવી–આ હકીકતને જાણવી. ૫ બહારથી અને અંદરથી પ્રસન્નતા. જે આ પાંચ ગુણોને ધારણ કરે તે વૈદ્ય કહેવાય. ઉત્તમ વૈદ્યોએ ૧ ખરાબ પોશાક, ૨ કઠોર પ્રકૃતિ (સ્વભાવ). ૩ અભિમાન, ૪ જ્યાં ધન મળે ત્યાં જવાનો સ્વભાવ, ૫ બોલાવ્યા વિના દરદીના ઘેર જવું–આ પાંચ દોષોનો ત્યાગ કરવો જોઇએ. વૈદ્યકનો ધંધો મુનિવર્ગ ન જ કરી શકે, પણ સાધુ સમુદાયના રક્ષણાદિ તરફ લક્ષ્ય રાખીને પરમ ગીતાર્થ શ્રી આચાર્યાદિ મહાપુરુષોએ આયુર્વેદના અનુભવી જરૂર થવું જોઇએ. આવા આવા અનેક મુદ્દાઓને લક્ષ્યમાં લઇને પૂજ્ય શ્રી ગણધર દેવોએ 'બારમા પ્રાણાવાય' નામના પૂર્વમાં આયુર્વેદ (ચિકિત્સાપ્રક્રિયા)ની સંપૂર્ણ અને સ્પષ્ટ બિના જણાવી હતી. તેમજ શ્રી સ્થાનાંગસૂત્રના નવમા અધ્યયન વગેરે શાસ્ત્રોમાં રોગનાં નવ કારણો વગેરે બિના જણાવી છે. પૂજ્ય શ્રી સિદ્ધર્ષિગણિ મહારાજાએ પણ શ્રી ઉપમિતિભવપ્રપંચા કથામાં વૈદ્યકની ટૂંક બિના જણાવી છે. દ્રવ્ય વૈદ્ય અથવા દ્રવ્ય વૈદ્યકનો અનુભવ આ ભવમાં થોડા અંશે ધર્મારાધનાદિમાં મદદગાર હોઇ શકે, પણ ભવોભવમાં અપૂર્વ સુખને દેનાર તથા જન્માદિની ઉપાધિને તો ટાલવાને સમર્થ ભાવવૈદ્ય અને ભાવવૈદ્યકનો અનુભવ છે. ૧૦૨ (ચાલુ)

# "अरिहन्त–चैत्य" शब्दका अर्थ

## [ एक विचारणा ]

लेखक

प. आ. म. श्री विजयमलब्धिसूरीश्वरजीशिष्य

पूज्य मुनिमहाराज श्री. विक्रमविजयजी

"स्थानकवासी जैन' पत्रके ता. १९–१०–४१ के लेखमें प्रत्यालोचक सैलाना निवासी रतनलाल डोसी लिखते हैं कि–"ठाणाङ्ग वृत्ति तथा बृहत्कल्पभाष्यके स्पष्ट प्रमाण आंखें खोलकर पुनः देख ले" इत्यादि। इस विषयमें जानना चाहिए कि बृहत्कल्प में भी 'चैत्य' शब्दका अर्थ 'अर्हद्प्रतिमायां देवबिम्बे' इस प्रकार किया गया है और स्थानांगमें

भी टीकाकारोंने 'चैत्य' शब्दका अर्थ 'साधु' किया ही नहीं है। जहां "कल्लाणं मंगलं चेइयं" इत्यादि वाक्य उपलब्ध है वहां पर भी चैत्य शब्दका साधु अर्थ नहीं है, क्योंकि इसी वाक्यमें पृथक् श्रमणपद गृहीत है, इसलिये चैत्य शब्दका अर्थ साधु करे तो पौनरुक्त्य दोष आ जायगा। मालुम पडता है ऐसी अपार्थ कल्पनासे ही सद्वस्तुमें भी मूर्तिविरोधियोंकी बुद्धि मलिन हो जाती है। वहां तो चैत्य शब्द प्रतिमावाची ही है। साधुको सर्वकल्याणस्वरूप सर्वमंगलस्वरूप सर्वसेव्य भगवत्मूर्ति स्वरूपसे वर्णन किया गया है। बौद्धोंके यहां कुछ भी हो परन्तु अमरसिंह बौद्ध है और उसने अमरकोषमे चैत्य शब्दका अर्थ कहते हुए चैत्यमायतनं तुल्ये ऐसा बतलाया है और ज्ञानके पर्यायोंको बतलाते हुए चैत्य शब्दका उपादान नहीं किया है। अगर उनको चैत्य शब्दसे बुद्धि अभिप्रेत होती तो पर्याय रूपसे जरूर रखते। ऐसे ही मुनिके पर्यायोंमें भी चैत्य शब्द नहीं है।

[पृ. २३] यक्षको चैत्य न कहा और [प पृ. ३३] गौणतासे भले ही यक्षके चैत्य भी लिये जाय तो कोई हरकत नहीं। इन दो वाक्यों में मन्दबुद्धिकी दृष्टिमे वदतोव्याघात दोष दिखलाई देता है, न कि चतुरबुद्धिवालेको। 'उपचारसे 'चैत्य' शब्दसे 'यक्ष' कहा जाता है' ऐसा अगर सूरिजीका अभिप्राय हो तब वदतोव्याघात हो सके परन्तु पूर्व वाक्य यक्षाश्रित है उत्तर वाक्य यक्षायतनसंभवाश्रित है तो किसी प्रकारसे वदतोव्याघात है ही नही, और हमारे टीकाकारने भी चैत्य ·सज्ञाशब्दत्वात देवताप्रतिबिम्बे प्रसिद्धं तत· तदाश्रयभूतं यद् देवताया गृह तदप्युपचारात् चैत्यं तच्च इह व्यंतरायतनं द्रष्टव्य इत्यादि रूपसे यक्षायतनको उपचारसे ही चैत्य कहा है।

'अन्यतीर्थिकपरिगृहीतअरिहतचैत्यानि" ऐसी पंक्ति है। इस पंक्तिका अर्थ—"जैनत्वसे भ्रष्ट होकर अजैन बन जाना। अन्य तीर्थके सिद्धान्तको अपना लेना"—यह मुख्य अर्थ है ऐसा प्रत्यालोचक लिखते है। वे शब्दार्थसे अनभिज्ञ हैं अतः मुख्य अर्थकी उपेक्षा कर अर्थानूलब्ध अर्थको मुख्य बनाते हैं। अन्यतीर्थिकेन परिगृहीतानि-अन्यतीर्थिकपरिगृहीतानि, इसके सिवा दूसरा कोई समास नहीं हो सकता है, तो अन्यतीर्थिक है कर्ता, कर्म है चैत्यानि, तो 'अन्यतीर्थिकसे परिगृहीत अर्हद्चैत्य' ही शब्दार्थ होता है। असतिबाधके इस अर्थको छोडकर अन्य अर्थकी स्वकपोलकल्पना स्वमुखप्रेक्षिजनोंके लिये ही मान्य हो सकती है, न कि शास्त्रमर्यादावेत्ताओंके लिये। एवं च अर्थ तो इसका 'अन्यतीर्थिकपरिगृहीतत्वोपलक्षितार्हद्चैत्य" अथवा "अन्यतीर्थिकपरिगृहीत अर्हद् चैत्यत्वविशिष्ट व्यक्ति' अथवा 'अन्यतीर्थिकपरिगृहीतार्हद्चैत्यत्वोपलक्षित व्यक्ति किं वा "अन्य तीर्थिकपरिगृहीतत्वविशिष्टार्हद् चैत्य' इस प्रकार लब्ध अर्थको आर्थिक कह सकते हैं। इन चार अर्थों में दो अप्रसिद्ध है, एक वंदनीय है और एक निषेधनीय है। निषेधनीय

पक्ष ही सूरिप्रोक्त है, तुम्हारा अर्थ कपोलकल्पित ही है। अर्थापत्तिको पूर्व लेखमें दोषरूपसे तुमने कहा है। उस अर्थापत्तिके सिवा तुम्हारा मुख्य अर्थ उक्त शब्दोंसे किसी प्रकार नहीं निकल सकता, अत तुम्हारा लेख मूल विना की शाखा जैसा है और सूरिजीने अन्ययूथिकपरिगृहीतका अर्थ अन्य तीर्थि द्वारा पकडा जाना लिखा है वह बराबर है। अमोलख ऋषिने भी उपा० पृ० २५ में "अन्य तीर्थियोंने (से) ग्रहण किये जैनके साधु" ही लिखा है, इसलिये पू० गुरुदेवका अर्थ, जैसा तुम्हारी समाज करती आई है ऐसा हो है, केवल "जैन साधु" इस अंशमे भेद है। 'जैनत्वसे भ्रष्ट होकर अजैन बन जाना'' ऐसा मुख्य अर्थ करना बिलकुल व्याकरणकी अनभिज्ञताको बतलाता है। यहां पर 'परिगृहीत' शब्दका प्रयोग है इसलिये 'अन्य तीर्थिकोंसे ग्रहण किया गया' यही अर्थ हो सकता है। अन्य तीर्थिकपरिगृहीत अरिहंत चैत्यके वंदन और नमनके निषेधसे मिश्रित और सम्यग्दृष्टि परिगृहीत अरिहंत चैत्यके वदनादिकी विधि स्पष्ट होती है। यहां चैत्य शब्दका अर्थ ज्ञान या साधु नहीं बन सकता है। यदि ज्ञान अर्थ हो तो अरिहंत चैत्य शब्दसे अर्हद् ज्ञानका लाभ होता है, उसका वंदन और नमन असभव है और उस ज्ञानका अन्य तीर्थिकोंसे परिग्रहण नहीं हो सकता है। परिग्रहण मूर्त पदार्थ साध्य है अन्यथा जिस तरह अन्य तीर्थिकोंका वंदन आदिका निषेध किया है ऐसे ही अन्य तीर्थिकज्ञानादिका निषेध भी करते। एवं साधु अर्थ भी चैत्य शब्दका नहीं बन सकता है। ज्ञानकी मुआफिक वह भी अन्य तीर्थिकोंसे परिगृहीत नहीं हो सकता है। यदि हो भी जाय तो जब तक अपनी साधुतामें स्थिर रहे तब तक स्वतीर्थिक ही है तो अवन्दनीय न होगा। यदि साधुतासे भ्रष्ट है तो अन्यतीर्थिक हो गया, इससे उनका संग्रह अन्यतीर्थिक पदसे हो जाता है। और साधुपर्यायमे चैत्य शब्दका कहीं पर भी आमतौरसे व्यवहार नहीं होनेसे चैत्य शब्दका अर्थ साधु नहीं हो सकता है, किन्तु प्रतिमा ही है। अन्य प्रतिमाओंका वारण करनेके लिये अरिहन्त पद दिया गया है और चैत्यपदका अर्थ यदि साधु किया जाय तो केवल 'चैत्यानि' ही बोलना चाहिये और अरिहन्त पद निरर्थक हो जाता है। "अन्य तीर्थिक साधुका ग्रहण न हो इस लिये अरिहंत पद सार्थक है" ऐसा कहना अनुचित है, क्योंकि शास्त्रदृष्ट्या वह चैत्य शब्दका वाच्य नहीं होगा। जहां कहीं शास्त्रमें अन्य-तीर्थिक साधुका ग्रहण करना पडा वहां पर शास्त्रकार श्रमण शब्दसे बोले है न कि चैत्यशब्द से। इससे भी चैत्य शब्दसे अन्य तीर्थिक साधुका बोध नहीं कर सकते है। तथा च अरिहंत पद निरर्थक ही रहेगा, किं च वह साधु आर्हत दृष्टिसे असाधु होनेसे अन्य तीर्थिक शब्दसे ही आ जाने पर तद्-व्यावृत्तिके लिये भी अर्हन्त पद नही हो सकता है। अत अरिहंतचैत्यानि पद घटित चैत्य शब्दका किसी तरहसे साधु अर्थ नहीं हो सकता है. किन्तु प्रतिमा अथवा अर्हदायतन ही होगा। (क्रमश)

# જૈનધર્મી વીરોનાં પરાક્રમ

શ્રી લેખક—**શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી**

( ગતાંકથી ચાલુ )

## બચ્છાવતોની ચડતી-પડતીઃ મંત્રી કરમચંદ (૫)

ગયસિંહના મૃત્યુ પછી બીકાનેરની ગાદી પર દલપતસિંહ આવ્યો પણ એનો રાજ્ય-કાળ લગભગ બે વર્ષ સુધી જ ચાલ્યો. રાજ ખટપટના આંદોલનો ચાલુ રહ્યા અને સન ૧૬૧૩મા સુરસિંગ રાજગાદી પર ચઢી બેઠો. મરણકાળે પિતાએ જે અભિલાષા અણપૂરી બતાવી હતી એ એના મનમાં રમતી જ હતી, એ માટે કેવળ તક મળે એટલી જ ઢીલ હતી. લાગ મળતા જ ઘોડો દબાવે એવી તૈયારી અંદર ખાનેથી ચાલુ હતી. રાજા તરીકે જાહેર થયા પછી એ સૌ પ્રથમ દિલ્હી ગયો. એ પાછળ તેના મનમા 'એક કાંકરે બે પક્ષી મારવા'નો ઇરાદો હતો. એક તો બાદશાહને નવા રાજવી તરીકે સલામી ભરવાનો અને બીજો બચ્છાવતના વારસોને સમજાવી બીકાનેરમા પાછા લાવવાનો. આ વેળા કાળે યારી આપી અને સુરસિંહ પોતાના ઇરાદામા ફાવ્યો. 'વિધિની ગતિ ન્યારી છે' એ નીતિકારનું કથન અનુભવસિદ્ધ છે. 'દગલબાજ દુના નમે' એ ઉક્તિ અનુસાર રાજા પોતાનું પ્રથમ કાર્ય પતાવી બચ્છાવતના રહેઠાણે પહોંચ્યો. 'मधु तिष्ठति जिह्वाग्रे हृदये तु हलाहलम्' જેવી વૃત્તિ ધારણ કરી એણે ભાગચંદ અને લક્ષ્મીચંદ સમક્ષ એક ચુનંદા બાજીગર તરીકે એવો તો ભાવ ભજવ્યો કે, ભોળુ માછલુ જાળમા ફસાય તેમ, તે ઉભય રાજાના આવા વર્તનથી મોહાઇ ગયા અને મરણપથારી પરથી પિતાએ આપેલ શિક્ષા વિસરી ગયા. ઉભય બંધુઓને પોતાની શેતરંજના પ્યાદા બનતા જોઇ, સુરસિંગ મનમા મલકાવા લાગ્યો અને તેઓએ જે જાતના વચન માગ્યા તે આપવામા પાછી પાની ન કરી. એ ઉભયના દિલમાં વસવસાનું ટીપુ પણ રહેવા ન પામે તેવી દરેક ખાતરી આપી, પોતાની સાથે બીકાનેર પાછા ફરવાનું ચોકઠુ ગોઠવી દીધુ.

આ ઉપરથી જ ભવિતવ્યતાનું બળવાનપણું પુરવાર થાય છે. તેમ ન હોય તો કરમચંદ મંત્રીની સૂચના આટલી જલદી ભૂલી જવાત ખરી ?

પોતાના વંશનો માન મરતબો પૂર્વવત્ જળવાશે એવા ભરોસાથી લોભાયેલા અને પ્રધાન તરીકેનો અધિકાર પહેલાંની માફક પોતાના હાથમા સોંપવામા આવશે એવા ઉજ્જવળ ભાવિથી આકર્ષાયેલા ઉભય બંધુઓ પોતાના વિશાળ કુટુંબને અને સર્વ અસબાબને લઇ માતૃભૂમિના પંથે વળ્યા. એ વેળા તેમને જેમ પોતાના માદરેવતનને વર્ષો પછી નિરખવાના કોડ હતા તેમ વંશની પ્રતિષ્ઠા જાળવી માનપુરસ્સર પુનઃ ઠરીઠામ થવાની ઊંડી અભિલાષા હતી. લાંબા કાળના પરદેશ વસવાટનો આ રીતે અંત આવવાથી તેમનો આનંદ સમાતો ન હોતો. પોતાના સ્નેહીજન વચ્ચે પાછા ફરવાથી થનારા આનંદના તેઓ સોણલા સેવી રહ્યા હતા. તેઓના હૃદયમા આ રીતે પોતાના તરફ સ્નેહભાવ દર્શાવનાર અને પોતાનું ભલું કરનાર રાજવી પ્રતિ આભારની લાગણીઓ સાગરના મોજા સમી ઉછળી રહી હતી! અનુભવીઓનું એ વચન સાચુ જ છે કે 'બિલાડી દૂધને દેખે છે, પાછળ ઊભેલા માનવીના હાથમા રહેલી ડાંગને દેખી શકતી નથી.'

રાજ્યખટપટના વાયરા જેમણે જોયા નથી, દેશી રાજવીઓના પલટાતા સ્વભાવોની જેમને પરીક્ષા નથી એવા આ ભોળા ભલા નવયુવાનોને સ્વપ્ને પણ એવો ખ્યાલ ક્યાંથી હોય કે તેમની સાથે આ રીતે ઇરાદા પૂર્વક પ્રપચ રમાઈ રહ્યો છે! અલ્પ કાળમા જ અપાયેલા વચનોની કિંમત કોડીની છે! અને રાજવીના હાવભાવ એકાદ કુશળ નટના વેષબદલામા પરિણમવાના છે! તેઓ સ્વદેશમા સુખ ભોગવવા સારુ કે વીસરાયેલ સ્નેહ-બીજને જળસિંચન કરવા સારુ પાછા નથી ફરતા પણ કેવળ યમરાજનુ ભક્ષ્ય બનવા સારુ પાછા ફરે છે એવી શકા પણ તેમને ક્યાંથી જન્મે? સુરસિંગે જાળ બિછાવવામા સપૂર્ણપણે ચતુરાઇ વાપરી હતી. પોતાનો મલિન હેતુ જરા પણ પ્રગટ થવા દીધો ન હતો. પ્રથમ પગલુ એણે પોતાના ચાલુ દિવાનને હોદ્દા પરથી ખસેડવાનું ભર્યું અને પછી એ અધિકાર બચ્છાવતના વશજને સોંપવાની જાહેરાત કરી આમ બીકાનેર વાસી જનતાના અતરમા પોતાના શુદ્ધ આશયની સુદર છાપ બેસાડી.

દરમિયાન ભાગચંદ અને લક્ષ્મીચદ પોતાના રસાલા સાથે માતૃભૂમિની ભાગોળે આવી પહોચ્યા. રાજવી તરફથી તેમના દરજ્જાને છાજે તેવુ સ્વાગત કરવામા આવ્યુ. જનસમૂહમા એની સચોટ છાપ બેઠી કરમચદ મત્રીના સમયમાં બનેલ બનાવ આ રીતે વિસ્મૃતિનો વિષય બન્યો માત્ર જનતા જ નહિ પણ ખુદ મત્રીશ્વરના વારસોને ઘડીભર લાગ્યુ કે પિતાશ્રીની હઠ અસ્થાને હતી

પણ એમનો આ ભ્રમ ઉઘાડો પડતા વિલબ ન થયો ગમે તેટલો દેખાવ કરવા છતા કિન્નાખોરી છુપી રહી શકતી નથી. સુવર્ણ અને પિત્તળ વચ્ચે ભલે વર્ણની સમાનતા હોય, છતાં જ્યા કસોટીએ ચઢાવાય કે તરત જ ઉભય વચ્ચે રહેલી ભિન્નતા ખુલ્લી પડે છે

સાણસામા સાપ પકડાયો છે અને હવે છટકવાની એક પણ બારી ઉઘાડી નથી રહી એ જોતા જ બીકાનેર નરેશે પોત પ્રકાશ્યુ અને પિતાને આપેલ કોલ પૂર્ણ કરવા કમર કસી માડ બે મહિના સુખમા વ્યતીત થયા ત્યા તો એક સવારે ઊઠતા જ બચ્છાવત વશના આ અતિમ વારસોને ખબર પડી કે રાજાના મીઠા વચનની આકર્ષાઇ, મૃત્યુપથારી એથી ભાર મૂકી કહાડેલ પિતાના જે અતિમ ઉદ્ગાર પ્રતિ દુર્લક્ષ્ય દાખવ્યુ હતું, તે સાચા પડતા હતા એટલે કે એ રાજાના ત્રણ હજાર સૈનિકોથી પોતાનો આવાસ ઘેરાયેલો દૃષ્ટિગોચર થયો. ટાંક મહાશયના શબ્દોમાં કહીએ તો—

Now truth dawned on them in all its terrible reality. They instinctively realised the situation and prefered a glorius death to an ignominious surrender

આ જોતા જ તેમની આખ પરના પડદા હટી ગયા, પિતાશ્રીની દીર્ઘ દૃષ્ટિનો ખ્યાલ આવ્યો પણ આગ લાગી ચૂકી હતી એટલે હવે કૂવો ખોદવાનો યત્ન નિરર્થક હતો દૂધ ઢોળાઇ ગયા પછી એ પર વિચારણા કરવી જેમ નકામી ગણાય તેમ થયેલ ભૂલ પર હવે વિમર્શ-પરામર્શ કરવા બેસવુ એ ફોગટ હતુ કાળા ને ડસીલા નાગની ચૂડમા તેઓ બરાબર ફસાઇ ગયા હતા તરત જ તેઓએ નિર્ધાર કરી લીધો અને વીરોના મોતે મરવાનો, આંપડેલ ગોખ વધાવી લીધો પોતાના રાજપૂત અગરક્ષકોના નાના સમૂહને લઇ તેઓ સામનો કરવા ખડા થયા જો કે સખ્યામા તો કેવળ પાચસો જ હતા છતા દરેકના

ચહેરા ઉપર મરણીયા જંગ ખેલવાની અને એ રીતે ખપી જવાની આકાંક્ષા ઝળકી રહી હતી બચ્છાવત બંધુઓ અને તેમના અંગરક્ષકો રાજાના સૈનિકો સામે બહાદુરીપૂર્વક ઝુઝયા. પણ ત્રણ હજારના વિશાળ સમુદાયમાં તેમનું પ્રમાણ શી ગણનામાં લેખાય! બચ્છાવતોને અધાગમા રાખીને એકાએક આ જાતનો ઘેરો ઘાલવામાં આવ્યો હતો. અહીં સમોવડિયાના સમરાંગણ જેવું હતું જ નહીં. જ્યારે મુક્તિ મેળવવાની સર્વ આશા અદશ્ય થઈ ત્યારે ઓસવાલ વંશના આ વીર નબીરાઓએ સહકુટુંબ ખપી જવાનો નિર્ધાર કર્યો. તેઓએ ભયંકર છતાં પુરાતન કાળના 'જોહાર'નો માર્ગ લીધો. મકાનના એક ચોગાનમાં ચિતા ખડકવામાં આવી. પુરુષોએ પોતપોતાના નારીવર્ગ તેમજ બાળ બચ્ચાઓની છેલ્લી વિદાય લીધી! સ્ત્રીઓ, બાળકો અને મરદોમાં જેઓ વૃદ્ધ કે અશક્ત હતા એમાંના કેટલાકે તલવારથી પોતાની જીવાદોરી કાપી નાંખી, જ્યારે ઘણા બળતી આગમાં કૂદી પડયા! લોહીની સરિતા વહી રહી! ભીરુતાની હાય એકાદના મુખમાંથી પણ ન સંભળાઈ! જે કંઈ કિંમતી અને પ્રાચીન કાળની સ્મૃતિરૂપ અસબાબ હતો તે એક કૂવામાં નાખી દેવામાં આવ્યો! (આજે પણ એ સ્થળની મુલાકાત લેનારને એ કૂવો બતાવવામાં આવે છે) બાકીના ફરનીચરને તોડી ફોડી નકામું બનાવી દેવામાં આવ્યું. આ રીતે સંસાર જન્ય બંધનોથી મુક્ત બની ઉભય બંધુઓએ ગૃહમંદિરમાં આવેલ શ્રી અરિહંત દેવની કેશરથી પૂજા કરી તેમજ સ્તુતિ કરી. છેલ્લી વાર માટે પરસ્પર ભેટી લીધું ત્યાર પછી પોતાના પોશાક પર કેસરના છાટણા કરી, હાથમાં તલવાર લઈ ઉભય બહાર પડયા. હવેલીના દરવાજા ઉઘાડા મૂકી દીધા તેઓ શૂરવીરતા પૂર્વક જીવનના અંત સુધી ઝુઝયા અને વીરોચિત મૃત્યુને વર્યા એક તરફ, રાજવીએ પિતાના કોલને પાળવાસારુ બચ્છાવત વંશને જડમૂળથી ઉખેડી નાખવાનો નિશ્ચય કર્યો હતો અને એમ કરવામાં રાયસિંગે નહોતો જોયો ન્યાય કે અન્યાય! અથવા તો નહોતા ગણ્યા પોતે આપેલા વચનો! સૈનિકોને એ વંશનું એકાદ બાળક પણ જીવતું રહેવા ન પામે એવી સખ્ત આજ્ઞા આપી હતી બીજી બાજુ આ વીરબંધુઓએ પણ આત્માની અમરતા પિછાની લઈ, એક ડંસિલા-નૃપના હાથમાં બચ્છાવત વંશનું એકાદ બાળક પણ શરણાગત તરીકે જવા ન પામે તેવી તકેદારી રાખી હતી

આમ છતાં કુદરતને એ વંશ લુપ્ત થાય એ મંજુર ન હોવાથી કંઈ ત્રીજું જ બન્યું. જ્યારે આ કરપીણ બનાવ બન્યો ત્યારે એ વંશની એક સ્ત્રી પોતાના પિતાને ત્યાં કિસનગઢમાં સુવાવડે ગઈ હતી એની કુક્ષિએ એક પુત્રરત્નનો જન્મ થયો. આ રીતે બચ્છાવત વંશ પોતાનું અસ્તિત્વ ટકાવી રહ્યો અને જગત સન્મુખ અમર ગાથા ગાઈ રહ્યો.

આમ બચ્છાવતોની ચડતી પડતીનો છેલ્લો પડદો પડયો. આ સંબંધમાં જે કંઈ અતિશયોક્તિ જેવું હોય તેને બાજુ પર મૂકી માત્ર મુદ્દાની વાતનો વિચાર કરીએ તો પણ એટલું તો સહજ પુરવાર થાય તેમ છે કે જૈનો અહિંસાના ઉપાસક હોવા છતાં માત્ર નમાલા જેવું જીવન ગાળતા નહોતા જરૂર પડયે પોતાની ટેક માટે તેમજ રાષ્ટ્ર માટે પ્રાણ પણ પાથરી જાણતા હતા

(ચાલુ)

# આભાર અને વિનંતી

શ્રી પર્યુષણ પર્વ પ્રસંગે અમે કરેલ વિનંતીથી અમને જે મદદ મળી હતી તે અમે ગયા અંકમ પ્રગટ કરી હતી. તે પછી અમને જુદા જુદા સંઘો કે સદ્ગૃહસ્થો તરફથી નીચે મુજબ વધુ મદદ મળી છે

પૂ. મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી આદિના સદુપદેશથી મળેલ મદદ

૫૧) શેઠ રતિલાલ વર્ધમાન શાહ વઢવાણ કેમ્પ (પાંચ વર્ષ માટે)
૧૧) શેઠ ચમ્પકલાલ છગનલાલ ,, ,,
૧૧) શેઠ જયંતીલાલ મગનલાલ ,, ,,
૫૧) પૂ. પં. મ શ્રી. કીર્તિમુનિજીના સદુપદેશથી જૈન જ્ઞાનશાળા, વેરાવળ (આમના તરફથી ગયા વર્ષે ૨૧) અને ચાલુ વર્ષે ૩૦) મળી કુલ ૫૧) આવ્યા છે)
૫૦) પૂ પં. મ શ્રી ધર્મવિજયજી ગણિના સદુપદેશથી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી, વઢવાણ શહેર
૨૫) પૂ. આ. મ શ્રી વિજયગંભીરસૂરિજીના સદુપદેશથી જૈન શ્વે સંઘ, મન્દસોર.
૨૧) પૂ આ મ. શ્રી વિજયકસ્તુરસૂરિજીના સદુપદેશથી જૈન સંઘ, પાલનપુર
૧૧) પૂ મુ મ. શ્રી પ્રસાદચંદજીના સદુપદેશથી શેઠ હસમુખભાઈ ખુશાલચંદ ઝવેરી, પાલનપુર.
૧૦) પૂ આ. મ શ્રી. વિજયલલિતસૂરિજીના સદુપદેશથી વીસા શ્રીમાળી એ નાત તરફથી, માણસા
૧૦) પૂ. મુ મ શ્રી હેમેન્દ્રસાગરજીના સદુપદેશથી જૈન સંઘ, વીસનગર.
૧૦) પૂ મુ મ શ્રી. મંગળવિજયજીના સદુપદેશથી જૈન સંઘ, લુણાવાડા.
૧૦) પૂ મુ મ શ્રી. હેમેન્દ્રવિજયજીના સદુપદેશથી જૈન સંઘ, મ્હેસાણા
૫) પૂ. પં. મ. શ્રી હિમ્મતવિજયજીના સદુપદેશથી ઓસવાલ જૈન પંચ, ઘાણેરાવ

આ રીતે મુનિસમ્મેલનના ઠરાવને અનુલક્ષીને આ પૂજ્યોએ સમિતિ માટે સદુપદેશ આપવાની જે કૃપા કરી છે તે માટે અમે તે પૂજ્યોનો આભાર માનીએ છીએ સમિતિ સમસ્ત શ્રી સંઘની છે. અને દિવસે દિવસે સમિતિ પ્રત્યેનો પ્રેમ અને સહકાર વધતો જાય છે તેથી અમને હર્ષ થાય છે

સમિતિને સહાયતા આપનાર તે તે સદ્ગૃહસ્થો અને સંઘોના અમે ઋણી છીએ.

અન્ય ગામના સંઘો અને સદ્ગૃહસ્થો પણ અવસરે સમિતિને અવશ્ય સહાયતા મોકલશે એવી અમે આશા રાખીએ છીએ અને ચતુર્માસ પૂર્ણ થતા શેષકાળમા વિહાર દરમ્યાન સમિતિ માટે ઉપદેશ આપવાની અમે સર્વ પૂજ્ય મુનિવર્યોને વિનતી કરીએ છીએ

વ્યવસ્થાપક

## સૂચના

આ અંકની જેમ આવતો અંક પણ વખતસર ૧૫મી તારીખે પ્રગટ કરવાની ઇચ્છા છે છતા અત્યારના અનિશ્ચિત સંયોગોના કારણે અંક પ્રગટ કરવામા વિલંબ થાય તો તે ચલાવી લેવા અને પત્ર લખીને તપાસ નહીં કરવા વાચકોને વિનતિ છે વ્યo

## હરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંક

### [૧] શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ)

### [૨] શ્રી પર્યુષણ પર્વ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામી પછીના ૧૦૦૦ વર્ષનાં જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ અંક. મૂલ્ય એક રૂપિયો.

### [૩] દીપોત્સવી અંક

ભગવાન મહાવીરસ્વામી પછીનાં ૧૦૦૦ વર્ષ પછીના સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક : મૂલ્ય સવા રૂપિયો.

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩—જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય **ચાર આના.**

[૨] ક્રમાંક ૪૫—ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક મૂલ્ય **ત્રણ આના.**

—લખો:—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ

॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

| वर्ष ८ | વિક્રમ સં. ૧૯૯૯ : વીરનિ. સં. ૨૪૬૯ : ઇસ્વીસન ૧૯૪૨ | क्रमांक |
|---|---|---|
| अंक ३ | માગશર શુદિ ૮ મંગળવાર : ડીસેમ્બર ૧૫ | ૮૭ |


## વિષય – દર્શન




**સૂચના**—આ માસિક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે તેથી સરનામાના ફેરફારના ખબર બારમી તારીખે સમિતિના કાર્યાલયે પહોંચાડવા

**લવાજમ—વાર્ષિક-બે રૂપિયા : છૂટક ચાલુ અંક-ત્રણ આના**

મુદ્રક : નરોત્તમ હ. પંડ્યા: પ્રકાશક ચીમનલાલ ગોકળદાસ શાહ, પ્રકાશનસ્થાન શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ. મુદ્રણસ્થાન : સુભાષ પ્રિન્ટરી, મીરજાપુર રોડ, અમદાવાદ.

॥ वीराय नित्यं नमः ॥

# શ્રી જૈન સત્ય પ્રકાશ

વર્ષ ૮ ક્રમાંક ૮૭ અંક ૩

શ્રી લાભસાગરકૃત

# પાર્શ્વજિન-સ્તવન

## (ઉપજાતિ વૃત્ત બદ્ધ)

સંપાદક: **શ્રી ભોગીલાલ જ. સાંડેસરા,** બી. એ. (ઓનર્સ)

ગૂજરાતના સમર્થ સાક્ષર સદ્‌ગત નરસિંહરાવ દિવેટિયાનું એક વિધાન હતું કે પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં અક્ષરમય વૃત્તોનો પ્રયોગ થતો નહોતો. પરન્તુ સંશોધનનો વિષય પ્રાગતિક (Progressive) છે. જેમ જેમ નવો પ્રકાશ સાંપડતો જાય તેમ તેમ જૂનાં વિધાનોમાં ફેરફાર કરવો જ પડે. છેલ્લાં થોડાંક વર્ષોનાં સંશોધનોએ બતાવી આપ્યું છે કે શ્રી નરસિંહરાવનું વિધાન બરાબર ન હતું. ગયા વર્ષે ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી બહાર પડેલ "પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં વૃત્તરચના" નામની પુસ્તિકામાં વિક્રમના ચૌદમા સૈકાથી ઓગણીસમા સૈકા સુધીમાં થયેલી ગૂજરાતી વૃત્તરચનાઓની સમાલોચના કરીને આ વસ્તુ બતાવવા મેં પ્રયાસ કર્યો છે. પરન્તુ જૂની ગૂજરાતીનું સાહિત્ય હજી તો ઘણુંયે અંધારામાં છે. હજી જૂના સાહિત્ય ઉપરની ધૂળ ખંખેરાતી જશે તેમ કંઈ નવું જાણવાનું મળશે મારી ઉપર્યુક્ત પુસ્તિકા પ્રસિદ્ધ થઈ ગયા પછી, સંવેગસુન્દરકૃત 'સારશિખામણરાસ' (ર. સં. ૧૫૪૮)ની હાથપ્રતમાંથી કેટલોક ભાગ ઉપજાતિ વૃત્તમાં લખાયેલો મળતાં તે આ વર્ષના 'ગૂજરાતી' સાપ્તાહિકના દીપોત્સવી અંકમાં પ્રસિદ્ધ કરાવ્યો છે તથા લાભસાગરકૃત "પાર્શ્વજિનસ્તવન" પણ આખું યે ઉપજાતિમાં લખાયેલ હોઈ "જૈન સત્ય પ્રકાશ"ના વાચકો સમક્ષ રજૂ કરેલ છે.

આ "પાર્શ્વજિનસ્તવન"ની બે પત્રની હસ્તલિખિત પ્રત પાટણમાં સાગરના ઉપાશ્રયના ભંડારમાં છે તથા તે પૂ. મુનિ શ્રી પુણ્યવિજયજીએ મને આપી હતી. હાથપ્રતમાં લખ્યા સંવત્ નથી, પણ તે સત્તરમા સૈકાથી આ તરફની હોય એમ લિપિ ઉપરથી લાગતું નથી.

કર્તા લાભસાગર આચાર્ય વિજયદેવસૂરિના સમકાલીન છે તથા પોતાને રવિસાગરના શિષ્ય તરીકે ઓળખાવે છે. તેમણે માળવામાં દેવાસમાં આ કૃતિની રચના કરી છે. કાવ્યના અંતે રચ્યા સંવત્ નથી, પરન્તુ વિજયદેવસૂરિનો જીવનકાળ ધ્યાનમાં રાખતાં આ કાવ્ય વિક્રમના સત્તરમા સૈકાના બીજા અથવા ત્રીજા ચરણમાં રચાયું હશે, એમ કહી શકાય.

વિજયદેવસૂરિની હયાતીમાં જ તે લખાયું હતું એટલે સં. ૧૭૧૩ (વિજયદેવસૂરિના સ્વર્ગવાસનું વર્ષ)થી આ તરફનું હોઈ શકે નહિ

આ કાવ્યના ઉપજાતિમાં ઘણે સ્થળે છંદોભંગ થાય છે તથા કેટલેક ઠેકાણે તો કાવ્યની પંક્તિઓને કયા છંદનું નામ આપવું એવો પણ સવાલ ઊભો થાય છે

૨૪-૨૬-૨૮-૨૯ કડીઓમાં ચારને બદલે પાંચ ચરણ છે, એ સૂચક છે. કડીને અંતે લગભગ એક જ વિચારની અમુક રીતે પુનરાવૃત્તિ કરીને પોતાના કથનને ભારદાર બનાવવાનો કવિનો આશય છે એ સ્પષ્ટ છે. અર્વાચીન ગૂજરાતી કવિતામાં પણ આ પદ્ધતિનો આશ્રય લેવાય છે. જો કે એમાં પાંચમું ચરણ કેટલીકવાર બીજા કોઈ છંદનું પણ હોય છે.

## મૂળ કાવ્ય

॥ ई० ॥ पंडित श्री ५ श्रीकमलवर्धनगणिगुरुचरणकमलेभ्यो नम ॥

શ્રી ગુરુરાય-પાય નમીનઈ, સારદમાય મનિ સમરીનઈ,
શ્રીપાસ આસઈ પૂરણહાર, પરતા જ પુરઈ કરતા જુહાર ૧
તે પાસજીના ગુણ વર્ણવીજઇ, એક મુખિ જીભઈ તે કિમ કહીજઇ?
જઉ હોઈ નિર્મ્મલ કેવલનાણ, તો પાસજીનું કીજઈ વખાણ ૨
તોહઇ કહું છઉ નિજ મત્તિ સારૂ, જિમ દાન દીજઇ ઘરિ છત્તિ સારૂ,
હવઈ સાંભલિજ્યો સહૂ ભવ્ય લોક, આણંદ આવઈ, નાસઈ જ શોક ૩
આ જંબુદીવઇ અતિહિ પવિત્રઇ, તીર્થેશ જનમ્યા જિહાં ધર્મપત્રઇ,
તે ભર્તખેત્રઇ અછઈ આર્ય દેશ, જિહા પુણ્ય પૂરાં, નહિ પાપલેશ ૪
વાણારસી તિહાં નગરી જ સાર, ગઢ મઢ મંદિર પોલિ પ્રકાર,
તલિયાં જ તોરણ ઘરિ ઘરિ બાર, નિત નિત ઉચ્છવ અતિહિ અપાર ૫
અશ્વસેન નામઇ તિહા રાય રાજઈ, વયરી સહૂઇ ભડવાય ભાજઇ,
ન્યાયઇ જ રાજા જિમ રામ છાજઇ, પૂરઇ પ્રતાપઈ દિનરાજ લાજઈ ૬
સીતા વિનીતા જિમ રામિ જાણી, સીલઇ ગુણે કરિ સઘલે વખાણી,
રૂપઈ જ રંભા, હરિની ઘરાણી, નામઇ જ વામા તસ પટ્ટરાણી ૭
દેવલોક દસમાથી પ્રભુ ચવિઆ, આ મર્ત્યલોકઇ પ્રભુ પાય ઠવિયા,
ત્રિણ્ય જ્ઞાનધારી ગરભઇ ઉપન્ના, વામાઇ દીઠાં ચઉદઇ સુપન્ના ૮
રાણી તે જાગી પ્રિયનઇ જગાવઈ, મીઠે જ વયણે સુહિણા સુણાવઇ,
તવ રાય જ પઈ, "હોસ્યઇ સુપુત્ર, કઈ ચક્રવર્તી, કઇ જિનવર પવિત્ર" ૯
સુપનપાઠક તે રાયઇ તેડાવ્યા, સંતોષ પામ્યા, શાસ્ત્ર સુણાવ્યા,
"જે અર્થ કીધો છઇ તુમ્હે આજ, શાસ્ત્ર માહિ પિણ તેહ જ છઇ રાજ" ૧૦
રૂડા જ ડોહલા પૂરીજઇ આસ, પરિપૂર્ણ હૂઉ પ્રભુ ગર્ભવાસ,
દિન સાત સાઢા નઈ નવ માસ, જનમ્યા દસમા દિન, વદિ પોસ માસ ૧૧

ત્રિહું જગમાહિ આણંદ વર્ત્તઈ, સંસારિ જીવનઈ ભય સહુ નિવર્તઇ,
નરગહ તણા તે જીવ સુકખ પાવઇ, જિન-જન્મ થાતઇ એ રીતે કાવઈ ૧૨
છપ્પન્ન દિસિની કુમરી જ આવઈ, શુચિકર્મ કરવા તે શુદ્ધ ભાવઇં,
ચોસઠ્ઠિ સુરવર જઇ મેરુશૃંગિ, સ્નાત્ર કરાવઇં પ્રભુ લેઇ અંગિ ૧૩
હૂઉ પ્રભાત નઇ ઊગ્યો દિણુંદ, રાજા તણઇ મનિ અતિહિં આણુંદ,
જન્મમહોચ્છવ રૂડો જ કીધો, બહુ દાન દેઈનઇ જસ લીધો ૧૪
તિહાં નામ થાપ્યું શ્રીપાસકુમર, સેવા કરઈ છઇ સહૂઇ જ અમર,
અનુક્રમિ યૌવન વેસિં આવ્યા, પ્રભાવતી કુમરી પરણાવ્યા ૧૫
હિવઇ સુખ ભોગામા તેહસ્યુ અનેક, પછઇ જ આણ્યઉ મનસ્યું વિવેક,
દાન દેઈ વરસી સંયમ ભાર, લેતાં જ ચોથું થાઈ જ્ઞાન સાર ૧૬
તપ જપ કરતા, કર્મ ષપતાં, કેવલી થયા પ્રભુ વિહાર કરતા,
સમવસરણિ પ્રભુ બઇઠા જ સોહઇ, સુરનર ભવિયણનઈ પડિબોહઈ ૧૭
દાન, સીયલ, તપ, ભાવ સુદાર, ધર્મ પ્રરૂપ્યઉ ચાર પ્રકાર,
તિહા સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવી, થાપ્યો ચતુર્વિધ સંઘ સુપ્રભાવી ૧૮
નીલવરણ નઇ નવ હથ કાય, શ્રીપાસસામી શતવર્ષ આય,
નાગલછન છઈ જેહનઇ પાય, અષ્ટ મહાભય પ્રભુનામિ જાય ૧૯
કમઠ હઠીનો તઇ મદ ગાલ્યો, આગિ બલતઉ જે નાગ ટાલ્યઉ,
તે નાગ મરીનઇ થયો ધરણિંદ, સેવઇ જ પ્રભુના પદ-અરવિંદ ૨૦
ધરણિંદ-ધરણી વૈરોટયા દેવી, પદ્માવતી પણિ પ્રભુ-પાય સેવિ,
સમકિતધારી છઈ સર્વથૈવ, વિઘન નિવારઇ સંઘનાં સદૈવ. ૨૧
પુરિસાદાણી પ્રભુ કેવલનાણી, અંત સમયની મનિ વાત આણી,
અનુક્રમિ સમેતસિખરિ પહુતા, તિહાં સિદ્ધ હુઆ પ્રભુજી સમોહતા ૨૨
ચિહું દિસિ રૂપઇ ચઉહરી તે સોહઇ, ઉપરિ પ્રભુ જસ માડવો મોહઇ,
ધરણી રારાવલઇ પ્રભુ-ગુણ જવારા, પ્રભુ જાપ મીટલ હાથઈ સવારા (?) ૨૩
અરિહંત સિદ્ધ સાધ કેવલી પ્રણીત, ધર્મ આરાધઉ થઈ એકચિત્ત,
એ ચ્યાર મંગલ વર્તઇ જિવાહરિ, વરરાજ કન્યા પરણિ તિવાહરિ,
શ્રી પાસનામિં જય જય તિવાહરી ૨૪
ગાજાં વાજા તે ઝાઝાં જ વાજઈ, વરરાજ કન્યા આવઈ દ્રવાજઈ,
દેહરઇ ઉપાસરઈ દેવગુરુ રાજ, જુહારી વાંદીનઈ કરઇ ધર્મ્મકાજ, ૨૫
દેવાંગણ હુઇ દેવ-ગુરુ સાષિ, સંયોગ હોજ્યો આજન્મ આષિ,
છેહડા જ બાંધ્યઇ, પ્રભુ ધ્યાન રાષઈ, શ્રી પાસજીનુ મનિ ધ્યાન રાષઈ
સહિગુરુ સાચો જિનધર્મ્મ ભાષઇ ૨૬
ગુંહલી કરી નઇ ગુરૂ નઈ વધાવઇ, ધવલ મંગલગોરી તે ગાવઈ,

જૈન સ્થાપત્યો અને જ્ઞાનમંદિરોથી સમૃદ્ધ રાજપુતાનાનું એક જૈન તીર્થ

# જૈસલમેર

લેખક—શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબ, અમદાવાદ

( ક્રમાંક ૮૫થી ચાલુ )

## (૧) શ્રી પાર્શ્વનાથજીનું દેરાસર

જૈસલમેરના કિલ્લા પરના આઠ જિનમંદિરો પૈકી મૂળનાયક શ્રી પાર્શ્વનાથજીનુ દેરાસર મુખ્ય ગણાય છે. આ દેરાસરમા દાખલ થવા માટે સૌથી પહેલાં એક પાંચ જ ફુટ ઉંચાઈવાળા દરવાજામા પ્રવેશ કરવો પડે છે. સામાન્ય રીતે ઊંચા માણસોને નમીને જ દાખલ થવા માટે જાણે કે આ દરવાજો ન બનાવ્યો હોય તેમ, દાખલ થતા જ અંદરના દેરાસરના પ્રવેશદ્વારનો વિશાળ દરવાજો નજરે પડતા, આપણને લાગે છે.

ઉપરોક્ત પાચ ફુટના દરવાજામા દાખલ થતા જ અદ્‌ભુત સ્થાપત્યકામવાળું પીળા જેસલમેરી પાષાણમાથી કોરી કાઢેલુ લગભગ વીસ ફુટ ઊંચુ તોરણ, પદરમા સૈકાના રાજપુત-સ્થાપત્યના સર્જનહારોના જીવતા જાગતા સ્મારક સમુ પ્રવાસી—યાત્રીની નજરે પડે છે. તોરણનુ ટૂંકુ વર્ણન આ પ્રમાણે છે

તોરણના ઉપરના ભાગમા મધ્યસ્થાને જિનેશ્વરદેવની મૂર્તિ પદ્માસનસ્થ સ્વરૂપમા બિરાજમાન છે. મધ્યસ્થ મૂર્તિની બંને બાજુએ પણ બીજી એકેક પદ્માસનસ્થ મૂર્તિ છે. પદ્માસનસ્થ મૂર્તિઓના ઉપરના ભાગમાં કોતરકામવાળી સ્થાપત્યકૃતિઓ છે અને તે સ્થાપત્ય-કૃતિઓ પર એકેટ ઇંડુ પત્થરનુ છે, ઉપરાત બાજુમા નાના નાના સેંકડો નૃત્ય કરતાં રૂપો

---

સિંહગુરુ હાથઈ વાસ ઠવાવઇ, ઇણુ પરિ શ્રાવક—કુલ તે દીપાવઈ ૨૭
એ શ્લોક ભાવઇ ભણતાં જ ગુણતા, આણંદ પામઇ સહુઇ જ સુણતાં;
વરરાજ કન્યા અવિહડ પ્રીતિ, નરનારી સહુનઇ અવિહડ પ્રીતિ;
સંતાન રૂડાં, રૂડી જ રીતિ. ૨૮
**તપગચ્છ રાજા વિજયદેવ** વાસ, સંઘમાહિ મોટો મહિમા નિવાસ,
આચાર્ય ઉપાધ્યાય પન્યાસ, ગણેસ સાધુની પૂરઈ જ આસ;
ચઉવિહ સઘની પૂરઇ જ આસ ૨૯
**તપગચ્છિ** મોટો જે મહાનુભાવ, સુવિહિત પંડિત માહિ સુપ્રભાવ,
શ્રીગુરુ **રવિસાગરનઉ** સુસીસ, **લાભસાગર**, પ્રભુ જય પાસ ઇસ ૩૦
**માલવદેસિં દેવાસનગર**, સમહિમ તીરથ, મહિકઈ જ અગર,
તિહાં **શ્લોકબંધઈ** સ્તોત્ર રચાણું, શ્રીપાસ જિનવર નમો જિણાણું ૩૧

**इति पाणिग्रहणाधिकारश्लोकबन्धवन्धुरद्रव्यभावमांगलिकमंदिर-प्रशस्तशब्दसुन्दरश्रीपार्श्वजिनपुरंदरप्रधानतरस्तवनं समाप्तम् ॥**

शुभं भवतु सर्वत्र सज्जनानां विशेषत ।
परोपकारिताधर्मकर्मशर्मयुषां भृशम ॥ १ ॥ श्रीरस्तु ॥

શિલ્પીએ કોતરેલાં છે મળ આ તોરણ બે મોટા વિશાળ સ્થભો ઉપર આવેલુ છે.

બન્ને વિશાળ થાંભલાઓ પર પણ ઠેઠ તળીએથી જુદીજુદી જાતની સ્થાપત્યકૃતિઓ કોતરેલી છે. સ્થાપત્યકૃતિઓના ઉપરના ભાગમા જુદીજુદી શિલ્પાકૃતિઓ પણ શિલ્પીઓએ રજુ કરેલી છે અને તોરણની લગભગ મધ્યમા ચારે બાજુ કરતી નૃત્ય કરતી લગભગ દોઢ દોઢ ફૂટ ઊંચી અપ્સરાઓ કોતરેલી છે, જેનુ શિલ્પ ખરેખર અદ્ભુત છે. નૃત્ય કરતી દેવાંગનાઓના પાછળના ભાગમા જુદીજુદી જાતના ગીત ગાતા તથા વાજિત્ર વગાડતા સેંકડો નાનાં નાના રૂપો શિલ્પીએ સુદર રીતે કોતરેલા છે. આ તોરણના ઉપરના ભાગનો તથા નીચેના ભાગનો ફોટોગ્રાફ શેઠ આણદજી કલ્યાણજીની પેઢી તરફથી "જૈન ડીરેકટરી વિભાગ" માટે લેવડાવવામા આવેલ છે. મધ્યના તોરણમા પણ બને બાજુએ નવ નવ નાની નાની જિન-પ્રતિમાઓ કોતરેલી છે. ખરેખર ! આ તોરણ પદરમા સૈકાની જૈનાશ્રિત રાજપુતકલાનુ અદ્ભુત સ્મારક છે

તોરણની મધ્યમાંથી પસાર થઈએ એટલે શ્રી પાર્શ્વનાથજીના મદિરમા જવા માટે આઠ પગથીઆ ચડવા પડે છે. પગથીઆ ચઢી રહીએ એટલે તે જ વખતે આપણા માથા ઉપર દેલવાડાનાં અદ્ભુત સ્થાપત્યકામોની યાદી આપતી સુદર કોતરકામવાળી છત તરત જ નજરે પડે છે ચાર થાભલાના ટેકે આ છત ટકેલી છે. આ ચારે થાભલાઓની મધ્યમા પણ બને બાજુ સાત સાત નાની પદ્માસનસ્થ મૂર્તિઓવાળાં ત્રણ તોરણો અદ્ભુત કોતરકામવાળા છે. આ સ્થાપત્યકામો જોઇ રહ્યા પછી આગળ વધતા તરત જ જૈસલમેર તીર્થના તીર્થપતિ શ્રીપાર્શ્વનાથજીના દેરાસરમા પ્રવેશ કરવા માટેનો મુખ્ય દરવાજો આવે છે. પ્રવેશદ્વારના ઉપરના ભાગમા પણ મગલમૂર્તિ તરીકે શ્રીપાર્શ્વનાથ ભગવાનની પીળા પાષાણની પદ્માસનસ્થ મર્તિ કોતરેલી છે. દરવાજામા પેસતા જ સામે મૂળનાયક શ્રી પાર્શ્વનાથજીની મૂર્તિ નજરે પડે છે.

પ્રવેશદ્વારમા પેસીને જરા આગળ જઈએ એટલે આઠ સ્થાપત્ય કામવાળા થાંભ-લાઓવાળો સભામડપ આવે છે સભામડપની છતની પુતળીઓ પણ ઘણી જ સુદર છે. પરતુ અજ્ઞાત વહીવટદારોએ તે પુતળીઓ ઉપર રંગરોગાન કરી દઈને કપડાનો પહેરવેશ પણ મારવાડી ફેશનનો કરી નાખ્યો છે અને આ રીતે આ અદ્ભુત શિલ્પોની શિલ્પકલાના ઇતિહાસને નષ્ટ કરી નાખ્યો છે. આ આઠે થાંભલાઓમાં નૃત્ય કરતા જુદા જુદા સ્વરૂપોના સુદર શિલ્પો છે, અને આઠે થાભલાઓની વચ્ચે એકેક તોરણ, સુદર સ્થાપત્ય કામવાળુ તથા બને બાજુએ સાત સાત નાની નાની પદ્માસનસ્થ જિનમૂર્તિઓવાળુ છે. આ રીતે આઠ થાભલાઓની વચ્ચેના તોરણોમા બને બાજુની મલીને ૧૧૨ જિનપ્રતિમાઓ છે. આ તોરણોને તિલક તોરણો તરીકે સબોધવામા આવે છે. અને શ્રી પાર્શ્વનાથજીના આ દેરાસરને નવ તોરણવાળા દેરાસરના નામથી ઓળખવામા આવે છે. આ નવ તોરણોની ગણતરીમાં આઠ તોરણ સભામંડપના અને એક ચૉકમાનુ મોટુ તોરણ જેનુ વર્ણન અગાઉ આ લેખમા જ હુ કરી ગયો છુ, તે પ્રમાણે નવ તોરણની ગણતરી ગણાય છે વળી આ તોરણોની જિનમૂર્તિઓની સખ્યા પણ આ લેખમા આપવાનુ કારણ એ છે કે અત્યારસુધી જૈસલમેર તીર્થની જિનમૂર્તિઓની જે ગણતરી ગણવામાં આવી છે, તેમા તોરણોની તથા મગલમૂર્તિઓની પણ સખ્યા ગણતરીમા લેવામા આવી છે,

સભામંડપ અને પ્રવેશદ્વારની વચ્ચેથી ભમતીમાં જવાનો રસ્તો શરૂ થાય છે. ભમતીમાં ૫૧ દેવકુલિકા(દેરી)ઓ છે: અને તે દરેક દેવકુલિકા પર એકેક મંગલમૂર્તિ તરીકે શ્રી જિનેશ્વરદેવની પદ્માસનસ્થ મૂર્તિ કોતરવામાં આવેલી છે. આ દેવકુલિકાઓમાં નાની મોટી ૪૦૪ જિનપ્રતિમાઓ પાષાણની છે તથા એક ચોવીશ જિનમાતાનો પટ છે. આ બધી પ્રતિમાઓના શિલાલેખો સ્વર્ગસ્થ જૈન વિદ્વાન પૂર્ણચંદ્રજી નાહર તરફથી ઈ. સ. ૧૯૨૯મા 'જૈન લેખ સંગ્રહ' તૃતીય ખંડ (જેસલમેર)મા પ્રસિદ્ધ થઈ ગએલા છે, જેમા કેટલીક મહત્ત્વની ભૂલો પણ રહી જવા પામી છે, જે મે સુધારી લીધી છે. પરંતુ તેઓશ્રીના સંગ્રહમા શ્રી પાર્શ્વનાથજીના દેરાસરની ૫૧ દેવકુલિકાઓની બારસાખ પરના શિલાલેખોનો ઉલ્લેખ સુદ્ધા પણ જણાતો નથી, તેથી તે બધા લેખો પરનો ચુનો મજુરો પાસે સાફ કરાવીને મે લઈ લીધા હતા, જે નીચે પ્રમાણે છે—

**દેવકુલિકા નંબર**

**१] सं० १४७३ वर्षे वरडा हरपाल पुत्र आसाकेन पुत्र पाल्हा साजण .**

**२] १४७३ वर्षे वरडा हरपाल पुत्र काहडेन पुत्र.. ...**

**३] १४७३**

**४-५]** આ બને દેરીઓ પર લેખ બિલકુલ નથી

**६] सं० १४७३ वर्षे ता. समरा पुत्र देपाजगसिंहजसजयभोलामेलाश्रावकै. पुण्यार्थं देवकुलिका कारिता**

**७] संवत् १४७३ वर्षे प्राग्वाट ऊदा सुत उष(ख)रेण स्वभार्या जड्डणादि पुण्यार्थं देवगृह कारिता**

**८] सवत् १४७३ वर्षे चो० कीता सुतै कर्मण पांचा ठाकुरसी जेठा शिवराज . ... ....श्रावकै कारिता**

**९] सवत् १४७३ वर्षे चो० कीता लखमणदेवाभ्यां कारिता देवगृहिका**

**१०] संवत् १४७३ वर्षे श्रेष्टि मम्मणपुत्रेण श्रेष्टि जयसिंहेन स्वपुण्यार्थं कारिता देवगृहिका**

**११] संवत् १४७३ वर्षे सा० पेथडपुत्र सच्चाकेन कारिता गणधर नयणासुत सालिगेन च। द्वार कारिता·देवगृहिका माता राजी पुण्यार्थ**

**१२] सं० १४७३ वर्षे सं० कीहट सं० देवदत्त ऊसभदत्त कान्हा जीवंद अगमाल सं० कपूरी माल्हणदे करमी प्रमुख परिवारेण स्वपुण्यार्थं देवगृहिका कारिता**

**१३]** આ દેરી પર લેખ બિલકુલ નથી

**१४] सवत १४७३ वर्षे सा० सीहा पुत्रेण सा० सोमा श्रावकेण कारिता**

**१५] सं० १४७३ डागा भोजा सुत मदाश्रावकेण निजभार्या माल्हणदे पुण्यार्थं देहरी कारिता**

**१६] सवत् १४७३ वर्षे सा० छेजसी सुतेन करापिता ठ० देवसिंहेन पुत्र वछराज नसहडादि सहितेन कारिता देवगृहिका**

१७] सं० १४७३ वर्षे डागा कुंरपाल सुत सादाकेन स्वभार्या सूहवदे पुण्यार्थं कारिता पौत्र वरसी[ह]

१८] संवत् १४७३

१९] संवत् १४७३ वर्षे

२०] सं० १४७३ वर्षे सा० रउलापुत्रेण सा० आपमल्लभ्रातृकस्य पेथा भीमा जेठा सहितेन भार्या कमलादे पुण्यार्थं कारिते

२१] सं० १४७३ वर्षे सा० धना पुत्र सा० अमर मोषसिंह सुश्रावकाभ्यां देवगृहिका

२२] स० १४७३ वर्षे श्रीकार खेता पुत्र सं० आह सं० बाल्हा सुश्रावकाभ्यां स्वपुण्यार्थं कारिता देवगृहिका ॥

२३] स० १४७३ वर्षे मं० देल्हा पुत्र मं० हापू पुत्र मं० पाल्हा मंत्रि वउडाभ्यां सपरिवाराभ्यां देवगृहिका कारिता ॥

२४] स० १४७३ (નંબર ૨૩ પ્રમાણેજ)

२५] संवत् १४७३ वर्षे भ० आंभण सुत गुणराज बीकम काल्......

२६] લેખ નથી.

२७] स० १४७३ वर्षे भ० लोहट भ० जेसा पासा ब (टकू) वउडा भार्या जीवी पुण्यार्थं च कारिता देवगृहिका

२८] सं० १४७३ वर्षे भ० तिहुणा पुत्र देल्हा कुसला सुश्रावकाभ्यां पु० मांडण सिवराज कलिताभ्यां कारिता

२९] स० १४७३ वर्षे भ० मूला पुत्र भ० भामा सुश्रावकेण स्वपुण्यार्थ देवगृहिका कारिता ॥

३०] स० १४७३ वर्षे भ० मूला पुत्र भ० देवराज सुश्रावकेण देवगृहिका कारिता

३१] संवत् १४७३ वर्षे गो० बाहड पुत्र सामण सा धवल पुत्र महिराज जेठा सा हीरा ईग्ज सा धवल पुत्र चांपा मातृ हीरादे पुण्यार्थं कारिता

३२] सवत १४७३ वर्षे गो० गुणिया पुत्र धन्ना पूउला कोला प्रमुख परिवारेण देव पुण्यार्थ देवगृहिका [कारिता]

३३] सवत् १४७३ वर्षे सा० पूटा सुत रामसिंह पुत्र गुणराज धन्ना सहितेन कारिता ॥

३४] सं० १४७३ व० सा० सारंग पुत्र जईता जेसा राणा श्रावके निजमातृ पुनादे जईता भार्या जाल्हदे कारिता ॥

३५] संवत् १४७३ वर्षे सा० पासा पुत्र जगाकेन स्वपुण्यार्थ देवगृहिता कारिता ॥

३६] स० १४७३ वर्षे सा० सुहडा पुत्र . .पुत्र सा० जिणदत्त रत्नपाल कलितेन देवगृही

३७] सं० १४७३ माधुशाखीय जेत्र् "नेमा हेमा श्रावके'। नेमा कलत्र नागलदे पुण्यार्थ कारिता ॥

३८ ] १४७३ वर्षे परी० साहल पुत्र सीहाकेन पुत्र समधर वीका नरबद सहितेन मातृपितृ पुण्यार्थे शांतिनाथ देवगृही कारिता ॥

૩૯ ] લાલ રંગથી અક્ષરો દબાઈ ગએલા હોવાથી લેખ વાંચી શકાતો નથી.

४० ] १४७३ वर्षे प० सामल पोला कूपा करणा वाछा श्रावके पितृ सुहडा मातृ सिंगारदे पुण्यार्थे आदिनाथ देवगृही कारिता ॥

४१ ] सं० १४७३ वर्षे प० पूना भार्या फदू श्राविकया निजपुण्यार्थे देवगृही गृहीता फ० ६०० व्ययेन कारिता ॥

४२ ] [ सं. ] १४७३ परी० गूजर पुत्र पद्मसिंहेन नरपाल हापा सुरपति सहितेन निजभार्या पदम( श्र )लदे पुण्यार्थे कारिता ॥

४३ ] संवत् १४७३ वर्षे भंडारी चांपा पुत्रेण भं० घउसीकेन स्वमातृ बाल्ही कारिता च देवगृहिका ॥

४४ ] [ सं० ] १४७३ भण० मूलदेव पुत्र ऊदा सूरा वीसा जेसल मेघाकैः तन्मध्ये पौत्र जईता फऊभ्यां मूलदेव सूरा पुण्यार्थे कारिता ॥

४५ ] संवत् १४७३ वर्षे भंडारी सोनाकेन स्वपितृ हरिया पुण्यार्थे श्रीदेवगृहिका कारिता ॥

४६ ] संवत् १४७३ वर्षे चैत्र सुदि १५ दिने वाघमार सा० वीसा सुत गुणीया देहरी ...

४७ ] ॥र्द०॥ संवत् १४७३ चैत्र सुदि १५ हरीआ पुत्र रूपा साईर राउल साधा सह पिता बं० हरीआ वरीआ जगसींह सुत पुन्यार्थे ॥

४८ ] सं० १४७३ वर्षे चैत्र सुदि १५ सा० सूरा पुत्र सा० रतन आक पुत्र सा०............

४९ ] [सं०] १४७३ मधूडागोत्रीय सा० झांझण पुत्र मांगट पुत्र सिरियादे कारिता देवगृहिका ॥

५० ] सं० जल्हण पुत्र नीमा साधू लघू के पुत्र करिहादे सहितेन सं० १४७३ देहरी कारापिता ॥

५१ ] संवत् १४७३ मीती नाथू भार्या धधिणि श्राविकया पुत्र सारंगसहितया कारिता ॥

આ ૫૧ દેવકુલિકાઓના લેખોમાંથી આપણને ૫૬રમા સૈકાના શ્રાવકો તથા શ્રાવિકાઓના જુદા જુદા ગોત્રોનાં વિવિધ નામો તથા વ્યક્તિઓનાં નામો પણ જાણવા મળે છે. ઉપરાંત ૪૧ મી દેરીના લેખમાં તો દેરીનું ખર્ચ રૂ૦ ૬૦૦) થયું તે બાબતનો ઉલ્લેખ છે, જે ઉપરથી તે સમયમાં કેટલું ખર્ચ થતું હશે તેનો ખ્યાલ આવી શકે છે. વળી ૪૬, ૪૭ અને ૪૮ નંબરની દેરીમાં ચૈત્ર શુદિ ૧૫નો ઉલ્લેખ છે, જે દેરીની પ્રતિષ્ઠાની તારીખ છે, કારણ કે પાર્શ્વનાથજીના મંદિરની પ્રતિષ્ઠા પણ તે જ દિવસે થઈ છે જે બાબતનો દેરાસરમાં કાળા પત્થર પર ખોદેલી પ્રશસ્તિમાં સ્પષ્ટ ઉલ્લેખ છે. (જુઓ પૂ નાહર "જૈન લેખ સંગ્રહ" ભાગ ૩જો પ્રશસ્તિ નં૦ ૨૫ થી ૭મું પાનું ) (ચાલુ)

# जैन इतिहास में लाहौर

लेखक: **श्रीमान् डॅा. बनारसीदासजी जैन**, M. A., Ph D.

[ लेखांक १ ]

**नाम**—लाहौर बड़ा प्राचीन नगर है। यह कई सौ बरसो से पंजाब की राजधानी रहा है। पंजाबी लोग इसे "लाहौर", "ल्हौर" कहते है। फारसी की किताबो में इसको "लहावर, लोहावर, लहावूर, लहवर, रहवर" इत्यादि करके लिखा है। अमीर खुसरौ ने इसे "लाहानूर" के नाम से भी पुकारा है—जैसे,

अज़ हद्दे सामानिया ता लहानूर। हेच इमारत नेस्त मगर दारे क़ुसूर ॥

**[ किरनुस्सअदैन ]**

कुछ प्राचीन जैन लेखकोंने भी इसे यही नाम दिया है। जैसे—

१. अमृतसर भंडारकी 'अणुत्तरोववाइय' की प्रतिकी पुष्पिका[1]—

संवत् १५९१ वर्षे कार्त्तिक वदि ९ दिने गुरुवासरे सहगलगोत्रे परमपुरुष हींगा तत्पुत्र माणिक तत्पुत्र लद्धा श्री वृद्धगच्छे श्री मुनीश्वरसंताने श्री पुण्यप्रभसूरि तत्सिष्य वा० श्री भावदेवाय सिद्धांतस्य पुस्तकं स्वपुण्यार्थं श्री **लाहानुरपुरे** ॥

२. पट्टी भंडारकी 'जंबुद्दीवपण्णत्ति' की पुष्पिका[2]—

सवत् १७६४ वर्षे मिति १४ शुक्लपक्षे वार बुधवारे श्री ५ पूज्य जी हरीदासजी तस्य शिष्य मणसा विग तत्र लिपतं **लाहानूर** मधे कुतबषांकी मंडी।

३. पट्टी भडारके 'कर्मग्रन्थ'की पुष्पिका[3]—

लिषतं मल्का ऋषि संवत् १७६५ अश्वन शुदि ६ मंडी कुतबषां की गल्हे सिंधराज का।

४ पंजाब यूनिवर्सिटी लाइब्रेरीके संस्कृत विभागके हस्तलेख नं. ८४९की पुष्पिका—

संवत् १८११ मिती कार्त्तिक शुदी १५ पौर्णमायां तिथौ बुधवासरे **लहानूर** नगर मध्ये वाणीया वंशे नौरंग पुरीया लाला नवनिधिरायजी

५. सूरीश्वर अने सम्राट्, पृ० २५४

---

१ A Catalogue of Manuscripts in the Panjab Jain Bhandars by Banarasi Das Jain Lahore. 1939 ग्रन्थ न० ४०

२. ,, ,, ग्रन्थ न० ११५

३. ,, ,, ग्रन्थ न० ४६३

**लाहनूर**गढ मज्झि प्रवर प्रासाद करायउ। (कृष्णदासकृत दुर्जनसाल बावनी, छंद ५४)

६. "जैन विद्या" प्रथम अंक, हिन्दी पृ० ३१ जटमल कृत "लाहोरकी गज़ल" की श्रीयुत अगरचद नाहटाकी प्रतिमे 'लाहानूर' शब्द आता है।

ब्राह्मण पडित इसे "लवपुर" कहते हैं।

अकबरके समयसे जैनोमे इसका नाम लाहौरके साथ २ "लाभपुर" भी पड़ गया। जैसे, भानुचन्द्रचरित्र' आदिमें।

राजपूतो के इतिहासमें इसे "लोहगढ" भी कहा है।

अंग्रेज़ी स्पेलिंग Lahore के प्रभावसे गुजराती, मराठीमें 'लाहोर' लिखते हैं।

**स्थापना**—दतकथा तो यह चली आती है कि श्री रामचन्द्रजीके बेटे लवने लवपुर अर्थात लाहौर बसाया, और कुशने कुशपुर अर्थात् कसूर। लेकिन इस दतकथाके तथ्यातथ्य जाननेका कोई साधन नही है। लाहोरके किलेमें लोहका मन्दिर है और अमृतसरमें लोहगढ़ दरवाजा है। इनका सबन्ध लवसे है या राजा लोहसे, यह निश्चय पूर्वक नहीं कहा जा सकता।

किसी २ को खयाल है कि ग्रीक लेखक टालमीने जिस "लाबोकल" नगरका उल्लेख किया है, वह लाहौर है। ऐसा प्रतीत होता है कि लाहौरको विक्रमकी दूसरी तीसरी शताब्दीमें किसी राजा लोहने बसाया और थोड़े ही समयमे यह बडा भारी नगर बन गया।

**अवशेष**—यद्यपि पजाबमें जैनधर्मका इतिहास बड़ा उज्ज्वल और महत्त्वपूर्ण रहा है, तथापि लाहौरमें इसके अवशेष कुछ बहुत पुराने नहीं मिलते। सबसे प्राचीन अवशेष सम्राट् अकबरके समयके है। संभव है कि खोज करने पर इनसे भी पुराने अवशेष मिल जाय। लाहौरके पुराने जैन घराने श्वेताम्बर सप्रदाय के मानने वाले ओसवाल है जिनको यहा आम बोलचालमें "भावड़े" कहते है। दिगम्बर जैन तो ब्रिटिश राज्यकी स्थापना होने पर यहा आए और वे अधिकतर अग्रवाल जातिके है। नगरके जिस भागमे ओसवालोकी बसती है, उसे "थडियां भावडयान" कहते है। अब इसे "जैन स्ट्रीट" भी कहने लग गये है। यहा अकबर के समयका मन्दिर और उपाश्रय अब तक विद्यमान है[४]।

४. इससे पहले लाहौरमें उपाश्रय नहीं था। भानुचन्द्रने चाल चली। एक दिन अकबर दरबारमें देरसे पहुंचे। कारण पूछने पर कहा कि दूरसे आना पडता है। तब अकबरने भूमिप्रदान की और श्रावकोने उस पर उपाश्रय बनवा दिया। [भानुचन्द्रगणि चरित, प्रकाश २, श्लोक १२२-३०]

थडियां भावड़यान अकबरके समयमे या उससे कुछ पूर्व बसा होगा।

लाहौरसे सात आठ मील दक्षिणकी ओर एक ग्राम है जिसका नाम है "भाबड़ा"। शायद यहां भावड़ो अर्थात् ओसवालोंकी बसती होगी, इसीसे यह नाम पड़ा। भावड़ा ग्राममे मन्त्री कर्मचंद द्वारा जिनकुशलसूरिकी चरणपादुका स्थापित की गई थीं, जिसके साथ एक बावड़ी और बहुतसी ज़मीन भी लगती थी। अस्सी पचासी बरस हुए इस ज़मीनको भाबड़ाके ज़मींदारोंने दबा लिया। तब वहांसे चरणपादुका हटा कर पास वाले ग्राम "गुरु मांगट"मे स्थापित की गईं। पुरानी हो जाने पर ये चरणपादुका शहरके मन्दिरमें रख दी गईं और गुरुमांगटमें नई चरणपादुका पधारी गईं। चरणपादुकाके स्थान पर प्रति मास श्वेताम्बर जैनोंका मेला लगता है। यहां का जलवायु बडा स्वास्थ्यप्रद है।

इन के अतिरिक्त बहुतसे ऐसे ग्रन्थ मिलते है जो अकबर के समय लाहौर मे रचे या लिपि-बद्ध किये गये।

**प्रसिद्धश्रावक**—अकबरके समय लाहौरमे दो मुख्य श्रावक थे-दुर्जनसालसिंह और कर्मचन्द। इनमेंसे दुर्जनसालसिंह तो जड़िया गोत्रीय ओसवाल था। इसके पिताका नाम नानू और पितामहका नाम जगूशाह था। यह तपागच्छीय श्री हीरविजयसूरिका अनन्य भक्त था। कृष्णदासने सं १६५१ में लाहौर मे "दुर्जनसाल बावनी" लिखी। इसके अनुसार दुर्जनसालने लाहौरमे एक मन्दिर बनवाया, और संघ समेत शौरीपुरकी यात्रा करके वहांका जीर्णोद्धार किया।

दूसरा श्रावक मन्त्री कर्मचन्द था। यह बीकानेरका रहने वाला बच्छावत गोत्रीय ओसवाल था और खरतर गच्छीय श्रीजिनचन्द्रसूरिका भक्त था। राय कल्याणमलकी ओरसे अकबरके दर्बारमें रहता था।

**साधुओंका पधारना**—जन्मसे तो अकबर मुसलमान था लेकिन वह इसका कट्टर अनुयायी नहीं था। उसे अन्य धर्मोका रहस्य जाननेकी बड़ी इच्छा थी। इस लिये वह सब मत मतान्तरोंके पण्डित और उपदेष्टाओं को अपने दर्बारमें बुलाकर उनसे वार्तालाप किया करता। सं १६३९ में जैनधर्मके प्रसिद्ध आचार्य हीरविजयसूरिको भी आगरे बुलाया। उनके उपदेशसे प्रभावान्वित होकर अकबरने कई दिनोके लिये जीवहिंसा बन्द कर दी। कुछ बरस आगरा प्रान्तमें रह कर सूरिजी तो गुजरात देशको वापिस चले

गये और अकबर लाहोर आ गया।

मन्त्री कर्मचन्द की प्रेरणासे अकबरने जिनचन्द्रसूरिको लाहोर बुलाया। ये फागन सुदि १२, सं. १६४८ ईदके दिन लाहोर पहुंचे। इनके साथ जयसोम, रत्ननिधान, गुणनिधान, समयसुन्दर आदि कई साधु थे।

हीरविजयसूरिने भेजे हुए विजयसेन और भानुचन्द्र जेठ सुदि १२, सं. १६४९ के दिन लाहौर पहुंचे।

**धर्मप्रभावना**—इन दोनों आचार्योंने अपने उपदेश द्वारा अकबरसे जैनधर्मकी बडी प्रभावना कराई। प्रभावनामय उत्सव और जलसे जो लाहोर मे हुए उनका वर्णन किसी आगामी अंकमें प्रकाशित किया जायगा।

**लाहौर, धनत्रयोदशी, सं. १९९९.** **(क्रमशः)**

---

## મુનિ વિમલવિરચિત, મ્હેસાણા પુરમંડન

# શ્રી આદિનાથ–સ્તવન

સંપાદક પૂજ્ય **મુનિમહારાજ શ્રી. જયંતવિજયજી**, વળા

આ સ્તવન પાલીતાણામાં શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી હસ્તકના જ્ઞાનભંડારમાંની એક હસ્તલિખિત પ્રત ઉપરથી ઉતારીને અહીં આપ્યું છે. પ્રસ્તુત પ્રત ઉપર 'શ્રી શંખેશ્વર પ્રાર્શ્વનાથ સ્તવન ' એવું નામ આપવામા આવ્યુ છે. અને તેના પ્રારંભમા આ સ્તવન આપ્યું છે. આ સ્તવનમાં મ્હેસાણા શહેરમાંના શ્રીઆદિનાથ પ્રભુના જિનમંદિરનો ઈતિહાસ આપેલો હોવાથી એ દષ્ટિએ એ વિશેષ ઉપયોગી છે. આ સ્તવનના રચયિતા જગદ્‌ગુરૂ શ્રી હીરવિજયસૂરીશ્વરજીના શિષ્ય ઉપાધ્યાય શ્રી વિમલહર્ષ વાચકના શિષ્ય મુનિ **વિમલ** છે, એ વાત છેલ્લી–કલશની કડીમાંથી જણાઇ આથે છે અને એ ઉપરથી આ સ્તવન લગભગ ત્રણ સૈકા પહેલાનુ હોવુ જોઇએ એમ પુરવાર થાય છે.

॥ ई० ॥ । ઢાલ–ધમાલ ।

સદ્‌ગુરુ ચરણકમલ નમી, સમરી સારદ માયા રે;
આણંદ આણી હું થુણું, આદીશ્વર જિનરાયા રે.
મહિસાણા પુરમંડણુ. (આ કણી ૧.
નયરી વિનીતા સુંદરુ, નાભિરાય તિહાં રાજઇ રે;
તસ પટરાણી મરુદેવી, રૂપિ રંભા છાજઇ રે. મહિસાણા૦ ૨
ચઉદ સપન માતા લહઈ, સૂતી રંગી રયણી રે;
રાય કહઈ સુત પામસ્યઇ, મરુદેવી સસીવયણી રે. મહિસાણા૦ ૩

નવ માસ દિન સાત ચુલિઈં, કુંઅર જનમ્યો ઉદાર રે,
સુરગિરિ સુર મહુચ્છય કરી, ઋષભનામ દિઉ સાર રે. મહિસાણા૦ ૪.
અનુદિન વાધઇ ઋષભજી, કેલિ કરંતા સાર રે;
યોવન વય પ્રભુ પામિયા, પરણી દોઈ તરૂણી ઉદાર રે મહિસાણા૦ ૫
વીસ લાખ પૂરવવરૂ, કુંઅર પદવી રંગી રે,
ત્રિસઠિ લાખ પૂરવ વલી, રાજ્ય કર્યું શુભ સંગી રે મહિસાણા૦ ૬
વિશ્વસ્થિતિ પરગટ કરઈ, પ્રાણીનઈ હિત કરિવા રે,
લોકાંતિક સુર વીનલઈ, ત્રિણિ જગ જીવ ઉધરિયા રે; મહિસાણા૦ ૭
પ્રભુ સંયમ સ્વયહ્ આદરી, ઉપદેસઉ જિનધર્મ રે;
કેવલ લહી શિવશ્રી વરો, ટાલી આઠઇ કર્મ રે મહિસાણા૦ ૮
શત પુત્રનઈં રાજ્ય થાપિયા, આપી સંવચ્છરી દાન રે,
ચ્યાર સહસસ્યું વ્રત લિઉં, ચિત્ત ધરી શુભ ધ્યાન રે. મહિસાણા૦ ૯

॥ ઢાલ-ત્રિપદીફાગ ॥

ઋષભ જિનેશ્વર લીધી દીખ, પૂરવ જિનવર માની શીખ,
નહિ કો પ્રભુ સારીખ ૧૦
મહિમંડલમાં કરી વિહાર, વરસ સહસ ઈકિ જિનવર સાર,
નહિ પરમાદ લગાર. ૧૧
કેવલન્યાંન ઉપાયું ઉદાર, ટાલ્યા અશુભ કર્મ અપાર,
હુઆે જગિ જયકાર ૧૨
સમવસરણ રચઇ સુર અભિરામ, સોના રૂપા મણિના તામ;
ત્રિણ ગઢ સુદર ધામ ૧૩
તિહાં બઇસી શ્રીઋષભજિણંદ, ધર્મદેસના દિં આનંદ,
પ્રતિબોધઇ ભવિવૃંદ ૧૪
થાપ્યા ચઉરાસી ગણધાર, સહસ ચુરાસી મુનિ પરિવાર,
ત્રિણ લાખ સાધવી સાર ૧૫
ત્રિણિ લાખ પાંચ સહસ વિશેષ, પાંચ લાખ ચુપન સહસ અશેષ,
શ્રાવક શ્રાવિકા સુવિશહ લેષ ૧૬
શ્રી જિનવર ચઉવિહ સઘ થાપી, સૂધી શીખ સહુનઇ આપી,
પ્રભુકીરતિ જગમાં વ્યાપી ૧૭
વિચરઇ સુરકોડિ પરવરિયા, સંસારસાગરથી પ્રાણિ ઉધરિયા,
શિવરમણી વર કરિયા ૧૮
અષ્ટાપદ પર્વત શુભ ધ્યાનઇં, સાથિં સાધુ સહસ દશ માનઇ,
કર્યું અણુસણુ અભિધાનઇ. ૧૯

આદીશ્વર જિનવર શિવરમણી, આણુંદ આણી વેગઈ પરણી,
ભવસાગર ભયહરણી ૨૦.
નાભિરાય કુલ ગયણ દિણુંદ, મરુદેવિનંદન ઋષભ જિણુંદ,
જે પૂજઈ પ્રણમઈ આણુંદ ૨૧
તે હુઈ શિવરમણી કંત, આણઇ ભવસાગરનું અંત;
પામઈ સુક્ખ અનંત. ૨૨.

॥ ઢાલ—રાગ ગોડી ॥

મહિંસાણા નયરિ ભવિયણ જન મન મોહઇ રે,
સંઘવી **ભોજાનઈ** દેહરઇ ઋષભજી સોહઇ રે,
દેહરઇ અતિ સુંદર ગ્યાર ગભારા ચુસાલ રે,
ગભારે ગ્યારે ગ્યાર ચુમુખ સુવિશાલ રે ૨૩.
મૂલગઇ ગભારિ મરુદેવિનંદન આદિ રે,
સુહણું દેઇ પ્રકટયા કોઇ ન જાણઇ આદિ રે,
બીજઇ દોઈ ગભારે સોહઇ શાંતિ જિણંદા રે,
જે સંઘવી **ભોજઇ** પ્રતિષ્ઠાવ્યા આણંદા રે ૨૪.
**સંવત સોલ ઓગણીસઇ** (૧૬૧૯) વૈશાખી સુદિ બીજઈ રે,
**શ્રી વિજયદાનસૂરિ** જેહ પ્રતિષ્ઠયા હેજઇ રે,
ચુથઇ ગભારઈ ચ્યાસ પ્રતિમા ઉદાર રે;
**સંઘવી વેગડની** (?) નેહ ભરાવી સાર રે ૨૫
પરદખિણા રૂયડી શિખર સહિત ચુવીસ રે,
રંગમંડપ જાતા મન હિંસઇ નિસદિસ રે,
થાભા ચીતરિયા તોરણ અતિહિ સુરંગ રે,
પૂતલી પ્રભુ આગલિ નાચઈ કરઈ મનરંગ રે ૨૬
રૂણુ ઝુણુતી ઘંટા ધૂપઘટી બહુ રાજઇં રે,
ચ્યાર સઈ ઓગણત્રીસ દેહરઇ પ્રતિમા છાજઈ રે;
પ્રભુ અંગ અનોપમ મસ્તકિ મુકુટ રસાલ રે,
કંચન મણિ માણિક મોતી જડિત વિશાલ રે ૨૭
દોઇ ચક્ખુ અનોપમ ભાલ તિલક અભિરામ રે,
કંઠિં સોવનતણી ચંપક કલિ ગુણ ધામ રે;
મુક્તાફલ કેરો હઇઇ નવસર હાર રે,
ઉરિ શ્રીવત્સ હાથિ બહબહિ વલય ઉદાર રે ૨૮
કરિ કંચન શ્રીફલ પાત્ર પલાંઠી સાર રે,
સૂકડિ બહુ કેસર અંબર નઇ ઘનસાર રે,

ઘણુ જાતિ તણાં વર લેઇ કુસુમ સુગંધ રે,
　　　　પ્રભુ પૂજ કરતાં ત્રૂટઇ કરમનાં બંધ રે　૨૯.
**તપગછ** ગયણુ ગણુ ભાસુર સરદ દિણુંદ રે,
　　　　જિનશાસન મંડળ **શ્રીહીરવિજયસૂરિંદ** રે,
જિણુંઇ પ્રતિબોધી **અસુર** અકબ્બર સાહિ રે,
　　　　અમારિ તણો ( પડહ ? ) વજડાવ્યો જગમાંહિં રે.　૩૦.
તસ સીસ શિરોમણિ **શ્રી વિમલહરિષ** ઉવઝાય રે,
　　　　જસ વાણી અમૃત પીતાં ભવદુખ જાય રે,
જિણિ વાદ કરીનઇ ટાલ્યા વાદીમાન રે,
　　　　પૂરવ ઋષિ તોલઇ મહિમા મેરુ સમાન રે.　૩૧
સવિ સાધુ સિંગારા ગુણુ સારા બહુ જાસ રે,
　　　　સંયમ રમણીસ્યુ અહનિશિ કરઈ વિલાસ રે,
તસ ચરણુપ્રસાદિ સીસ કહઈ આણંદિ રે,
　　　　મહિસાણા મંડણુ થુણિઆ આદિજિણુંદ રે　૩૨.

॥ કલશ ॥

ભવજલધિતારક સુકૃતકારણુ **શ્રીહીરવિજયસૂરીસરો,**
　　　　તસ સીસ સુંદર મુનિપુરંદર **વિમલહર્ષ વાચક** વરો,
તસ ચરણુ યામલ કમલમધુકર **મુનિ વિમલ** વંછિક કરો,
　　　　મહિમાણા પુરવર મંડન જિનવર તવ્યો આદિ જિણેસરો　૩૩.

॥ ઇતિ શ્રી આદિનાથ સ્તવનં પૂર્ણ ॥

---

# જૈનધર્મી વીરોનાં પરાક્રમ

લેખક—**શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી**

( ગતાંકથી ચાલુ )

## બચ્છાવતોની ચડતી-પડતીઃ મંત્રી કરમચંદ્ર (૬)

ગયા અંકમા બચ્છાવત વંશની ચડતી-પડતીનો વૃતાન્ત પૂર્ણવિરામ અનુભવે છે. ટાડ મહાશયના આધારે આલેખાયેલ એ હેવાલ ઉપર શોધખોળ દ્વારા પ્રાપ્ત થયેલ લખાણો દ્વારા જે પ્રકાશ પડયો છે એ ઉપરથી જે તારવણી કરવામા આવી છે એ સંબંધમા થોડો ઉલ્લેખ કરવા અસ્થાને નહિ ગણાય

ઉપરોક્ત લેખમાળાનો મારો હેતુ એ છે કે જૈનેતર લેખકો તરફથી જૈનો ઉપર દયાપાલનની કડ્ડી કરનો કાયરતાનો જે આક્ષેપ કરવામા આવે છે તે કેટલો નિર્મૂળ અને સાથોસાથ ઇતિહાસની અનભિજ્ઞતાનો સૂચક છે એ બતાવવુ અહિંસા કે દયા એ સાચે જ

અણુમૂલો સદ્‌ગુણ છે. જ્યાં લગી એનું રહસ્ય યથાર્થ સ્વરૂપે સમજાય નહીં કે એમાં કેટલી બધી અદ્‌ભુત શક્તિ સમાયેલી છે એનો સાચો ખ્યાલ પ્રાપ્ત થાય નહીં ત્યાં લગી એને આગળ ધરી–ગૂજરાત કે ભારતવર્ષના પતનમા અથવા તો માથે ઠોકાયેલી પરાધીનતામાં–એ સદ્‌ગુણનો દુર્ગુણરૂપે સધિયારો લેનાગ કિંવા એને જ પ્રધાનપદ આપી, ધર્મમાર્ગે પ્રયાણ કરનારા જૈનોના શિરે જવાબદારી ઓઢાડી તેઓની દયાને નિમિત્તભૂત બનાવવાના પ્રયાસ કરનારા લેખકો કેવા ઊંધા માર્ગે જઇ રહ્યા છે એ ઉદાહરણ ટાંકી બતાવવુ. જૈનધર્મ એ ખરેખર, અહિંસા ધર્મને જ અગ્ર સ્થાન આપે છે અને જ્યાલગી એ અહિંસાનો અમલ યથાર્થ સ્વરૂપે થાય નહી ત્યાલગી જગતમા સાચી શાન્તિ સ્થપાવાની પણ નથી એવું એનુ દૃઢ મતવ્ય પણ છે. આમ છતાં એ જ ધર્મના અનુયાયીઓએ દેશની પરિસ્થિતિ અને સયોગો નજરમાં રાખી, પરાક્રમ દાખવવામાં કચાશ નથી રાખી, કે કાયરતાનો ઓળો પણ પડવા દીધો નથી, હિંસા એ દોષ યુકત છે, એમા ઉઘાડું પાપ દેખાય છે એ જાણ્યા છતા દેશ પ્રત્યેના પ્રેમને લઇ કે સ્વફરજનો ખ્યાલ કરી તેમણે શસ્ત્રો ધારણ કર્યા છે અને અમાપ બહાદુરી દાખવી છે–એ પણ બતાવવુ આમ લેખમાળા પાછળ જે વિવિધ દૃષ્ટિબિન્દુઓ રખાયેલાં હતાં એ કેટલે અશે ફળિભૂત થયા છે એ તો વાચકો જ કહી શકે, છતાં એટલુ તો જરૂર કહી શકાય કે જુદીજુદી જે પરાક્રમ ગાથાઓ સંગ્રહીત કરવામા આવી છે એ ઉપરથી જૈનેતરો તટસ્થ દૃષ્ટિ રાખી જોશે તો સહજ જણાશે કે દેશ કે પ્રાતની પરતત્રતા નથી તો જૈન ધર્મના ઉમદા સિદ્ધાત અહિસાને આભારી કે નથી તો એ ધર્મના અનુયાયીઓએ અમલમા મૂકેલી દયાને આભારી, પરાધીનતાનો ઇતિહાસ તો જુદા જ કારણો પર અવલબે છે જેની ચર્ચા અહી અપ્રસ્તુત છે આ મુદ્દા પર દૃષ્ટિ દોરવી જોનારને મત્રીશ્વર કરમચન્દ્રના વૃતાન્ત અગે જે માન્યતાફેરો હવે પછી આલેખવાના છે તે જોતા તેમાં ખાસ મતભેદ જેવું નહીં લાગે. બચ્છાવતોની પડતી રાજ્યકર્તાના ખોફને લઇને થઇ છે અને એ વેળા એ વંશના છેલ્લા નબીરાઓએ શૂરવીરતા દાખવી પ્રાણાર્પણ કરેલ છે, તેમ ગમે તે કારણને લઇ મત્રીશ્વર કરમચદ્ર બીકાનેર છોડી અમુક સમય પર્યંત સમ્રાટ અકબર પાસે રહ્યા છે એ જે મુદ્દાના ઉલ્લેખો છે તેમા રચમાત્ર ફરક પડતો નથી જે કંઈ મતભેદ પ્રવર્તે છે તે કારણોમા અને તારીખોમા પ્રવર્તે છે. ‘યુગપ્રધાન શ્રી જિનચદ્રસૂરિ” એ નામના ‘નાહટા બધુઓ’ કૃત પુસ્તકમા મત્રીશ્વર કર્મચદ્ર અગે નીચે મુજબ નોધ છે.

**‘ओसवाल नातिके पुनीत इतिहासमें बच्छावत वंशकी गरिमा गौरवान्वित है, इस वंशकी उज्ज्वल कीर्ति-कौमुदीका ‘कर्मचंद्र मन्त्रि वंशप्रबंध’में विस्तृत वर्णन है। बीकानेर राज्यसे इस वंशके महापुरुषोंका राज्यस्थापनासे लगाकर लगभग १५० वर्षोंतक घनिष्ट सम्बन्ध रहा है। संक्षिप्तमे इतना ही कहना पर्याप्त होगा कि बीकानेर राज्यकी सीमाकी वृद्धि और रक्षा करनेमें उनका बहुत–कुछ हाथ था। राजनैतिक क्षेत्रके साथ–साथ धार्मिक क्षेत्रमें भी इस वंशके पुरखाओंकी सेवा विशेष उल्लेखनीय है।”**

એ હિંદી પુસ્તકની ‘મત્રીશ્વર કર્મચન્દ્ર નામા મથાળા હેઠળ આપેલ ઉપર મુજબની શરૂઆતની કંડિકા વાચતા જ બચ્છાવત વંશની મહત્તાનો અને એ વંશના નબિરાઓએ રાજ્યકારણમા ભજવેલ ભાગનો સહજ ખ્યાલ આવે છે. પુસ્તકની નોધ દર્શાવે છે તે

પ્રમાણે મંત્રીશ્વરના વડવાઓએ રાજ્યની તેમજ જૈનધર્મની સેવા બજાવી છે એટલુ જ નહિ પણ એ વંશઉતાર ચાલી આવી છે. તે વંશને ધર્મમાર્ગે વાળવામાં ખરતર ગચ્છના મુનિરાજોની દેશના ખાસ નિમિત્તભૂત છે. કરમચંદ્ર મંત્રીશ્વરે મુનિઉપદેશથી ધર્મમાર્ગે ખરચેલ દ્રવ્યની વિસ્તૃત નોંધ હોવા ઉપરાંત તેમને ત્રણ સ્ત્રીઓ હતી અને એમાં જીવાદે તથા અજાયબદે નામા પત્નીઓથી ભાગ્યચંદ્ર તથા લક્ષ્મીચંદ્ર નામા પુત્રરત્ન ઉત્પન્ન થયા એવો સ્પષ્ટ ઉલ્લેખ છે. આ સર્વ જોતાં ટાંકમહાશયના પુસ્તક ઉપરથી જે સારરૂપ ચિત્ર અગાઉના અંકોમા દોરવામાં આવેલ છે એમા મહત્ત્વનો ફરક નથી પડતો. એટલે એ ચર્વિત-ચર્વણ ન કરતા ટૂંકમા મતભેદનો મુદ્દો જણાવી દેવો ઉચિત સમજાય છે.

રાયસિંહની ખફગીથી બચવા મંત્રીશ્વર પોતાના પરિવાર સહિત બીકાનેર છોડી ગયા અર્થાત્ પલાયન કરી ગયા એવો મત ટાંકમહાશયનો છે. એ માટે નાહટા બધુઓ લખે છે કે

**'अन्यदा किसी कारणसे रायसिंहजीका चित्त-कालुष्य जानकर भावीके शुभ संकेतसे उनका आदेश लेकर विचक्षण और बुद्धिमान मंत्रीश्वर दीर्घदर्शिता से अपने स्वजन परिवारके साथ मेडतेमें आकर निवास करने लगे।**

આવો જ ફરક મંત્રીશ્વર કરમચંદ્રના મૃત્યુસ્થળ સબંધમા છે, છતા મંત્રીશ્વર બીકાનેર છોડી ગયા પછી જીવનપર્યંત પાછા ફર્યા નથી, એ વાતથી ઉભય (રાયસિંહ અને મંત્રી કર્મચંદ્ર) વચ્ચે જબરો મનફેર હોવાની વાત વધુ સંભવિત બને છે

રાયસિંહની ગાદી પર સૂરસિંહ આવ્યો અને એ કર્મચંદ્રના પુત્રોને સન્માન પૂર્વક તેડી લાવ્યો, મંત્રીપદ આપ્યુ, અને તેમને એ પછી તેમના સર્વનાશનો પ્રસંગ કેટલાક વર્ષો પછી બન્યો છે એમ કેટલીક સાબિતિઓ અને આસપાસના બનાવો ઉપરથી નાહટા બધુઓ પુરવાર કરે છે. એ વાત માની લઈએ તોપણ એક દિવસે ત્રણ હજાર સિપાઇઓથી બચ્છાવતોનુ રહેઠાણ ઘેરાયુ એ તો તેઓ પણ લખે છે. એટલે સૂરસિંહની અવકૃપા ગમે તે કારણે થઇ હતી એ વાતમા કઈ જ ફરક નથી પડતો.

છેલ્લા વંશજ સંબંધમા પણ નાહટા બધુઓએ લંબાણથી ઉલ્લેખ કરી ટાંક મહાશયે દર્શાવેલ વાત કરતા જુદી જ વાત કહી છે તેઓ કહે છે કે કર્મચંદ્રનો વંશ ગર્ભવતી સ્ત્રીથી થયેલ સંતાનથી નથી રહ્યો, પણ છેલ્લી ઘટના બની તે પૂર્વે લક્ષ્મીચંદ્રના પુત્રો રામચંદ્ર અને રઘુનાથ ઉદયપુરમા જઇને વસ્યા હતા તેમનાથી ચાલુ રહ્યો છે. આ સર્વ ઐતિહાસિક મતફેરો હોવાથી એમા કયા વજનદાર છે એનો નિર્ણય એ વિષયના અભ્યાસીઓ માટે રાખી મારે જે કહેવાનુ છે તે એટલું જ કે બચ્છાવત વંશે જૈનધર્મનુ પાલન કરવા છતા સમય આવ્યે ન તો શૂરાતન દાખવવામા પાછી પાની કરી છે કે ન તો કદી કાયરતાને નજદીક આવવા દીધી છે તેઓએ તો વીરોને છાજે તેવી રીતે મૃત્યુને ભેટ કરી પોતાના જીવતરને ધન્ય કર્યું છે.

( ચાલુ )

# તક્ષશિલાની શિક્ષણ-પ્રણાલી

સં.-સ્વ. શ્રીયુત નાથાલાલ છગનલાલ શાહ.

---

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના દીપોત્સવી અંકમાં શ્રી. નાથાલાલ છ. શાહનો 'તક્ષશિલા-તેનું પ્રસિદ્ધ વિશ્વ વિદ્યાલય' શીર્ષક લેખ પ્રગટ થયા પછી, ગત મહા સુદિ ૧૮ના રોજ પાલનપુરમાં તેમનું અવસાન થયું. તેમના અવસાન પહેલાં તેમના પોતાના તરફથી અને તેમના અવસાન પછી તેમણે કરેલ સૂચના મુજબ તેમના પુત્ર શ્રી. અમૃતલાલભાઈ તરફથી તક્ષશિલા વિષયક લખાણ અમને માસિકમાં પ્રગટ કરવા માટે મળ્યું હતું.

જૈન ઈતિહાસમાં તક્ષશિલાનું વિશિષ્ટ સ્થાન હોવા છતાં તેનો સળંગ ઇતિહાસ હજુ લખાયો નથી. આ સ્થિતિમાં તક્ષશિલા સંબંધી જે કંઈ જાણવા યોગ્ય વસ્તુ મળે તે પ્રગટ કરવામાં આવે તો ભવિષ્યકાળમાં તે જરૂર ઉપયોગી થઈ પડે-એમ સમજી શ્રી નાથાલાલભાઈ તરફથી જે સામગ્રી અમને મળી છે તે પ્રગટ કરવાનો અમે નિર્ણય કર્યો છે.

તક્ષશિલાની સર્વોચ્ચ ખ્યાતિ વિદ્યાના કેન્દ્ર તરીકેની છે ત્યાં કઈ પદ્ધતિથી શિક્ષણ આપવામાં આવતું હતું તેનો કંઈક ખ્યાલ આ લેખમાં આપવામાં આવ્યો છે. જો કે આ લેખ મુખ્યતયા બૌદ્ધ જાતક ગ્રંથોના આધારે તૈયાર થયેલો છે છતાં તેમાંની હકીકતો તક્ષશિલાની શિક્ષણ-પ્રણાલી જાણવામાં સૌ કોઈને ઉપયોગી થઈ પડે એવી હોવાથી એ અહીં પ્રગટ કરીએ છીએ. **તંત્રી**

---

પુરાતન બૌદ્ધ જાતક કથાઓમાં તક્ષશિલાના વિદ્યાપીઠ માટે, એ યુગના અભ્યાસક્રમ માટે અને તે કાળની શિક્ષણ-પદ્ધતિ માટે ઉપયોગી ઉલ્લેખો કરવામાં આવેલ છે. તે ઉલ્લેખોમાં મળી આવતી ઘટનાઓમાંથી અમુક અમુક ભાગ તારવી તે સમયના વિદ્યાપીઠોમાં કેવી રીતે શિક્ષણ અપાતું તેનું ઐતિહાસિક વિવરણ નીચે આપવામાં આવે છે.

## શિક્ષણ-પદ્ધતિની મુખ્ય રૂપરેખા

જાતક નં. ૨૫૨માં આ પ્રમાણે વાત છે— કાશીમાં બ્રહ્મદત્ત નામનો એક રાજા હતો અને એને બ્રહ્મદત્ત નામનો એક કુંવર હતો. પહેલાંના વખતના રાજાઓ પોતાના શહેરમાં કોઈ સુવિખ્યાત ગુરુ હોય તો પણ, શિક્ષણની સમાપ્તિ માટે ઘણીવાર પોતાના કુંવરોને દૂર પરદેશોમાં મોકલતા, એવા હેતુથી કે પરદેશમાં ફરવાથી કુંવરોનો ગર્વ ગળી જાય અને ટાઢ તડકો વેઠતાં શીખે તથા દુનિયાદારીથી વાકેફ થાય. આ રાજાએ પણ એમ જ કર્યું. પોતાનો કુંવર સોળ વરસનો થયો ત્યારે એણે એને પોતાની પાસે બોલાવ્યો અને એક જોડ એકવડા તળીઆની, એક પાનડાની છત્રી અને ૧૦૦૦ સિક્કા આપી કહ્યું— "કુંવર, પુત્ર, તું તક્ષશિલા જા અને ત્યાં રહી વિદ્યાભ્યાસ કર."

પુત્રે પિતાની આજ્ઞા માથે ચઢાવી, માબાપને નમસ્કાર કર્યા અને ચાલી નીકળ્યો. યોગ્ય સમય જતાં એ તક્ષશિલા પહોંચ્યો. ત્યાં એણે ગુરુ ક્યાં રહે છે, એ તપાસ કરી. એ ત્યાં પહોંચ્યો ત્યારે ગુરુ વ્યાખ્યાન પૂરું કરી ઘરના બારણા આગળ આમતેમ આંટા મારતા હતા. ગુરુને જોતાંજ કુંવરે પોતાની પાવડીઓ છોડી નાખી છત્રી બંધ કરી દીધી, અને સવિનય નમસ્કાર કરીને જ્યાંનો ત્યાં ઊભો રહ્યો. ગુરુએ જોયું કે એ થાકી ગયો હતો. ગુરુએ આ નવા અભ્યાગતને આવકાર આપ્યો. કુંવરે ખાઈ પીને થોડો વિશ્રામ લીધો પછી એ પાછો ગુરુ પાસે ગયો અને અદબવાળી એમની પાસે ઊભો રહ્યો.

'ક્યાંથી આવો છો?' ગુરુએ પૂછ્યું.

'કાશીથી.'

'તમે કોના દીકરા થાઓ?'

'હું કાશીના રાજાનો દીકરો છું.'

'અહીં કેમ આવવું થયું?'

'વિદ્યાભ્યાસ માટે' યુવાને જવાબ આપ્યો.

'ઠીક, ગુરુદક્ષિણા લાવ્યા છો કે ગુરુસેવા કરી વિદ્યાધ્યયન કરવા ઇચ્છો છો?'

'હું દક્ષિણા લેતો આવ્યો છું,' એમ કહીને એણે ગુરુનાં ચરણો સમીપ પોતાની ૧૦૦૦ સિક્કાની કોથળી રજુ કરી દીધી.

સ્થાનિક વિદ્યાર્થીઓ દિવસે ગુરુસેવા કરતા અને રાત્રે ગુરુ પાસે અભ્યાસ કરતા, પરંતુ જે વિદ્યાર્થીઓ દક્ષિણા લાવતા એ ગુરુના ઘરમા એમના જ્યેષ્ટ પુત્રો તરીકે રહી અધ્યયન કરતા. આ ગુરુ પણ બીજાઓની પેઠે શુભ દિવસે શુભ મુહૂર્તમા આ કુંવરને ભણાવતા. આમ આ ણા કુંવરનું ભણતર શરૂ થયુ

આ વાત પરથી એ કાળની શિક્ષણપદ્ધતિની સર્વ મુખ્ય રૂપરેખાઓ આપણને વહેવાર પૂરતી જણાઇ જાય છે હવે અમે એની સમજ પાડીશુ અને બીજા જાતકોમાંથી જે વિશેષ માહિતી મળે એ ટાંકીશુ.

## વિદ્યાલયો

તક્ષશિલા વિદ્યાનુ સૌથી વધારે સુપ્રસિદ્ધ મથક હતુ. ભારતના જુદા જુદા અને દૂર દૂરના ભાગના વિદ્યાર્થીઓ ત્યા ભણવા આવતા. દૂર આવેલા કાશી[૧]થી, રાજગૃહ[૨]થી, મિથિલા[૩]થી, ઉજ્જેન[૪]થી, મધ્યપ્રાંતમા આવેલા કોસલ[૫]થી, અને ઉત્તર પ્રદેશમા આવેલા શિવિ અને કુરુરાજ્યો[૬]માંથી વિદ્યાર્થીઓના ટોળેટોળા ત્યા કેવી રીતે આવતા એ વિષેના જાતકોમા સખ્યાબધ ઉલ્લેખો છે

તક્ષશિલાની, વિદ્યાના મથક તરીકેની ખ્યાતિ, અલબત, ત્યાંના અધ્યાપકોની ખ્યાતિને લીધે હતી તેઓ પોતપોતાના વિષયમા આધારરૂપ સમર્થ વિદ્વાનો હોવાથી હંમેશા એમને "જગવિખ્યાત" કહેવામાં આવે છે[૭] ભારતવર્ષના ભિન્ન ભિન્ન દૂર દૂરના ભાગોમાથી સારા સારા વિદ્યાર્થીઓ અધ્યયન માટે તક્ષશિલા જતા અને તક્ષશિલા એ જમાનામા

૧ [૧* ૨૭૨, ૨૮૫, ૪૦૯; ૨. ૮૫, ૮૭, ૪. ૫૦, ૨૨૪, ૫ ૨૬૩, ૧૯૬]

૨ [૩. ૨૩૮, ૫ ૧૬૭, ૨૪૭.]

૩ [૪. ૩૧૬ ૬ ૩૪૭]

૪ [૪ ૩૯૨.]

૫ [૩ ૧૧૫.]

૬ [૬. ૨૧૦. ૬. ૪૫૭, ૩. ૩૯૯, ૧. ૩૫૬.]

૭. આવા એક ગુરુ વિષે આપણે એમ વાચીએ છીએ કે "બ્રાહ્મણ અને ક્ષત્રીય વર્ણના યુવાનો સમસ્ત ભારતમાથી એની પાસે વિદ્યા લેવા આવતા [૩. ૧૫૮]'

* અહીં તેમજ આગળ જ્યા જ્યા પાદનોંધોમાં આવા આંકડા આપ્યા છે તે, તે તે નબરના જાતકના તે તે હકીકતનો ઉલ્લેખ હોવાનુ સૂચવે છે.

હિંદુસ્તાનનું બૌદ્ધિક (બુદ્ધિ વિષયક) પાટનગર બનેલું તે નિશ્ચ્ક વિદ્વત્તા અને ખોહાળી ખ્યાતિ પામેલા આવા વિદ્વાનોને લીધે જ. આમ દેશના ભિન્ન ભિન્ન ભાગો તક્ષશિલાના આ કેળવણીના કેન્દ્રસ્થાનની મુખ્ય વિદ્યાપીઠ માન્ય કરેલાં મંદિરો હોઇ, તક્ષશિલા હિંદુસ્તાનના વિસ્તૃત સાક્ષર સમાજ પર એક પ્રકારે સામ્રાજ્ય ચલાવતુ.

વિદ્યાર્થીઓ હમેશા પોતાની કેળવણીની પૂર્ણાહુતિ માટે જ તક્ષશિલા જતા વર્ણવાય છે. શરૂ કરવા માટે નહી. સોળ વર્ષની ઉમરે વા 'વયમા આવતાં'[૮] એમને ત્યા મોકલાવાના,[૯] એ બતાવે છે કે તક્ષશિલા પ્રાથમિક નહિ પણ ઉંચી કેળવણીનું મથક હતુ ત્યા મહા-વિદ્યાલયો હતા વા વિદ્યાપીઠો હતી. જાણવા જેવું છે કે ઉમ્મરની આ હદ આધુનિક કાળની વિદ્યાપીઠોએ નક્કી કરેલી છે એટલીજ છે. અને એ પણ ખરું કે પાકી વયના વિદ્યાર્થીઓને જ વિદ્યાભ્યાસ માટે ઘરથી આટલે દૂર મોકલી શકાય.

સામાન્ય રીતે વિદ્યાર્થીઓને, દાખલ થતી વખતે, અધ્યાપકને પૂરેપૂરી દક્ષિણા કિંવા ફી આગળથી જ આપવી પડતી એમ જણાય છે કે અધ્યાપનની ફી તક્ષશિલામાં ૧૦૦૦ સિક્કાની નક્કી થયેલી હતી[૯] કોઈ રોકડી ફી ન ભરી દેવાની સ્થિતિમા હોય તો ફીને બદલે એ અધ્યાપકની સેવા કરે તો ચાલતું.[૧૦] વિદ્યાર્થીઓનો મોટો ભાગ દહાડે ગુરુ સેવા કરીને જ રાતે વિદ્યા મેળવતા. એક ૫૦૦ બ્રાહ્મણ વિદ્યાર્થીની નિશાળ સંબંધી એવું વાચવામાં આવે છે કે ત્યાં વિદ્યાર્થીઓને ગુરુ માટે ઇંધન ભેગા કરી લાવવાની સેવા ઉઠાવવાની હતી.[૧૧] કેટલીક વાર કોઇ વિદ્યાર્થી આવી સેવાઓમા વા મજુરીઆ કામમાં જરા પણ વખત ન કાઢતાં પોતાનો બધો સમય અધ્યયન પાછળ ગાળવાનુ ઇચ્છે અને સાથે સાથે આગળથી ફી રોકડી ન આપી શકે એટલો ગરીબ હોય એવું પણ બનતુ. આવા વખતે એ વીદ્યાર્થી પાછળથી ફી ભરી દેશે એવો એના પર વિશ્વાસ રખાતો. આવા એક કાશીના બ્રાહ્મણ વિદ્યાર્થી વિષે એવો ઉલ્લેખ છે કે તક્ષશિલામાં પોતાનું ભણતર પૂરુ કર્યા પછી ગંગા પારના દૂર દૂરના પ્રદેશોમા ભિક્ષાપર્યટન કરીને એણે એના ગુરુની દક્ષિણા પૂરી કરી.

દક્ષિણા 'સાત નીક્ક' વા સોનાના થોડાક ઔંસની વર્ણવાય છે આ ઉપરથી એમ જણાય છે કે એ કાળમાં ગુરુદક્ષિણા સોના નાણામાં અપાતી.[૧૨] આ સંબધમા એક બીજી વાત યાદ આવે છે. બ્રાહ્મણ શિક્ષણ-પ્રણાલિકા પ્રમાણે બ્રહ્મચારી બહુધા સ્નાતક થયા પછી કિંવા અભ્યાસ પૂરો કરી રહ્યા પછી ગુરુદક્ષિણા આપતો.

વિદ્યાર્થી ઘણો ગરીબ હોય અને ઉપર્યુક્ત કોઇપણ રીતે એ દક્ષિણા ન ભરી શકે ત્યારે ઘણીવાર કેટલાક ઉદાર માણસો એને ધર્માદા કેળવણી આપવાનો પ્રબધ કરી આપવા નીકળતા કાશીના એક 'જગ વિખ્યાત' ગુરુ વિષે આપણે એવુ વાંચીએ છીએ કે એના-હાથ તળે ૫૦૦ બ્રાહ્મણ (કિંવા ગરીબ) વિદ્યાર્થીઓ અધ્યયન કરતા આવી નિશાળ ચલાવવાની મુશ્કેલી કાશીના લોકોએ આ વિદ્યાર્થીઓને નિત્ય સહિયારા ખર્ચમાંથી જમણ

૮ [ ઉદ્દા. ૫-૧૬૨, ૨૧૦ ]
૯ [ ૧. ૨૭૨, ૨૯૫, ૪. ૫૦, ૨૨૪. ]
૧૦ [ મીલ પન્હ ૯ ૧૧ ]
૧૧ [ ૧. ૩૧૭-૧૮ ]
૧૨ [ ૨. ૨૮૪ ]

આપીને ટાળી, અને વિદ્યાર્થીઓને મફત કેળવણી અપાવી. ઉદાર ગૃહસ્થો ગુરુશિષ્યોને પ્રસંગોપાત જમવાનું આમંત્રણ આપતા. તેથી પણ એમનું ભણતરનું ખર્ચ કેટલેક દરજ્જે કમી થતું. એક ઠેકાણે એવું વાચવાના આવે છે કે એક ગામડાના કુટુંબે તક્ષશિલામાં ૫૦૦ વિદ્યાર્થીઓની એક આખી નિશાળને જમણ આપ્યું હતું એક બીજા ગામડાએ પણ એવું જમણ આપ્યું હતું.[૧૩] ઘણી વખત આ નોતરાનો ક્રમ એવી રીતે ગોઠવાતો કે આખી નિશાળને રોજ કંઈક ને કંઈક જમણ હોય જ વિદ્યાર્થીઓનો એક બીજો પ્રકાર એવો હતો કે જેમને પોતાના રાજ્ય તરફથી વિદ્યાવૃત્તિ (સ્કૉલરશિપ) મળતી હતી સામાન્ય રીતે આવા વિદ્યાર્થીઓ પોતાના દેશના રાજકુંવરોના સોબતી તરીકે ત્યાં અધ્યયન માટે આવતા. કાશીના અને રાજગૃહના દરબારના પુરોહિતોના દીકરાઓ પોતપોતાના રાજકુંવરો સાથે વિદ્યા માટે તક્ષશિલા આવેલા એવું આપણા વાચવામાં આવે છે છતાં કેટલાક વિદ્યાર્થીઓને ઊંચી કેળવણી મેળવવા માટે રાજ્ય પોતના ખર્ચે મોકલતું એવા દાખલાની કાંઈ ખોટ નથી કાશીના એક બ્રાહ્મણ વિદ્યાર્થીને ત્યાંના રાજાએ રાજ્યને ખર્ચે ધનુર્વિદ્યાનો ખાસ અભ્યાસ કરવા માટે તક્ષશિલા મોકલ્યો હતો એમ આપણે વાચીએ છીએ.[૧૪]

ભણતરનું ખર્ચ અહીં નિયત કરેલી ગુરુદક્ષિણામાંથી ભાગ્યેજ નીકળી શકે એમ હતું એ નોંધવાનું છે એ સમયમાં શાળા નામની એક વેપારી સંસ્થાનો માલિક ન હોવાથી ઘણું કરીને ૧૦૦૦ સિક્કાઓમાંથી કશા પર એનો પોતાના મહેનતાણા તરીકે લાગો ન હોતો જે વિદ્યાર્થી ફી ભરતા અને ગુરુ સાથે એકજ આશ્રમમાં નિવાસ કરતા તેમના ખાવાપીવાનું અને રહેવા કરવા ઇત્યાદિનું ખર્ચ કાઢવા માટે ફી જરૂરી હતી

પરંતુ ગુરુની સાથેજ રહેવાનું ફરજિયાત ન હતું, દિવસે ભણતા વિદ્યાર્થીઓને પણ શિક્ષણ અપાતું. કાશીના રાજકુમાર જુન્હ વિષે આપણે એમ વાચીએ છીએ કે એ સ્વતંત્ર ઘર રાખીને રહેતો અને ત્યાંથી તક્ષશિલાની પાઠશાળામાં ભણવા જતો.[૧૫]

દિવસે ભણનાર વિદ્યાર્થીઓને પાઠશાળામાં દાખલ કરવામાં આવતા એ પરથી સૂચિત થાય છે કે ગૃહસ્થી જીવન ગાળનારા વિદ્યાર્થીઓ પણ ત્યાં આવતા એક 'ગામડાના બ્રાહ્મણ' વિષે આપણે એમ વાચીએ છીએ કે એ કાશીના કોઈ પંડિતના હાથ તળે ત્રણે વેદો અને અઢારે શસ્ત્રોનો અભ્યાસ કરી રહ્યા પછી તે પોતાની જમીન જાગીર સંભાળવા માટે ત્યાં રહ્યો, એ પરણ્યો અને ઘરમાંડીને રહ્યો અને છતાં, એને બહારથી ભણતા વિદ્યાર્થી તરીકે અભ્યાસ ચાલુ રાખવા દેવામાં આવ્યો એ માત્ર બે ત્રણ વખત આવી શક્યો કારણ એની ખંધી વહુ રોજ જ્યારે એ પાઠશાળામાં જવાનો વિચાર કરતો ત્યારે માંદગીનો ઢોંગ કરતી એક પરદેશી જુવાન બ્રાહ્મણની પણ એવી જ વાત છે એ એક સુવિખ્યાત ગુરુના ૫૦૦ વિદ્યાર્થીઓમાંનો એક હતો "એ એક સ્ત્રી સાથે પ્રેમમાં પડ્યો અને તેની સાથે પરણ્યો. ત્યારપછી એણે કાશીમાં રહેવાનું કાયમ રાખ્યું છતાં એ ત્રણ વારથી વધુ વખત એ ગુરૂ પાસે જઈ શક્યો નહિ" એની વ્હેકી ગએલી સ્ત્રી એને કેટલીકવાર એટલો પજવતી કે એણે ગુરુ પાસે જવાનું તદ્દન માંડી વાળ્યું'

૧૩. [૧ ૨૩૯, ૧. ૩૧૭, ૩. ૧૭૧,]
૧૪. [૫, ૨૬૩, ૩. ૨૩૮ અને ૫. ૨૪૭, ૫ ૧૨૭.]
૧૫ એક રાત્રે પાઠ પૂરો કરી ગુરુજીના ઘરમાંથી નીકળી અંધારામાં પોતાના ઘર ભણી પ્રયાણ કર્યું [૪, ૯૬,]

સાત આઠ દહાડા પછી એ પાછો ગુરુ પાસે જવા લાગ્યો પછી ગુરુએ એને જરૂરી શિખામણ આપી, અને ત્યારપછીથી "એ એની વહુના તરંગો પર ધ્યાન આપતો નહિ" અને ત્યારથી એ સ્ત્રી પણ તોફાન કરતી બંધ પડી. સ્ત્રીની અડફેટીથી એક બીજા વિદ્યાર્થીના અભ્યાસમા પણ આમ વિક્ષેપ પડ્યો હતો એવી વાત છે.[16] અંતમા એમ કાશીના એક ૫૦૦ વિદ્યાર્થીઓના ગુરુનો દાખલો પણ આપીશું. ગુરુએ અમુક પ્રકારની ખાસ પરીક્ષા કરીને પોતાના એક વિદ્યાર્થીને પોતાની વયમા આવેલી દીકરી માટે પસંદ કર્યો કેટલાક ગુરુઓએ તો એવો ચાલ પાડયો હતો કે જો પોતાને પરણાવવા લાયક દીકરી હોય તો તે પોતાના મોટામા મોટી ઉમરના શિષ્યને આપવી.[17]

એક ગુરુ માટે વિદ્યાર્થીઓની મોટામાં મોટી સંખ્યાનુ ધોરણ ૫૦૦નુ હતું.[18] આટલી સંખ્યાથી શાળામા ઘણી મોટી વિવિધતા-આવી એક વિદ્યાર્થીઓ પણ જુદા જુદા પ્રકારના હતા, કોઈ આ ન્યાતનો તો કોઇ વળી બીજીનો, કોઇ ફલાણા દરજ્જાનો તો કોઇ ફલાણાનો અલબત્ત, બ્રાહ્મણ અને ક્ષત્રિય વર્ગના જુવાનીઆઓની એમા મોટી સંખ્યા હતી (૩ ૪૧૮) દૂર દૂરના રાજ્યના રાજકુમારો[19] તથા અમીર ઉમરાવોના કુંવરો[20] પણ ત્યાં હતા વળી વેપારીના, દરજીના, માછીના દીકરાઓ પણ ત્યા હતા. કારણ, એક ગુરુ વિષે આપણે એવુ વાચીએ છીએ કે એનો સિદ્ધાંત એવો હતો કે વિદ્યાર્થીને દાખલ કરવામાં કોઈ પણ પ્રકારનુ ન્યાત જાતનુ કે ઉચ્ચ નીચનું બંધન ન જોઈએ. "એ જે મળે તેને, માછીને ને શુદ્રોને પણ નીતિ નિયમનો બોધ કરતો, પછી સાંભળનારની ઇચ્છા હોય કે નહોય[21] પરતુ ચાડાલોને વિદ્યાર્થી તરીકે દાખલ કરવામા આવતા નહિ.

ઉજ્જૈનના બે ચાંડાલ છોકરાઓ વિષે આપણે એવુ વાચીએ છીએ કે એમણે પોતાના જન્મની કમનસીબી જોઇને વિચાર કર્યો કે "આપણે ચાડાલના કર્મો કદી કરી શકવાનાં નથી ચાલો આપણે આપણો જન્મ છુપાવીએ અને યુવાન બ્રાહ્મણોનો વેશ લઈ ત્યાં અધ્યયન કરીએ!" આ વેશે દાખલ થઇ એ છોકરાઓએ એક દૂર દૂર સુધી ખ્યાતિ પામેલા ગુરુના હાથ નીચે રહી સ્મૃતિનો અભ્યાસ કર્યો એમાંના એક વિદ્યાર્થીએ તો અભ્યાસમા સફળતા પણ મેળવી પરંતુ એક ગામડીઆએ એક વખત પાઠશાળાને જમવા તેડી હતી, ત્યારે કોઇ અસાવધાનીની પળમા એમણે ચાડાલની બોલીનો પ્રયોગ કરી દીધો, એ પરથી એમનો વેશ પકડાઇ ગયો અને એમને એકદમ કાઢી મુકવામા આવ્યા (૪ ૩૯૮).

ચાડાલ સિવાયની દરેક ન્યાતના વિદ્યાર્થીઓને પાઠશળામા પ્રવેશ કરવા દેવામા આવતો. પરતુ આ વિદ્યાર્થીઓ બધા હમેશા પોતાના બાપદાદાના વારાના વિષયોનો જ

૧૬ [ ૧ ૪૬૩, ૧. ૩૦૦, ૩૦૧. ૩૦૨ ]

૧૭ [ ૩. ૧૮, ૬. ૩૪૭ ]

૧૮ [ ૧ ૨૩૯, ૩૧૭, ૪૦૨ ૩, ૧૮, ૨૩૫, ૧૪૩, ૧૭૧ ]

૧૯ [ ૧ ૨૭૨, ૨ ૮૭ ૩. ૨૩૮; ૫, ૧૬૨, ૫, ૧૭૭. ૨૧૦. ૨૪૭ ૨૬૨ ૪૨૬ ૪૫૬, ૪. ૯૬, ૩૧૬, ૩ ૧૧૫, ૪૧૫ ]

૨૦ [ ૨. ૯૯, ૫. ૨૨૭, ૪. ૨૩૭ ]

૨૧ [ ૪. ૩૮, ૩. ૧૭૧, ]

અભ્યાસ કરતાં એવુ નહોતુ. એક તક્ષશિલાના બ્રાહ્મણ વિદ્યાર્થી વિષે આપણા વાચવામા આવે છે કે તે પોતાના ગુરુ પાસેથી જ્યોતિષનો અભ્યાસ કરીને પાછળથી કાશીની આસપાસના જંગલોમા પારધી તરીકે જીવન ગાળવા લાગ્યો. બીજો એક બ્રાહ્મણ વિદ્યાર્થી જેનો બાપ મોટો હોદ્દેદાર હતો તે બીજા બધા વિષયો છોડીને જાદુવિદ્યા શીખ્યો. બીજા એક વિષે એવું કહેવાય છે કે એણે ઉદાર વિદ્યાઓ (Liberal arts)નો અભ્યાસ કર્યો હતો અને ધનુર્વિદ્યામા પારંગત થયો હતો. વળી 'ઇન્દ્રિય ગમ્ય' સર્વ વસ્તુઓ પર જે જાદુથી અધિકાર સ્થપાય એ જાદુનુ અધ્યયન કરનાર એક બ્રાહ્મણના છોકરાએ વિજ્ઞાનનો (Science) અભ્યાસ પસંદ કર્યો હતો. અને એક બીજો ત્રણ વેદ અને અઢાર વિદ્યાઓને પોતાની કરવાનો અભ્યાસ કરતો હતો એવો ઉલ્લેખ છે.

આમ આપણે જોઈએ છીએ કે દરેક પ્રકારના અને દરેક સ્થિતિના જુવાનો અહીં ભણતરના પ્રજાસત્તાક રાજ્યની છાયામા પોતાની ન્યાતજાતનો અને ઊંચ નીચના ભેદ ભૂલી જતા. રાજકુમારો, ઉમરાવો, વેપારીઓ, દરજીઓ, તેમ જ ધર્માદાથી જેમનો નિભાવ થતો કિંવા જે ફી સરખી આપી શકે નહિ તે બધાય અહી એક જ શાળાના અને એક જ ગુરુના વિદ્યાર્થી બની એક બીજા સાથે ભળી જતા. ગરીબ વિદ્યાર્થીઓને શાળા માટે હલકા પ્રકારની મજુરી અને સતત મહેનત કરવી પડતી, પરતુ, કોઈપણ પ્રામાણિક મહેનતમા નાનપ નથી એ ધોરણ અહીં સ્વીકારાયેલુ હોવાથી તેઓ ત્યાના ઉમરાવ વર્ગના વિદ્યાર્થીઓ સાથે સમાનતા ભોગવતા. પાઠશાળામા સર્વ ભેદભાવ ભુલાવનાર એક વિશેષ વસ્તુ હતી–ત્યા રહેતા બધાને સાદાઇ અને નિયમ પાલનના અમુક ધોરણને સરખી રીતે અનુસરવુ પડતુ

( ચાલુ )

# 'जैन तत्त्वसार' का रचनास्थल अमरसर कहां है?

## (एक विचारणा)

लेखक—श्रीयुत अगरचन्दजी भंवरलालजी नाहटा.

श्री जैन आत्मानन्द सभा भावनगर द्वारा 'जैन तत्त्वसार' नामक ग्रंथ गुजराती भाषान्तर सहित प्रकाशित हुआ है, उसके उपोद्घात में प्रवर्त्तक मुनिराज श्री कान्तिविजयजी महाराज ने उक्त ग्रंथ के रचनास्थान की टिप्पणी में लिखा है कि–'अमरसर, ए पंजाब मां सिक्ख धर्मानुयायिओनुं पवित्र स्थान छे'। जबसे यह उल्लेख हमारे अवलोकन में आया तभीसे हमें यह टिप्पन संदेहास्पद प्रतीत हुआ। क्योंकि पंजाब वाला अमरसर न होकर अमृतसर सुप्रसिद्ध है।

इसके बाद उपाध्याय समयसुन्दरजी रचित 'चार प्रत्येक बुद्ध चौपाई' एवं 'चातुर्मासिक व्याख्यान' की प्रशस्ति पर विचार करने पर हमारा यह संदेह और भी दृढ हो गया। क्योंकि 'चार प्रत्येक बुद्ध चौपाई' का दूसरा खंड सं. १६६४ चैत्र वदि १३ आगरे में विरचित है। उन्होंने सं. १६६५ चैत्र सुदि १० को अमरसर में 'चातुर्मासिक व्याख्यान पद्धति' की रचना करके स. १६६५ ज्येष्ठ शुक्ला १५ को 'चार प्रत्येक बुद्ध चौपाई' के चौथे खण्ड को आगरे में ही पूर्ण किया है। इससे स्पष्ट है कि चैत्र वदि १३ तक कविवर आगरे में ही थे और चैत्र शुक्ल १० के पहिले अमरसर पहुंच चुके थे। इसके बीचके दिनों का अन्तर केवल १२–१३ दिनों का है, इतने थोड़े समय में आगरे से पंजाब के अमृतसर पहुंचना संभव नहीं है और न इतनी दूर जाने पर ज्येष्ठ महीने में पुन. आगरे लौट आना ही संभव है। अतः प्रस्तुत अमरसर और ही कोई स्थान होना चाहिए। इसके बाद हमारा ध्यान जैसलमेर के अमरसागर[1] की ओर गया पर वह भी सुदूर देश में और पीछे का बसा हुआ होने के कारण समस्या को हल करने में समर्थ न हो सका। और कई वर्षों से यह गुत्थी ज्यों की त्यों उलझी पड़ी रही। अभी कुछ मास पूर्व 'चाँद' का सन १९३५ सितम्बर का अंक हमारी नजरों में आया। उसमें प्रकाशित 'शेखावत राजपूत वंश की जन्मभूमि अमरसर' को पढने पर हमें यह निश्चय हो गया कि 'जैन तत्त्वसार' एवं 'चतुर्मासिक व्याख्यान' आदि का रचनास्थल प्रस्तुत अमरसर यही है जो कि जयपुर से उत्तर की ओर ३४ मील और जयपुर रेलवे के गोविन्दगढ नामक स्टेशन से १५ मील पर अवस्थित है। इसका एक कारण यह भी है कि अमरसर के श्री जिनकुशलसूरिजी के गुणगर्भित स्तवन उपलब्ध हैं और प्रस्तुत अमरसर में स्थित श्री जिनकुशल-

---

१ फार्वस गुजराती सभा, बम्बइ के मुखपत्र 'त्रैमासिक' में प्रकाशित मुनि श्री कांतिसागरजी के 'मुगलकालमा लखायेल जैन साहित्य' लेखमें भी अमृतसर एव अमरसागर की अमरसर होनेकी सभावना की गई है, पर वह ठीक नही है।

બ્રાહ્મણનો દિકરો કાશીમા ભણતો હતો. કેટલાક વિષયોમાં કાશીએ વિશિષ્ટ પદ પ્રાપ્ત કર્યું હતું એમ પણ જણાય છે. દાખલા તરીકે, ત્યાં સમસ્ત ભારતવર્ષમાં જેનો જોટો નહોતો એવા એક સમર્થ સંગીતાચાર્યના હાથ નીચે એક સંગીત પાઠશાળા ચાલતી હતી.[૨૯] આ બધુ છતા તક્ષશિલા કરતા તો કાશી ઉતરતુ જ હતુ એમ જણાય છે; કારણ, જાતકોમાં મુકાબલે એના ઘણા ઓછા ઉલ્લેખો મળે છે

હવે ત્યાં કેવા વિદ્યાર્થીઓ પાકતા એ જોઇએ. એ કાળની શિક્ષણ-પ્રણાલિકા, સત્યની શોધમા સંસારથી વિરક્ત થઇ જનારા, તેમ જ વહેવારકુશળ સંસારી, બન્ને પ્રકારના પુરુષો તૈયાર કરતી. અલબત્ત તક્ષશિલાના તથા કાશીના, બન્ને સ્થળના વિદ્યાર્થીઓમાથી ઘણા વિદ્યાર્થીઓ સન્યાસ પસદ કરતા. સસારથી અગમ્ય એવા જગલના એકાંત સ્થળોમાના આશ્રમો ઉચ્ચતર તત્ત્વવિચાર અને આધ્યાત્મિક કેળવણીની પાઠશાળાઓની ગરજ સારતા. આ ખાસ પાઠશાળાઓના ઉલ્લેખોમા પણ તપસ્વીની-પ્રભાવશાળી વ્યક્તિની આજુબાજુ ધોરણ મુજબ પાચસે પાંચસે તપસ્વીઓનાં ઝુડ એકઠા થએલા જણાય છે. (૧ ૧૪૧ વગેરે). આ કરતા મોટાં કદની પાઠશાળાઓ વિષે પણ ઉલ્લેખો મળે છે. આવી એક પાઠશાળામા તો એટલી ભીડ થઈ હતી કે ગુરુને પોતાના સાત વડા વિદ્યાર્થીઓના નેતૃત્વ તળે બીજા સાત આશ્રમો સ્થપાવવા પડયા હતા, અને છતાય મુખ્ય આશ્રમ પહેલા પેઠે જ આધ્યાત્મિક જીવનના અભિલાષીઓથી ઉભરાતો ચાલુ રહ્યો.

આ આશ્રમો ઘણું ખરુ હિમાલયમા બાધવામાં આવતા, પરતુ કેટલીવાર, તપસ્વીઓના જથ્થાઓ વસ્તીના કેન્દ્રસ્થાનોની નજીક પણ આશ્રમ બાધતા, કારણ ત્યા ચેલાઓની ભરતી કરવાની અનુકુળતા વિશેષ હતી. મૂળ કાશીની એક ૫૦૦ વિદ્યાર્થીઓની પાઠશાળાનો એક સેતકેતુ નામનો વિદ્યાર્થી વિદ્યાઓની પરિસમાપ્તિ માટે તક્ષશિલા જઇ આવી દેશાટન માટે નીકળી પડયો હતો. રસ્તામા એક ગામમા એને એક ૫૦૦ તપસ્વીઓનો જથ્થો સામો મળ્યો. એ જથ્થાએ એને વિધિપૂર્વક ચેલો મુડયો અને પોતાની તમામ વિદ્યાઓ, શાસ્ત્રો અને ક્રિયાઓ શીખવાડી [૩૦].

---

૨૯ [ ૧. ૨૩૭, ૩ ૧૮ અને ૨૩૩, ૪ ૨૩૭ ન. ૨૪૩ ]
૩૦ [ ૧.૪૦૬, ૪૩૧, ૩.૧૪૩; ૪.૭૪; ૩.૧૧૫, ૪.૧૯૩, ૩.૨૩૫ ]

# જૈનધર્મી વીરોનાં પરાક્રમ

લેખક—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

( ગતાંકથી ચાલુ )

## મહાન વસ્તુપાલ

માળવા–મેવાડના ઇતિહાસમા જેમ જૈનધર્મી વીરોની પરાક્રમગાથા નોંધાયેલી છે તેમ ગૂજરાતના ઇતિહાસમા પણ છે. લેખમાળાનો પ્રારભ પરમઆર્હત ભૂપાળ કુમારપાળથી કરાયેલ છે અને એ વિભૂતિએ ગુજરાતની ભૂમિને ગૌરાન્વિત કરેલી છે એ વાત અભ્યાસ કરતા નાના બાળકથી પણ અજાણી નથી. એ તો જૈનધર્મી રાજાની વાત કહેવાય એટલે ઘડીભર એને બાજુયે રાખી ગુજરાતનો ઇતિહાસ અવલોકીશુ તો સહજ જણાશે કે અણહિલપુર પાટણમા જ્યારથી ગાદીની સ્થાપના કરવામા આવી ત્યારથી મત્રીપદે જૈનધર્મી વણિકો વશ ઉતાર ચાલ્યા આવ્યા છે. ચાપો મત્રી એના મૂળ પુરુષ તરીકે છે. વનરાજના વિજયમા તેમજ જીતેલ પ્રદેશની વ્યવસ્થામા મત્રીશ્વર ચાપના શૌર્ય અને બુદ્ધિમત્તાના દર્શન થાય છે. વણિક વશોદ્ભવ ચાપ એ આમ તો ઘીનો વેપારી હતો, પણ સાથો સાથ બાણ ફેંકવાની કળામાં પૂરો નિષ્ણાત હતો. પોતાની સામે કેવળ ત્રણ વ્યક્તિ નિહાળી વધારાના બાણ એણે ફેંકી દીધા અને હાથમા ત્રણ બાણ જ રાખ્યા, એ ઘટના એના ધનુષ્યવિદ્યા પરના કાબૂને સૂચવે છે, એટલુ જ નહી પણ એ કળાની અમોઘતા પણ દર્શાવે છે; સ્વ-બળ પર સપૂર્ણ મુસ્તાક રહેવાની દૃઢ ઇચ્છાના એમા દર્શના થાય છે. ટૂકમા કહેવાનું એટલુ જ કે વ્યવસાયે વણિક અને દયા ધર્મનો હિમાયતી હોવા છતા એ શૂરાતનથી ભરેલો હતો. એક તરફ વનરાજનો વશ ગાદી પર આવતો ગયો અને બીજી તરફ મત્રી ચાપનો વશ મત્રીપદ સભાળતો રહ્યો. આવનાર મહાશયોએ રાજ્યનો વહીવટ પણ સાચવ્યો અને જરૂર પડે હાથમા તલવાર પણ પકડી. રાજ્ય ખટપટની આટીઘુટી ઉકેલી કિંવા વહી–ખાતાવહીના પાના ફેરવ્યાં અને સમયની હાકલ થતા શસ્ત્રથી સજ્જ બની ઘોડા પર પણ ચઢયા ને રણમેદાનો પણ ગજાવ્યા.

વિમલ મત્રીશ્વરે ગુજરાતની કીર્તિ વિસ્તારવામાં કઇ જ કચાશ રાખી નથી. જાતે વણિક હોવા છતા ક્ષત્રિયને છાજે તેવા કાર્યો તેણે કર્યા છે. અહિસા ધર્મના અનુયાયીને છાજે એવુ જીવન જીવી, દેશને નથી તો પરાધીન થવા દીધો તેમ નથી તો ધર્મવૃત્તિને ઉણપ આવવા દીધી. અત કાળે આત્મકલ્યાણ પણ સાધ્યુ છે. કળાના ધામસમા જિનાલયો ઊભાં કરાવ્યા અને એમાં પૈસો પાણી માફક વાપર્યો. એ વાતની સાક્ષી ચદ્રાવતીના ખડિયેરો પૂરે છે, અને જીવંત ઉદાહરણરૂપ આજે પણ આબુની વિમળવશાની ટૂક ઊભી છે.

આભૂમત્રી, મહામાત્ય મુજાલ, શાતુ મહેતા અને ઉદાયન મહેતા, એ દરેક જન્મથી ક્ષત્રિય નહોતા સંતાન તો વણિક કુળના જ હતા, છતા શસ્ત્રો નહોતા વાપરી જાણતા એમ પણ નહોતુ. એ દરેક જેટલી સરળતાથી કલમ ચલાવી શકતા તેટલી સુલભતાથી જરૂર પડયે તળવાર પણ ફેરવી જાણતા જ્યા માતૃભૂમિ ગુજરાતની આબરૂનો પ્રશ્ન ખડો

અને ત્યાં તેઓ સ્વફરજ અદા કરવામાં જરા પણ ન્યૂનતા દાખવતા નહીં. એમનાં કાર્યોને બાજુપર રાખીએ તો ગુજરાતનો ઇતિહાસ લુણ વિહુણા ભોજન સમ નિરસ લાગે! એમની નસોમા દેશપ્રેમનું રક્ત જ્વલંત ગતિએ દોડી રહ્યું હતુ. તેઓ અહિંસાના ઉપાસક હતા. વિના કારણની હિંસા પ્રત્યે સખત અણગમો ને તિરસ્કાર દાખવતા, આમ છતાં પોતે શ્રાવક ધર્મના અનુયાયી હોઇ પોતાની દયા અને પૂજ્ય એવા સાધુની દયા વચ્ચે કેટલો ફરક છે એ બરાબર સમજતા. કયા સંજોગોમાં કેવું વર્તન રાખવુ જોઇએ તેનુ બરાબર તોલન કરતા. એટલે જ એમના જીવનમા વિસંવાદ જોવા નથી મળતો. સમયના જાણ એવા તેઓ હસ્તિપીઠ પર રહ્યા આવશ્યક ક્રિયા કરી શકતા અને શત્રુકટક સામે ચુનંદા સેનાપતિના અધિકારથી શસ્ત્રાસ્ત્રોની જમાવટ પણ કરાવી શકતા. વ્યવહારમા અહિંસાની મર્યાદા કયા સુધી છે એ જેમ જાણતા તેમ આત્મશ્રેયમાં એ કેટલો મહત્ત્વનો ભાગ ભજવે છે એ પણ સારી રીતે સમજતા. તેઓ યુદ્ધે ચઢયા છે અને સમર ક્ષેત્રો પર ઘૂમ્યા છે એ આજે પણ ઇતિહાસના પાનાં ઉપર આલેખાયેલ છે. એ સંબંધી જુદા જુદા રાસ, ચરિત્રો અને કથાનકો પ્રગટ–અપ્રગટ મોજુદ છે. આમ છતા અહિંસાની શક્તિ અજોડ છે સાચી શ્રેષ્ઠતા તો એ ઉમદા વસ્તુમાં જ સમાયેલી છે, એ નિતરૂ સત્ય યથાર્થપણે પિછાનતા હોવાથી જીવનના શેષ કાળે એ વીર આત્માઓ શરણે તો શ્રી વીતરાગના જ ગયા, અહિંસાના મૂર્તિમંત સ્વરૂપ સમા અરિહંત દેવનો જ સધિયારો શોધ્યો, જૈનધર્મનુ જ અવલંબન ગ્રહ્યું.

મહાન્ વસ્તુપાલના ચિત્રણમાં આ જાતની આડ કથા આલેખવાનુ કારણ છે. આ ઉપર કહ્યા તે બધાના અને એવા બીજા પાત્રોના જીવનમાં દયાધર્મનો તાણો–વાણો બરાબર વણાયેલો હોવા છતા એ કાળને અનુલક્ષી તેઓ રાષ્ટ્ર પ્રત્યેના ધર્મ નથી ચૂકયા એ બતાવવુ, તેમજ જૈનધર્મી મંત્રીઓના સમૂહમા જેમનુ નામ અંતમાં આવે છે એવા બંધુયુગલ વસ્તુપાળ–તેજપાળના જીવનની ઉડતી નોંધ લઇ આ લેખમાળા પૂર્ણ કરવી.

લેખમાળાના આછા પાતળા આલેખનો જોતાં સહજ જણાશે કે વર્તમાન કાળે જે સ્થાનોમા જૈનધર્મના અનુયાયીઓ મોટા પ્રમાણમા મોજુદ છે, એવા ગૂજરાત–મારવાડ કે મેવાડમાં પૂર્વે જૈનો વિશેષ સંખ્યામા હતા એટલુ જ નહિ પણ તેઓ પોતાના પ્રાંતની સ્વતંત્ર સ્થિતિ ટકાવવામાં અન્ય કોમો માફક છૂટથી ભાગ લેતા કાંટો પકડી જાણતા તેમ કટાર પણ વાપરી શકતા અહિંસાના ઉપાસક છતાં કાયરતાના તેઓ ઉઘાડા શત્રુઓ હતા. નિષ્પક્ષ દૃષ્ટિથી જોનાર કે વિચારનાર આ ઉડીને આંખે વળગે તેવુ સત્ય અત્યાર પૂર્વેના આલેખનોમાથી જોઇ શકે છે અને તારવી શકે છે વસ્તુપાલનુ જીવન જોતા એની રહી સહી શંકા પણ નાશ પામી જાય તેમ છે. તાજેતરમા શ્રીયુત મેઘાણીએ 'ગુજરાતનો જય ખંડ ૧ તથા ૨' નામક પુસ્તકમા જુના પ્રબંધો પરથી ઇતિહાસના કાંટે તોલન કરી એ સંબંધી વિસ્તારથી ચિત્ર દોર્યું છે. આમ સામગ્રીના આટલા વિપુલ રાશિને નિહાળ્યા પછી પણ જૈન ધર્મની અહિંસાને કોઇ નિંદવા નીકળે તો એમ કહેવુ જ પડે કે તે Fool's Paradise યાને મૂર્ખાઓના સ્વર્ગમાં વિચરે છે.

ટાંક મહાશય વસ્તુપાલ સબંધમાં જે કહે છે તે ટુકમાં જોઇ જઇએ.

જૈનધર્મી મંત્રીઓની અને સેનાપતિઓની જે લાંબી હાર ચાલી છે એમાં વસ્તુપાલનું ચરિત્ર વિસ્તૃતપણે મળે છે અને એનુ જીવન વધુ રસદાયી છે. એ મહામાત્યનુ વ્યક્તિત્વ અજોડ છે. એની કીર્તિ અને મોટાઇની પ્રશંસા એના જીવનમાં ઉંડુંચન કરતાં દરેકને કરવી જ પડે. વસ્તુપાલ મંત્રીશ્વર એટલે એક ડાહ્યો મુસદ્દી, એક બહાદુર યોધ્ધો, કળાનો ખાસ ચાહક અને સાહિત્યપૂજક. એની દાનશક્તિને મર્યાદાનુ બંધન નહોતુ, તેમ એની ઉદારતામા ભેદભાવ નહોતો. એ પોતે જૈનધર્મનો ઉપાસક હોવા છતા એણે કોઇ પણ ધર્મ પ્રત્યે બુરી દૃષ્ટિ દાખવી નથી, મ્લેચ્છો તરીકે એ સમયમા તિરસ્કૃત થયેલ મુસલમાનોની મસીદો પણ એણે બંધાવી આપી છે. એણે જીવનમા સ્વધર્મ પ્રત્યે અડગતા અને પરધર્મો પ્રત્યે સમભાવ બરાબર ઉતાર્યા હતા.

પ્રાગવટ યાને પોરવાડ તરીકે પ્રસિદ્ધ થયેલ શાખામા ઉત્પન્ન થયેલ વસ્તુપાલ મંત્રીશ્વર સબંધમાં ઐતિહાસિક શોધખોળે ઘણો પ્રકાશ પાડયો છે. એ આધારે તેઓ બે ભાઇ કરતા વધારે ભાઇઓ હતા અને તેમને બ્હેનો પણ હતી. ટાંક મહાશયના લખાણ પ્રમાણે એ વૃતાન્તનો સાર નીચે મુજબ છે.

શ્રી. મેરુવિજયજીના પ્રબંધ મુજબ વસ્તુપાલ અને તેજપાલ એ બન્ને ભાઇઓ સન ૧૨૦૫ (વિક્રમ સં. ૧૨૬૨)મા જનમ્યા હતા. તેઓની માતાનુ નામ કુમારદેવી હતુ. જ્યારે પિતાનુ નામ આસરાજ હતુ. એ આસરાજ વાઘેલા રજપુતોની સરદારી કરતો હતો.

કુમારદેવીએ ગિરનારની તળેટીમાં કુમારદેવી સરોવર બંધાવ્યુ, જ્યારે આસરાજે પહાડ પર દેવાલય બંધાવ્યુ.

આસરાજને કુમારદેવીથી ચાર પુત્રો અને સાત પુત્રીઓ થઇ લુણિગ, મલ્લદેવ, વસ્તુપાલ, અને તેજપાલ એ અનુક્રમે પુત્રોના નામ છે. એમાના લુણિગ અને મલ્લદેવ નાની વયમા મરણ પામવાથી મોટે ભાગે વસ્તુપાલ અને તેજપાલની નોંધ વધુ મળે છે. કુમારદેવી પોતાના પુત્રો વસ્તુપાલ તથા તેજપાલના લગ્ન સબંધ જોવા ભાગ્યશાળી થઇ હતી એવી નોંધ પ્રાપ્ત થાય છે, જ્યારે બીજી નોંધના આધારે તેણી પોતાના પતિના મૃત્યુથી અગિયાર દિન પૂર્વે પંચત્વ પામી હતી. શ્રી. મેઘાણીના છેલ્લા પુસ્તક 'ગૂજરાતનો જય' ખંડ ૧ તથા ૨ પ્રમાણે લગ્ન કાળે અને પછીથી ઉભય બંધુની થઇ રહેલી ચડતી વેળા કુમારદેવી જીવતી હતી એમ જણાય છે.

## સૂચના

આ અંકની જેમ આવતો અંક પણ વખતસર ૧૫મી તારીખે પ્રગટ કરવાની ઇચ્છા છે આમ છતાં અત્યારના અનિશ્ચિત સંયોગોના કારણે અંક પ્રગટ કરવામાં વિલંબ થાય તો તે ચલાવી લેવા અને પત્ર લખીને તપાસ નહીં કરવા વાચકોને વિનંતી છે.

વ્ય.

# નિહ્નવવાદ

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી ધુરંધરવિજયજી

( ગતાંક ૮૪થી ચાલુ )

## પાંચમા નિહ્નવ—આર્ય ગંગાચાર્ય : દ્વિક્રિયાવાદી

અનેક ગામને પાદરે થઇને વહેતી જતી ઉલ્લુકા નદીનો પ્રવાહ એક ગામની મધ્યમાં થઇને વહેતો હતો. એક તરફના કાંઠે રહેલા ગામને લોકો 'ઉલ્લુકાતીર' કહેતા ને બીજી તરફના કાંઠે આવેલા ગામને 'ખેડ' કહી સંબોધતા એક સમયે આર્ય મહાગિરિજી મહારાજના શિષ્ય આર્ય ધનગુપ્તસૂરિજી મહારાજ તે ઉલ્લુકાતીર ગામમાં ચાતુર્માસ વિરાજ્યા હતા. અને તેમના શિષ્ય આર્ય ગંગાચાર્ય ખેડ ગામમાં ચાતુર્માસ રહ્યા હતા. આર્ય ગંગાચાર્ય નદી ઓળગી હંમેશ ગુરુને વંદન કરવા આવતા. અને પાછા ખેડ ચાલ્યા આવતા.

એક સમયે આર્ય ગંગાચાર્ય પ્રાતસમયનુ મનન કરી રહ્યા હતા. તેમના મનનનો વિષય મનની વિચારણાનો હતો. તે વિચારણા આ પ્રમાણે હતી—

કેટલાએક દર્શનકારો મનને પરમાણુ સ્વરૂપ માને છે. કેટલાએક વિચારણારૂપ માને છે. કેટલાએક મસ્તકમાં વ્યવસ્થિત થયેલ રકત—નસ—મેદ વગેરે સ્વરૂપ માને છે તો કેટલાએક માનતા જ નથી. પણ તે સર્વ સત્ય નથી. મન એ પુદ્ગલોનો સમૂહ છે, તેને મનોવર્ગણા કહેવામાં આવે છે. કર્મવર્ગણાને છોડી તેનાથી સૂક્ષ્મ અન્ય કોઇ પુદ્ગલો જગતમા નથી. વિચારણા—ચિન્તા—સ્મરણ—જ્ઞાન વગેરે આત્મા મન દ્વારા કરી શકે છે. શરીરમાં જ્યા જ્યા અનુભવ કરી શકાય છે ત્યાં ત્યા સર્વત્ર મન રહેલ છે, અર્થાત્ શરીરવ્યાપી આત્માની માફક મન પણ શરીરવ્યાપી છે. વિશ્વવર્તી પ્રાણીઓમા બહુ અલ્પ જીવોને મન મળે છે. પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ, વનસ્પતિ, બે ઇન્દ્રિય, ત્રિ ઇન્દ્રિય, ચઉ ઇન્દ્રિય, અને અસંજ્ઞિ પંચેન્દ્રિય—એ સર્વ મનવગરના છે, ફકત સંજ્ઞિ પંચેન્દ્રિયો જ મનવાળા છે. મનના યોગે ઇન્દ્રિયદ્વારા આત્માને પદાર્થોનું જ્ઞાન થાય છે. તો એકી સાથે સર્વ ઇન્દ્રિઓથી જ્ઞાન કેમ નથી થતુ? સર્વત્ર મન અને આત્મા તો છે. 'जुगव नत्थि दो उवओगा' (એક સાથે બે ઉપયોગ નથી) એમ કેમ કહેવામા આવે છે? આ શંકાના સમાધાનની વિચારણા ગંગાચાર્યે ચિર સમય સુધી કરી.

તે સમાધાન આ પ્રમાણે હતુ—એક ઉપયોગમાં તલ્લીન થયેલ મન સામે રહેલ વિશાળ પદાર્થને અવલોકી કે જાણી શકતું નથી. કેટલીક વખત અમુક માણસને બોલાવવા બે ત્રણ વખત બૂમ પાડવી પડે છે, છતા તે માણસ ઉત્તર આપતો નથી. વધારે મોટા અવાજથી જ્યારે તેનુ ધ્યાન ખેંચવામા આવે છે ત્યારે તે કહે છે કે 'શું, મને બોલાવ્યો?' તેને કહેવામા આવે છે કે 'શું સૂઇ ગયા હતા? કેટલા ઘાટા પાડવા પડયા' ત્યારે તે જવાબ આપે છે 'મારુ ધ્યાન ન હતુ, હુ અમુક કાર્યમા પરોવાઈ ગયો

હતો.' ચાલતા ચાલતા પગથી કોઇ વસ્તુ અથડાય ને નુકસાન થાય છે ત્યારે કહેવામાં આવે છે-'તારુ મન કયાં ભમે છે? જરા જોઇને તો ચાલ.' આવા અનેક અનુભવો વિદિત છે. આમ થવામા કારણ શુ? કહેવુ પડશે કે મન એકસાથે બે જ્ઞાન કે બે ઉપયોગ કરાવી શકતું નથી. માટે જ કહેવાય છે કે युगपद् द्वौ न स्त उपयोगौ। મનનો એવો સ્વભાવ જ છે કે એક સમયે તે એક જ ઉપયોગ કરાવી શકે છે. મનના સ્વભવ સાથે સરખાવી શકાય તેવું ઉદાહરણ પણ શરીરમાથી જ મળે છે, તે આ પ્રમાણે–શરીરમા બળ અર્થાત્ શક્તિ સર્વત્ર છે, છતા એક વખતે એક અવયવમા બળનો ઉપયોગ થતો હોય ત્યારે બીજાં અવયવ તદ્દન બળ વગરના બની ગયા હોય તેમ લાગે છે. તેથી જ એક સાથે એકી વખતે કાગળના ત્રણ ટુકડા થઈ શકતા નથી. જે પ્રમાણે શરીરમા સર્વત્ર શકિત હોવા છતાં બળનો સંચાર એક સમયે એક જ સ્થળે થાય છે તે પ્રમાણે શરીરમા સર્વત્ર મન હોવા છતાં એક સમયે એક જ જ્ઞાન તે ઉત્પન્ન કરાવી શકે છે આ સમાધાનની વિચારણા આર્ય ગગાચાર્યે કરી તો ખરી, પણ તેમનું હૃદય તે સમાધાન સારી રીતે ગ્રહણ કરી શકયુ હોય તેમ ન લાગ્યુ. તેમને તર્ક થયો કે સાધન મળે તો એક સાથે અનેક જ્ઞાન કેમ ન થાય? એમને એમ વિચારણા કરતા સમય બહુ વ્યતીત થઇ ગયો, સૂર્ય આકાશના મધ્ય ભગમા આવી પહોચવાની તૈયારીમા હતો. એટલે તેઓ ઊઠયા ને ગુરુ મહારાજશ્રીને વંદન કરવા માટે ચાલ્યા. સાથોસાથ વિચારણાના વેગે પણ ગતિ ચાલુ જ રાખી. વિચારપ્રવાહ જ એવો છે કે વહેતો થયા પછી રોકવો અશકયપ્રાય બને છે.

આર્ય ગંગાચાર્ય નીચી નજરે ધીરે ધીરે ચાલતા હતા. પુખ્ત ઉમર ને વૃદ્ધાવસ્થાના આછા આછા ચિહ્નો શરીર ઉપર જણાતા હતા - માથે ટાલ પડી ગઈ હતી. ગુરુ મહારાજશ્રીને વન્દન કરવા જતા માર્ગમાં નદી ઉલ્લંઘન કરવાની હતી. ગંગાચાર્ય ઉલ્લુકાને તીરે આવી પહોંચ્યા. જલકાયના જીવો સ્વચ્છન્દપણે કૂદી–રમી રહ્યા હતા. નાના નાના તરગો નદીમાં ઉછળી રહ્યા હતા. આ સર્વ જોઈ ગંગાચાર્યનું અન્તર અનુકમ્પાથી આર્દ્ર થઇ ગયુ. તેમને લાગ્યુ કે–એક પગ મૂકતાંની સાથે આ સર્વ અસ્તોવ્યસ્ત થઈ જશે. અરે, અસખ્ય જીવો ત્રસ્તાસ્ત બની જશે. છતા અન્ય ઉપાય ન હતો એટલે આસ્તેથી એક પગ પાણીમા મૂકયો ને પછી બીજો પગ મૂકયો. પછી પ્રથમ પગ ધીરેથી ઉપાડી અદ્ધર રાખી સર્વ જળ નીતરી જવા દીધુ ને પછી એ પગ પાણીમાં આગળ સ્થાપન કર્યો ને બીજો પગ ઉપાડી પૂર્વવત્ સર્વ જળ નીતારી આગળ સ્થાપન કર્યો. એ પ્રમાણે હળવે હળવે ક્રમ પૂર્વક પદન્યાસ કરતાં કરતા તેઓ મધ્ય નદીમા પહોચ્યાં. નદીનો મધ્ય ભાગ વધારે ઊડો હતો એટલે પગ પણ વધારે સમય ઊચે રાખી પાણી નિતારવુ પડતુ, તેથી ગંગાચાર્યને વિશેષ સમય પગ ઉચે રાખવો પડતો માથે સૂર્ય ક્ષણે ક્ષણે વિશેષ પ્રચડ થતો જતો આમ એક પગે તપશ્ચર્યા કરતા ગગાચાર્ય પણ ક્ષણભર આકુલ બની જતાં એક ક્ષણે બે ઉપયોગ કેમ ન થાય એ વિચારણા મનમાથી ખસતી જ ન હતી. નદીના મધ્ય ભાગની શીતળતા તેમના કોમળ પાદતલને અનુકૂળ શીતસ્પર્શનો અનુભવ કરાવતી હતી અને સૂર્યની પ્રચડતા પ્રતિકુળ ઉષ્ણ સ્પર્શનો અનુભવ કરાવી, મસ્તકના મધ્ય ભાગને અતિતપ્ત કરતી હતી.

જેમ અતિશય જ્વરની પીડાથી, તૃષાથી, દુઃખથી, અપમાનથી, અતિશય પૌદ્ગલિક

સુખાનુભવથી કે તેવા કોઇ પણ પ્રસંગથી આકુલ થયેલ માનવ પોતાની ચાલુ પ્રકૃતિ-સમતા અને સમજ-ગુમાવી બેસે છે અને અર્થનો અનર્થ કરી દે છે તેમ આર્ય ગંગાચાર્ય પણ તાપની આકુળતાથી એક વિપરીત વિચારણામાં ફસાઇ પડ્યા. તેમને વિચાર આવ્યો કે પ્રત્યક્ષપ્રમાણથી બલવત્તર પ્રમાણ અન્ય કોઇ નથી. શાસ્ત્રનુ કોઇ પણ વિધાન પ્રત્યક્ષ વિરુદ્ધ ન હોવું જોઇએ. 'એક સમયે બે ઉપયોગ ન થઇ શકે એવુ શાસ્ત્રનું કથન ભૂલભરેલું લાગે છે. શીતતા અને ઉષ્ણતા (ઠંડી ને ગરમી) એ બન્નેનો અનુભવ મને અત્યારે એક સાથે જ થાય છે. શાસ્ત્રવચન આ પ્રત્યક્ષ અનુભવથી વિરુદ્ધ જાય છે. માટે નક્કી તે વિચારણીય છે ગુરુજી પાસે જઇ તેનો ખુલાસો કરીશ. ગુરુ મહારાજ શ્રી પાસે પહોંચી તેમને દ્વાદશાવર્ત વન્દન કરી, ગંગાચાર્યે પ્રશ્ન કર્યો - 'ગુરુજી! એક સમયે બે ઉપયોગ ન હોય તેમા શું હેતુ છે?'

આર્યધનગુપ્તસૂરિજીએ ઉત્તર આપતાં સમજાવ્યુ—"અનુભવ જ કહી બતાવે છે કે એક સમયે બે ઉપયોગ ન હોઇ શકે. એક ઇન્દ્રિય દ્વારા મન અમુક એક વિષયમાં તલ્લીન થયુ હોય ત્યારે બીજી ઇન્દ્રિયોને ગમે તેટલા વિષયો મળે તો પણ તે ઇન્દ્રિયો દ્વારા મન સહજ પણ જ્ઞાન ઉત્પન્ન કરાવતુ નથી. તે શાથી નથી કરાવતું તેમા કઇ પણ હેતુ અવશ્ય હોવો જોઇએ જ્ઞાન ઉત્પન્ન થવાની સર્વ સામગ્રી છતા જ્ઞાન નથી થતુ, માટે મનનો એવો સ્વભાવ છે કે એક સાથે જુદા જુદાં બે જ્ઞાન ઉત્પન્ન કરાવી શકતુ નથી"

ગંગાચાર્યે ફરી કહ્યુ—"ગુરુજી! અનુભવથી આપ મનનો એવો સ્વભાવ માનવા કહો છો પણ એથી વિપરીત અનુભવ થતો હોય ત્યારે શું? વળી એક ઇન્દ્રિયથી એક વિષયનુ જ્ઞાન થતુ હોય ત્યારે બીજી ઇન્દ્રિયોથી કેમ નથી થતુ? તેના ઉત્તરમાં એમ પણ કહી શકાય કે બીજી ઇન્દ્રિયોથી જ્ઞાન તો થાય જ છે, પણ એ એટલુ પ્રબળ નહિ હોવાને કારણે એક ઇન્દ્રિયથી થતા પ્રબળ જ્ઞાનમા ઢકાઈ જાય છે. સૂર્યનો ઉદય હોય ત્યારે તારાઓ નથી હોતા એમ નહિ, પણ સૂર્યની પ્રભામા તે અંજાઇ ગયા હોવાથી દેખી શકાતા નથી. તેમ અન્ય ઇન્દ્રિયોથી થતા જ્ઞાનો વ્યક્તપણે અનુભવી શકાતા નથી, પણ થતા તો હોય જ છે. માટે એક સમયે બે ઉપયોગ માનવામા વિરોધ શુ છે?"

ગુરુજીએ કહ્યુ—"એક સમયે બે ઉપયોગ થતા જ નથી એવો સર્વને અનુભવ થાય છે. અને સર્વજ્ઞોએ પોતાના જ્ઞાનથી અવલોકીને એ પ્રમાણે સ્થિર કર્યું છે, તો ભ્રમમા ફસાયેલ, આપણા છદ્મસ્થોનો વિપરીત અનુભવ શુ કામનો?

પણ ગંગાચાર્યને સંતોષ ન થયો. તેમણે ફરી દલીલ કરી—"ગુરુજી! જ્ઞાનીઓનાં બીજા સર્વ અનુભવો અને વચનો આપણા અનુભવ-તર્ક-યુક્તિ-સાથે મળતા આવે છે, તો આ અનુભવ કેમ વિપરીત જાય? માટે આ વચનમાં કંઇક ભ્રમ થયો હોય એમ કેમ ન કહી શકાય?"

ગુરુજી બોલ્યા—"સર્વજ્ઞના વચનમા ભ્રમ! એ શુ? મન શુ છે? કેવુ છે? કેટલુ છે? એ તો સમ્પૂર્ણ જોવાની કે જાણવાની આપણામા તાકાત નથી. સમય[1] કેટલો સૂક્ષ્મ

---

૧. આંખ મીચીને ઉઘાડીએ તેટલામા અસંખ્યાતા સમય થઇ જાય છે નિમેષ માત્રમા વિજળી હજારો માઈલ દૂર જાય છે સ્થૂલ પુદ્ગલોની ગતિ હમેશા ક્રમસર થાય છે એટલે મધ્યમા જેટલા માઇલ થાય, તે માઈલના જેટલા ફર્લાંગ થાય, ફર્લાંગના જેટલા ફીટ થાય, ફીટના જેટલા ઇંચ થાય,

છે એ જાણવું એ પણ છદ્મસ્થોની શક્તિની બહાર છે. તો એક સમયે અનેક ઉપયોગ થઈ શકે એવી વિચારણા પણ કેટલી બેહુદી છે? સમયની સૂક્ષ્મતા, મનની શક્તિ વગેરે જ્ઞાની ભગવંતોએ જાણ્યુ છે અને અનુભવ્યું છે. તેઓએ જ 'મન એક સમયે એક સાથે બે ઉપયોગ નથી કરાવી શકાતુ' એ પ્રમાણે જાણી અને જોઈને કહ્યું છે, તો તેમાં શંકાને અવકાશ જ નથી. માટે ગંગ! આગ્રહને ત્યજી દઇ આવી ઊંધી વિચારણાઓ છોડી જેટલું સમજાય તેટલુ વિચારીને સમજ ને બીજુ શ્રદ્ધાથી માન. મળેલા સાચા માર્ગમાં શ્રદ્ધા રાખવી એ જ માનવજન્મનું શ્રેષ્ઠ ફળ છે."

પણ આજે ગંગાચાર્ય સમજે એમ ન હતું. તે ફરી બોલ્યા "આપ આવી તર્કવિહીન વિચારણામાં શ્રદ્ધા રાખવા મિથ્યા આગ્રહ કરો છો તે તદ્દન અનુચિત છે! આજે નદીને ઓળગીને અહી આવતા નદીમાં મને એક સાથે એક જ કાળે શીતોષ્ણ–બન્ને સ્પર્શનો અનુભવ–ઉપયોગ થયો. માટે એક કાળે બે ઉપયોગ ન હોઇ શકે એ હું કોઇ પણ રીતે સ્વીકારી શકું તેમ નથી. અનુભવથી વિપરીત વિષયમાં શ્રદ્ધા કરવામાં પણ મિથ્યાત્વનો અંશ છે. માટે આપને જે માનવું હોય તે માનો, પરંતુ હું તો એક સમયે, સામગ્રી હોય તો, બે ઉપયોગ થવામાં કંઇ બાધા નથી એમ માનીશ.'

આ પછી ગુરુજી–શ્રી ધનગુપ્તસૂરિજીએ પોતાના શિષ્ય–ગંગાચાર્યને અનેક રીતે સાચી વસ્તુ સમજાવવા પ્રયત્ન કર્યો, પણ તે નિરર્થક ગયો. અને પરિણામે ગુરુજીને શાસનહિતની દૃષ્ટિએ પોતાના એક સમયના પ્રિય શિષ્યને સમુદાય અને સંઘથી બહિષ્કૃત જાહેર કરવો પડ્યો.

ચતુર્માસ પૂર્ણ થતાં પોતાના મતનો પ્રચાર કરવા ગંગાચાર્ય જુદાં જુદાં ગામોમાં વિચરવા લાગ્યા. તેઓ એક વખતે રાજગૃહમા આવી પહોચ્યા. રાજગૃહમા મણિનાગ નામના એક યક્ષનું મન્દિર હતું. તે મન્દિર સામે વિશાળ મેદાન હતું. તે મેદાન મણિનાગ–ચોક નામે પ્રસિદ્ધ હતું. સારા સારા વક્તાઓ રાજગૃહમા આવતા ને વિશાળ માનવસાગર તેમને સાંભળવા ઇચ્છતો ત્યારે આ મણિનાગચોકમા જ તેમના વ્યાખ્યાનની ગોઠવણ થતી. આ ચોકમા વ્યાખ્યાન આપવુ એ વક્તાની કીર્તિનો વિષય ગણાતો. એક દિવસ ગંગાચાર્યને પણ આ મણિનાગચોકમા વ્યાખ્યાન આપવાનો અવસર મળ્યો. લોકો સારા પ્રમાણમા ભેગા થયા હતા. વ્યાખ્યાનમા જુદા જુદા વિષયો ચર્ચતા ગંગાચાર્યે અનુક્રમે–'એક સમયે અનેક ઉપયોગ થઈ શકે,'—એ પોતાના મતનું સમર્થન કરવાનો આરંભ કર્યો. પણ આ વિષયનો આરંભ થયો તેટલામાં તો ત્યાનું વાતાવરણ એકાએક બદલાઇ ગયુ, એકદમ અન્ધકાર છવાઈ ગયો ને ધૂમાડાના ગોટેગોટા નીકળવા લાગ્યા. લોકો આંખો ચોળતા ચોળતા એકદમ ઊભા થઈ ગયા, ને જેમ માર્ગ મળ્યો તેમ ભાગવા લાગ્યા. ગંગાચાર્યની પાટ એકદમ ધૂજવા લાગી. તેમને લાગ્યુ કે હુ પડી જઇશ, પરંતુ સ્વસ્થતા ગુમાવ્યા સિવાય તેઓ આમ શાથી થયુ તે વિચારવા લાગ્યા. દૈવીપ્રયોગ સિવાય આવો

એક ઇંચના પણ જેટલા 'દોરા' જેવા વિભાગો થાય તે સર્વને ક્રમસર ઉલ્લંઘી વિજળીની ગતિ થઇ છે. માટે નિમેષનો જે સેકંડ જેટલો કાળ છે, તે કાળના, જેટલા માઇલ વિજળી પહોચી છે તેટલા તેટલા માઇલના દોરા દોરા સમાન જેટલા વિભાગો થાય તેટલા ભાગો પડી શકે તે બુદ્ધિગમ્ય છે, તો સમય તેથી પણ સૂક્ષ્મ હોય તેમા શુ આશ્ચર્ય?

બનાબ બનવો તેમને અસભવિત જણાયો. એટલે ઉપદ્રવને શાન્ત કરનારા મત્રોનો પાઠ કરવા લાગ્યા. મત્રબળથી વાતાવરણ શાન્ત થયું ત્યારે "કોણ દેવે આવો ઉપદ્રવ કર્યો હશે ?" તેની વિચારણા કરતા ગગાચાર્યે જે દેવે આ કર્યું હોય તે દેવને પ્રત્યક્ષ થવા મત્રથી આમન્ત્રણ કર્યું. એટલે ત્યાં ભૂમિમાથી એકદમ ધૂમાડો નિકળવા માંડયો. પછી અગ્નિની આછી જ્વાળા દેખાઇ ને આખરે ત્યાં એક દેવ પ્રગટ થયો.

'મને યાદ કરવાનુ કારણ ?' દેવે પૂછ્યુ.

'આપ સુમનસ્ અને વિબુધ થઈ આવા ધર્મના ઉપદેશ સમયે ઉપદ્રવ શાથી કરો છો તે સમજાતુ નથી. આપ કોણ છો ? અને આ ઉપદ્રવ કરવાનું કારણ શું છે, તે જણાવશો ?" ગંગાચાર્યે દેવને પૂછ્યુ.

દેવે કહ્યુ —'આપની ઉપદેશશક્તિથી હુ રજિત થયો છુ. હુ પણ અહીં નિકટમાં ઉપદેશ શ્રવણ કરતો હતો. આવા ઉપદેશનો વધારે જનતા લાભ લે એવી સગવડ હુ કરું છુ ને તેથી જ અહી સામાન્ય સ્થિતિના ઉપદેશકો બોલી પણ શકતા નથી — અને વિશિષ્ટ વક્તાઓ અહી વ્યાખ્યાન આપી દેશભરમાં ખ્યાતિ મેળવે છે. આ સ્થળ મારા રક્ષણમા છે. આ મણિનાગચોક પણ મારા નામે જ પ્રસિદ્ધ થયો છે. અહી નજીકમાં મારું ચૈત્ય છે. ઘણા સમયથી હુ ત્યાં વાસ કરું છુ. મારુ કોઇ ઓછુવ-તું માન સન્માન સાચવે તો પણ હું ખામોશ રહું છું. પણ જ્યારે આપના વ્યાખ્યાનમાં મારા અને આપના ભગવાનનું આપનો હાથે બહુમાન ન સચવાયું ત્યારે મારાથી એ સહન ન થયું, ને એથી આ ઉપદ્રવ કર્યો."

ગંગાચાર્યે પૂછ્યું—"મારાથી એવું શું બન્યું કે જેથી તેઓશ્રીનું બહુમાન ન સચવાયું ?"

દેવે જવાબ આપ્યો. "આપ અલ્પાયુષી છો એટલે આપને શી ખબર પડે ? પણ હુ તો અહી સેકડો વર્ષથી વાસ કરું છું. સેકડો વર્ષના અનુભવો મારે મન ગઈ કાલે જ થયા હોય તેમ લાગે છે. આજથી બસો અઠ્ઠાવીસ વર્ષ પૂર્વે પ્રભુશ્રી મહાવીરસ્વામીજી આ પૃથ્વીતલ પાવન કરી રહયા હતા. તેઓશ્રી વારવાર અહી સમવસરતા. તેઓશ્રીની દેશના હુ ભાવપૂર્વક સાંભળતો. મને ખૂબ યાદ છે કે, 'એક સમયે એક સાથે બે ઉપયોગ ન થઈ શકે—એવા અર્થવાળું. 'जुगव नत्थि दो उवओगा' વચન તેઓ વારવાર કહેતા ને સારી રીતે સમજાવતા. તેમની વિરુદ્ધ આપ આ મારા ચોકમા પ્રરૂપો તે હું કેમ સહન કરુ ? જો હજુ પણ આપ આ વિચારણા નહીં ફેરવો ને તેનો પ્રચાર કરવા પ્રયત્ન કરશો તો હુ ઉપદ્રવ જારી રાખીશ ને આપને પણ અડચણ પહોંચાડીશ."

આ પ્રમાણે કહી મણિનાગ યક્ષ અદૃશ્ય થઇ ગયા.

યક્ષના અદૃશ્ય થયા પછી ગગાચાર્યે વિચાર કર્યો કે, આ યક્ષ મિથ્યા ન બોલે અસત્ય કહેવાનુ તેને કંઈ કારણ નથી. નક્કી પ્રભુશ્રીએ અહીં એક સમયે બે ઉપયોગ ન હોઈ શકે એમ પ્રરૂપ્યું હશે. તો મારે શા માટે તેઓશ્રીથી વિરુદ્ધ પ્રચાર કરવો પડે ? ગમે તેમ તોય હું પણ તેમના માર્ગનો જ અનુયાયી છું. એમ વિચારી તેમણે ખૂબ પશ્ચાત્તાપ કર્યો. બીજે દિવસે રાજગૃહના સમસ્ત સઘને બોલાવી, ગત દિવસનો દેવ સાથે જે બનાવ બન્યો તે જણાવ્યો ને પોતાની ભૂલ કબૂલ કરી. મિથ્યા પ્રરૂપણા બદલ મિચ્છા-

અર્થાત્—"સામંતોએ પૂછ્યું ત્યારે (મંત્રી ઉદયને) પોતાના અંતરમાં રહેલું ચાર પ્રકારનું દુઃખ જણાવ્યું—૧ આંબડને દંડનાયકપણું, ૨ શ્રી શત્રુંજય ઉપર પથ્થરનું જિનમંદિર ચણાવવું, **૩ શ્રી રૈવતાચલ ઉપર નવીન પાજ બંધાવવી** અને ૪ નિર્જામણા કરાવી શકે એવા ગુરુના અભાવમાં મરણ."

(૫) વિ. સં. ૧૬૭૦ માં કવિ ઋષભદાસકૃત 'कुमारपालरास' પૃષ્ઠ ૨૪ માં—

"તવ ઉદયન બોલ્યા, મર્ણ બીહક નહીં વીરો
મુઝ મનિ એ દુઃખ છઇ ચ્યાર સલ્ય સરીરો
ઉધાર અપૂરવ ગિરિ **ગિરનારિં પાજો**
અબડ દંડનાયક મુનિ નીઝામણા કાજ્યો. (૬૬)

આમાં પણ ઉપર મુજબ ચાર વસ્તુનો જ નિર્દેશ છે.

આ પાંચ ઉલ્લેખો જોતાં જણાશે કે પહેલા બીજા અને ત્રીજા—જે પ્રાચીનતમ ઉલ્લેખો છે, તેમાં ફક્ત બે જ પ્રતિજ્ઞાનો ઉલ્લેખ છે, અને એમાં ગિરનાર ઉપર પાજ બંધાવવાનો કશો નિર્દેશ નથી. જ્યારે ચોથા અને પાંચમા ઉલ્લેખોમાં બે નહીં પણ ચાર પ્રતિજ્ઞાનો ઉલ્લેખ થયેલો છે, અને તેમાં ગિરનારની પાજ બંધાવવાનો સમાવેશ થાય છે. પણ જ્યારે, પ્રાચીનતમ ઉલ્લેખો બે જ પ્રતિજ્ઞાનો નિર્દેષ કરે છે, મંત્રી ઉદયનની અંતિમ પ્રતિજ્ઞા સંબંધી આ પાંચ સિવાય બીજા કોઇ ઉલ્લેખો મળતા નથી, મંત્રી ઉદયનની ઇચ્છા અનુસાર તેના પુત્ર આંબડે શકુનિકાવિહારનો ઉદ્ધાર કરાવ્યાના સ્પષ્ટ ઉલ્લેખો મળે છે, અને ગિરનારની પાજ બંધાવાનું મુખ્ય નિમિત્ત મહારાજા કુમારપાળનું ક. સ. શ્રી. હેમચંદ્રાચાર્યની સાથે શ્રી ગિરનાર તીર્થની યાત્રાએ આવવું થયું તે સંબંધી અનેક ગ્રંથોમાં અનેક સ્પષ્ટ ઉલ્લેખો (જે બધા આપણે આગળ ઉપર વિસ્તારથી જોઇશું) મળે છે ત્યારે ચાર પ્રતિજ્ઞાવાળા ઉલ્લેખો કરતાં બે પ્રતિજ્ઞાવાળા ઉલ્લેખોને જ વજુદવાળા માનવા જોઇએ.

એટલે મહામંત્રી ઉદયનની અંતિમ પ્રતિજ્ઞામાં ગિરનાર ઉપરની પાજ બંધાવવાની વાતનો સમાવેશ ન કરવો એ જ યોગ્ય લાગે છે.

**ગિરનારની પાજ સંબંધી મળતા ભિન્ન ભિન્ન ઉલ્લેખો**

ગિરનારની પાજ કોણે બંધાવી એ સંબંધી ઊહાપોહ કરવા પહેલાં જુદા જુદા શિલાલેખો અથવા ગ્રંથોમાં એ સંબંધી જે ઉલ્લેખો મળી આવે છે તે જોઇએ. આવા ઉલ્લેખોમાં બે શિલાલેખસ્થ છે, અને બીજા બધા ગ્રંથસ્થ છે, જે નીચે પ્રમાણે છે.

**શિલાલેખસ્થ ઉલ્લેખો**

(૧–૨). શ્રીમાન જિનવિજયજી સંપાદિત 'प्राचीन लेख संग्रह' ભાગ બીજામાં લેખાંક ૫૦–૫૧ તરીકે પ્રગટ થયેલ, જે નીચે મુજબ છે.

[५०]—"संवत् १२२२ श्री श्रीमालज्ञातियमह **श्रीराणिगसुतमहं श्री आंबाकेन** पद्या कारिता।"

અર્થાત્—"સં. ૧૨૨૨માં શ્રી શ્રીમાલજ્ઞાતિના મહં **શ્રીરાણિગના પુત્ર મહં શ્રી આંબાકે** પાજ કરાવી"

[५१]—"सं. १२२३ मह **श्रीराणिगसुत** [महं] **श्री आंबाकेन** पद्या कारिता।

અર્થાત્–'સં. ૧૨૨૩માં મહં શ્રી રાણિગના પુત્ર [મહં] શ્રી આંબાકે પાજ કરાવી આ બન્ને શિલાલેખોનો એક જ આશય છે ફક્ત સંવતમાં એક વર્ષનો ફેર છે.

ગ્રંથસ્થ ઉલ્લેખો

(૧) વિ. સં. ૧૨૪૧માં શ્રી સોમપ્રભાચાર્યકૃત 'कुमारपाल-प्रतिबोध'-પૃષ્ઠ ૧૮૦માં–

"उज्जिंते नेमिजिणो न मए नमिओ त्ति झुरेई ॥
जंपई सहानिसन्नो-सुगमं पज्जं गिरिम्मि उज्जिंते ।
को काराविउं सक्को तो भणिओ सिद्धवालेण ॥
प्रष्ठा वाचि प्रतिष्ठा जिनगुरुचरणाम्भोजभक्तिर्गरिष्ठा
श्रेष्ठानुष्ठाननिष्ठा विषयसुखरसास्वादसक्तिस्त्वनिष्ठा ।
बंहिष्ठा त्यागलीला स्वपरमतालोचने यस्य काष्ठा
धीमान् आम्रः स पद्यां रचयितुमचिरादुज्जयन्ते नदीष्णः ॥
युक्तं त्वयोक्तमित्युक्त्वा पद्यां कारयितुं नृपः ।
पुत्रं श्रीराणिगस्याम्रं सुराष्ट्राधिपतिं व्यधात् ॥
यां सोपानपरंपरापरिगतां विश्रामभूमीयुतां
स्रष्टुं विष्टपसृष्टिपुष्टमहिमा ब्रह्माऽपि जिह्मायितः ।
मन्दस्त्रीस्थविरार्भकादिसुगमां निर्वाणमालोपमां
पद्यां आम्रचमूपतिर्मतिनिधिर्निर्मापयामास ताम् ॥"

અર્થાત્–" ગિરનાર તીર્થ ઉપર શ્રી નેમિજિનને મારાથી વંદન ન કરાયું, એ પ્રમાણે (મનમા) ખિન્ન થયેલ ( કુમારપાલ રાજા ) સભામા બોલ્યા 'ગિરનાર તીર્થ ઉપર સુગમ પાજ બંધાવવાને કોણ સમર્થ છે ?' ત્યારે (કવિ) સિદ્ધપાલે જવાબ આપ્યો–'જેણે–વાણીમાં પ્રમાણભૂતપણુ સ્થાપ્યું છે, જિનેશ્વરદેવ અને ગુરુ મહારાજના ચરણકમળમા જેની ભક્તિ મોટી છે, ધર્મક્રિયાની ભાવના જેની ઉત્તમ છે, વિષયજન્ય સુખોના રસાસ્વાદમાં જેને અશ્રદ્ધા છે, જેનો ત્યાગ મહાન છે, પોતાના અને બીજાના મતને સમજવામા જેની મહત્તા છે, એવા બુદ્ધિશાળી આમ્રને ગિરનારમા પાજ બંધાવવાનો આદેશ કરો !' ( આ પ્રમાણે સાભળીને કુમારપાળ ) રાજાએ 'તારું કહેવુ બરાબર છે' એમ કહીને પાજ બંધાવવા માટે **શ્રી રાણિગના પુત્ર આમ્રને** સોરઠનો ઉપરી બનાવ્યો. (પછી) પગથિયાઓના સમૂહથી વ્યાપ્ત (અને) વિસામાઓથી યુક્ત એવી, જે (પાજ)ને બનાવવામા, જગતની રચના કરવામા જેનો મોટો મહિમા ગવાય છે એવા બ્રહ્માજી પણ મંદ થઇ ગયા એવી, રોગીઓ સ્ત્રીઓ વૃદ્ધો બાળકો વગેરે સુખેથી ચઢી શકે એવી અને મોક્ષની પંક્તિ સમાન તે પાજને બુદ્ધિના ભંડાર એવા **આમ્ર** સેનાપતિએ બનાવી.'

(૨) 'प्राचीन गुर्जर काव्य संग्रह'મા પ્રગટ થયેલ અને વિ. સ ૧૨૮૭ની આસપાસ મહામંત્રી વસ્તુપાલ–તેજપાલના ધર્મગુરુ શ્રી વિજયસેનસૂરિજીએ રચેલ 'रेवतगिरिरासु' મા–

दुविहि गुज्जरदेसे रिउरायविहडणु, कुमारपालु भूपाल जिणसासणमंडणु ।
तेण संठाविओ सुरठ दंडाहिवो, **अंबओ** सिरे सिरिमालकुलसंभवो ।
पाज सुविसाल तिणि नठिय, अंतरे **धनल** पुणु परव भराविय ।

धनु सु धवल भाउ जिणि पाग पयासिय,

वारविसोत्तर (१२२०) वरसे जसु जसि दिसि वासिय ।

અર્થાત્—"ગૂજરાત દેશમાં શત્રુ ગજાઓનો નાશ કરનાર, જિનશાસનના શણગાર કુમારપાળ રાજા હતા તેમણે સોરઠના ઉપરી તરીકે સ્થાપન કરેલ (અને) શ્રીમાળી વંશમાં ઉત્પન્ન થયેલ **આંબડે** ઉપર મોટી પાજ બંધાવી અને વચમાં (અંતરાલમાં) **ધવલે** પણ પરબ કરાવી તે ધવલના ભાઈને ધન્ય છે, કે જેનો વિ. સં. ૧૨૨૦ માં—પાજથી પ્રકાશિત થયેલો યશ દિશાઓમાં મઘમઘી રહ્યો છે"

(૩) વિ. સં. ૧૩૩૪ માં શ્રીપ્રભાચન્દ્રાચાર્યકૃત 'प्रभावक-चरित्र' માંના 'हेमचन्द्रसूरिचरित' માં—

दुरारोहं गिरिं पद्याभावाद् दृष्ट्वा स वाग्भटम् ।

मन्त्रिणं तद्विधानाय, समादिक्षत् स तां दधौ ॥८४५॥

અર્થાત્—"પાજ નહીં હોવાના કારણે પર્વત ઉપર ચઢવું મુશ્કેલીભર્યું જાણીને તેણે (મહારાજા કુમારપાળે) વાગ્ભટ મંત્રીને તે બનાવવાનો આદેશ આપ્યો. અને તેણે (વાગ્ભટ મંત્રીએ) તે (પાજ) બનાવી"

(૪) વિ. સં ૧૩૬૧ માં શ્રીમેરુતુંગાચાર્યકૃત 'प्रबन्धचिंतामणि'માંના 'तीर्थयात्राप्रबंध'માં

"छत्रशिलामार्गं परिहृत्य परस्मिन् जीर्णप्राकारपक्षे नव्यपद्याकरणाय श्रीवाग्भटदेव आदिष्ट: । पद्योपक्षये व्ययीकृतास्त्रिषष्टिलक्षा: ।"

અર્થાત્—"[મહારાજા કુમારપાળે] છત્રશિલાનો માર્ગ છોડીને બીજી—જૂનાગઢની બાજૂ પર નવીન પાજ કરવાની વાગ્ભટદેવને આજ્ઞા કરી. પાજમાં ત્રેસઠ લાખનું ખર્ચ કર્યું."

(૫) વિ. સં. ૧૩૮૯ માં શ્રીજિનપ્રભસૂરિકૃત 'विविधतीर्थकल्प'માં ગિરનાર સંબંધી બીજો, ત્રીજો, ચોથો અને પાંચમો—એમ ચાર કલ્પ આપ્યા છે તેમાંના પહેલા ત્રણ કલ્પમાં પાજ સંબંધી કશો નિર્દેશ નથી કર્યો અને પાંચમા 'रैवतगिरिकल्प'માં આ પ્રમાણે ઉલ્લેખ છે—

"चालुक्यचक्किसिरिकुमारपालनरिंदसंठविअसोरठदंडाहिवेण सिरिसिरिमालकुलुब्भवेण वारससयवीसे (१२२०) विक्कमसंवच्छरे पज्जा काराविआ । तब्भावणा धवलेण अंतराले पवा भराविआ ।"

અર્થાત્—"ચૌલુક્ય ચક્રવર્તી શ્રી કુમારપાળ રાજાએ જેને સોરઠના ઉપરી તરીકે નિમ્યો હતો અને જે શ્રી શ્રીમાળી વંશમાં ઉત્પન્ન થયો હતો તેણે વિ. સં. ૧૨૨૦માં પાજ કરાવી તેના ભાઈ ધવલે વચમાં પરબ બનાવી.' (આ ઉલ્લેખમાં 'શ્રીમાલી વંશમાં ઉત્પન્ન થયેલ અને સોરઠનો ઉપરી' એટલું લખ્યું છે પણ તેના નામનો નિર્દેશ નથી કર્યો.)

(૬) વિ. સં. ૧૪૨૨માં શ્રી જયસિંહસૂરિકૃત 'कुमारपालभूपालचरित्र' સર્ગ ૯માં માં—

ततो मत्वा दुरारोहं, गिरिं शृखल पद्यया ।

---

* સિંઘી જૈન ગ્રંથમાલા પ્રકાશિત આ ગ્રંથમાં આ શ્લોક ૮૪૭ મો છે, અને તેના પ્રથમ ચરણમાં 'गिरिं' ના બદલે 'गुरु' છપાયું છે, જે અર્થસંગતિની દૃષ્ટિએ અશુદ્ધ છે, 'गिरिं' પાઠ રાખીએ તો જ અર્થ બેસતો આવે છે.

सुराष्ट्रदंडनाथेन, श्रीमालज्ञातिमौलिना ॥ ३६३ ॥
राणश्रीआंबदेवेन, जीर्णदुर्गदिगाश्रिताम् ।
पद्यां सुखावहां नव्यां, श्रीचौलुक्यो व्यदीपत् ॥ ३६४ ॥

અર્થાત્–'ત્યારપછી સાંકળવાળી પાજથી પર્વત ઉપર ચઢવું મુશ્કેલ જાણીને શ્રીચૌલુક્યે (કુમારપાળ મહારાજાએ) સોરઠના અધિપતિ, શ્રીમાળી જ્ઞાતિમાં મુગટ સમાન **રાણ શ્રી આંબદેવ**દ્વારા જૂનાગઢની દિશા તરફ સુખદાયક એવી નવી પાજ બંધાવરાવી"

(૭) વિ. સં. ૧૪૯૨માં ઉ. શ્રીજિનમંડનગણિકૃત 'कुमारपालप्रबंध' પૃષ્ઠ ૭૨ માં–

"श्रीवाहडेन निजापरमातृकाम्बडबन्धवे दण्डनायकपदं दापितम् । स्वयं राजाज्ञामादाय रैवतके त्रिषष्टिलक्षद्रव्यव्ययेन सुगमां नवां पद्यामम्बिकाप्रक्षिप्ताक्षतमार्गेण कारयित्वा ।"

અર્થાત્–"શ્રી બાહડે પોતાના ઓરમાન ભાઈ આંબડને દંડનાયકપદ અપાવ્યું. (અને) પોતે રાજાની આજ્ઞા લઈને ગિરનારમાં ત્રેસઠલાખ દ્રવ્યનું ખર્ચ કરીને, અંબિકા દેવીએ વેરેલ ચોખાવાળા માર્ગે સુગમ એવી નવીન પાજ બંધાવીને."

(૮) 'पुरातत्त्व ત્રૈમાસિકના વર્ષ ૧ ના અંક ૩ માં પ્રગટ થયેલ અને વિ. સં. ૧૫૧૫ માં રચાયેલ "गिरनार चैत्र प्रवाडी" માં–

"ધનધન વાહડદે વ્યાપારિઅ, ત્રિસઠિ લાખ દ્રવ્ય ઈ જિણ કારિઅ ઇસિહ સુહેલી પાજ"

અર્થાત્–"જેણે ત્રેસઠ લાખ દ્રવ્ય ખરચીને આવી સુંદર પાજ કરાવી તે વાહડદે વ્યાપારીને ધન્ય હો!"

(૯) સિંઘી જૈન ગ્રંથમાળા પ્રકાશિત 'पुरातनप्रबंधसंग्रह' માંના 'मह आबाकारित गिरनारपाजप्रबंध' પૃષ્ઠ ૩૪ માં–

"अत्र धवलेन प्रपा कारिता । महं आंबाकस्य श्रीकुमारदेवेन सुराष्ट्राव्यापारो दत्तः । तेन व्रजता मह वाहडदेवो विज्ञप्तः । तत्र गतोऽहं रैवते पद्यां कारयामि । मंत्रिणोक्तम्–कार्या । पश्चात्तेन तत्र पद्या कारिता । व्यये भीमप्री[य]-द्रम्मलक्ष ६३ । इतः कुमारेशो यात्रायामागतः । सांकलिआ पद्यायां चटितः । वलमानो वाहडदेवेन सुखासने समारोप्याध आनीतः । केनेयं पद्या कारिता[१], पृष्टं देवेन । तेनावादि मया । कदा[१] । ततः स्वरूपं प्रोक्तम् । तुष्टः [सन्] आंबकस्य व्यापारो दत्तः ।"

અર્થાત્–"અહીં (ગિરનાર ઉપર) ધવલે પરબ કરાવી શ્રી કુમારપાળ દેવે મહં આબાકને સોરઠનો વહીવટ સોંપ્યો જતી વખતે **તેણે (આંબડે)** મહં બાહડદેવને વિનતી કરી–'ત્યાં જઈને હું ગિરનાર ઉપર પાજ બંધાવીશ' મંત્રીએ કહ્યું–'બંધાવજો.'

[૧] મૂળમાં 'शृंखल' શબ્દ છે પુરાતનપ્રબંધસંગ્રહ' માં પૃષ્ઠ ૩૪ માંના मह आबाकारितगिरनारपाजप्रबंध 'માં साकलिआ पद्याया चरित' એમ આપ્યું છે. તેથી અહીં 'સાંકળવાળી' એવો અનુવાદ મૂક્યો છે ખરી રીતે નવી પાજ બંધાયા પહેલાં જે માર્ગે ગિરનાર ઉપર ચઢાતું હશે તેનું 'સાંકળીવાળો માર્ગ' કે એવું કોઈ વિશિષ્ટ નામ હોવું જોઈએ

પછી તેણે ( આબડે ) ત્યાં પાજ બંધાવી. ૬૩ લાખ ભીમપ્રીય સિક્કાનું ખર્ચ થયું. એટલામાં કુમારપાલદેવ યાત્રાએ આવ્યા. સાંકળીવાળી પાજથી (ઉપર) ચડ્યા. પાછા ફરતાં બાહડદેવ પાલખીમાં બેસારીને [ નવી પાજ દ્વારા ¹ ] ( રાજાને ) નીચે લાવ્યા. રાજાએ પૂછ્યું ' આ પાજ કોણે બનાવરાવી ? ' તેણે ( વાગ્ભટે ) કહ્યું ' મે. ' [ રાજાએ પૂછ્યું— ] ' ક્યારે ? ' ત્યારે હકીકત કહી જણાવી. ( આથી રાજા ) પ્રસન્ન થયો અને આંબાકને વહીવટ આપ્યો."

(૧૦) 'प्राचीन तीर्थमाला सग्रह' ભાગ ૧ માં પ્રકાશિત અને સોળમી શતાબ્દિના પૂર્વાર્ધમાં શ્રીરત્નસિંહસૂરિશિષ્યે રચેલ 'गिरनारतीर्थमाला' મા—

"રાણિગસુત આંબડ મતીસરી વાવિ પરવસ્યૂં પાજ નવલપરિ,
વિરચી અતિ સુવિશાલ;"

અર્થાત્—"રાણિગના પુત્ર આંબ મંત્રીશ્વરે વાવ અને પરબયુક્ત નવીન મોટી પાજ બનાવી"

(૧૧) વિ. સં. ૧૬૭૦ મા કવિ ઋષભદાસકૃત 'कुमारपालरास' માં—

"પુણ્ય કાજ કરી તેણઈ ઠારિ, મત્રી ચાલ્યો ગઢ ગિરિનારિ;
ત્રિણ ઉપવાસ આરાધી દેવ, અંબાઈ આવી તતખેવ. (૧૯)
બોલ્યો મત્રી લાગી પાય, પાજ કરેવા છઇ ઈચ્છાય;
દેવી કહઇ ચિંતા કરિ તાજિ, નાખુ ચોખા તિહાં કરું પાજ. (૨૦)
દેવી વચન હવુ જેતલઈ, શાલવૃષ્ટ હુઇ તેતલઇ;
મંત્રી મુહૂર્ત લેઇ સાર, પાજ કરાવઇ અતિહિ ઉદાર. (૨૧)
દોઈ કોડિ સતાણુ લાખ, સોવન ટકા ખરચ્યા હર્ષ;
ધન ધન બાહડદે અવતાર, ઉતાર્યો ઉદાયન સિર ભાર. (૨૨)

અર્થાત્—બાહડદે મંત્રીએ ગિરનાર જઇ ત્રણ ઉપવાસ કરી, શ્રીઅંબિકાદેવીની આરાધના કરીને દેવીએ વેરેલ ચોખાના માર્ગે પાજ બંધાવી. આ પાજ બંધાવતાં બે કરોડ અને સત્તાણુ લાખ સોનૈયાનુ ખર્ચ થયુ.

આ સ્થળે ખાસ નોંધવા જેવુ એ છે કે વિ સ. ૧૪૦૫ માં શ્રી રાજશેખરસૂરિકૃત 'प्रबंधकोश'માના 'हेमचंद्रसूरिप्रबंध' પૃષ્ઠ ૪૮ માં મહારાજ કુમારપાળે કાઢેલ શ્રી શત્રુંજય અને ગિરનારના સંઘનુ સવિસ્તર વર્ણન છે. સંઘમા કોણ કોણ વિશિષ્ટ વ્યક્તિઓ હતી તેમનાં નામો છે. વિઘ્નના ભયથી કુમારપાલદેવે ગિરનારની યાત્રા ન કર્યાનો ઉલ્લેખ પણ છે. આ બધુ છતાં એમા ગિરનારની પાજ સંબંધી લેશ માત્ર નિર્દેશ નથી મળતો.

આ રીતે ગિરનારની પાજ સંબંધી બે શિલાલેખો અને અગિયાર ગ્રંથસ્થ એમ ભિન્ન ભિન્ન તેર ઉલ્લેખો મળે છે. આ બધા ઉલ્લેખો તથા બીજા ઉલ્લેખોના આધારે ગિરનારની પાજ કોણે બંધાવી તે સંબંધી કંઈક નિર્ણયાત્મક વિચારણા હવે પછી કરીશું.

( ચાલુ )

¹ આગળ પાછળનો સંબંધ જોતા અને કુમારપાળ દેવે કરેલ પ્રશ્નોત્તર જોતા ઉતરતી વખતે તેમને બાહડ મંત્રી નવી પાજના માર્ગે નીચે લાવ્યા હશે એમ લાગે છે. તેથી અનુવાદમાં 'નવી પાજદ્વારા' એટલો ભાગ ઉમેર્યો છે.

## નવી મદદ

૧૫) પૂજ્ય પન્યાસજી મહારાજ શ્રી શાંતિવિજયજી મહારાજના સદુપદેશથી શેઠ શ્રી પાનાચંદ વ્રજલાલ પારી, કપડવંજ

## સ્વી કા ર

**तत्त्वन्यायविभाकर** (सटीक)—कर्ता—पूज्य आचार्य महाराज श्री विजयलब्धि-सूरीश्वरजी महाराज. प्रकाशक श्री लब्धिसूरीश्वर ग्रंथमालाना कार्यवाहक श्री चंदुलाल जमनादास **छाणी** (वडोदरा स्टेट), पृष्ठ सख्या ६१६, मूल्य—**पांच** रूपिया

# શ્રી જૈન સત્ય પ્રકાશ

વર્ષ ૮ અંક ૫   તંત્રી ચીમનલાલ ગોકળદાસ શાહ   ક્રમાંક ૮૯



શંખેશ્વર મહાતીર્થના જિનમંદિરનું ભવ્ય શિખર

|| अर्हम् ||

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

| | | |
|---|---|---|
| वर्ष ८ | વિક્રમ સં ૧૯૯૯ · વીરનિ. સ. ૨૪૬૯ : ઇસ્વીસન ૧૯૪૩ | क्रमांक |
| अंक ५ | મહા શુદિ ૧૧ · સોમવાર · ફેબ્રુઆરી ૧૫ | ८९ |

## વિષય – દર્શન



**સૂચના**–આ માસિક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે તેથી સરનામાના ફેરફારના ખબર બારમી તારીખે સમિતિના કાર્યાલયે પહોંચાડવા.

**લવાજમ–વાર્ષિક–બે રૂપિયા . છૂટક ચાલુ અંક–ત્રણ આના**

મુદ્રક · નરોત્તમ હ. પંડ્યા, પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ: પ્રકાશનસ્થાન શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ.
મુદ્રણસ્થાન · સુભાષ પ્રિન્ટરી, મીરજાપુર રોડ, અમદાવાદ.

॥ वीराय नित्यं नमः ॥



# શ્રી જૈન સત્ય પ્રકાશ

વર્ષ ૮ ક્રમાંક ૮૯ અંક ૫

શ્રી વિશાલસુંદરશિષ્ય વિરચિત

## શ્રી બંભણવાડા–મહાવીર–સ્તોત્ર

સંપાદક—પૂજ્ય મુનિમહારાજ શ્રી જયંતવિજયજી

શ્રીવીર બંભણવાડિ, પૂરવઈ મનહરુ હાડિ,
વંદીઇ આનંદપૂરિ, નિત ઉગમંતઈ સૂરિ,
નિત ઉગમંતઇ સૂરિ, જગગુરુ વીર વંદુ હુ વલી,
શ્રી વિશાલસુંદર સીસ પભણુતિ, આજ પુહતી મન રુલી (૧)
મન રુલી મઝ મરુ દેસિ, બભણહવાડિ નિવેસ,
દેખીઇ જિણહર સાર, જાણે ઇંદ્રભવન અવતાર;
જાણે ઇંદ્રભવન અવતાર, અનોપમ સકલ મહીઅલિ મોહએ,
શ્રી વિશાલસુંદર સીસ પભણુતિ, દંડ કલસ સુસોહએ (૨)
સોહએ તિહાં જિન વીર, દુખ દાવ જલધર નીર,
સિધરથ રાઉ મલ્હાર, ત્રિશલાદે ઉરિ અવતાર;
ત્રિશલાદે ઉરિ અવતાર, જેહનઉ સિંઘ લછન સુહકુ,
શ્રી વિશાલસુંદર સીસ પભણુતિ, તિ જપઉ વંછિત સુરતરુ. (૩)
સુરતરુ જિમ જિન એહ, મહિમાહિ મહિમાગેહ,
નવિ કોઈ લોપઈ આણ, પરતા અનંત પ્રમાણ,
પરતા અનંત પ્રમાણુ, કહી ઇ નામ મઝ મનિ નિત વસઈ,
શ્રી વિશાલસુંદર સીસ પભણુતિ, દેખતાં મન ઉલ્હસઈ (૪)
ઉલ્હસઈ નવ વનરાઇ, માલતી ચંપક જાઈ,
બહુ ફૂલ ગુંથી માલ, પૂજીઈ પ્રભુ ત્રિણુ કાલ,
પૂજીઇ પ્રભુ ત્રિણુ કાલ, અનોપમ ચંદન કેસર ઘન ઘસી,
શ્રી વિશાલસુદર સીસ પભણુતિ, ભગતિ જિનની મનિ વસી. (૫)
મનિ વસી મૂરતિ આજ, ચિંતવ્યાં સારઇ કાજ,
જીવંતસ્વામિ કહાઇ, મઝ એહ તીર્થ સુહાઇ;

મઝ એહ તીર્થ સુહાઇ, ઉપજઇ હરખ સ્વામિ પસાઉલઈ,
શ્રી વિશાલસુંદર સીસ પભણુતિ, નમું સ્વામી પાઉલઈ. (૬)
પાઉ લેવા લઉ વાટ, વિસમા જિ મારગ ઘાટ,
તિહાં ચોર ચરડ નઈ સીહ, આણુઉ ન કહિની બીહ;
આણુઉ ન કહિની બીહ, સઘલે કરઈ સાનિધિ સાસતઉં,
શ્રી વિશાલસુંદર સીસ પભણુતિ, સ્વામિ દિઇ મન ભાવ તઉ (૭)
મનિ ભાવતું પ્રિય મંડિ, નિજ અંગિ આલસ છંડિ,
શ્રીસંઘ મેલી જાત્ર, કીજઇ નિરમલ ગાત્ર;
કીજઇ નિરમલ ગાત્ર, બોલઇ ઘરણિ નિજ પિયસિં ઉંમલી,
શ્રી વિશાલસુંદર સીસ પભણુતિ, વીર વંદઉં વલિ વલી. (૮)
વલિ વલી જિનવર વંદિ, બહુ જનમ પાપ નિકંદિ,
ભાવના ભાવું આજ, પામીઉ ત્રિભુવનરાજ;
પામીઉ ત્રિભુવન રાજ, સાચઉ બીજઇ નરભવ લાહલઉ,
શ્રી વિશાલસુંદર સીસ પભણુતિ, ઘણુઉ મનિ ઉમાહલઉ (૯)
ઉમાહલઉ મનિ સાર, કરી સેવકાની સાર,
કલિજુગિ પ્રતાપ અખંડ, પાપીઆં પાડિ ડિંડ;
પાપીઆ પાડિ ડિંડ, પુહવઇ પ્રસિદ્ધ પીઠ સહુ કહઈ,
શ્રી વિશાલસુંદર સીસ પભણુતિ, પાર મહિમા કુણુ લહઈ (૧૦)
કુણુ લહઈ તુજ ગુણુ પાર, તુ અડવડિઆ આધાર,
સંસાર ફેરા ટાલિ, હિત હેજ નિજરિ નિહાલિ,
હિત હેજ નિજરિ નિહાલિ, સ્વામી નામ નવ નિધિ પાઇઈ,
શ્રી વિશાલસુંદર સીસ પભણુતિ, તાહરા ગુણુ ગાઇઇં (૧૧)
ગાઇઈ જિનગુણુ સાર, હું અછઉ તાહરઉ દાસ,
મઝ હુઈ તુઝ પદ ભેટ, હિવ ધણી તુહ જિનેટ,
હિવ ધણી તુહ જિનેટ, સબલઉ ભાગ્ય જોગઇ ઉમિલ્યુ,
શ્રી વિશાલસુંદર સીસ પભણુતિ, આજ ઘરિ સુતરુ ફલિઉ (૧૨)
સુતરુ ફલિઉ મઝ આજ, સુરધેનુ સારઇ કાજ,
જઉ ભેટિઉ વીર જિણુંદ, તઉ પામીઉ પરમાનંદ,
તઉ પામીઉ પરમાનંદ, અતિ ઘણુ હુંજ્યો સેવા તુમ્હ તણી,
**શ્રી વિશાલસુંદર સીસ** પભણુતિ, ભગતિ આણી અતિ ઘણી (૧૩)

॥ इति वीरस्तोत्रं समाप्तम् ॥

આ સ્તોત્ર-સ્તવન પાટણમાંના પૂ. મુ. મ. શ્રી પુણ્યવિજયજી મહારાજ પાસેના એક હસ્તલિખિત પાના ઉપરથી ઉતારીને અહીં આપ્યું છે

જૈન સ્થાપત્યો અને જ્ઞાનમંદિરોથી સમૃદ્ધ રાજપુતાનાનું એક જૈન તીર્થ

# જૈસલમેર

લેખક—શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબ, અમદાવાદ

( ગતાંકથી ચાલુ )

## (૨) શ્રી સંભવનાથજીનું દેરાસર

શ્રી પાર્શ્વનાથજીના દેરાસરની ભમતીમાંથી ડાબી બાજુની બારી મારફતે શ્રી સંભવનાથજીના દેરાસરમાં જવાય છે. શ્રી સંભવનાથજીના દેરાસરમાં જવાનો મુખ્ય દરવાજો બીજો જ છે, પરંતુ તે દરવાજો બંધ રાખવામાં આવતો હોવાથી યાત્રાળુ–પ્રવાસીઓને શ્રી પાર્શ્વનાથજીના મુખ્ય મંદિરની ઉપરોક્ત બારીમાંથી જ પસાર થવું પડે છે.

શ્રી પાર્શ્વનાથજીના મંદિરની બારીમાંથી નીકળતાં જ, પીળા પાષાણ પર કોતરેલી જમણા હાથ તરફ ભીંતની લગોલગ મૂકેલી તપપટ્ટિકા નજરે પડે છે (ચિત્ર માટે જુઓ જૈનલેખસંગ્રહ ભાગ ૩ જાના પાના ૨૨ સામે) આ તપપટ્ટિકાનો ઉપરનો ભાગ જરા તૂટેલો છે, આ પટ્ટિકાની ઉંચાઈ ૩૫ ઈંચ છે તથા પહોળાઈ ૨૨ ઇંચ છે. આ તપપટ્ટિકાની નીચેના ભાગમાં સંવત ૧૫૦૫ ની સાલનો લેખ કોતરેલો છે ( જુઓ જૈનલેખસંગ્રહ ભાગ ૩ જો લેખાંક ૨૧૪૪)

## જગવિખ્યાત તાડપત્રીય ભંડાર

આ તપપટ્ટિકાના દર્શન કરીને જરા આગળ વધીએ એટલે એક નાની નીસરણીનાં પાષાણના પગથીઆ નજરે પડે છે. આ પગથીઆં ઊતરીએ એટલે લાકડાના બે બારણા નજરે પડે છે, જેના ઉપર હમેશાં ત્રણ તાળા લાગેલા હોય છે અજાણ્યા માણસને આવા નાના બારણાઓ પર ત્રણ ત્રણ તાળા લાગેલા નજરે પડે છે ત્યારે તે આશ્ચર્યચકિત થઈ જાય છે. પરંતુ જ્યારે તે ત્રણ તાળાઓ જૈસલમેરના ઐતિહાસિક તાડપત્રીય ભંડારોના વહીવટદારોની ત્રણ ચાવીઓ લાવીને ખોલવામાં આવે છે, અને અંદર ખૂબ ઊંડે એક નાની સરખી માથાંફોડિયા બારી કે જેની ઉંચાઈ લગભગ અઢીથી ત્રણ ફૂટ છે, તેની અંદર વાંકા વળીને જઈએ છીએ અને પત્થરની છાજલીઓ ઉપર ખાદીના બંધનોએ વીંટેલી અમૂલ્ય તાડપત્રીય હસ્તપ્રતો જોઈએ છીએ ત્યારે તે તાળાઓની વાસ્તવિકતા જણાઈ આવે છે જ્ઞાનપૂજાને પોતાનો જીવનમંત્ર માનનારા જૈનબંધુઓ શું ધારે તો આ ઐતિહાસિક ગ્રંથભંડારની તાડપત્રની હસ્તપ્રતો પર પાટણના સંઘવીના પાડાના ભંડારની એકેક હસ્તપ્રત રાખવા માટે સાગના જુદા જુદા દાબડાઓ સ્વર્ગસ્થ ગુરુદેવ પ્રવર્તકજી કાંતિવિજયજી તથા તેઓશ્રીના સ્વર્ગસ્થ શિષ્ય પૂજ્ય ગુરુદેવ શ્રી ચતુરવિજયજી તથા વિદ્યમાન પ્રશિષ્ય સાહિત્યસેવી પુણ્યવિજયજીના ઉપદેશથી બનાવીને સુરક્ષિત રાખવા માટે બનાવરાવ્યા છે, તેવી જ રીતે આ ઐતિહાસિક ગ્રંથભંડારની એક એક પ્રત માટે જુદા જુદા દાબડાઓ બનાવરાવી પોતાના પૂર્વજોનો અમૂલ્ય વારસો સુરક્ષિત રાખવા કટિબદ્ધ ન થાય ? હાલમાં સુપ્રસિદ્ધ પુરાતત્ત્વવિદ્ શ્રીયુત જિનવિજયજી ત્યાંના ગ્રંથભંડારની એકએક પ્રત દિવસોથી તપાસી રહ્યા છે, અને જ્યારે તેઓની તપાસ પૂરી થશે ત્યારે જગતને ત્યાંના ભંડારની અમૂલ્ય સામગ્રીની જાણ થશે.

મને પોતાને પણ આ ગ્રંથભંડારની તાડપત્રીય હસ્તપ્રતો પરથી સ્વર્ગસ્થ ચીમનલાલ દલાલે નહિ ઉતારેલી એવી ગ્રંથપ્રશસ્તિઓ ઉતારવાનો અમૂલ્ય અવસર ત્યાંના વહીવટદારોની તથા પૂજ્ય ગુરુવર્ય શ્રી જિનહરિસાગરસૂરીશ્વરજીની મદદથી પ્રાપ્ત થયો હતો. મારા અઢાર દિવસના ત્યાંના વસવાટ દરમ્યાન સાતેક વખત મને ભંડારના ગ્રંથભંડારની પ્રશસ્તિઓ ઉતારવાનો સુયોગ પ્રાપ્ત થયો હતો. આ ગ્રંથભંડારમાંની કેટલીક પ્રશસ્તિઓ જે મેં ઉતારી લીધી છે, તે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીની ઓફીસમાં છે. મારા આ કાર્ય દરમ્યાન તાડપત્રીય પ્રત નંબર ૨૫૨ની ભગવતી વૃત્તિની ૪૩૫ પત્રની સંવત ૧૨૭૪ની સાલમાં લખાએલી પ્રતની ઉપર તથા નીચે બાંધેલી લાકડાની બે પાટલીઓ પર વાદિદેવસૂરિ તથા દિગંબર કુમુદચંદ્રની વચ્ચે આશાપલ્લીમાં થએલા વાદવિવાદને લગતા ઐતિહાસિક પ્રસંગો જોવા મળ્યા હતા, જેના ફોટોગ્રાફો લેવડાવી લીધા હતા, અને તે પણ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીની ઓફિસમાં છે

આ ભંડારમાં કેટલાક તાડપત્રોનાં ત્રૂટક પોટલાં પણ બાંધેલા પડેલાં છે, જે જોતાં ત્યાંના કાર્યવાહકોની તે પ્રત્યેની ઉપેક્ષા દેખાઈ આવે છે. હું ઇચ્છું છું કે જો સમય હોય તો શ્રીયુત જિનવિજયજી તે પોટલાઓમાંની સામગ્રીની પણ જરૂર તપાસ કરશે. આ ભંડારની સાથે સાથે કાગળની હસ્તલિખિત પ્રતો પણ સારી સંખ્યામાં છે. આ ભંડાર વિદ્વાનોથી જરા પણ અજ્ઞાત નથી, છતાં પણ હજુ સુધી તેની બરાબર જોઈએ તેવી તપાસ થઈ હોય એમ લાગતું નથી. શ્રીયુત જિનવિજયજી દ્વારા હાલમાં બરાબર તપાસ થાય છે એ જાણીને કયા સાહિત્યસેવીને આનંદ નહિ થાય?

ઉપરોક્ત ભંડારમાં જવાની સીડીના ઉપરના ભાગમાં પીળા આરસના બે શત્રુંજય ગિરનારના પટો છે. આ બંને પટો સંવત ૧૫૧૮ની સાલના છે (જૈ. લે. સં. ભા. ૩. લેખાંક ૨૧૪૦–૨૧૪૧) પ્રવેશદ્વારમાં દાખલ થવાના દ્વારના ઉપરના ભાગમાં મંગલમૂર્તિ તરીકે એક નાની પીળા પાષાણની જિનમૂર્તિ છે જમણી બાજુએ ઉપરોક્ત બે પટો ભીંતના ટેકે રાખેલા છે અને ડાબી બાજુની ભીંત પર ચૌદ સ્વપ્ન જાળીમાં કોતરેલા છે.

પ્રવેશદ્વારમાં દાખલ થતાં જ ડાબા હાથ પર આ જિનમંદિરનો ૩૫ લીટીનો લેખ એક પીળા પાષાણ પર કોતરેલો છે (જૈ. લે. સં. ભા. ૩ લેખાંક ૨૧૩૯) પ્રવેશદ્વારમાંથી અંદર જતાં છેક ગભારા સુધી બંને બાજુ ઓટલી પર આરસની નાની મોટી જિનપ્રતિમાઓ સ્થાપન કરેલી છે. તે પૈકી ડાબા હાથ તરફ ૩૬ નાની મોટી જિનપ્રતિમાઓ તથા એક પીળા પાષાણનો નંદીશ્વરદ્વીપનો પટ અને ૧ પીળા પાષાણનો ચોવીશ જિનનો પટ છે, જ્યારે જમણા હાથ તરફ મરુદેવા માતાની પીળા પાષાણના હાથી પર બિરાજમાન થએલી મૂર્તિ છે, તથા નાની મોટી ૪૫ જિનપ્રતિમાઓ પાષાણની છે. ખાસ કરીને જમણી બાજુના પીળા પાષાણના બે તોરણોનું નકશીકામ બહુ જ કલાત્મક છે. જેનો ઉલ્લેખ સુદ્ધાં સ્વર્ગસ્થ નાહરજીએ તેમના 'જેસલમેર' ઊર્ફે જૈનલેખસંગ્રહના ત્રીજા ભાગમાં કર્યો નથી. આ બંને તોરણોની અંદરના ભાગમાં પીળા પાષાણની નાની નાની ૧૯ જિનપ્રતિમાઓ શિલ્પીએ કોતરેલી છે, આ બંને તોરણો અંધારામાં હોવાથી તેના ફોટાઓ લઇ શકાયા નથી. પરંતુ બંને તોરણો પરના લેખો નાહરજીના પુસ્તકમાં છપાએલા નહિ હોવાથી મેં ઉતારી લીધા હતા, જે નીચે પ્રમાણે છે.—

(१) ॥६०॥ संवत् १५०६ वर्षे श्रीखरतरगच्छे
(२) श्रीजिनभद्रसूरिविजयराज्ये
(३) श्रीनेमनाथतोरणं कारितं
(४) सा० आपमल पुत्र सा० पेथा तत्पुत्र
(५) सा० आसराज तत्पुत्र सा० पातास्या
(६) निजमातृ गेलीश्राविकापुण्यार्थं

બીજા તોરણુ પરનો લેખ આ પ્રમાણે છે—

(१) ॥संवत् १५१८ वर्षे ज्येष्ट वदि ४ श्रीखरतरगच्छे॥
(२) श्रीजिनभद्रसूरीणां प्रसादेन श्रीकीर्त्तिरत्नसूरीणामादेशेन
(३) गणधरगोत्रे सा० (मा० ?) रूमार्या धत्री पुत्र मा० पासड
(४) सं० सच्चा सं० पासडभार्या प्रेमलदे पुत्र स० जीवद
(५) श्रावकेण भार्या जीवादे पुत्र सधारणधीरा
(६) भगिनी विमलीपूरी धरमई प्रमुख परिवार ॥
(७) सहितेन वा० कमलराजगणिवराणां
(८) सदुपदेशेन श्रीवासुपूज्यबिंबं तोरणं कारित ॥
(९) प्रतिष्ठितं च ..श्रीजिनभद्रसूरिपट्टालंकार ॥
(१०) श्रीजिनचंद्रसूरिभिः ॥ उत्तमलाभगणिः प्रणमति ॥

આ બંને તોરણો ઉપરાત એક પીળા પાષાણનો વીશ વિહરમાન જિનનો પટ છે અને એક પીળા પાષાણની ગુરુમૂર્તિ છે. રંગમંડપનો ઘુમટ પણ ખાસ જોવા લાયક છે આ ઘુમટની પુતળીઓની પાછળના ભાગમા ચકલાંઓ માળા બાંધીને તેના શિલ્પને બગાડી નાંખે નહિ તે માટે એક લોખંડની જાળી જડી દેવામાં આવે છે. આ જાળી જડનાર વ્યક્તિનો આશય તો સારો જ છે, પરંતુ તે બહાને એક ઉત્તમ કલાવશેષને ઢાંકી દેવામાં આવ્યો છે, અને એક તો જૈસલમેરના કિલ્લા પરના દેરાસરોમાં થોડુ અંધારું તો હોય જ છે, તેમાં વળી જાળી જડી દીધી છે એટલે ઘણો જ પ્રયત્ન કરવા છતા પણ અમે આ ઉત્તમ કારીગરીના નમૂનારૂપી ઘુમટની છતનો ફોટોગ્રાફ લઇ શક્યા નહિ. આ છતના સ્થાપત્યોની નોંધ મે મારી પ્રવાસ ડાયરીમાં તે વખતે નોંધી લીધી હતી, જે નીચે પ્રમાણે છે.—

છતની મધ્યમા દેલવાડાના સુપ્રસિદ્ધ જિનમંદિરોની છતમા લટકતા લોલકને હૂબહૂ મળતું કમળનું લોલક છે. લોલકને ફરતી ચક્રાકારે જુદી જુદી જાતના અભિનય કરતી બાર અપ્સરાઓ છે. આ બારે અપ્સરાઓના અંગમરોડના અભિનયનાં શિલ્પો કોઇ દૈવી શિલ્પીના હાથે જાણે કંડોરાએલા ન હોય તેમ દેખતા જ ભાસ થાય છે! ખૂબીની વાત તો એ છે કે શિલ્પીએ દરેક અપ્સરાની નીચે એકેક ગંધર્વનું રૂપ પણ રજુ કરેલું છે જૈસલમેરના પ્રવાસે–યાત્રાએ જનાર દરેકે દરેક કલાપ્રેમીએ આ છતનું કલાકૌશલ્ય ખાસ જોવા લાયક છે. બારે અપ્સરાઓની વચમા એકેક પદ્માસનસ્થ જિનમૂર્તિ પણ શિલ્પીએ રજુ કરેલી છે. નીચેના ભાગમા હંસપક્ષીની સળંગ એક લાઈન છે,

રંગમંડપના ઉપરોક્ત ઘુમટથી આગળ વધતાં જ એક ધાતુના ચોકઠામાં સ્ફટિકના પદ્માસનસ્થ ચોમુખજી બિરાજમાન છે. જરા આગળ વધતાં જ સંભવનાથજી ભગવાનના ગભારામા દાખલ થવાનુ ગર્ભદ્વાર આવે છે. ગર્ભદ્વારની નજીકના જ બને થાંભલાઓની અડોઅડ પીળા પાષાણની લગભગ પાંચ પાંચ ફૂટ ઊભી બે કાયોત્સર્ગસ્થ જિનપ્રતિમાઓ છે. તથા ગર્ભદ્વારની બંને બાજુએ પણ બબ્બે જિનપ્રતિમાઓ બિરાજમાન છે. ગર્ભદ્વારની અંદરના ભાગમા મૂળનાયક શ્રીસંભવનાથજી સહિતની પાષાણની ૧૩ જિનપ્રતિમાઓ તથા ૬ ધાતુના પંચતીર્થી છે.

ગભારાની પાછળ ભમતીમાં પણ ૩૦ પીળા પાષાણની પદ્માસનસ્થ જિનપ્રતિમાઓ છે; અને એક પીળા પાષાણનુ સ્તૂપની આકૃતિવાળું ઊભું સમવસરણ છે, જે એક શિલ્પકલાના નમૂનારૂપ છે. આ સમવસરણમા ઉપરાઉપરી ત્રણ ચોમુખજી છે અને એક પીળા પાષાણની મોટી પાદુકા છે. આ સમવસરણને ફરતો એક લેખ પણ કોતરેલો છે, જે આપણે હવે પછી જોઇશું (ચાલુ)

---

# જૈનધર્મી વીરોનાં પરાક્રમ

લેખક—**શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી**

( ગતાંકથી ચાલુ )

## મહાન વસ્તુપાલ (૨)

વસ્તુપાલનાં લગ્ન લલિતાદેવી સાથે અને તેજપાળના લગ્ન અનુપમાદેવી સાથે થયા હતા. અનુપમાદેવી ખાસ સૌન્દર્યસુંદરી ન લેખાય છતા તેણીમા જે પ્રજ્ઞાપ્રચુરતા અને બુદ્ધિવૈભવ ભરેલા હતા તે ઉત્કૃષ્ટ પ્રકારના હતા, અને એને લઇને ખુદ મંત્રી વસ્તુપાલ પણ તેણીની સલાહ લેવાનુ પસંદ કરતા

વાઘેલા વંશની રાજ્યગાદી ચૌલુક્ય વંશના અસ્તકાળે ઉન્નત થવા માંડી. બીજા ભીમદેવના રાજ્યકાળમા અણહિલપુરનો સૂર્ય આથમવો શરૂ થઇ ચૂક્યો હતો, એની અશક્તિનો લાભ લઈ ખંડીયા રાજાઓ સ્વતંત્ર થવા લાગ્યા હતા. ચૌલુક્યરાજ મહારાજા તરીકે ઓળખાતા છતા એ માત્ર નામના જ મહારાજા હતા ખરી સત્તા તેમના હાથમાંથી પૂર્ણપણે સરી ગઈ હતી. જ્યારે ભીમદેવે ઉત્તરમાં પોતાની સત્તા પુનઃ મજબુત કરવાનો પ્રયાસ આરંભ્યો ત્યારે વાઘેલા લવણપ્રસાદે ધોળકામા પોતાની સ્વતંત્ર ગાદી સ્થાપી, અને જે પ્રદેશ સાબરમતી અને નર્મદા વચ્ચે આવેલ હતો એ સર્વ ઉપર તેમજ ધોળકા–ધંધુકાના જીલ્લાઓ ઉપર પોતાનુ વર્ચસ્વ સ્થાપ્યુ આમ છતા અણહિલવાડના મહારાજ્ય પ્રત્યેની ભક્તિમા જરા પણ ન્યૂનતા આવવા ન દીધી. લવણપ્રસાદ ઘણો ડાહ્યો અને દીર્ઘદર્શી સરદાર હતો, અને સાથોસાથ પાકો મુસદ્દી પણ હતો. રાજવી ભીમ સાથેનો એનો વર્તાવ ઇસ્ટ ઇંડિયા કંપનીના–બ્રીટીશ દિવાનનો મોગલ પાદશાહ શાહઆલમ સાથે હતો તેવા પ્રકારનો કહી શકાય અંગ્રેજીમા ટાંક મહાશયે કહ્યુ છે કે—He cared more for the substance than for the shadow (અર્થાત્ એ ડાળા—પાંદડા કરતા મૂળની જ વધારે ચિંતા કરતો હતો) એ અક્ષરશઃ સાચું છે.

લવણપ્રસાદે પૂર્ણ શક્તિ વાપરી વાઘેલા રાજ્યની સ્થાપના કરી, છતાં પોતે તો આખર સુધી પાટણની ગાદીનો વફાદાર ખંડીયો રાજા રહ્યો. ધોળકાના રાજ્યની સ્થાપનામાં પોતે અગ્ર ભાગ ભજવ્યા છતાં એ પર પોતે ન બેસતાં પોતાના પુત્ર વીરધવલને બેસાડયો. આ રાજવી વીરધવલના પ્રખ્યાત મંત્રીઓએ—આપણા વાર્તાનાયક વસ્તુપાળ અને તેજપાળ એ ઉભય બંધુઓએ શરૂઆતમાં અણહિલવાડની સેવા સ્વીકારી હતી અને પોતામાં રહેલ શૌર્ય અને બુદ્ધિમત્તાનું જવાહિર એક કરતા વધુ પ્રસંગોમાં બતાવ્યું હતું. રાણા લવણપ્રસાદ એમને પારખવામાં પ્રથમ હતો અને તરત જ એણે એ ઉભયને ત્યાંથી ખેંચી લઇ વીરધવલના પાટનગર ધોળકામાં મૂકયા હતા. પણ એક અભિપ્રાય એવો પણ પ્રાપ્ત થાય છે કે—જ્યારે એ બે ભાઇઓએ વીરધવળની સેવા સ્વીકારી ત્યારે એમની વય પૂરી પચીસની પણ નહોતી, એટલે આ ઉપરથી એમ લાગે છે કે પાટણમાં તેઓએ રાજ્યસેવા ન પણ કરી હોય ગમે તેમ બન્યુ હોય પણ વીરધવળને આ બન્ને ભાઇના સધિયારો પ્રાપ્ત થયા પછી પોતાનું રાજ્ય વિસ્તારવામાં અને એનો વહીવટ પદ્ધતિસર ચલાવવામાં ઘણી સુગમતા થઈ પડી. મંત્રીશ્વર તરીકેની સંપૂર્ણ જવાબદારી વસ્તુપાળે ઉપાડી લીધી અને સેનાપતિનો જવાબદારી ભર્યો હોદ્દો તેજપાળના ફાળે આવ્યો.

In the conduct of the official affairs, they acted independently of all personal considerations and never hesitated even to overrule the chief, whenever they doubted the wisdom of any of his proposed measures

અર્થાત્—રાજકાજના વહીવટમાં તેઓ અંગત કોઇ પણ સંબંધનો લેશ પણ ખ્યાલ કરતા નહી એટલું જ નહી પણ રાજાએ કરેલ સૂચના પણ જો યોગ્ય ન જણાય તો તેનો પણ તેઓ વિરોધ કરતા અચકાતા નહિ.

ઉપરના શબ્દો તેઓ મંત્રી તરીકે કેવી રીતે કામ લેતા તેનો સ્પષ્ટ ખ્યાલ આપે છે. રાજ્યઅંગેની દરેક વિચારણા અંગત હિત બાજુએ રાખી નિષ્પક્ષ દૃષ્ટિથી કરનાર મંત્રીશ્વર વસ્તુપાળ રાજવીનું કોઇ પગલું પોતાના અંતરના નાદથી વિરુદ્ધ જતું જોતા કે રાજ્યને અહિતકારી લેખતા તો તરત જ એનો વિરોધ કરતા. એ વેળા રાજવી વીરધવળની નારાજી થશે એવો ભય કદી પણ સેવતા નહી. નિમ્ન પ્રસંગ- પરથી એ વાત સમજાય તેમ છે.

એક વાર દિલ્હીના સુલતાનના ધર્મગુરુ મક્કાની હજ કરવા જતાં ધોલકાની હદમાંથી પસાર થઇ રહ્યા હતા. રાણાએ એને પકડીને કેદમાં નાખવાનો વિચાર કર્યો, પણ ઉભય બંધુઓએ એમ કરવાની ઘસીને ના પાડી. વીરધવળ ઘડીભર તો વિચારમાં પડ્યો પણ વસ્તુપાળે દૃઢતા પૂર્વક જણાવ્યું કે—યાત્રાએ નીકળેલા દુશ્મનના માણસનું પણ આતિથ્ય કરવું એ રાજ્યધર્મ છે અને એમાં જ આપણી શોભા છે, અને પરિણામે એથી લાભ જ થશે. ઉભય બંધુની એ વાત પર અડગતા જોઇ વીરધવળે પોતાનો વિચાર પડતો મૂકયો, અને યોગ્ય લાગે તેવું આતિથ્ય કરવાની મંત્રીશ્વરને છૂટ આપી. વસ્તુપાળે મુલ્લાજીને માન અકરામ આપી એવી તો આગતા-સ્વાગતા કરી કે જ્યારે એ પાછો ફરી દિલ્હી પહોંચ્યો ત્યારે સુલતાનને ધોળકાના રાજવી તથા મંત્રીના પોતા પ્રત્યેના વર્તાવનાં ભારોભાર વખાણ કર્યાં અને એની લાગવગથી ઉભય રાજ્ય વચ્ચે મિત્રતાનો સંબંધ બંધાયો. બીજા પુસ્તકોમાં આ પ્રસંગની વાત છે પણ તે જુદા રૂપે નોંધાયો છે. એમાં બાદશાહના ધર્મગુરુને સ્થાને સુલતાનની માતા હજે નિકળ્યાની વાત છે અને એ બનાવ ખંભાત સમીપ

પન્યાનુ જણાવેલ છે. આમ છતા મૂળ મુદ્દામાં જરા પણ ફેર પડતો નથી. એ પ્રસંગમાં મંત્રી યુગલની દીર્ઘદર્શિતા અને મુત્સદ્દીગીરીના સ્પષ્ટ દર્શન થાય છે. એમા માનવ જીવનની સૌરભ જેમ દૃષ્ટિગોચર થાય છે તેમ રાજધર્મ અને રાજ્યહિત પણ સ્પષ્ટ દેખાય છે.

ટાક મહાશયના નીચેના-શબ્દો વસ્તુપાળ-તેજપાળના કારભાર માટે સંપૂર્ણ પ્રશસ્તિ રૂપ હોવાથી મૂળ ભાષામાં ઉતાર્યા છે

'Under Vastupal', says and eye-witness, 'low people ceased to earn money by base-means, the wicked turned pale: the righteous prospered All honestly and securely plied their caelling... He repaired old buildings, planted trees, sank wells, laid out parks and rebuilt the city. All castes and creeds he treated alike' (Bom. Gaz. I I, 199)

The activities of the brothers did not stop here. They shared the perils of battle-fillds with their master and won victories for him. Their deeds of valour have been sung by the poets and extolled by the bards Their suppression of the overpowered said of Cambay, their victory over Mahummed Ghori sultan Muizzuddin Bahram shah of Delhi and their smart capture of the Godha chief Ghughula are achievements, gallant and glorious enough to win them a high place among the great warriors of India.

ઉપરના લાંબા અવતરણનો ભાવાર્થ એ છે કે વસ્તુપાલના કારભારમા હલકા અને ખટપટી મનુષ્યોના ધંધા પડી ભાગ્યા, પ્રામાણિકતા મોખરે આવી એણે જીર્ણતાને વરેલા છતા પ્રાચીનતાનો પુરાવા આપતા મકાનો સુધરાવ્યા, વૃક્ષો રોપાવ્યા, કુવાઓ ખણાવ્યા, બાગબગિચા વિસ્તાર્યા અને પાટનગરનો દેખાવ ફેરવી નાખ્યો જ્ઞાતિ કે ધર્મના ભેદભાવને ગણક આપ્યા સિવાય તે બધા સાથે સરખા રીતે વર્ત્યો

વિશેષમા માત્ર વસ્તુપાલ જ નહીં પણ સાથે તેજપાલ પણ ખરો જ. ઉભય બંધુઓએ જેમ વહીવટી તંત્ર નમૂનેદાર બનાવ્યુ તેમ સમરાંગણ પણ ખડ્યુ એમના શૂરાતનનાં વર્ણન કવિઓએ ગાયા અને બારોટોએ કવિતોમા અવતાર્યા.

ખંભાતમા કર્તાહર્તા થઇ પડેલ શૈદ્દ [સીદીક]ને, દિલ્હીના સુલતાનને અને ગોધ્રે સરદાર ઘુઘુલને તાબે કરી પોતાનામા જેટલી સરળતાથી કલમ ચલાવવાની શક્તિ છે તેટલી સરળતાથી ભાલો ફેરવવાની તાકાત પણ છે એ વાત પુરવાર કરી આપી. એ ચિરસ્મરણીય કૃત્યો દ્વારા એ બંધુ બેલડીના નામા શરવીર યોદ્ધાઓની યાદીમાં ચુનંદા સેનાપતિઓ તરીકે આજે પણ મોખરે ગણાય છે

બંધુયુગલના ધાર્મિક કાર્યો પ્રતિ મીટ માંડીએ ને પૂર્વે ઉપર જે વાત જોઇ ગયા અને જેને ઇતિહાસનો સબળ ટેકો છે એ ઉપરથી હર કોઇને લાગ્યા વિના ન રહે કે ધર્મે જૈન હોવા છતા અને અહિંસાના પૂજારી હોવાનો દાવો કરવા છતા વસ્તુપાળ અને તેજપાળ સ્વ ફરજમાથી જરા પણ વિચલિત નથી થયા રાજ્યના ગૌરવ ટાણે કે દેશના રક્ષણ પ્રસંગે તેઓએ નથી તો નમાલી વૃત્તિ દાખવી કે નથી તો દયાના નામે કાયરતાને પંપાળી. સાહિત્યના પાને આવી અમરગાથાઓ ઝળકતી હોવા છતા કેટલાક લેખકો શા કારણે એ પ્રતિ આખમીચામણા કરી જૈનોની અહિંસાને વગોવવા ઉદ્યુક્ત થતા હશે? (ચાલુ)

# નમસ્કાર મહામંત્ર

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી ભદ્રંકરવિજયજી

પંચપરમેષ્ઠી મહામન્ત્રરૂપ નમસ્કાર સૂત્રમા અક્ષરો અડસઠ છે. પાંચ પદોના પાત્રીસ અક્ષર અને ચૂલિકાનાં ચાર પદોના તેત્રીસ અક્ષર મલીને કુલ અડસઠ અક્ષરોમા પચપરમેષ્ઠી નમસ્કાર મહામંત્ર સમાપ્ત થાય છે. નવકારના નવ પદો ગણાય છે તે 'विभक्त्यन्त पदम् ।' 'જેને છેડે વિભક્તિ છે, તે પદ ગણાય છે' એ અર્થમા નહિ, કિન્તુ 'नमो अरिहताण' ઇત્યાદિ વિવક્ષિતઅવધિયુક્ત પદો નવકારમાં નવ છે, એમ સમજવાનું છે. નવકારનાં નવ પદોના પ્રથમ પદમા સાત અક્ષર, બીજામા પાંચ, ત્રીજામા સાત, ચોથામા સાત, પાચમામાં નવ, છઠ્ઠામાં આઠ, સાતમમાં આઠ, આઠમામા આઠ અને નવમામાં નવ અક્ષર છે, એ રીતે પ્રત્યેક પદના અક્ષરો મલીને કુલ સખ્યા અડસઠની થાય છે. નવ પદોવાળા નવકારની સપદાઓ આઠ છે સપદા એટલે વિશ્રાન્તિસ્થાનો અથવા મહાપદો. એ કારણે નવકારના ઉપધાનની વિધિમા નવકારને આઠ અધ્યયન સ્વરૂપ ગણીને પ્રત્યેક અધ્યયન દીઠ એકેક આયબિલ કરવા દ્વારા કુલ આઠ જ આયબિલ કરવા ફરમાન કર્યું છે. નવ પદોની આઠ સપદાઓ કેવી રીતે ગણવી?—એનો ઉત્તર બે પ્રકારે છે. પ્રથમ ઉત્તરમા પ્રથમ સાત સંપદાઓ પ્રથમના સાત પદોની પદ સમાન છે, અને આઠમી સપદા છેલ્લા બે પદોની મલીને સત્તર અક્ષર પ્રમાણે છે જેમ કે 'मगलाण च सव्वेसिं, पढम हवइ मगल' બીજા ઉત્તરમાં છઠ્ઠી સપદા બે પદ પ્રમાણ સોળ અક્ષરવાળી છે જેમકે–एसो पच नमुक्कारो, सव्वपावपणासणो'

એ રીતે નવપદમય, પાત્રીસ અક્ષર પ્રમાણ મૂળ મત્ર અને તેત્રીસ અક્ષર પ્રમાણ ચૂલિકા સહિત અડસઠ અક્ષર પ્રમાણ પચપરમેષ્ઠિ નમસ્કાર મહામત્રને આઠ સપદાઓ વડે ભક્તિ સહિત ભણવાથી શાશ્વત સ્થાનની પ્રાપ્તિ થાય છે, એમ ચૈત્યવદનભાષ્ય, પ્રવચનસારોદ્ધાર, નમસ્કારપજિકા આદિ અનેક શાસ્ત્રોમા ફરમાવ્યુ છે. શ્રી મહાનિશીથ સિદ્ધાતમા પણ નવકારને સ્પષ્ટ રીતિએ અડસઠ અક્ષરવાળો જણાવ્યો છે ત્યા કહ્યુ છે કે–'એ રીતે પચ મગલ મહાશ્રુતસ્કધનુ વ્યાખ્યાન મહાપ્રબધ વડે સૂત્રથી પૃથગ્ભૂત નિર્યુક્તિ ભાષ્ય અને ચૂર્ણિ વડે અનત ગમપર્યવ સહિત, જેવી રીતે અનત જ્ઞાન દર્શનને ધારણ કરનાર તીર્થંકર દેવો વડે કરાયેલુ છે, તેવી રીતે સક્ષેપથી કરાયુ હતુ, પરતુ કાલપરિહાણિના દોષથી તે નિર્યુક્તિ ભાષ્ય અને ચૂર્ણિઓ વિચ્છેદ પામી છે વ્યતીત થતા કાલ સમયમા મોટી ઋદ્ધિને વરેલા, પદાનુસારીલબ્ધિ અને દ્વાદશાગશ્રુતને ધારણ કરનારા, શ્રી વજ્રસ્વામી થયા. તેમણે આ શ્રી પચમંગલ મહાશ્રુતસ્કધનો ઉદ્ધાર મૂલસૂત્ર (શ્રી મહાનિશીથ)ની અદર લખ્યો. મૂલ સૂત્ર સૂત્રથી ગણધર ભગવતોએ અને અર્થથી ત્રૈલોકયપૂજ્ય ધર્મતીર્થંકર અરિહત ભગવત શ્રી વીરજિનેન્દ્રે પ્રરૂપેલુ છે, એવો વૃદ્ધ સપ્રદાય છે. મૂલ સૂત્રમા જ્યા સૂત્રાલાપકો એક પદની સાથે બીજા પદને અનુલગ્ન ન મલે ત્યા ખોટુ લખ્યુ છે એવો દોષ શ્રુતધરોએ ન દેવો—પરન્તુ મથુરાનગરીમા સુપાર્શ્વનાથ સ્વામીના સ્થુભ આગળ પદર ઉપવાસ કરવાથી પ્રસન્ન થયેલ શાસનદેવતાએ ઉધેહી આદિ વડે ખડ ખડ થયેલી અને સડી ગયેલા પત્તાવાળી પૂર્વ પ્રતને જેવી આપી તેવી ગ્રહણ કરીને આચાર્ય હરિભદ્રસૂરિએ અચિન્ત્ય ચિન્તામણિ કલ્પ આ શ્રી

મહાનિશીથ શ્રુતસ્કંધને સમગ્ર પ્રવચનના સારભૂત, પરમતત્ત્વભૂત અને અતિશયવાળા અત્યંત મહાન્ અર્થોના સમુદાયવાળું જાણીને પ્રવચનવત્સલતાથી તથા ભવ્ય સત્ત્વોના ઉપકારની બુદ્ધિથી આત્મહિત અર્થે જેવું તે પ્રતમાં જોયું તેવું સર્વ સ્વમતિથી શોધીને લખ્યું છે. અને તેનું બીજા પણ શ્રીસિદ્ધસેન, વૃદ્ધવાદી, યક્ષસેન, દેવગુપ્ત, યશોવર્ધન ક્ષમાશ્રમણ શિષ્ય રવિગુપ્ત, નેમિચંદ્ર, જિનદાસગણિ ક્ષમાશ્રમણ, સત્યશ્રી વગેરે યુગપ્રધાન શ્રુતધરોએ બહુમાન કરેલું છે.' શ્રી મહાનિશીથ સિવાયના બીજા વર્તમાન આગમમાં આ રીતે નવ પદ અને આઠ સંપદાદિ પ્રમાણવાલો નમસ્કાર બીજી કોઈ જગ્યાએ કહેલો દેખાતો નથી શ્રી ભગવતી સૂત્રની આદિમાં માત્ર પાંચ જ પદો કહ્યા છે. પ્રત્યાખ્યાન નિર્યુક્તિમાં 'नमो अरिहताणं' એમ કહી નવકારસીનું પચ્ચખ્ખાણ પારવાનું કહ્યું છે. તે નિર્યુક્તિની ચૂર્ણિમાં કહ્યું છે કે તે નવકારના અનુક્રમે પદો દશ અથવા ૭ છે. ૭ પદો नमो अरिहंतसिद्धआयरियउवज्झायसाहूण એ પ્રમાણે અને દશ પદો 'नमो अरिहंताण, नमो सिद्धाण' એ રીતે 'नमो' સહિત પાંચ પદો સમજવા. નમસ્કાર નિર્યુક્તિમાં એંશી (૮૦) પદ પ્રમાણ બીજી વીશ ગાથાઓ છે જેમકે अरिहंतनमुक्कारो जाव मोएइ भवग्गसहस्साओ ઈત્યાદિ તે તો નવકારના માહાત્મ્યને પ્રતિપાદન કરનારી ગાથાઓ છે. પણ નવકાર રૂપ થવાને યોગ્ય નથી, કારણ કે તે ઘણા પદ સ્વરૂપ છે અને નવકાર તો કેવળ નવ પદ સ્વરૂપ જ છે.

એ રીતે પરમાગમ સૂત્રાંતર્ગત શ્રી વજ્રસ્વામી વગેરે દશ પૂર્વધરાદિ બહુશ્રુત સંવિગ્ન સુવિહિત સૂરિપુરંદરોએ કરેલી વ્યાખ્યાઓ દ્વારા આદર કરાયેલો, અને અંતિમ પદમાં 'हवइ' એ પ્રમાણેના પાઠયુક્ત અડસઠ વર્ણ પ્રમાણ પરિપૂર્ણ નવકારસૂત્રનું અધ્યયન કરવું જોઈએ, તે આ મુજબ

नमो अरिहंताणं ॥ १ ॥
नमो सिद्धाणं ॥ २ ॥
नमो आयरियाण ॥ ३ ॥
नमो उवज्झायाण ॥ ४ ॥
नमो लोए सव्वसाहुणं ॥ ५ ॥
एसो पंच नमुक्कारो ॥ ६ ॥
सव्वपावपणासणो ॥ ७ ॥
मंगलाण च सव्वेसिं ॥ ८ ॥
पढम हवइ मगल ॥ ९ ॥

આનું વ્યાખ્યાન શ્રી વજ્રસ્વામી આદિ શ્રુતધરોએ જે રીતે છેદગ્રન્થાદિ આગમોમાં લખ્યું છે તે રીતે ભક્તિ બહુમાનના અતિશયથી અને ભવ્ય પ્રાણીઓને વિશેષ કરીને આનન્દ છે એમ જાણીને અહીં બતાવીએ છીએ

**પ્રશ્ન**—હે ભગવન્! આ અચિન્ત્ય ચિન્તામણિકલ્પ શ્રી પંચમંગલ મહાશ્રુતસ્કંધ સૂત્રનો શું અર્થ કહેલો છે?

**ઉત્તર**—હે ગૌતમ! આ અચિન્ત્ય ચિન્તામણિકલ્પ શ્રી પંચમંગલ મહાશ્રુતસ્કંધ સૂત્રનો અર્થ આ પ્રમાણે કહેલો છે. આ પંચમંગલ મહાશ્રુતસ્કંધ જેમ તલમાં તેલ, કમલમાં મકરંદ તેમ સર્વ લોકમાં પંચાસ્તિકાય રહેલ છે તેમ સકલ આગમોમાં અંતર્ગત રહેલ છે. [illegible] સદ્ભૂતગુણાનુકીર્તન સ્વરૂપ તથા યથેચ્છફલપ્રસાધક

પરમસ્તુતિવાદરૂપ છે પરમસ્તુતિ સર્વ જગતમા ઉત્તમ હોય તેની કરવી જોઇએ સર્વ જગતમા ઉત્તમ જે કોઇ થઈ ગયા જે કોઈ થાય છે અને જે કોઇ થશે તે સર્વે અરિહંતાદિ પાંચ જ છે તે સિવાય બીજા નથી જ તે પાચ અનુક્રમે અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ છે તે પાચેનો ગર્ભાર્થસદ્ભાવ એટલે પરમ રહસ્યભૂત અર્થ નીચે મુજબ છે

## અરિહંત

આઠ મહાપ્રાતિહાર્યોની પૂજા વડે દેવાસુરમનુષ્ય સહિત સમસ્ત જગતને વિષે **પ્રસિદ્ધ** અનન્યસદૃશ, અચિન્ત્ય, અપ્રમેય, કેવલાધિષ્ઠિત અને પ્રવર ઉત્તમ તત્ત્વરૂપ અરિહંત છે. કહ્યુ છે કે–' વંદન નમસ્કારને યોગ્ય, પૂજા સત્કારને યોગ્ય અને સિદ્ધિ ગમનને યોગ્ય હોય તે અરિહંત છે ' વચન વડે સ્તુત્યાદિ તે વંદન છે અને કાયા વડે અવનામનાદિ તે નમન છે. વંદન નમન વખતે બહુમાનાદિ યુક્ત પ્રણિધાનાદિ તે સમ્યગ્ ધ્યાનાદિ છે. પુષ્પમાલ, સુગંધી ધૂપ, વાસ અને પ્રદીપાદિ વડે થાય તે પૂજા છે વસ્ત્રાભૂષણાદિ વડે કરાય તે સત્કાર છે અને તથાભવ્યત્વ પરિપાકાદિ વડે પરમ અરિહંત પદવીના ઉપભોગ પૂર્વક સિદ્ધ ગતિને પામનારા હોય છે માટે તેઓ અર્હન્ત કહેવાય છે. તેમને મારો નમસ્કાર થાઓ

નમસ્કાર બે પ્રકારનો છે દ્રવ્યસંકોચરૂપ અને ભાવસંકોચરૂપ. કરશિરાદિનો સંકોચ તે દ્રવ્ય નમસ્કાર છે નમસ્કારના યોગમા ચતુર્થી વિભક્તિના બદલે ષષ્ઠી વિભક્તિ વાપરી છે, તે પ્રાકૃત ભાષાના કારણે છે. સર્વકાલના અરિહંતોનુ ગ્રહણ કરવાને માટે બહુવચન છે. અતીત કાલમા થઇ ગયેલા **કેવલજ્ઞાની** વગેરે, અનાગત કાલમા થનારા **પદ્મનાભદિ** અને વર્તમાન કાલમા થયેલા **ઋષભાદિ** અથવા વિદ્યમાન **સીમંધરાદિ**

અથવા અર્હંતોને એટલે સ્તવનાદિને યોગ્ય સર્વને વિષે પ્રધાનપણે સ્તુતિ કરવાને લાયક–' देवासुरमणुएसु अरिहा पूआरूहुत्तमा जम्हा । ' ' દેવ અસુર અને મનુષ્યોને વિષે પૂજાને યોગ્ય અને ઉત્તમ છે, માટે અર્હંત છે ' સર્વ ગુણથી સંપૂર્ણ હોવાથી સર્વોત્તમ–અથવા ગુણ પ્રકર્ષને પામેલા હોવાથી સ્તુતિ કરવાને લાયક અથવા ભયંકર ભવાટવીમા પરિભ્રમણ કરવાથી ભયભીત થયેલા પ્રાણીઓને અનુપમ આનંદ રૂપ પરમપદના પંથને દેખાડવા વડે કરીને સાર્થવાહાદિસ્વરૂપ હોવાથી પરમઉપકારી શ્રી નમસ્કાર નિર્યુક્તિમા કહ્યું છે કે--

" **अडवीइ देसिअत्तं, तहेव निज्जामया समुद्दंमि ।**
**छक्कायरक्खणट्ठा, महगोवा तेण वुच्चति ॥ १ ॥** "

અર્થાત્—ભવ અટવીમા સાર્થવાહ, ભવસમુદ્રમા નિર્યામક અને છકાય જીવના રક્ષક હોવાથી મહાગોપ કહેવાય છે.

**ભવઅટવીમાં સાર્થવાહ**—પ્રત્યવાય સહિત અટવીમા દર્શકના કહેવા મુજબ ચાલવાથી જેમ ઇચ્છિત પુરની પ્રાપ્તિ થાય છે તેમ ભવાટવીમા પણ જીવો જિનેશ્વરોએ ઉપદેશેલા માર્ગે ચાલવાથી નિર્વૃત્તિપુરને પ્રાપ્ત કરે છે, તેથી જિનેશ્વરોનુ ભવઅટવીમા માર્ગદેશકપણુ સિદ્ધ થાય છે નિર્વિઘ્નપણે અટવીના પારને પામવાની ઇચ્છાવાળો જેમ સાર્થવાહને પરમ ઉપકારી માનીને ભક્તિપૂર્વક નમસ્કાર કરે છે, તેમ મોક્ષાર્થિઓને પણ રાગ મદ મોહથી રહિત શ્રી જિનેશ્વરદેવ ભાવપૂર્વક નમસ્કાર કરવા યોગ્ય છે મિથ્યાત્વ અને અજ્ઞાનથી મોહિત માર્ગવાળી સંસાર–અટવીમા જેમણે માર્ગદેશકપણુ કર્યું છે, તે અરિહંતોને હુ નમસ્કાર કરુ છુ. સમ્યગદર્શનથી જોઇને, સમ્યગ્જ્ઞાનથી સારી રીતે

ઓળખીને તથા ચરણ કરણરૂપ સમ્યક્ચારિત્રથી પ્રકર્ષણે ચાલીને શ્રી જિનેશ્વરદેવો સિદ્ધિ સ્થાનને-નિર્વાણ સુખને તથા શાશ્વત, અવ્યાબાધ અને અજરામર ધામને પ્રાપ્ત થયેલા છે.

**ભવસમુદ્રમાં નિર્યામકઃ**—જેમ નિર્યામકો સમ્યક્ પ્રકારે સમુદ્રના પારને પામે છે, તેમ શ્રી જિનેંદ્રો ભવસમુદ્રના પારને પામે છે તેથી તેઓ પૂજાને યોગ્ય છે. મિથ્યાત્વરૂપી કાલિકાવાત—પ્રતિકૂળ વાયુના વિરહમાં તથા સમ્યક્ત્વરૂપી ગર્જભવાત—અનુકૂળવાયુની વિદ્યમાનતામાં શ્રી જિનવરેન્દ્રો એક જ સમયમાં સિદ્ધિસ્થાન રૂપી પત્તનને પ્રાપ્ત થયા છે. અમૂઢજ્ઞાન અને મતિરૂપી કર્ણધાર ત્રિવિધે ત્રણ દંડથી વિરામ પામેલા આ નિર્યામક એવા શ્રી જિનવરેન્દ્રોને વિનયથી નમ્ર બનેલો એવો હું ભક્તિપૂર્વક વંદન કરું છું.

**છકાય જીવોના ગોવાળ**—જેમ ગોપાલકો શ્વાપદાદિ દુર્ગોથી ગાયોનું રક્ષણ કરે છે અને પ્રચુર તૃણ અને જલયુક્ત વનોને વિષે તેને પહોંચાડે છે તેમ શ્રી જિનેંદ્રો ષડ્જીવનિકાયરૂપી ગાયોનું જરા-મરણના ભયથી રક્ષણ કરે છે તથા નિર્વાણસુખને પમાડે છે. તેથી મહાગોપ-પરમગોવાળ કહેવાય છે. એ રીતે ભવ્ય જીવલોકના પરમોપકારી હોવાથી તથા સર્વથી લોકોને વિષે ઉત્તમ હોવાથી શ્રી જિનવરેન્દ્રો સર્વને નમસ્કાર કરવા યોગ્ય છે. પંચપરમેષ્ઠિમાં પહેલો નમસ્કાર અરિહંતોને એટલા માટે છે કે અરિહંતોના ઉપદેશથી જ સિદ્ધાદિનું સ્વરૂપ જાણી શકાય છે.

**'अरिहंत' શબ્દના પાઠાંતરો**—અરિહંત શબ્દના ત્રણ પાઠાંતર છે. અરહંત, અરિહંત અને અરુહંત. અરહંત એટલે સર્વ લોકમાં ઉત્તમ હોવાથી પ્રથમ પૂજાને યોગ્ય. અરિહંત એટલે અત્યંત દુર્જય એવા સમસ્ત આઠ પ્રકારના કર્મરૂપી શત્રુઓને હણનારા, નિર્દયપણે દલી નાખનારા, પીલી નાખનારા, શમાવી અને હરાવી દેનારા. અરુહંત એટલે અશેષ કર્મનો ક્ષય થવાથી ભવમાં ઉત્પન્ન કરનાર અંકુર જેમનો બળી ગયો હોવાથી હવે ફરીને ભવમાં નહિ ઉત્પન્ન થનારા-નહિ જન્મ લેનારા. એ રીતે અરિહંત પદનું વ્યાખ્યાન અનેક પ્રકારે થાય છે, **શ્રી ભગવતી** આદિ સૂત્રોમાં અરિહંત પદનું આખ્યાન, પ્રખ્યાન, પ્રરૂપણ, પ્રજ્ઞાપન, દર્શન, ઉપદર્શન, નિદર્શન આદિ અનેક પ્રકારે કર્યું છે. તેમાંનું કાંઈક અહીં બતાવવામાં આવે છે.

### અરિહંત પદનું વિશેષ આખ્યાન

૧. 'अरहयद्भ्य ।' જેમને 'रह' એટલે એકાન્ત રૂપ સ્થાન તથા અંતર એટલે ગિરિગુફાદિનો મધ્ય ભાગ પ્રચ્છન્ન નથી સર્વવેદી હોવાથી સમસ્ત વસ્તુસમૂહ, તેના પર-અપર ભાગ ઇત્યાદિ પ્રગટ છે તે અરિહંત છે.

૨ 'अरहता।' એ શબ્દના નિરુક્તિ-પદભંજનવશાત્ નીચે મુજબ અનેક અર્થો નીકળે છે-

(अ) 'अत्यर्थं राजन्ते।' સમવસરણાદિ બાહ્ય લક્ષ્મી અને સદ્જ્ઞાનાદિ આંતર લક્ષ્મી વડે જેઓ અત્યંત શોભે છે.

(र) 'रान्ति सद्दर्शनादि।' સમ્યગ્દર્શનાદિ જેઓ આપે છે.

(ह) 'घ्नन्ति मोहादीन्।' મોહાદિને જેઓ હણે છે.

(ह) गच्छन्ति भव्योपकृत्यै ग्रामानुग्राम।' ભવ્ય જીવોના ઉપકાર માટે જેઓ ગ્રામાનુગ્રામ વિચરે છે.

(त) 'तन्वन्ति धर्मदेशना।' ભવ્યજીવોના બોધમાટે જેઓ નિરંતર ધર્મદેશના આપે છે.

(ता) 'तायते तारयन्ति वा सर्वजीवान्।' જેઓ મોહાદિ શત્રુઓથી સર્વ જીવોનું રક્ષણ કરે છે, અથવા સર્વ જીવોને જેઓ ભવસમુદ્રથી તારે છે.

(૩) 'अरहयद्भ्य ।' क्वचिदपि आसक्तिमगच्छद्भ्य 'रह गतौ इति वचनात्।' પ્રકૃષ્ટ રાગાદિના હેતુભૂત મનોજ્ઞ-અમનોજ્ઞ વિષયોનો સંપર્ક થવા છતા કોઈ પણ સ્થળે આસક્તિ નહી ધારણ કરનારા-ક્ષીણરાગ અને ક્ષીણમોહ.

૪. 'अरहयद्भ्य:।' आत्मस्वभावमत्यजद्भ्य रह त्यागे इति वचनात्। સિદ્ધિ ગતિને વિષે જ્ઞાનાદિ આત્મસ્વભાવને નહી છોડનારા-અનંત જ્ઞાન દર્શનાદિ ગુણોને ધારણ કરનારા

૫. 'अरहयद्भ्य.' भवमध्येऽतिष्ठद्भ्य, रह स्थितौ इति वचनात्' સર્વ કર્મ ક્ષય થવાના અનંતર સમયે જ લોકાગ્રે જનાર હોવાથી ભવમા નહિ રહેનારા.

૬. 'अरथातेभ्य:' રથ શબ્દ સકલ પરિગ્રહના ઉપલક્ષણભૂત છે. અંત એટલે વિનાશ શબ્દ જરાદિના ઉપલક્ષણભૂત છે. જેઓ સકલ પરિગ્રહના ત્યાગી છે તથા જરા મરણાદિને જીતી જનારા છે.

૭. 'अरभमानेभ्य' રભ એટલે રાભસિક વૃત્તિ આદિથી નિવૃત્ત થયેલા, અતુચ્છ સ્વચ્છતાદિ પરમ વિશુદ્ધ ભાવને વરેલા.

અહી સુધી 'अरह्त' પદના અર્થ લખ્યા હવે 'अरिहत' અને 'अरुहत' પદના કેટલાક અર્થ જણાવે છે.

૮. 'अरिहतृभ्य' ઇંદ્રિય, વિષય, કષાય, પરિષહ, વેદના, ઉપસર્ગ, રાગ, દ્વેષ અને કર્મ આદિ ભાવ શત્રુઓને હણનારા.

૯. 'अरिणा-धर्मचक्रेण भात' અરિ એટલે ધર્મચક્ર વડે શોભતા ધર્મચક્ર શબ્દથી ઉપલક્ષિત અન્ય સકલ શસ્ત્રોનો ત્યાગ કરનારા.

૧૦ 'अरुहताण' સર્વથા બીજ બળી જવા પછી જેમ અંકુર ઉત્પન્ન થતો નથી તેમ કર્મબીજ બળી જવાથી ભવરૂપી અંકુર જેઓને ઊગતો નથી.

૧૧ 'अरुरुपलक्षितपीडादि तत्कारणकर्म्मानादिभूत च घ्नन्ति' અરુ શબ્દથી ઉપલક્ષિત સઘળી પીડાઓ અને તેના કારણભૂત અનાદિ કર્મસંતતિને હણનારા.

૧૨ 'अरुधद्भ्य.।' સંસારમા હવે જેમને કોઇ રુંધનાર-રોકનાર નથી અર્થાત ભવનો ત્યાગ કરનારા.

## સિદ્ધપદનું વિશેષ આખ્યાન.

૧. 'निरुवमसुक्खाणि सिद्धाणि एसि ति सिद्धा। નિરૂપમ સુખો જેમના સિદ્ધ થયા છે, અર્થાત્ નિષ્પ્રકંપ શુક્લધ્યાનાદિના અચિન્ત્ય સામર્થ્યથી સ્વજીવવીર્યરૂપ યોગનિરોધ નામના મહાપ્રયત્ન વડે જેમને પરમાનંદસ્વરૂપ મહાન ઉત્સવ અને કલ્યાણનાં કારણભૂત નિરૂપમ સુખો સિદ્ધ થયા છે, તે સિદ્ધો

૨. 'अट्ठपयारकम्मक्खएण सिद्धीसद्धाम एसि ति सिद्धा। આઠ પ્રકારનાં કર્મનો ક્ષય થવાથી સિદ્ધિને પામેલા તે સિદ્ધો.

૩. 'सियं-बद्ध कम्म, झाय-भसमीभूयमेएसिमिति सिद्धा। દીર્ઘકાળથી ઉપાર્જન કરેલાં આઠ પ્રકારનાં કર્મ જેઓના ભસ્મીભૂત થયાં છે તે સિદ્ધો

૪. सिद्धे निट्ठिए सयलपओयणजाए एएसिमिति सिद्धा। સિદ્ધ અર્થાત્ નિષ્ઠિત, પરિપૂર્ણિત થયા છે સકલ પ્રયોજનજાત-સર્વ પ્રયોજનોનો સમુદાય જેમનો તે સિદ્ધો તે તીર્થસિદ્ધ. અતીર્થસિદ્ધ, જિનસિદ્ધ, અજિનસિદ્ધ, ગૃહિલિંગસિદ્ધ, અન્યલિંગસિદ્ધ,

મુનિલિંગસિદ્ધ, સ્ત્રીસિદ્ધ, પુરુષસિદ્ધ, નપુંસકસિદ્ધ. પ્રત્યેકબુદ્ધસિદ્ધ. સ્વયંબુદ્ધસિદ્ધ, બુદ્ધબોધિતસિદ્ધ, અનેકસિદ્ધ, એકસિદ્ધ ઇત્યાદિ અનેક ભેદોવાળા છે

૫ (ક) 'षिधू गत्या।' ફરી પાછું ન આવવું પડે તે રીતે નિવૃત્તિ પુરીમાં ગયેલા

(ખ) 'षिधू संराद्धौ' સિદ્ધ થયેલા, નિષ્ઠિતાર્થ થયેલા.

(ગ-ઘ) 'षिधू शास्त्रमांगल्ययोः।' જેઓ અનુશાસ્તા થયા અથવા સ્વયં માંગલ્ય રૂપતાને પામ્યા, તે સિદ્ધો.

(ङ) 'सिद्धा-नित्या।' અપર્યવસાન સ્થિતિવાળા હોવાથી નિત્ય

(ચ) 'प्रख्याता।' ગુણસંદોહને પામેલા હોવાથી ભવ્ય જીવોને વિષે પ્રસિદ્ધ.

ઉપરોક્ત ૭ અર્થોને કહેનાર નીચેની એક ગાથા છે.

**"ध्मातं सितं येन पुराणकर्म्म, यो वा गतो निर्वृतिसौधमूर्ध्नि ।**
**ख्यातोऽनुशास्ता परिनिष्ठितार्थो यः सोऽस्तु सिद्धः कृतमंगलो मे ॥१॥**

સિદ્ધો અવિનાશી જ્ઞાન સુખ વીર્યાદિ ગુણ યુક્ત હોવાથી ભવ્ય આત્માઓને સ્વ વિષયક અતીવ પ્રમોદના પ્રકર્ષને ઉત્પન્ન કરનારા છે, અને એ રીતે ભવ્ય જીવોને પરમ ઉપકાર કરનારા છે, તેથી નમસ્કરણીય છે.

## આચાર્યપદનું વિશેષ આખ્યાન.

૧. જ્ઞાનાદિ છત્રીસ આચારોને અહર્નિશ પ્રતિક્ષણ આચરવાથી તથા ઉપદેશવાથી ભાવાચાર્ય

૨. બીજાઓનું તથા પોતાના આત્માનું હિત આચરનારા હોવાથી આચાર્ય.

૩. સર્વ સત્ત્વો અથવા શિષ્યગણોનું હિત આચરનારા હોવાથી આચાર્ય.

૪. પ્રાણપરિત્યાગે પણ પૃથ્વીકાયાદિના સમારંભને જેઓ આચરતા નથી, બીજા પાસે આચરાવતા નથી અને આચરનારાને મનથી પણ સારા જાણતા નથી તેથી આચાર્ય.

૫. પોતા ઉપર અત્યંત કોપ કરનાર પ્રત્યે પણ મનથી પાપને આચરતા નથી તે આચાર્ય

૬. 'आ मर्यादया सेव्यते इत्याचार्याः' શ્રી જિનશાસન સંબંધી તત્ત્વોના ઉપદેશકો હોવાથી તેના અર્થી આત્માઓ વડે જેઓ વિનયાદિ મર્યાદા પૂર્વક સેવાય તે આચાર્ય.

૭. 'आचारो ज्ञानाचारादिः तत्र साधवः आचार्याः' જ્ઞાનાચારાદિ પાંચ પ્રકારનો ભાવ આચાર, તેનું સ્વયં પાલન કરવામાં અને અન્ય અર્થી આત્માઓને પાલન કરાવવામાં સાધુ-કુશળ તે આચાર્ય

૮. 'आ मर्यादया मासकल्पादिरूपया चारो विहारः तत्र साधवः।' માસકલ્પાદિરૂપ મર્યાદા વડે જે ચાર એટલે વિહાર, તેને કરવામાં સાધુ અર્થાત્ નિપુણ તે આચાર્ય.

૯. 'आ ईषत् चाराः हेरिकाः अपरिपूर्णा इत्यर्थः तेषु साधवः' યુક્તાયુક્ત વિભાગનું નિરૂપણ કરવામાં અસમર્થ એવા જે અનિપુણ શિષ્યો, તેને વિષે શાસ્ત્રોક્ત ઉપદેશને દેનારા હોવાથી સાધુ-સુંદર, તે આચાર્ય.

૧૦. ઉપરોક્ત વર્ણન ભાવાચાર્યનું છે. એ સિવાય નામાચાર્ય, સ્થાપનાચાર્ય, દ્રવ્યાચાર્ય આદિ અનેક પ્રકારના આચાર્યો છે, તેમાં જે ભાવાચાર્યના કારણ રૂપ આચાર્ય છે તે

ઉપાદેય છે, શેષ અનુપાદેય છે. ભાવાચાર્યો ભવ્ય જીવોને આચારના ઉપદેશક હોવાથી ઉપકારી છે, નમસ્કરણીય છે.

## ઉપાધ્યાયપદનું વિશેષ આખ્યાન

૧. આશ્રવનાં દ્વારોને સારી રીતે રોકીને તથા મન વચન કાયાના યોગોને સારી રીતે વશ કરીને જેઓ વિધિ પૂર્વક સ્વર વ્યંજન માત્રા બિંદુ પદ અને અક્ષર વડે વિશુદ્ધ એવુ દ્વાદશાગશ્રુતનુ અધ્યયન અને અધ્યાપન કરે છે તથા તે દ્વારા સ્વ પરના મોક્ષના ઉપાયોને ધ્યાવે છે તે ઉવજ્ઝાય.

૨. ચિરપરિચિત એવા દ્વાદશાંગ શ્રુતજ્ઞાનને જેઓ અનત ગમપર્યવો વડે ચિતવે છે, વારંવાર સ્મરણ કરે છે અને એકાગ્ર મનથી ધ્યાન કરે છે તે ઉવજ્ઝાય.

એ રીતે અનેક પ્રકારે ઉપાધ્યાય પદનુ આખ્યાન કરાય છે. સૂત્રપ્રદાન દ્વારા ભવ્ય જીવોના ઉપકારક હોવાથી નમસ્કરણીય છે.

## સાધુપદનું વિશેષ આખ્યાન

અત્યત કષ્ટકારી, ઉગ્રતર અને ઘોર તપશ્ચરણાદિ અનુષ્ઠાનો કરવા વડે અનેક વ્રતો નિયમો ઉપવાસો અને વિવિધ પ્રકારના અભિગ્રહો યુક્ત સયમનુ પાલન કરવા વડે તથા સમ્યક્ પ્રકારે પરિષહ ઉપસર્ગાદિ કષ્ટોને સહન કરવા વડે જેઓ સર્વ દુ ખોનો અત કરનાર મોક્ષને સાધે છે, તે સાધુઓ.

અન્ય રીતે પણ સાધુ પદનુ આખ્યાન થાય છે. સયમના પાલન વડે સયમમાં સહાયકારક હોવાથી સયમના અર્થી આત્માઓને નમસ્કરણીય છે

## નમસ્કારમત્રની ચૂલિકાનું આખ્યાન

એ પાચેને કરેલો નમસ્કાર શુ કરે ? સર્વ પાપ-જ્ઞાનાવરણીયાદિ અશેષ કર્મનો પ્રકર્ષ કરીને ખડોખડ કરીને દિશોદિશ નાશ કરે છે. ચૂલિકાનો આ પહેલો ઉદ્દેશો છે. વળી એ નમસ્કાર કેવો છે ? માર્ગ એટલે નિર્વાણ સુખને સાધવાને સમર્થ એવો, સમ્યગ્ દર્શનાદિની આરાધના સ્વરૂપ અહિસાલક્ષણ ધર્મ, તેને લાવે, તે મગલ અથવા મને ભવથી સસારથી ગાળે-તારે, તે મંગલ અથવા બદ્ધ સ્પૃષ્ટ નિધત્ત અને નિકાચિતાદિ આઠ પ્રકારની મારી કર્મરાશિને ગાળે-શમાવે, તે મગલ. આ સર્વ અને બીજા પણ મગલો, તેને વિષે પ્રથમ એટલે આદિ મગલ, અરિહતાદિની સ્તુતિ પરમ મગલરૂપ છે. એકાન્તિક અને આત્યન્તિક ફળદાયી હોવાથી ભાવમગલ છે. સર્વ પાપનો પ્રણાશ કરનાર અને મગલરૂપ કહેવાથી પ્રયોજનાદિ પણ કહેવાઈ ગયા. પચપરમેષ્ઠિનમસ્કારનુ પ્રયોજન-અનતરકાર્ય કર્મનો ક્ષય અને મગલનુ આગમન છે. તથા ફળ-પરપરકાર્ય આ લોક અને પરલોકને વિષે એમ બે પ્રકારનુ છે આ લોકમા અર્થ કામ આરોગ્ય અને એથી અભિરતિની નિષ્પત્તિ તથા પરલોકમા સિદ્ધિ, સ્વર્ગ, સુકુળમા ઉત્પત્તિ અથવા બોધિની પ્રાપ્તિ. કહ્યું છે કે—

**" ताव न जायइ चित्तेण चिंतियं पत्थियं च वायाए ।**
**काएण समाढत्तं जाव न सरिओ नमुक्कारो ॥ १ ॥**

ચિત્તથી ચિતવેલુ, વચનથી પ્રાર્થેલુ અને કાયાથી આરભેલુ કાર્ય ત્યાસુધી જ સિદ્ધ થતું નથી કે જ્યા સુધી શ્રીપચપરમેષ્ઠિનમસ્કારને સ્મરવામા નથી આવ્યો. इति शम् ।

# પ્રવચન-પ્રશ્નમાલા

( પૂર્વાર્ધ ક્રમાંક ૮૭ માં સંપૂર્ણ, ઉત્તરાર્ધ શરૂ )

પ્રયોજક—**પૂજ્ય આચાર્યમહારાજ શ્રીવિજયપદ્મસૂરિજી**

पणमिय सीयलनाहं, गुरुवरसिरिणेमिसूरिपयकमलं ॥
अह वुच्छमुत्तरद्धं, सिरिपवयणपण्हमालाए ॥ १ ॥

**૧. પ્રશ્ન**—શ્રી તીર્થંકરદેવ પાત્રાદિ ઉપકરણો રાખતા નથી, કારણકે તે લોકોત્તર મહાપુરુષો કરપાત્ર હોય છે તેથી તેઓશ્રીને ઉપયોગપૂર્વક પાત્રાદિને પુંજી પ્રમાર્જીને લેવા મૂકવાનું હોય જ નહિ અને નાસિકાદિનો મેલ વગેરે પણ ન હોય, તે છતાં ચોથી અને પાંચમી સમિતિ શ્રી કલ્પસૂત્રાદિમાં કહી, તેનું શું કારણ?

**ઉત્તર**—પૂજ્ય શ્રીભદ્રબાહુસ્વામીનો આ સમિતિની બાબતમાં અભિપ્રાય એ છે કે પાંચ સમિતિના નામ અખંડિત રાખવામાં અનર્ગલ લાભ છે. આ વિચારથી તેમણે પાંચે સમિતિના નામ મૂલસૂત્રમાં લીધાં છે. આદાનભાંડમાત્રનિક્ષેપણા સમિતિ તથા પારિષ્ઠાપનિકા સમિતિ બાદ કરતાં ઈર્યાસમિતિ વગેરે ત્રણ સમિતિ શ્રીતીર્થંકરદેવોને હોય, એમ શ્રીકલ્પદીપિકાદિ ગ્રંથોમાં જણાવ્યું છે. ૧.

**૨. પ્રશ્ન**—શ્રીભગવતીસૂત્રાદિમાં દેવોના પાંચ ભેદ કહ્યા છે તે કયા કયા સમજવા?

**ઉત્તર**—૧ દેવાધિદેવ, ૨ ધર્મદેવ, ૩ નરદેવ, ૪ દ્રવ્યદેવ, અને ૫ ભાવદેવ. આ રીતે પાંચ ભેદો શ્રી ભગવતી સૂત્ર વગેરેમાં જણાવ્યા છે. તે પાંચે ભેદોનું સ્વરૂપ ટૂંકામાં આ પ્રમાણે જાણવું. ૧. દેવાધિદેવ—તીર્થંકર દેવોએ અઢાર દોષોને દૂર કર્યા છે તેઓ સંસારસમુદ્રને તર્યા છે ને ઉપદેશ દઈને ભવ્ય જીવોને તારે છે, તેથી તેમની ઇંદ્રાદિ મહર્દ્ધિક દેવો પણ પૂજા કરે છે. આ અપેક્ષાએ શ્રી તીર્થંકર ભગવંતોને દેવાધિદેવ કહ્યા છે. ૫ચ મહાવ્રતાદિને સાધનારા શ્રી આચાર્યાદિ મહામુનિવરો ધર્મદેવ કહેવાય. ૩ નરદેવ—ચક્રવર્તી વગેરે રાજાઓ નરદેવ કહેવાય ૪. દ્રવ્યદેવ—મનુષ્યભવમાં કે તિર્યંચના ભવમાં જ દેવાયુષ્ય બંધાય જેમણે દેવાયુષ્યનો બંધ કર્યો છે, તેઓ જરૂર દેવભવમાં જ જવાના. આવા જીવો તથા જેમણે ભૂતકાલમાં દેવપણું ભોગવ્યું હોય, એટલે જેઓ પાછલા ભવમાં દેવ હતા, ને હાલ મનુષ્યપણે અથવા તિર્યંચપણે છે, તે જીવો પણ દ્રવ્યદેવ કહેવાય ૫ ભાવદેવ—દેવાયુષ્યને ભોગવનારા દેવલોકમાં રહેતા દેવો ભાવદેવ કહેવાય. વિશેષ બિના શ્રી ભગવતીવૃત્તિ વગેરેમાં જણાવી છે ૨.

**૩ પ્રશ્ન**—શ્રી જૈનેન્દ્રશાસનમાં મોક્ષનો લાભ કઈ રીતે વર્ણવ્યો છે?

**ઉત્તર**—૧ જ્ઞાન, તપ અને સંયમ, આ ત્રણ પદાર્થોની એકઠી આરાધના કરવાથી મોક્ષના અવ્યાબાધ સુખ મળે એમ આવશ્યક સૂત્રની નિર્યુક્તિમાં શ્રી ભદ્રબાહુસ્વામિ મહારાજે કહ્યું છે. આત્માની સાથે નવો કર્મરૂપી કચરો ચોટે છે. તેને આવતાં રોકવાને માટે સંયમની સાત્ત્વિકી સાધના જરૂર કરવી જોઈએ અને જૂનો કચરો દૂર કરવાને માટે એટલે ભૂતકાલમાં મિથ્યાત્વાદિ હેતુઓને સેવીને આ જીવે જે કર્મો બાંધ્યા છે તેને દૂર કરવાને માટે તપશ્ચર્યાની સાધના જરૂર કરવી જોઈએ આવું જણાવનાર—સમ્યગ્જ્ઞાન (નિર્મલ જ્ઞાન) છે. માટે જ જ્ઞાનને પ્રકાશક કહ્યું છે. એટલે સંયમ તપ વગેરેનું સ્પષ્ટ—નિર્દોષ

સ્વરૂપ જ્ઞાનથી જણાય છે. આ મુદ્દાથી ત્રણની આરાધના મોક્ષને આપે છે એમ કહ્યું છે. એક માણસને પોતાનુ મકાન ચોકખું કરવાની ઈચ્છા છે તેથી તે શરૂઆતમા બારીબારણાં બધ કરીને અદરનો જૂનો કચરો દૂર કરે છે. અને બારણા બંધ કર્યા તેથી નવો કચરો નહી આવે. આ રીતે મકાનને સાફ કરી શકાય. આ બિના આત્મામા ઉતારવાની છે. આત્મારૂપી મકાનમા ઇંદ્રિયાદિ આશ્રવો રૂપી બારી-બારણામાથી નવો કચરો આવે છે. ને પેહેલા આશ્રવોને સેવ્યા છે તેથી જૂનો કચરો પણ તે મકાનમા ઘણો ભરાયો છે. સંયમથી નવો કચરો નહિ આવે, ને તપથી જૂનો કચરો દૂર થાય, આ રીતે કરતા આત્મારૂપી મકાન જરૂર સાફ કરી શકાય ૨.

**૩. પ્રશ્ન**—ગુણસ્થાનક શબ્દનો અર્થ શો ?

**ઉત્તર**—નિર્મલ જ્ઞાન દર્શન ચારિત્ર એ જીવના સ્વાભાવિક ગુણો છે. આ ગુણોમા કોઇ વખત નિર્મલતા વધારે પ્રમાણમાં હોય છે, ને કોઈ વખત ઓછી પણ હોય છે. એમ મલિનતાની બાબતમાં પણ સમજી લેવુ. જીવનુ આવુ જે સ્વરૂપ તે ગુણસ્થાનક કહેવાય. અહીં જણાવેલ 'સ્થાનક શબ્દનુ રહસ્ય એ છે કે-પહેલાના ગુણસ્થાનકોની અપેક્ષાએ આગળના ગુણસ્થાનકોમા જ્ઞાનાદિ ગુણોની નિર્મલતા વધુ પ્રમાણમા હોય છે. ને આગળના ગુણસ્થાનકોની અપેક્ષાએ નીચેના ગુણસ્થાનકોમાં જ્ઞાનાદિ ગુણોની નિર્મલતા ઓછી હોય છે. આ બિના કર્મગ્રંથ ટીકા-ગુણસ્થાનકક્રમારોહાદિમા વિસ્તારથી જણાવી છે. ૩.

**૪ પ્રશ્ન**—જે જીવ મિથ્યાદષ્ટિ છે, તેને ગુણસ્થાનક કઈ રીતે સભવે ?

**ઉત્તર**—મિથ્યાદષ્ટિને જો કે મિથ્યાત્વ મોહનીય કર્મનો ઉદય બહુ તીવ્ર હોવાથી પ્રભુશ્રી અરિહંત દેવે કહેલા જીવ-અજીવાદિ તત્ત્વોનો વિશેષ બોધ વિપરીત થાય છે તો પણ 'આ મનુષ્ય છે' 'આ પશુ છે' આવુ સામાન્ય જ્ઞાન સાચુ થાય છે. "વિશેષ ધર્મનો બોધ થવામા સમ્યગ્દષ્ટિને યથાર્થ બોધ થાય છે અને મિથ્યાદષ્ટિને અયથાર્થ બોધ થાય છે." આ રીતે બનેમાં ભેદ પડે છે. પણ સામાન્ય જ્ઞાનમા ભેદ પડતો નથી. આ અપેક્ષાએ "નિગોદમા રહેલા જીવોને પણ તેવા પ્રકારનુ સ્પર્શ જ્ઞાન અવિપરીત થાય છે." એમ શ્રી નદીસૂત્રની ચૂર્ણી વગેરેમા જણાવ્યુ છે. આટલો પણ જ્ઞાનગુણ એ નિગોદના જીવોને ન માનીએ તો એ પ્રશ્ન થાય કે-જીવમા અને અજીવમાં ફરક શો ? બધાએ જીવોને અક્ષરનો અનતમો ભાગ કાયમ ખુલ્લો રહે છે. જ્ઞાનાવરણીય કર્મનો ઉદય બહુ જ પ્રમાણમા હોય, તો પણ તે પુદ્ગલો અક્ષરના અનતમા ભાગને ઢાકી શકતા જ નથી. જો તે પણ ઢકાય તો જીવ અજીવપણાને પામે. પણ વસ્તુસ્થિતિ એ છે કે-જે જીવ છે, તે અજીવપણુ પામે જ નહિ આ વાત દષ્ટાત દઇને સમજાવે છે, તે આ પ્રમાણે-જેમ સૂર્યની આડા ઘણા જ વાદળા જામ્યા હોય, તો પણ એમ જરૂર માનવુ જ પડશે કે, તેની પ્રભાનો સર્વથા નાશ થતો જ નથી, કઇક પ્રભા ખુલ્લી પણ રહે છે, અને તેના જ આધારે "હાલ દિવસ છે કે રાત છે" એમ જરૂર જાણી શકાય છે. તેમ આત્મા ( રૂપી સૂર્ય ) ની આડા ગાઢ કર્મ રૂપી વાદળા રહ્યા છે. તો પણ જે કાઇક અવિપરીત બોધ થાય છે, તે અપેક્ષાએ મિથ્યાદષ્ટિ જીવને પણ ગુણસ્થાનક કહી શકાય. ૪.

( ચાલુ )

# શ્રી માતર તીર્થ

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી સુશીલવિજયજી.

સાચા દેવ તરીકે સુપ્રસિદ્ધ, માતરમંડન, મહાચમત્કારિક, સમ્રાટ સંપ્રતિએ ભરાવેલી શ્રી સુમતિનાથ પ્રભુની ભવ્ય મૂર્તિથી દેદીપ્યમાન અને આલિશાન બાવન જિનાલયથી સુશોભિત એવું આ પ્રાચીન માતર તીર્થ ખેડા જીલ્લામા આવેલ છે. પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયલાવણ્યસૂરીશ્વરજી મહારાજ પોતાના વિશાલ પરિવાર સહિત વિ૦ સં૦ ૧૯૯૮ નુ ચાતુર્માસ છાયાપુરી (છાણી) માં પૂર્ણ કરી, વિ૦ સં૦ ૧૯૯૯ ના માગશર શુદ છઠ્ઠને દિવસે ગામ સાધીના વતની તથા હાલ છાણીના રહીશ શા૦ ચિમનલાલ છોટાલાલ તથા ડભોઇના વતની શા૦ શાન્તિલાલ ગુલાબચંદ એમ બે ભાઇઓને ભાગવતી પ્રવ્રજ્યા આપી દીક્ષિતોનાં મુનિ ચંદનવિજય તથા મુનિ વિબુધવિજયજી નામ રાખી, ચાતુર્માસમાં વંચાતા શ્રી ભગવતીસૂત્રના પ્રથમ શતકની પૂર્ણાહુતિ કરી, છાણીથી માગશર વદ બીજને દિવસે વિહાર કરી, માગશર વદ ૧૪ ને દિવસે માતર તીર્થમા પધાર્યા, અને સાચા દેવ શ્રી. સુમતિનાથ પ્રભુના દર્શનાદિ કરી બે દિવસની ત્યા સ્થિરતા કરી મને પણ આ પ્રસંગે જ એ તીર્થના દર્શનનો લાભ મળ્યો.

માતરમા સ્થિરતા દરમ્યાન ત્યાના રહેવાસી વયોવૃદ્ધ શ્રાદ્ધવર્ય શેઠ ખીમચંદભાઈ બેચરદાસે આ તીર્થ સમ્બન્ધી જાણવા યોગ્ય ઘણી ઘણી હકીકત પૂજ્યપાદ સૂરીશ્વરજી મહારાજ પાસે નિવેદન કરી, અને જણાવ્યું કે—જો આ બધી હકીકત બહાર પડે તો આ તીર્થના મહિમામા વૃદ્ધિ થશે, જાત્રાળુઓ આ તરફ વધારે આવશે, અને સાચા દેવનાં દર્શનાદિનો સૌ વિશેષ લાભ ઉઠાવશે આ તીર્થ સમ્બન્ધી બે પુસ્તિકાઓ છપાઇ છે છતા પણ હજુ વિશેષ પ્રકાશ માગે છે, માટે આપ તૈયાર કરી આપો આ પ્રમાણે તેમની વિનતીનો સ્વીકાર કરી તે તૈયાર કરવા માટે, પૂજ્યપાદ પ્રગુરુદેવ આચાર્ય મહારાજે મને આજ્ઞા ફરમાવી તે આજ્ઞાને શિરસાવંદ્ય કરી, આ તીર્થ સંબંધી જે કંઈ ઇતિહાસ જાણવામા આવ્યો છે તે અહી પ્રદર્શિત કરું છું.

ગુણવતી ગુજરાતમા જેમ શંખેશ્વર તીર્થ શ્રી શંખેશ્વરા પાર્શ્વનાથના નામે, સ્થંભન તીર્થ (ખંભાત) શ્રી સ્થંભન પાર્શ્વનાથના નામે, પંચાસરા તીર્થ (પાટણ) શ્રી પંચાસરા પાર્શ્વનાથના નામે, ભોયણીજી તીર્થ શ્રી મલ્લિનાથના નામે, પાનસર તીર્થ શ્રી મહાવીર સ્વામીના નામે, સેરીસા તીર્થ શ્રી સેરીસા પાર્શ્વનાથના નામે, કાવી તીર્થ સાસુ—વહુના મંદિરના નામે, ગંધાર તીર્થ શ્રી અમીઝરા પાર્શ્વનાથના નામે, જવડીયા તીર્થ શ્રી આદિનાથને નામે અને ભૃગુકચ્છ (ભરૂચ) તીર્થ શ્રી મુનિસુવ્રત સ્વામીના નામે સુવિખ્યાત છે, તેમ આ માતર તીર્થ સાચા દેવ શ્રી સુમતિનાથને નામે સુપ્રસિદ્ધ છે.

આ અવસર્પિણીમા થયેલા ચોવીસ તીર્થકરો પૈકી પાચમા શ્રી સુમતિનાથ પ્રભુની મહાચમત્કારિક ભવ્ય મૂર્ત્તિ, સમ્રાટ સંપ્રતિ મહારાજાએ દશપૂર્વધારી આર્યસુહસ્તી ભગવતની વાણી સુણીને સવાક્રોડ નૂતન બિંબ ભરાવેલા તે પૈકીની આ છે. પ્રતિમાજી એવા ભવ્ય છે કે દર્શનાર્થે આવનાર પ્રાણીને ત્યાથી ખસવાનુ મન જ થતુ નથી. આ દેશમા આ મૂર્ત્તિનો ચમત્કાર ચોતરફ વ્યાપેલો હોવાથી જનતા તેમને સાચાદેવ તરીકે જ

સબોધે છે. જૈનેતરો પણ તેમના પ્રત્યે ઘણુ જ સન્માન ધરાવે છે. ત્યાનુ જિનમદિર ગગનચુંબી ત્રણ શિખરોવાળુ છે મૂળ મદિરને ફરતી પ્રભુમૂર્ત્તિઓથી સુશોભિત નાની મોટી ૫૧ દેરીઓ શોભી રહી છે. આ રીતે આ બાવન જિનાલયવાળુ ભવ્ય મદિર છે મદિરની આગળનો ભવ્ય દેખાવ, બાંધણી અને ઉચાઈ દેખનારના મન ઉપર ભવ્યતાની છાપ પાડે છે.

હવે આ બાવનજિનાલય મદિર ક્યારે બંધાણુ, સુમતિનાથ પ્રભુની મૂર્ત્તિ ક્યાંથી આવી, ચમત્કારો શુ શું થયા, સાચા દેવ શાથી કહેવાયા, પુન જીર્ણોદ્ધાર કોણે કરાવ્યો, અને આ તીર્થનો મહિમા શાથી વધ્યો વગેરે હકીકત આપણે તપાસીએ.

**પ્રભુમૂર્ત્તિઓનું પ્રગટ થવું—**

ખેડા જિલ્લાના મહેમદાવાદ તાલુકામાંના મહુધા ગામની પાસે સુહુંજ નામે પુરાતન ગામ છે. આ ગામના વતની એક બારોટના ઘરની નજીકમા બારોટનો વિશાળ વાડો હતો આ વાડામાંથી જ શ્રી સુમતિનાથ પ્રભુ વગેરેની મૂર્ત્તિઓ પ્રગટ થયેલી છે આ મૂર્ત્તિઓ તે જગ્યાએ જમીનમાં ક્યારના અને કેટલા સમયથી સ્થાપિત હશે તેની જાણ અત્યાર સુધી કોઈને થઈ નથી પણ કાંઇ કારણસર કોઈએ જમીનમા પધરાવેલ હશે તેમ માલુમ પડે છે. પ્રભુની મૂર્ત્તિઓ જમીનમાથી બહાર પ્રગટ થના પહેલાં અધિષ્ઠિત દેવે માતરના વતની શા. દેવચદ વેલજી તથા શા. જીવચંદ સુદરજી તથા શા નથુ ગાંધી આ ત્રણે વ્યક્તિને સુદર સ્વપ્ન આપી તેમા જણાવ્યુ કે—અમો સુહજ ગામમા બારોટના વાડામા અમુક સ્થળે છીએ. ત્યાંથી અમોને બહાર કાઢો. આવુ ભાવી મહાલાભસૂચક સ્વપ્ન ત્રણે ભાગ્યશાળીઓને એક જ વેળાએ આવ્યું બીજી બાજુ તે જ રાત્રીએ બારોટને પણ આશ્ચર્યકારી વિવિધ પ્રકારના ચમત્કારો દેખાવા લાગ્યા. દિવસો જેમ પસાર થતા ગયા તેમ વાડામા તેની નજરે અવારનવાર અભિનવ દ્રશ્યો દૃષ્ટિગોચર થવા લાગ્યા તેમજ વાડાની જમીનમા વાજિત્રો વાગતા હોય, સુન્દર નાટારભ થતો હોય, તેવા મધુર અવાજો તેના કાને સભળાવવા લાગ્યા.

આ ઉપરથી બારોટના મનમા થયુ કે આ સ્થળે કોઈ ઈશ્વરી ચમત્કાર છે. વાડાની આ જમીન ખોદી જોવાથી ખબર પડશે મનમા આ પ્રમાણે વિચાર ઉદ્ભવતા બારોટે વાડામા જે જગ્યાએથી અનુપમ સુગધ આવી રહી હતી તે જગ્યાની આસપાસથી વાડો ખોદવા માંડ્યો. થોડુક ખોદાયુ ત્યા તો સુરતરુ સમાન ભવ્ય આકૃતિવાળી સફેદ પાષાણની સુદર મૂર્ત્તિઓ[1] દેખાણી બારોટે તે મૂર્ત્તિઓને બહાર કઢાવી ખોદનારાઓ આ જોઈને આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા. સૌએ ભાવ સહિત મૂર્ત્તિઓના દર્શન કર્યાં. અને ગાયનુ દૂધ નિર્મળ જળ મગાવી મૂર્ત્તિઓનુ પ્રક્ષાલન કર્યું પ્રક્ષાલનથી માટી દૂર થઇ ત્યા તો મૂર્ત્તિઓ ચદ્રમાના

૧. માતરતીર્થ સબન્ધી છપાયેલ બન્ને પુસ્તિકામા બારોટના વાડામાથી ત્રણ પ્રતિમાઓ નિકળેલી છે. તેમ જણાવેલ છે. આ બાબતની અમે વધુ તપાસ કરતા તેમજ ત્યાના રોઠ ખીમચદભાઇ ખેચરદાસના મુખથી સાભળતા ત્રણ ને બદલે પાચ પ્રતિમાઓ નીકળેલી છે તે પાચે પ્રતિમાઓ સમ્રાટ સમ્પ્રતિએ ભરાવેલી છે તેમા ( હાલ જે મૂળનાયક તરીકે છે તે અને તેની આજુબાજુની એકેક તથા મૂળ નાયકજીના જમણી તરફના ગભારામા મૂળનાયક તરીકે પધરાવેલી એમ ) ચાર પ્રતિમાઓ શ્રી સુમતિનાથ પ્રભુની છે. તથા મૂળનાયકજીના ડાબી તરફના ગભારામા મૂળનાયક તરીકે પધરાવેલી શ્રેયાંસનાથ પ્રભુની એક મૂર્ત્તિ છે. પાચે પ્રતિમાજી ઉપર નામ વાચી શકાય છે.

જેવી તેજસ્વી દેખાવા લાગી. જોતજોતામા આખા સુહુજ ગામમાં આ વાત ચારે તરફ ફેલાઇ ગઇ. લોકોના ટોળેટાળાં બારોટના વાડે ઉભરાયા. સૌએ મૂર્તિઓનાં દર્શન કર્યા. બારોટના હર્ષનો પાર રહ્યો નહીં. તેના મનમાં થયુ કે મારા વાડામાંથી આ મૂર્તિઓ પ્રગટ થયેલી છે, માટે જરૂર મારે ત્યાં જ રહેશે. પોતાના ઘરમાં થોડી જગ્યા સાફસુફ કરી, ગાયના છાણથી લીંપી લાકડાના બાજોઠ પર મૂર્તિઓને પધરાવી અને લૌકિક મંત્રવિધિથી પૂજન કર્યું.

ધીરે ધીરે આ વાત આસપાસના ગામોમા પણ ફેલાઇ. જેમ જેમ લોકોને જાણ થતી ગઇ તેમ તેમ બહાર ગામથી પણ લોકોના ટોળેટાળાં દર્શનાર્થે આવવા લાગ્યા. આવનારાઓમા મુખ્ય ભાગ જૈનોનો હતો. જાણે સુહુજ ગામમા યાત્રાનો મોટો મેળો ભરાયો હતો. બહારગામથી એટલો બધો જનવર્ગ આવ્યો કે ગામ નાનુ હોવાથી લોકોને ઉતરવાની પણ ઘણી જ મુશ્કેલી પડવા લાગી. માતર ગામના જે ત્રણ ભાગ્યશાળીઓને સ્વપ્ન આવ્યાં હતાં તેઓ તેમજ ત્યાના અન્ય ભાવુકો પણ આવી પહોંચ્યા.

**પ્રભુમૂર્ત્તિઓની માતરમાં પધરામણી—**

હવે ત્યા ભેગા થયેલા ગામગામના લોકો એ પ્રતિમાજીઓને પોતપોતાના ગામ લઇ જવાનો વિચાર કરવા લાગ્યા. સૌએ પોતપોતાના મન સાથે સંકલ્પ કરવા માંડયો કે આ પ્રતિમાઓ જો આપણા ગામ આવી જાય તો આપણા મનોરથ પરિપૂર્ણ થાય. દરેકે દરેક ગામના લોકો પોતાના ગામ લઈ જવાની માગણીઓ કરવા લાગ્યા એક બીજાના મત લેવાનુ શરૂ કર્યું. પણ પરિણામે મતભેદો પડવાથી તકરારનું સ્વરૂપ ઊભું થયું. છેવટે સર્વે મળીને એવો નિર્ણય કર્યો કે જ્યાં પ્રભુજીનો હુકમ હોય ત્યા લઇ જવા. ચિઠ્ઠીઓ નાખીને જેની ચિઠ્ઠી આવે તે પ્રભુજીને પોતાના ગામ લઇ જાય બધાએ ચીઠ્ઠિઓ નાખી માતરવાળાઓ તો પ્રભુજીએ આપણુને માતર લઈ જવાનુ સ્વપ્ન આપ્યુ છે, માટે શ્રદ્ધા રાખીને એમને એમ જ દૂર બેસીને શુ થાય છે તેની રાહ જોવા લાગ્યા. હવે જે ગામવાળાની ચિઠ્ઠી આવી તે ગામવાળા સ્નાન કરી શુદ્ધ વસ્ત્રો પહેરી પ્રતિમાજીને ઉપાડવા લાગ્યા. પરંતુ પ્રતિમાજી ઉપડયા નહી તે ઉપડ્યા જ નહી. આથી ઘણા લોકોએ ભેગા મળી ઘણા જોર શોરથી ઉપાડવાનો પ્રયાસ કર્યો. પણ જાણે પ્રતિમાજીનો હજારો મણ ભાર હોય તેમ કોઇ રીતે તે ઉપડયા જ નહી. સર્વે લોકો આ બનાવથી ઘણા જ વિમાસણમા પડી ગયા, અને વિચારવા લાગ્યા કે શુ આ પ્રભુજીને અહી જ રહેવાની ઇચ્છા છે, કે આટલો આટલો પ્રયાસ કરવા છતા ઉપડતા જ નથી. હવે પ્રતિમાજી ઉપાડવાની કોઇની પણ હિમ્મત ચાલતી નથી. સૌ નિરુત્સાહ થતા જાય છે. છેવટે માતરના શ્રાવકો સર્વે લોકોની પાસે આવીને નમ્રતાથી કહેવા લાગ્યા કે આપ સર્વેની સમ્મત્તિ અને ખુશી હોય તો અમે પ્રભુજીને ઉપાડવાનો પ્રયાસ કરીએ અને કદાચ અમારા ભાગ્યોદયે અમે જો સફળ થઇએ, તો અમારા માતર ગામમા આ પ્રતિમાઓને લઈ જઇએ. સર્વેએ સમ્મતિ આપી માતરવાળાઓ ન્હાઇ સ્વચ્છ થઈ શુદ્ધ વસ્ત્રો ધારણ કરી નમસ્કાર મંત્રનુ ધ્યાન ધરી સુમતિનાથ પ્રભુની જય બોલાવી પ્રતિમાજીને ઉપાડવા માટે ગયા આ વખતે ભેગા થયેલ હજારો માણસો એકી ટસે તેમની તરફ જોઈ રહ્યા. અને હાસ્ય કરતા બોલવા લાગ્યા કે આટલા બધાથી પ્રભુજી ઉપડયા નહી અને આ ત્રણ જણાથી શુ ઉપડશે ? એટલામા તો પ્રભુજીને ફૂલના દડાની જેમ ઉપાડી લીધા. આ દેખાવથી મશ્કરી કરતા હજારો જણ એકદમ ઝાંખા પડી ગયા. આટલાથી પણ તેઓ

નહી અટકતાં, માતરના લોકોએ ગાડામા પ્રભુની મૂર્ત્તિઓને પધરાવી છતા પણ કેટલાએક અન્ય શ્રાવકો હજુ પણ પોતપોતાના ગામ લઇ જવાની વાત છોડતા ન હતા. ત્યારે માતરના શ્રાવકોએ પ્રભુજીના સન્મુખ આવી હર્ષ ભેર સ્તુતિ કરી, ને પ્રભુજીને સહાય થવા વિનંતી કરી. તરત જ ગાડું વગર વૃષભે (બળદે) સ્વત માતર તરફ ચાલવા માંડ્યુ. અને માતર તરફના મૂળ રસ્તા પર આવી પહોંચ્યુ. આમ થયું એટલે સર્વેએ પોતાના ગામ લઇ જવાની વાત મોકુફ રાખી અને માતર લઇ જવાની માતરના શ્રાવકોને સમ્મતિ આપી. અને ગાડાને બળદ જોડી માતર તરફ ચાલતુ કર્યું સર્વે બહારગામ વાળાઓ પણ પ્રભુના ગુણગાન ગાતાં ગાડાની પાછળ માતર સુધી આવવા ચાલી નીકળ્યા સ્વપ્ન પામેલા, પ્રભુજીને ઉપાડનાર પુણ્યવંત માતરના ત્રણ શ્રવકો પણ પ્રભુજીની આજુ બાજુ ગાડાની પાસે સુમતિનાથ પ્રભુની જય બોલતા ચાલવા માંડયા. ઢોલ, ત્રાસા સરણાઇના સ્વરો દૂર દૂરના માણસોને આ તરફ ખેચવા માંડયા. લોકોના ટોળે ટોળા પ્રભુજીને પુષ્પ–અક્ષતથી વધાવવા લાગ્યા. ખરેખર, એ દૃશ્ય જોનારને હર્ષઘેલા કરી નાખે તેવું હતું

પણ બારોટના મોઢા પર સ્હેજ ગ્લાની ભાસતી હતી. તેના મનની ભાવના તો એ હતી કે પ્રભુજી મારે ત્યાં જ રહેશે. પણ ખુદ પ્રભુજીની ઇચ્છા માતર તરફ જવાની દેખી, એટલે તેની મનની ભાવના મનમાં જ સમાઇ ગઇ. સર્વ લોકો તેને અભિનંદન આપવા લાગ્યા અને કહેવા લાગ્યા કે ભાઇ. તુ તો ખરો ભાગ્યશાળી કે તારા વાડામાંથી પ્રભુજી નીકળ્યા. માતરવાળા શ્રાવકોએ તે બારોટને રૂ ૫૦) સીરપાવ આપી રાજી કર્યો. ગાડું સુહુંજ ગામ અને ખેડા ગામ વટાવી આગળ વધ્યુ ગામના પાદરે ચોમાસાને લીધે શેઢી તથા વાત્રક નદીઓમા પૂર આવેલું હતુ. આ જોઇ બધા લોકો ચિંતાગ્રસ્ત થયા, ને હવે આ વાત્રક નદીમાંથી શી રીતે પસાર થવુ તેનો વિચાર કરવા લાગ્યા. કોઇની પણ સાહસ કરવાની હિમ્મત ચાલતી નથી. છેવટે ખેડા ગામમાં પાછા જવું એમ નિશ્ચય કર્યો. એટલામાં તો ગાડીવાને નદીમા ગાડુ હંકાર્યું, કારણ કે–સાથેના બધા લોકો નદીના પૂરને પોતાની નજરે જોઇ શકતા હતા, પણ દૈવી સંકેતને લીધે ગાડીવાન પોતે તેની નજરે નદીના પૂરને જોઈ શકયો નહી સર્વે લોકોએ એકદમ બુમાબુમ કરી મૂકી: અલ્યા ગાડીને પાછી વાળ. આવા નદીના ભરપૂર પુરમા અમારે નથી લઇ જવી. એમ બોલતાં બોલતાં સૌ ગાડાને વળગી પડયા. પણ બળદો હાકનારના કાબૂમા રહ્યા નહીં. જોતજોતામાં ગાડું અને ગાડાને વળગી પડેલા તમામ માણસો સહિસલામત વાત્રક નદીને પેલેપાર કાંઠા પર ઊતરી ગયા. આથી સર્વેના આશ્ચર્યનો પાર રહ્યો નહી. વધુમા ખુબી જોવાની એ છે કે ગાડુ બળદ–ગાડીવાન આદિ સર્વે જનો વણભીંજેલા માલમ પડયા. આ અદ્ભુત દૃશ્ય દેખી સર્વ કહેવા લાગ્યા કે અહો શુ પ્રભુનો ચમત્કાર છે! જરૂર આ તો કોઇ મહાચમત્કારી મૂર્તિ લાગે છે. જગતમા સાચા દેવ હોય તો આ જ છે! એમ કહી સાચા દેવ તરીકે સમ્બોધવા લાગ્યા. ત્યારથી આ પ્રભુ સાચા દેવ તરીકે પ્રસિદ્ધ થયા. અને તેમનુ મંદિર સાચા દેવના મંદિર તરીકે વિખ્યાત થયુ

આ રીતે વિ. સં. ૧૮૩૩[1] ના શ્રાવણ માસમા પ્રભુમૂર્તિઓને માતર ગામમાં

---

૧. 'માતર તીર્થ વર્ણન' નામક પુસ્તિકામા વિ. સ. ૧૮૫૩ ના શ્રાવણ માસમા પ્રભુજીએ માતર ગામમા પ્રવેશ કર્યો, તેમ લખેલ છે. પણ એ લખેલ સાલમા ફેરફાર છે.

પ્રવેશ કરાવરાવ્યો માતરના શ્રાવકોએ પરોણા દાખલ એક કોટડીમાં કાષ્ઠના બાજોઠ પર પ્રભુ મૂર્તિઓને પધરાવી આ સાચા દેવ સુમતિનાથના ચમત્કારની વાતો દેશદેશ ફેલાવા લાગી દૂર દૂરથી બહારગામના તેમજ આસપાસના જૈન જૈનેતરો દર્શનાર્થે આવવા લાગ્યા. માતરના શ્રાવકોએ નવુ મંદિર બાંધવા માટે જમીન વેચાતી લીધી

**સંઘનું આગમન અને મંદિર બાંધવાનો આદેશ—**

વિ સં ૧૮૪૨–૧૮૪૩ માં અમદાવાદના નગરશેઠ ખુશાલચંદ લક્ષ્મીચંદભાઈએ તીર્થાધિરાજ શ્રી સિદ્ધિગિરિજીનો સંઘ કાઢી માતર થઈને પાલિતણા તરફ જવાનો નિર્ણય કર્યો અને તે પ્રમાણે માતર આવી સાચા દેવ શ્રી સુમતિનાથ પ્રભુના ભક્તિ પૂર્વક દર્શનાદિ કર્યા. બાદ માતરના શેઠ દેવચંદ વેલજીને નગરશેઠ સાથે સારો સંબન્ધ હોવાથી તેમણે મોટુ શિખરબંધી મંદિર બંધાવી આપવા નગરશેઠ સંઘપતિને વિનતી કરતા સંઘપતિ નગરશેઠે ત્રણ શિખરવાળુ ભવ્ય મંદિર પોતાના ખર્ચે બંધાવવાની હા પાડી સંઘપતિ સંઘ સાથે પાલિતાણા તરફ રવાના થયા.

પછી શેઠ દેવચંદ વેલજીની દેખરેખ નીચે, લીધેલ જમીનમાં દહેરાસર બાંધવાનુ કામ શરૂ કર્યું સામગ્રી વગેરે એકઠી કરવા માંડી ચૂનો પણ સારા પ્રમાણમાં મંગાવ્યો આ વખતે ખેડામાં કલેક્ટરનો બંગલો બંધાતો હતો. તેમાં તેમને તાત્કાલિક ચૂનાની કાંઈક વિશેષ જરૂર પડી. કલેક્ટર સાહેબને કોઈએ કહ્યું કે માતર ગામમાં જૈનોનુ મોટુ મંદિર બંધાય છે, ત્યાં ત્યાંના શ્રાવકોએ પુષ્કળ ચૂનો એકઠો કરેલો છે. આ સાભળી કલેક્ટર સાહેબ પોતાની પત્ની વગેરે સાથે ત્યાં આવ્યા, અને ચૂનાની માગણી કરી ગાડું ભરીને ચૂનો ત્યાંથી લેવરાવ્યો તે લઈને ત્યાંથી રવાના થયા. ગામના પાદરમાં થઈને જતાં એકદમ કલેક્ટર સાહેબને પેટમાં જબરજસ્ત સૂળ આવવા માંડ્યુ. તેમનાથી રહેવાયુ નહી, ત્યારે સાથેના અન્ય માણસોએ તેમને અંગ્રેજી ભાષામાં કહ્યુ કે સાહેબ! આ મૂર્ત્તિ મહા-ચમત્કારી છે, ત્યાંથી આપણે આ ચૂનો લઈ જઈએ છીએ માટે આ સ્થિતિ થવા પામી છે. સાહેબે કહ્યું કે એમ છે, તો જાઓ, આ ચૂનો પાછો મોકલાવી દ્યો. જ્યાં ગાડી પાછી વાળી ત્યાં સૂળનો વ્યાધિ પણ શમી ગયો. એટલે કલેક્ટરને પણ તે મૂર્તિ ઉપર શ્રદ્ધા થઈ આ મંદિરનુ કામ રીતસર ચાલવા લાગ્યુ અને અમુક વર્ષોમાં નવુ આલિશાન મંદિર તૈયાર થઈ ગયુ.

**મંદિરની પ્રતિષ્ઠા—**

આ રીતે મંદિર તૈયાર થઈ જતા વિ સં. ૧૮૫૨[1] ના જેઠ શુદિ ૩ ને ગુરુવારના રોજ અમદાવાદના નગરશેઠે મહોત્સવ પૂર્વક પ્રતિષ્ઠા કરાવી, અને અહીંના શેઠ જાદવજી વેલજી તથા દેવચંદ વેલજીએ પ્રભુજીને ગાદીનશીન કર્યા. અને દહેરાસરમાં અખંડ દીપક માટે બન્ને ભાઈઓએ રૂ. ૫૦૦૦ મૂકી તેના વ્યાજમાં બે જ્યોતવાળો અખંડ દીવો શરૂ કર્યો, જે અત્યાર સુધી પણ ચાલ્યો આવે છે.

---

૧ છપાયેલ 'માતર તીર્થ વર્ણન' પુસ્તિકામાં ૧૮૫૪ ના જેઠ શુદિ ૩ ને ગુરુવારના રોજ પ્રતિષ્ઠા કરીને મહાપ્રભુજીને ઘણા ઠાઠમાઠથી પધરાવ્યાનું લખ્યું છે. આમાં પણ સાલનો ફેરફાર થયેલ છે.

**બાવન જિનાલયનો પ્રારંભ—**

પ્રભુજી ગાદીનશીન થયા ત્યા તો તેમનો ચમત્કાર પણ દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગ્યો, અને ચારે બાજુએ મહિમા ફેલાવા લાગ્યો જેમ જેમ દહેરાસરમા દેવદ્રવ્યની ઉપજ વધતી ગઈ તેમ તેમ બાવન જિનાલય બાંધવા માટે અમદાવાદના નગરશેઠ હેમાભાઈ વખતચંદ અને શેઠ હઠીસિંગ કેશરીસિંગ તથા અહીના શેઠ હુકમચદ દેવચદ તથા શેઠ અનોપચંદ જાદવજીએ ચારે ભેગા થઈ, વિચાર કરી, બંધાવેલ મદિરની આસપાસની જમીન વેચાતી લઇ, મૂળ દહેરાસર કઇક નાના પ્રમાણમા હોવાથી તેનો પણ કેટલોક ભાગ વધારી, તેની ચારે તરફ ભમતીમા ૫૧ દેરીઓ બાધવાનુ કામ શરૂ કર્યું ભમતી માટે લીધેલ ફાલતુ વેચાણ જમીન પર ચણતર શરૂ કર્યું. ગામના લોકો મીયા સરકારને અમુક રકમ પહેલા આપતા હતા, તે નહી આપેલ હોવાથી બચ્ચામીયાએ તે ચણતરને અટકાવ્યુ તેથી ગામના શ્રીસઘે એક માસની ઉપજમાથી ચોથાઇ હીસ્સો આપવાનો ઠરાવીને પહેલા માસના ભાગના રૂપિયા પણ આપી દીધા. જે દિવસે બચ્ચામીયાએ રૂપિયા લીધા તે દિવસથી રાત્રે મીયાને કોઈ છુપી રીતે માર મારે અને નિદ્રા લેવા ન દે, તેમ લાગલાગટ દશ દિવસ સુધી ચાલ્યું. દશમે દિવસે તો બચ્ચામીયા ખૂબ ગભરાયા. એટલે શા. જીવરાજ સુરચંદની પાસે આવી બનેલ સર્વ હકીકત નિવેદન કરી. જીવરાજ શેઠે જણાવ્યું કે આપ સરકાર છો, ધારો તે કરી શકો, એટલે અમારાથી તો કહેવાય નહી પણ આપણી મહેરબાની મારા પર છે તેથી આપને બે અક્ષર કહુ છુ કે આપે અમારા દહેરાસરના જે પૈસા લીધા છે તે પૈસા આપ મને પાછા આપો અને હુ તે પૈસા માર ઘરમા રાખુ પછી આપને કોઈ પણ જાતની મુશીબત નડે, તો આપના પૈસા બીજે દીવસે પાછા લઈ જશો અને જો તમારુ દુઃખ દૂર થાય તો આ પૈસા તમારા હાથે દહેરાસરમા પાછા મૂકી પગે લાગજો. આ પ્રમાણે જીવરાજ શેઠની વાત સાભળી બચ્ચામીયાએ તે જ દિવસે જીવરાજ શેઠને ત્યા પૈસા મોકલાવી દીધા. તે જ રાત્રીએ બચ્ચામીયાને ખૂબ નિદ્રા આવી અને છૂપી રીતે માર પડતો બધ થયો અને દરેક રીતે થતો ઉત્પાત દૂર થયો બીજે દિવસે સ્વહસ્તે તે પૈસા જીવરાજ શેઠને ત્યાંથી મગાવી, જાતે મદિરમાં જઇ, પ્રભુ પાસે બે હાથ જોડી ક્ષમા માગી તે પૈસા ભડરમા નાખ્યા, એટલુ જ નહી પણ ઉપરથી વધારે રૂ. ૫) ગુન્હેગારીના મૂકી પગે લાગ્યા અને પ્રભુના ચમત્કારની પૂરી પ્રશંસા કરવા લાગ્યા.

**ભમતીની દેરીઓની પ્રતિષ્ઠા—**

ત્રણ શિખરવાળા ભવ્ય મદિરની આસપાસ ભમતી તરીકે ૫૧ દેરીઓ તૈયાર થઇ ગઇ. તેમા પધરાવવા માટે પ્રભુપ્રતિમાઓ પાલિતાણેથી લાવવામા આવી. અંજનશલાકા અને પ્રતિષ્ઠાનો દિવસ નક્કી કરી કુકુમ પત્રિકા બહાર પાડવામા આવી. દેશદેશાવરના સઘોને તથા સદ્‌ગૃહસ્થોને બોલાવવામા આવી. મહોત્સવ શરૂ કરવામા આવ્યો. બહારગામથી આ પ્રસગે આવનાર જાત્રાળુઓ માટે ગામમા તથા ગામની બહાર તંબુઓ તાણી સગવડ સારી રીતે કરવામા આવી હતી. આ મહામગળકારી મહોત્સવમા આશરે પચાસ હજાર માણસોની મેદની ભેગી થઇ હતી. અહીના શેઠ અનોપચદ જાદવજીને સરકાર તરફથી રાવબહાદુરનો ખિતાબ મળેલ હોવાથી અને સરકારમાં સારુ માન હોવાથી સરકાર તરફથી

ચોકી પહેરાનો બંદોબસ્ત પણ સારી રીતે કરવામા આવ્યો હતો. આ પ્રસંગે ગામના ઈતર ભાઈઓએ પણ સારો સાથ આપ્યો હતો. આગેવાન તરીકે શેઠ અનોપચંદ જાદવજી તથા શા. પ્રેમચંદ દેવચંદે ઘણી જહેમત ઉઠાવી તન મન ધનથી મદદ કરી હતી. દરેક કામની વહેંચણી કરી વ્યવસ્થિત ગોઠવણી કરવામાં આવી હતી. એકંદરે ગામનો ઉત્સાહ ઘણો જ સારો હતો. આ પ્રસંગે અહીંના શેઠ અનોપચંદ જાદવજીએ તથા અમદાવાદના શેઠ હઠીસિંગ કેશરીસિંગે નોકારશીઓ કરી હતી. અમદાવાદના નગરશેઠ હેમાભાઈ પ્રેમાભાઈએ તથા શેઠ હઠીસિંગ કેશરીસિંગે પણ આ કાર્યમાં પૈસાનો સારો સદ્વ્યય કર્યો હતો. વિ સ. ૧૮૯૩[1] ના મહા શુદિ ૧૦ને બુધવારે ભમતીની દેરીઓની પ્રતિષ્ઠા કરી પ્રભુમૂર્તિઓને ગાદીનશીન કરવામા આવી હતી. આ પ્રસંગે પ્રતિષ્ઠા કરવા આચાર્ય ભગવંત પણ પધાર્યા હતા એમ મૂર્તિઓના શિલાલેખો પરથી જાણી શકાય છે માતર મહાજને પણ બહારગામના આવેલા યાત્રાળુઓની બરદાસ સારી રીતે કરી, પ્રતિષ્ઠા મહોત્સવ સારી રીતે ઉજવ્યો હતો. નિર્વિઘ્નપણે મહામંગલકારી પ્રતિષ્ઠા ઘણા જ મહોત્સવ પૂર્વક પૂર્ણ કરવામાં આવી હતી

**મંદિરમાં થતો નાટારંભ—**

જ્યારથી પ્રભુ ગાદીનશીન થયા ત્યારથી માંડી હરહમ્મેશ સાંજના દહેરાસર મંગલિક થયા બાદ રાત્રિના નવ વાગ્યાના સુમારે મંદિરમા દૈવિક નાટારંભ થતો, જે બહારના ઓટલા પર બેઠેલા લોકો પણ સાંભળી શકતા, એટલું જ નહી પણ આસપાસના ઘરવાળાઓ પણ પોતાના ઘેર બેઠા સાંભળી શકતા. જે વખતે નાટારંભ શરૂ થતો તે વખતે ઝગઝગાટ કરતો પ્રકાશ મંદિરમાં વ્યાપી જતો અને મંદિરમાંથી દૈવિક સુગંધ ચારે બાજુ એટલી બધી ફેલાઇ જતી કે બહાર બેઠેલા લોકો પણ તેનો અનુભવ કરી શકતા. આવા અનેક પ્રકારના ચમત્કારો અવારનવાર ત્યાં થવાથી તેમજ બહારગામે તેની ખૂબ પ્રસિદ્ધિ થવાથી બહારગામના લોકો માતર ગામને સાચા દેવના ગામ તરીકે સંબોધવા લાગ્યા જૈનેતરો પણ આવા પ્રકારના દૈવિક ચમત્કારો સાંભળીને તેમના પર આસ્થાવાળા થઈ દર્શનાર્થે આવવા લાગ્યા. અને જેમ જેમ તેમના મનોવાંછિત કામ પાર પડવા લાગ્યા તેમ તેમ તેઓ વધુ આસ્થાવાળા થવા લાગ્યા. ( ચાલુ ).

૧—છપાયેલ 'માતર તીર્થ વર્ણન'મા સંવત્ ૧૮૯૭ના મહા શુદિ ૫ ના રોજ ભમતીની પ્રતિષ્ઠા કરવામા આવી, એમ લખેલ છે. તે સાલમા પણ ફેરફાર છે

# ગિરનાર તીર્થની પાજ કોણે બંધાવી ?

[ એક વિચારણા ]

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રીન્યાયવિજયજી

( ગતાંકથી ચાલુ )

ગયા અંકમાં, ગિરનાર તીર્થની પાજ કોણે બંધાવી એ સંબંધી ભિન્ન ભિન્ન તેર ઉલ્લેખો આપણે જોયા. હવે એ ઉલ્લેખોના આધારે કંઇ નિર્ણયાત્મક વિચારણા કરીએ તે પહેલાં મહામાત્ય ઉદયનની અંતિમ પ્રતિજ્ઞા સંબંધી, ગિરનારની નવી પાજ બંધાઇ તે પહેલાંની જૂની પાજ સંબંધી તેમજ નવી પાજ કોણે બંધાવી એ સંબંધી જે બીજા ઉલ્લેખો મળ્યા છે તે પહેલાં જોઇ લઇએ

**મહામાત્ય ઉદયનની અંતિમ પ્રતિજ્ઞા સંબંધી વધુ ઉલ્લેખો:—**

આ સંબંધી પાંચ ઉલ્લેખો આપણે જોયા છે. તે ઉપરાંત નીચે મુજબ ત્રણ વધુ ઉલ્લેખો મળ્યા છે—

(૬) વિ. સ. ૧૩૩૪ મા શ્રી પ્રભાચંદ્રાચાર્યકૃત 'प्रभावक-चरित्र'માના 'हेम-चन्द्रसूरिप्रबन्ध' મા—

मृत्यौ विप्रतिसारो नास्माकं विज्ञापयामि तत् ।
किञ्चिन्मन्नन्दनस्यास्य वाग्भटाख्यस्य कथ्यताम् ॥ ४४६ ॥
शत्रुंजयमहातीर्थे प्रासादस्य परिश्रुतः ।
जीर्णोद्धारस्ततः श्रेयोहेतुर्मे स विधीयताम् ॥ ४४७ ॥

અર્થાત્—" મને મરણનો પસ્તાવો નથી, પણ મારે એટલું જ કહેવાનું છે કે મારા વાગ્ભટનામના પુત્રને જણાવજે કે—(મે) શત્રુંજય મહાતીર્થના મંદિરનો જીર્ણોદ્ધાર કરવાની પ્રતિજ્ઞા કરી છે તો મારા કલ્યાણમાટે એ (જીર્ણોદ્ધાર) તું કરાવજે।"

(૭) વિ. સ. ૧૫૦૩ મા શ્રી સોમધર્મગણિકૃત " उपदेशसप्ततिका ' અધિકાર ૨ ઉપદેશ ૧ માં—

ततो गतः पुनस्तत्र, संजाते घोरसंगरे ।
प्रहारजर्जरीभूतो, जगाद निजसेवकान् ॥ ६ ॥
शत्रुंजये भृगुपुरे, **गिरिनारगिरौ** तथा ।
प्रासाद-**पद्य**विषया, अभूवन्मे मनोरथाः ॥ ७ ॥

અર્થાત્—" (મંત્રી ઉદયન) ત્યા ગયા અને ભયંકર યુદ્ધ થયુ અને (શસ્ત્રોનાં) પ્રહારોથી ઘાયલ થયેલા એવા તેમણે પોતાના નોકરોને કહ્યું—શત્રુંજય અને ભરૂચમા મંદિર બંધાવવાના અને **ગિરનાર તીર્થમાં પાજ બંધાવાના** મારા મનોરથો હતા."

(૮) વિ. સં ૧૫૧૯મા શ્રીરત્નમંદિરગણિતકૃત ' उपदेशतरंगिणी ' પૃ ૧૨૧ મા—

"श्रीबाहडदेवमन्त्रिणा श्रीशत्रुंजयोद्धार—**रैवताचलसुगमपद्याकरण**—भृगुकच्छ-समलिकाविहारोद्धार—तीर्थद्वययात्रादि—मनोरथाः स्वपितृ मं. उदायनसत्काः सफलीकृताः।"

અર્થાત્—"શ્રી બાહડદેવ મંત્રીએ પોતાના પિતા મંત્રી ઉદયનના ૧ શ્રી શત્રુંજયનો ઉદ્ધાર, ૨ **ગિરનાર ઉપર સુગમ પાજ**, ૩ ભરૂચમાં સમળીવિહાર ચૈત્યનો ઉદ્ધાર અને ૪ બન્ને તીર્થોની યાત્રા વગેરે ચાર મનોરથો સફળ કર્યા."

આ ત્રણે ઉલ્લેખોમાં પણ છઠ્ઠા ઉલ્લેખમાં એક પ્રતિજ્ઞાનો, સાતમામા ત્રણ પ્રતિજ્ઞાનો અને આઠમામાં ચારનો ઉલ્લેખ છે.

આ બધા ઉલ્લેખોમાં કોઇ સ્થળે પ્રતિજ્ઞા કર્યાનો ઉલ્લેખ છે અને કોઇ સ્થળે મનોરથ-ભાવના હોવાનો ઉલ્લેખ છે. મનોરથ-ભાવનાની દૃષ્ટિએ વિચારીએ તો મહામાત્ય ઉદયન જેવાના અંતરમાં અનેક પ્રકારના મનોરથો ભર્યા હોય એમા કશી નવાઇ નથી. અને એ મનોરથોમાં ગિરનારની પાજ બંધાવવાના કે અંબડને દંડનાયક બનાવવાના મનોરથનો પણ સમાવેશ થઈ શકે. બાકી અભિગ્રહ પૂર્વકની પ્રતિજ્ઞાની દૃષ્ટિએ વિચારીએ તો તેણે (૧)—શત્રુંજય અને (૨) શકુનિકાવિહારનો જીર્ણોદ્ધાર કરવાની—એમ બે જ પ્રતિજ્ઞાઓ લીધી હતી એમ માનવુ ઠીક લાગે છે.

મહામાત્ય ઉદયનને પોતાના ન્હાના પુત્ર અંબડને દંડનાયક બનાવવાની ઇચ્છા હોય એમ **સિંધી જૈન ગ્રંથમાળા** પ્રકાશિત 'पुरातनप्रबंधसंग्रह' પૃ ૩૨ ઉપર છપાયેલ 'मंत्रिउदयनप्रबंध' ઉપરથી જણાય છે. એ પ્રબંધમાં વર્ણવ્યા પ્રમાણે—"૭૦ વર્ષની ઉમ્મરે મંત્રી ઉદયનની પત્નીનુ અવસાન થયુ, ત્યારે પિતાને ઉદાસીન રહેતા જોઇને બાહડ મંત્રીએ યુક્તિ કરી પિતાને ફરી પરણાવ્યા. અને આ નવી પત્નીથી તેને (रायविहार[1]आंबडो जात :) રાયવિહાર આંબડ નામે પુત્ર થયો." બીજા ઉલ્લેખો પ્રમાણે ઉદયનને કુલ ચાર પુત્રો હતાં—૧ બાહડ, ૨ ચાહડ, ૩ આંબડ અને ૪ સોલાક.[2] આમાંના પ્રથમ બે પ્રથમ પત્નીથી થયા હતા અને આંબડ અને સોલાક આ નવી પત્નીથી થયા હતા. એટલે નવી પત્નીના પ્રથમ સંતાનરૂપ આંબડ ઉપર ઉદયનને વિશેષ પ્રીતિ હોય અને તેથી તેને દંડનાયક બનાવવાની ઇચ્છા હોય એ સ્વાભાવિક છે.

---

૧. સિંધી જૈન ગ્રંથમાલા પ્રકાશિત 'પ્રબંધ ચિંતામણિ' પૃષ્ઠ ૮૧ તથા ૮૮ મા અને 'ઉપદેશતરંગિણી' પૃ. ૭૧ મા આંબડના નામ સાથે **રાજપિતામહનું** બિરૂદ મળે છે. આ બિરૂદ તેને મલ્લિકાર્જુનનો પરાજય કરીને કોકણનો વિજય કરવાના પ્રસંગે શ્રી કુમારપાલ રાજાએ આપ્યાનુ લખ્યુ છે. અહીં રાજપિતામહના બદલે **રાયવિહાર** એવુ વિશેષણ એના નામ સાથે આપવામા આવ્યુ છે **વિહાર** શબ્દ પ્રાકૃત છે, **વિહુર** પણ એ જ અર્થવાચી પ્રાકૃત શબ્દ છે. એનુ સંસ્કૃતરૂપ **વિદ્ધાર** થાય છે અને તે એક નક્ષત્રનુ નામ છે અને એ નક્ષત્ર વક્રીગતિથી ભોગવવુ પડે છે. (જુઓ 'દિનશુદ્ધિદીપિકા અને મુનિ દર્શનવિજયજીકૃત વિશ્વપ્રભા' ગ્રંથ, પૃ. ૪૩૪, પ્રકાશક—શ્રી ચારિત્ર સ્મારક સીરીઝ). વળી '**વિહુર**' શબ્દનો અર્થ 'ભય' પણ થાય. એટલે આ વિશેષણ પણ અબડને માટે સાર્થક છે.

૨. શ્રી રામલાલ ચુનીલાલ મોદીએ 'ફાર્બસ ગુજરાતી સભા મહોત્સવ અંક'મા લખેલ 'મંત્રી ઉદયન અને તેનો વંશ' શીર્ષક લેખના અંતે આપેલ વંશવૃક્ષમા સોલાકને ધર્મે માહેશ્વરી જણાવ્યો છે જ્યારે એ જ લેખકે ત્યાર પછી 'ભારતીયવિદ્યા' ભાગ બીજો અંક ૧ ના ૯૮ અને તે પછીના પાનાઓમાં આપેલ 'સોલંકી સમયના રાજપુરુષોની નામાવલી' શીર્ષક લેખમા સોલાકની ગણના જૈન રાજપુરુષોની નામાવલીમાં કરી છે.

**ગિરનારની જૂની પાજ—**

મહારાજા કુમારપાળ ક. સ. શ્રી હેમચંદ્રાચાર્ય સાથે ગિરનારની યાત્રાએ આવ્યા તે વખતે ગિરનાર ઉપર ચઢવાનો જે જૂનો માર્ગ હતો તે સંબંધી शृङ्खलपद्या અથવા साकलिआ पद्या એવા ઉલ્લેખો મળે છે. પણ આનો ખરો અર્થ શું કરવો એ નક્કી થઇ શક્યું ન હતું. છતા ગયા લેખમા પૃ. ૧૩૫ ની પાદનોંધમા એવું અનુમાન કર્યું હતું કે એ કોઇ વિશિષ્ટ નામ હોવું જોઇએ. ત્યારપછી વિશેષ તપાસ કરતા એ અનુમાન સાચું ઠર્યું છે.

પહેલાં શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી વતી ગિરનાર તીર્થમાં કામ કરતા અને અત્યારે શેઠ આણંદજી કલ્યાણજી તરફથી શ્રી શત્રુંજય ઉપર ઇન્સ્પેક્ટર તરીકે કામ કરતા શ્રીયુત સૌભાગ્યચંદભાઇને આ સંબંધી પૂછતાં જણાયું છે કે ગિરનારથી લગભગ ૮ માઇલ ની દૂરી ઉપર અત્યારે પણ **સાંકળી** નામનુ ગામ છે. જેતલસરથી સાંકળી, સાંકળીથી ચોકી અને ચોકીથી વડાળ થઇને લગભગ ૩-૪ માઇલ ચાલ્યા પછી સહસાવનના માર્ગે થઇ ગિરનાર ઉપર ચઢી શકાય છે. મૂળ મંદિર વગેરેનો આ ચાલુ દરવાજો જોતા પણ એમજ લાગે છે કે સાંકળી તરફનો માર્ગ મુખ્ય માર્ગ હોવો જોઇએ કુંડ વગેરે પણ એ તરફજ આવે છે. જો કે અત્યારે આ માર્ગનો ઉપયોગ બહુ ઘટી ગયો છે, મોટે ભાગે જાત્રાળુઓ જૂનાગઢના માર્ગે જ ઉપર ચઢે છે, છતા કોઈ કોઇ જાત્રાળુઓ અત્યારે પણ આ માર્ગનો ઉપયોગ કરે છે.

આ ઉપરથી સમજી શકાય છે કે જેમ શ્રી શત્રુંજય ઉપર ચઢવાનો જે માર્ગ ઘેટી ગામ પાસેથી શરૂ થાય છે તેને ઘેટીની પાગ અને રોહીશાળા પાસેથી શરૂ થાય છે તેને રોહીશાળાની પાગ કહે છે તેમ ગિરનાર ઉપર જવાનો જે માર્ગ **સાંકળી** ગામ પાસેથી જતો હતો તેનું નામ **સાંકળીઆ પાજ** પડયુ હતું.

આ સબંધી વિશેષ તપાસ કરતાં 'प्रभावक-चरित्र'માના 'श्रीहेमचन्द्रसूरिप्रबन्ध'મા પણ ઉપરની વાતને પુષ્ટિ આપે એવો જ ઉલ્લેખ મળ્યો છે, જે આ પ્રમાણે છે—

स प्रतापयदावासान् **संकलग्रामसन्निधौ** ।
गिरिं तत्र स्थितोऽपश્यन्नेत्रामृतरसायनम् ॥ ३२७ ॥

અર્થાત્—"તેણે (મહારાજા સિદ્ધરાજે) **સાંકળીગામ**ની નજીકમા રહેવાને ઉતારા આપ્યા અને ત્યાં રહ્યારહ્યા આંખોને માટે અમૃત સમાન પર્વતના દર્શન કર્યા.'

આ ઉપરથી એ નિશ્ચિત થાય છે કે ગિરનાર ઉપર ચઢવાનો જૂનો માર્ગ સાંકળી ગામ પાસેથી જતો હોવાના કારણે એ **'સાંકળીઆ પાજ'**ના નામે વિખ્યાત થયો હતો.

આ સાંકળી પાજ સિવાય એક બીજો પણ ઉપર ચઢવાનો જૂનો માર્ગ છે, જેને રાણપુર-ભેંસાણવાળો રસ્તો કહેવામા આવે છે. આ રસ્તે પાંચમી ટૂંકે જવાય છે. રસ્તો કઠણ અને કેડી-પગદંડીનો છે.

**ગિરનારની નવી પાજ સંબંધી વધુ ઉલ્લેખોઃ—**

આ સંબંધી ૨ શિલાલેખસ્થ અને ૧૧ ગ્રંથસ્થ એમ કુલ તેર ઉલ્લેખો આપણે જોયા છે. ત્યારપછી વધુ તપાસ કરતાં નીચે મુજબ પાચ વધુ ઉલ્લેખો મળી આવ્યા છે—

(૧૨) વિ. સં. ૧૪૯૨માં ઉ. શ્રી જિનમંડનકૃત 'कुमारपालप्रबन्ध'ના પૃષ્ઠ ૭૨ ઉપરનો એક ઉલ્લેખ, જેમાં બાહડે પાજ બંધાવ્યાની વાત છે તે, ગયા અંકમાં સાતમા ઉલ્લેખ તરીકે આપ્યો છે. ત્યાર પછી વધુ તપાસ કરતાં એ જ ગ્રંથમાં પૃષ્ઠ ૧૦૫ ઉપર પાજ બંધાવ્યા સંબંધીનો એ શ્લોકાત્મક બીજો ઉલ્લેખ પણ મળી આવ્યો છે, જે બન્ને શ્લોકો ગયા અંકમાં છઠ્ઠા ઉલ્લેખ તરીકે આપેલ વિ. સં. ૧૪૨૨માં શ્રી જયસિંહસૂરિકૃત 'कुमारपालभूपालचरित्र'ના સર્ગ ૯ માંના શ્લોક ૩૬૩-૩૬૪ સાથે અક્ષરશઃ મળતા આવે છે. આ ઉલ્લેખ પ્રમાણે બાહડે નહીં પણ આંબડે પાજ બંધાવ્યાનું નક્કી થાય છે.

આ ઉપરથી જણાય છે કે-કુમારપાલપ્રબંધકારે પોતે પાજ બંધાવ્યા સંબંધનો એક ઉલ્લેખ આપ્યા પછી એ જ સંબંધી ભિન્ન અભિપ્રાય વ્યક્ત કરતો બીજો ઉલ્લેખ, અને તે પણ બીજા ગ્રંથકારે બનાવેલ શ્લોકોને જ અક્ષરશઃ ઉદ્ધરીને, આપ્યો છે.

(૧૩) વિ. સં. ૧૫૦૩ માં શ્રી સોમધર્મગણિકૃત 'उपदेशसप्ततिका' અધિકાર ૨, ઉપદેશ ૩ જામાં—

"अथाम्रदेवोऽपि पितुर्निजस्य, श्रेयोनिमित्तं पुनरुद्दिधीर्षुः ।
शकुनिचैत्यं भृगुकच्छनाम्नि, पुरे गतो भूरिपरिच्छदेन ॥ १ ॥
येन त्रिषष्टिलक्षाभिष्टंककानां व्यधाप्यत ।
**गिरिनारगिरौ पद्या,** स श्लाघ्यो भुवनत्रये ॥ २ ॥"

અર્થાત્—"અને પોતાના પિતાના કલ્યાણમાટે શકુનિચૈત્યનો ઉદ્ધાર કરવા ઇચ્છતો **આમ્રદેવ** પણ મોટા પરિવાર સાથે ભરૂચ નામના નગરમાં ગયો, જેણે ત્રેસઠ લાખ ટંકાનુ ખર્ચ કરીને **ગિરનાર પર્વત ઉપર પાજ કરાવી,** તે ત્રણે લોકમાં પ્રશંસા કરવા યોગ્ય છે."

(૧૪) વિ. સં. ૧૫૧૯ માં શ્રી રત્નમંદિરગણિકૃત 'उपदेशतरंगिणी' પૃ. ૧૨૨-૧૨૩ માં

"ततः श्री **आम्बडदेवेन** जीर्णदुर्गपार्श्वे वृद्धबालानां सुखारोहणार्थं सुगमा पद्या रैवताचले त्रिषष्टिलक्षैः कारिता । यत.

त्रिषष्टिलक्षद्रम्माणां गिरिनारगिरौ व्ययात् ।
भव्या **बाहडदेवेन** पद्या हर्षेण कारिता ॥ ७ ॥"

અર્થાત્—"ત્યારપછી શ્રી **આંબડદેવે** ગિરનાર ઉપર, જૂનાગઢની પાસે વૃદ્ધો અને બાળકોને સુખે ચઢવા માટે ત્રેસઠ લાખના ખર્ચે સુગમ એવી પાજ બંધાવી, કેમકે—

ત્રેસઠલાખનો ખર્ચ કરીને, **બાહડદેવે** ઉલ્લાસ પૂર્વક ગિરનાર ઉપર સુંદર પાજ કરાવી."

આ ઉલ્લેખમાં પણ શ્રી જિનમંડનકૃત 'कुमारपालप्रबन्ध'ની જેમ બે ઉલ્લેખો આપીને આંબડ અને બાહડ બન્નેને પાજ બંધાવનાર તરીકે વર્ણવ્યા છે. સંભવ છે કે ઉપરના મૂળ ઉલ્લેખમાં યત કરીને બાહડદેવે પાજ બંધાવ્યાનો ઉલ્લેખ કરતો જે શ્લોક આપ્યો છે તે બીજા કોઈ ગ્રંથમાંથી ઉદ્ધૃત કરીને આપ્યો હોય. પણ એ શેમાંથી ઉદ્ધૃત કર્યો હશે તે જાણી શકાયું નથી.

(૧૫) સિંઘી જૈન ગ્રંથમાળા પ્રકાશિત 'पुरातनप्रबन्धसंग्रह'માંનો પૃષ્ઠ ૩૪ ઉપર છપાયેલ 'मंत्र आम्बाकारितगिरिनारपाजप्रबन्ध' આપણે ગયા અંકમાં નવમા ઉલ્લેખ તરીકે

જોઈ ગયા છીએ તેમા જણાવ્યા પ્રમાણે આંબાડે ગિરનારની પાજ બંધાવી હતી. આજ મતલબના બીજા ત્રણ ઉલ્લેખો એ જ ગ્રથમાં છપાયેલ છે જેમાનો એક પૃષ્ઠ ૮૨ ઉપર 'कुमारपालदैवततीर्थयात्राप्रबन्ध'મા નીચે મુજબ છે—

"सर्व तीर्थकार्यं कृत्वा नृपो वाग्भटदेवेन **नूतनपद्यया मन्त्रिणाऽऽम्रेण कारितयो**त्तारित । "

અર્થાત્—"તીર્થ સબધી સઘળુ કામ પતાવીને વાગ્ભટ દેવે (કુમારપાળ) રાજાને **આમ્ર મંત્રીએ કરાવેલી નવી પાજ** દ્વારા નીચે ઉતાર્યા."

બીજો ઉલ્લેખ પૃષ્ઠ ૪૭ ઉપર આ પ્રમાણે છે—

"अतो नव्यपद्यया देवनमस्करणं विधास्याम. । इत्युक्ते **आम्बाकेन नव्या पद्या कारिता** । "

અર્થાત્—"એટલા માટે (છત્રશિલાના માર્ગે બત્રીશ લક્ષણા બે પુરુષો જાય તો શિલા પડવાનો ભય છે એ માટે) આપણે નવીન પાજ દ્વારા દેવને નમસ્કાર કરીશુ, એમ કહ્યુ એટલે **આંબાડે** નવી પાજ કરાવી"

ત્રીજો ઉલ્લેખ પૃ ૧૨૬ ઉપર આ પ્રમાણે છે—

"नृपादेशात् आंबडेन त्रिषष्टिलक्षै रैवतकपद्या । "

અર્થાત્—"રાજાની આજ્ઞાથી આંબડે ત્રેસઠલાખના ખર્ચે ગિરનારની પાજ (કરાવી) "

(૧૬) ઉપાધ્યાય શ્રી જબૂવિજયજીની 'चतुरशीतिप्रबन्धसग्रह' નામક (અમુદ્રિત) ગ્રથની એક હસ્તલિખિત પ્રત, જેમાં કર્તાના નામનો, રચ્યા સવતનો કે લખ્યા સવતનો નિર્દેશ નથી તે, પંડિત અબાલાલ પ્રેમચદ શાહ પાસે પ્રતિલિપિ કરવા માટે આવી છે. એ ગ્રંથમા 'मह० आंबाकारितगिरिनारिपाजप्रबन्ध' નામક એક પ્રબધ હોવાનુ પં અબાલાલભાઈ પાસેથી જાણી એ પ્રબંધની નકલ જોઈ. એ પ્રબધ આપણે ગયા અકમા નવમા ઉલ્લેખ તરીકે આપેલ સિઘી જૈન ગ્રંથમાળા પ્રકાશિત 'पुरातनप्रबन्धसग्रह'માના પૃ૦ ૩૪ ઉપર છપાયેલ 'मह० आंबाकारितगिरिनारिपाजप्रबन्ध' સાથે શરૂઆતમા અક્ષરશ મળતો છે અને પાછળના ભાગમા મુખ્ય અર્થની દૃષ્ટિએ મળતો હોવા છતા થોડોક મોટો છે. એમા મુખ્ય વસ્તુની દૃષ્ટિએ કશો ફેરફ ન હોવાથી એ અહી આપ્યો નથી

અહી એક વસ્તુ નોધવા જેવી એ છે કે ગયા અકમા છપાયેલ ઉપર્યુક્ત નવમા ઉલ્લેખનો અનુવાદ કરતી વખતે પૃ૦ ૧૩૬ ની ત્રીજી લીટીમા અનુવાદમા '[નવી પાજદ્વારા]' એટલુ લખાણ વધાર્યુ હતુ, અને પૂર્વાપર સબધ મેળવવા માટે અનુવાદમા 'નવી પાજ દ્વારા' એટલુ લખાણ ઉમેરવુ જરૂરી છે એવી પાદનોધ લખી હતી. 'चतुरशीतिप्रबध-सग्रह'માંનો આ પ્રબંધ જોતા આ વાત સાચી ઠરી છે. એમા ૨૫૭૮ ઉલ્લેખ છે કે—

"महं वाहडदेवेन सांकलिआलियां पद्यां उपर्यारोपितः । नृपस्तु **नूतन-पद्यामुखे** सुखासनेऽधिरोपितः । क्षणेन च तीर्णवान् । "

અર્થાત્—"બાહડમત્રી (કુમારપાલ રાજાને) સાંકળીયા પાજથી ઉપર લઈ ગયા...... અને રાજાને **નવીન પાજ** તરફ પાલખીમા બેસાર્યા અને (તે) ક્ષણભરમા નીચે આવી પહોચ્યા."

આ બધા ઉલ્લેખો તથા બીજા ઉલ્લેખોના આધારે પાજ કોણે બંધાવી તે સબંધી વિચારણા હવે પછી કરીશુ.

( ચાલુ )

# 'अर्हन्त-चैत्य' शब्दका अर्थ

## [ रतनलालजी डोसीको जवाब ]

लेखक—पूज्य मुनिमहाराज श्रीविक्रमविजयजी

( गताङ्क ८७ से क्रमशः )

ता १-११-५१ के अंक का जैनपथमे उपचारके विषयमें डोसीजी शास्त्रका लेश भी ज्ञान न होनेसे हस्तिश्वान न्यायसे उपचार शब्दका वर्णन यद्वातद्वा करते हुए कहते हैं कि औषधोपचार, कुतर्कोपचार, इच्छितोपचार, परन्तु शास्त्रमें इन उपचारोंका अवलम्बन नहीं होता है। इन प्रकारके दुरालोचनसे कोई भी सिद्धान्त अन्यथा नहीं हो सकता, क्योंकि जब उपचार शब्दका भी ज्ञान नहीं है तो उसके दुरूह प्रभेदोंका क्या विचार हो सके? श्रीविजयानन्दसूरिश्वरजी महाराजने 'उपासक दशांगमे मूर्तिपूजाका जिक्र नहीं' ऐसा लिखा है तो भी आपकी इष्टसिद्धि नहीं हो सकती है, क्योंकि वे तो 'अर्हन् चैत्यानि'का 'अर्हत् प्रतिमा' ही अर्थ करते है। इसी मतलबसे सूरिजीने लिखा कि इसका अर्थ यह नहीं कि उपासक दशांगमे नाम मात्र भी मूर्तिका विषय नहीं, सूरिजीके लेखको नहीं समजते हुए उनको हठधर्मी कहनेमें शर्म आनी चाहिए। फिर लिखते हैं कि 'अवडाधिकारमे आप अन्य तीर्थोंमें ही जब साधुका समावेश करते हैं तब आनंदाधिकारमे अन्ययूथिक देवमें ही मूर्तिको क्यों नहि मिला लेते? हां, 'अन्ययूथिक देव' शब्दसे आपने मूर्ति स्वीकार ली, जिससे उसमे ही मूर्तिको मिलानेका प्रश्न करते हो, तब तो, अन्ययूथिक देवके साथ 'पुव्वि अणालित्तेणं आलवित्तए वा संलवित्तए वा' इसका, कुछ संबध मिलाईए। न मालुम यह वाक्य कहांसे आ पडा? डोसीजीका सारा खेल बीगाड रहा है। और अन्यतीर्थिक साधु वस्तुत साधु न होनेसे अन्य तीर्थोंमे उनका समावेश हो सकता है, और अन्य तीर्थिक परिगृहीताऽर्हद्मूर्ति मान्य अमान्य नहीं है, जो अमान्य है उसको सूचानेके लिए ही 'अन्यतीर्थिकपरिगृहीतार्हद्चैत्य'का पृथक् उपादान सार्थक है, अन्ययूथिक देवमें उसका समावेश नहीं हो सकता है।

चारण मुनिके प्रकरणमें ईर्यापथिकाकी आलोचना जो बताई गई है वह यथार्थ ही है, और उस स्थलका मूल पाठ भी पहिले ही दृष्ट और विचारित है। तभी तो यह अर्थ प्रामाणिक होता है, नहीं तो 'तस्स ठाणस्स' का अर्थ सर्वथा सगत हो ही नहीं सकता, क्योंकि वहां तो तुमारे हिसाबसे ज्ञानका गुणानुवाद ही होता है, फिर उस स्थान (तस्स ठाणस्स) की आलोचना कैसे? अन्यथा तुमको भी गमनागमन संबधी आलोचना कहनी होगी। तो फिर नाहकमें 'तस्स ठाणस्स'की शरण लेकर बिना युक्ति गमनागमन संबंधी यथार्थ

आलोचनाको अयथार्थ लिखकर भोलेभाले पामरोंको यथार्थ अर्थसे वञ्चित क्यों करते हो? और 'यह शक्तिकी बात है अर्थात् कोई आता जाता नही,' ऐसा आप कहते हैं और आपके गुरु तो 'यहांसे उडकर नदनवनमें विश्राम लेवे, वहांसे भी पीछा अपने स्थान आवे' इत्यादि लिखते है। तब कहोये आप सच्चे या आपके गुरु सच्चे? वे तो 'आवे उडकर विश्राम लेवे' ऐसे लिखते हैं, और आप कहते हो कोई आता जाता नहीं। आपके मतसे आलोचना तो आही नही सकती क्यों कि जाता आता कोई है ही नहीं और गुणानुवादमें कोई आलोचना है ही नहि, आपके लिये वह स्थान रहा ही नहीं। ..

ता. १-१-४२ के लेखमें श्रीमान् रतनलालजी लिखते है कि 'कितनी भद्दी तर्क है? सूरिजी जानते हैं कि सारी जैन समाज तीर्थंकरोंको अनन्त-शक्तिशाली मानती है" इत्यादि परंतु सोचते ही नही कि भद्दि तर्क है किसकी? पूज्य सूरीश्वरजी म. की या आपकी? आपने 'लोंकाशाह मत समर्थनमें' लिखा था कि 'मूर्ति स्वयं दूसरोंके शरण में रही हुई है वह औरोंके लिये किस प्रकार शरणभूत हो सकेगी?' इसके जवाबमें पू गुरुदेवने लिखा कि तुम्हारे साधुओंका पेट तुम भर रहे हो, उनके नाक कान आततायी काट लेते हैं, ऐसे गुरु तुम्हारा क्या कल्याण कर सकते है? इसका मतलब यह है कि जैसे वे पराधीनता भोगते हुए भी तुम्हारा कल्याण कर सकते हैं ऐसा तुम मानते हो वैसे ही मूर्तिके विषयमें मानना चाहीए। पराधीन गुरु कल्याण कर सके और मूर्ति नहीं यह तो अर्धजरतीय न्याय है, दुनियामें पक्षपाती क्यों बन रहे हो? ऐसे सीधे सादे विषय को भी न समझते हुए तीर्थंकर और साधुओंकी शक्तिका नाप निकालने लग गये, इससे तो यही सिद्ध होता है कि किसी न किसी प्रकार, हो सके या न हो सके खंडन करना।

'साधुओंकी शरणमे संसारतापसे तपा हुवा मानव चला जाय तो उसे वह निर्भय करता है' शिष्य होने वालेको गुरुका बलाबल देखना जरुरी नहीं, मात्र तीर्थंकर भगवानका धर्मधन ही उसके पास होना चाहिए, इस तरह की आपकी युक्ति ही इस बातको सिद्ध करती है कि संसार-तापसे तपा हुआ मानव मूर्तिकी शरणमें चला जाय तो उसे वह शुभ भावोत्पादकताको देकर निर्भय कर देती है, भक्तको मूर्तिका पराश्रितत्व या अनाश्रितत्वको देखनेकी जरुर नहीं, मात्र महाबली तीर्थंकर भगवानकी भावोत्पादकतारुप धन ही उसके पास होना चाहीए, इस प्रकार युक्तिकी समता होने पर भी एक देशको स्वीकारना अन्य देशको नहीं स्वीकारना यह कहांका न्याय है? और अनेकों युक्तियां होने पर भी केवल यहां मैंने आपकी युक्तिसे ही आपको सुझा दिया है।

जब मूर्तिके पराश्रितत्वादि ज्ञानका नियम ही नहीं है तो 'मूर्ति स्वयं दूसरेके शरणमें रही हुई है, वह औरोंके लिये किस प्रकार शरणभूत हो सकेगी?' यह तर्क कैसे ठहर सकता है? जो पराश्रित होता है वह अन्यका आश्रय नहीं होता है, ऐसा नियम ही नहीं है, क्योंकि पराश्रित साधु भी दूसरोंको किसी न किसी प्रकार शरण देता ही है। अगर साधु स्वतंत्र है ऐसा कहो तो ऐसे स्वच्छंद साधुका आश्रय कौन बुद्धिमान पुरुष ले सकता है? और चतुर्विध संघाश्रित धर्म भी परको आश्रय देता ही है, और तीर्थंकरका नाम वाचकतया पराधीन होने पर भी अन्यको शरण देता ही है इत्यादि अनेक उदाहरण मिलते है जिनके आगे आपकी युक्ति नहीं ठहर सकती।

'अरिहंतकी शरणमें अरिहंतमूर्ति दाखिल कर देते हैं वैसे सिद्धशरणमें सिद्धकी मूर्ति भी दाखिल होगी, सिद्ध स्वयं अमूर्तिक हैं तब उनकी मूर्ति कैसी बनती होगी यह आपकी जिज्ञासा है, इसका समाधान-सिद्धशिलामें सिद्धोंकी जो स्थिति शास्त्रोमें बताई गई है इसी तरह उनकी मूर्ति है इस लिये 'अमूर्तिका आकार नहीं होता है अत एव 'उसकी मूर्ति नहीं हो सकती' ऐसा आग्रह नहीं रखना और ज्यादा देखना हो तो आपके गुरु शंकर मुनि कृत सचित्र मुखवस्त्रिका देख लेना जहां गजसुकुमालजीकी तस्वीर के मस्तक पर सिद्धोंकी तस्वीर लिखी है। इसी प्रकार ज्ञानादिको भी समझ लेना।

तुंगीयाके श्रमणोपासक देवदेवीकी सहाय लेनेवाले नहीं थे तब उनके लिए गोत्रदेवकी पूजनकी तो बात ही कहां रही? मुलं नास्ति कुत शाखा'?। यह बात शास्त्रमें उन्हींके लिए दिये हुए विशेषणों (असहेज्ज-देवा-सुर-नाग-सुवण्णस्स) से सिद्ध है, अत 'नाया कयबलिकम्मा' से जिनेश्वर भगवानकी ही पूजा साबीत है।

आपके गुरु इसका 'स्नान किया-कोगले किये ऐसा अर्थ करते हैं, यह तो असबद्ध और अनभिज्ञता ही है। पारिभाषिक हो तो तुम्हारे लिये ही मान्य हो सके न कि प्रमाणसे विवेचकोंको। × × ×

'अरिहंत चेइयाणं' जहां २ आता है वहां २ अरिहंत भगवानकी मूर्ति या मंदिर दोही अर्थ होते हैं, अत मूर्तिको उडानेके लिये यहां पर अनेक अर्थ करना नाहकमें मगजमारी ही है, यही बात सूरजी महाराजने अपनी समालोचनामें बताई है।

[ क्रमश ]

## સૂચના

આ અંકની જેમ આવતો અંક પણ વખતસર ૧૫મી તારીખે પ્રગટ કરવાની ઇચ્છા છે આમ છતા અત્યારના અનિશ્ચિત સંયોગોના કારણે અંક પ્રગટ કરવામા વિલંબ થાય તો તે ચલાવી લેવા અને પત્ર લખીને તપાસ નહીં કરવા વાચકોને વિનંતી છે.

વ્ય.

## નવી મદદ

૫૧) પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજના સદુપદેશથી શેઠ પ્રેમચંદજી ગોમાજી બાલીવાલાના સુપુત્ર શેઠ ઉદેભાણજી તરફથી.

૫૧) શેઠ સુબોધચંદ્ર પોપટલાલ, અમદાવાદ

૩૧) શેઠ પોપટલાલ પુંજાભાઇ, અમદાવાદ

૩૧) શેઠ શાંતિલાલ પ્રેમચંદ.

## સૌજન્ય

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના અંકના મુખપૃષ્ઠ ઉપર છપાયેલ શ્રી શંખેશ્વર મહાતીર્થના જિનમંદિરના શિખરનો બ્લોક 'શંખેશ્વર મહાતીર્થ' નામક પુસ્તકના પ્રકાશક શ્રી વિજય-ધર્મસૂરિ જૈન ગ્રંથમાળા—ઉજ્જૈનના સૌજન્યથી મળ્યો છે.

### કાગળના અસાધારણ ભાવો

'શ્રી જૈન સત્ય પ્રકાશ' જેના ઉપર છપાય છે તે કાગળોનો ભાવ લડાઇ શરૂ થઈ તે પહેલાં સાડાત્રણઆને રતલનો હતો લડાઈના બે વર્ષ પછી આ ભાવ સાત—આઠ આને રતલનો થયો હતો ગઈ દિવાળી પહેલાં એ ભાવ બાર—તેર આને રતલ જેટલો વધી ગયો હતો અને અત્યારે એ ભાવ વધીને પોણા બે રૂપિયે રતલનો થઇ ગયો છે. એટલે મૂળ ભાવથી અત્યારે લગભગ આઠગણા ભાવ થઇ ગયા છે આમ છતા અમે 'શ્રી જૈન સત્ય પ્રકાશ'નું લવાજમ વધાર્યું નથી, અને હાલમાં એ વધારવાનો અમારો ઇરાદો પણ નથી.

પણ આ રીતે 'શ્રી જૈન સત્ય પ્રકાશ' આપવું અમે ચાલુ રાખી શકીએ તે માટે સમિતિને વધુ મદદ મોકલવાની અમે સૌને વિનંતી કરીએ છીએ.

વ્યવસ્થાપક

### — તૈયાર છે : આજે જ મંગાવો —

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, ચોથા, પાચમા છઠ્ઠા, સાતમા વર્ષની કાચી તથા પાકી ફાઈલો

( પહેલા—બીજા વર્ષની પૂરી ફાઇલો નથી, છૂટક અંકો છે )

ટપાલખર્ચ સાથે મૂલ્ય દરેકનુ—કાચીના બે રૂપિયા : પાકીના **અઢી રૂપિયા.**

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ

# દરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

### [૧] શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય છ **આના** (ટપાલખર્ચનો એક આનો વધુ)

### [૨] શ્રી પર્યુષણ પર્વ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામી પછીના ૧૦૦૦ વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય **એક રૂપિયો.**

### [૩] દીપોત્સવી અંક

ભગવાન મહાવીરસ્વામી પછીનાં ૧૦૦૦ વર્ષ પછીના સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક : મૂલ્ય **સવા** રૂપિયો.

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

**[૧] ક્રમાંક ૪૩**–જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક . મૂલ્ય **ચાર આના.**

**[૨] ક્રમાંક ૪૫**–કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય **ત્રણ આના.**

—લખો:—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ

# શ્રી જૈન સત્ય પ્રકાશ




તંત્રી: શાહ ચીમનલાલ ગોકળદાસ

॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

| वर्ष ८ | વિક્રમ સં. ૧૯૯૯ : વીરનિ. સં. ૨૪૬૯ : ઇસ્વીસન ૧૯૪૩ | क्रमांक |
|---|---|---|
| अंक ६–७ | ફાગણ-ચૈત્ર શુદિ ૧૦ : ગુરુવાર : ફેબ્રુઆરી-માર્ચ ૧૫ | ९०–९१ |

## વિષય – દર્શન



**સૂચના**–આ માસિક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે તેથી સરનામાના ફેરફારના ખબર બારમી તારીખે સમિતિના કાર્યાલયે પહોંચાડવા.

**લવાજમ—વાર્ષિક–બે રૂપિયા : છૂટક ચાલુ અંક–ત્રણ આના**

મુદ્રક : નરોત્તમ હ. પંડયા, પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ; પ્રકાશનસ્થાન શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ, મુદ્રણસ્થાન : સુભાષ પ્રિન્ટરી, મીરજાપુર રોડ, અમદાવાદ.

॥ वीराय नित्यं नमः ॥

# શ્રી જૈન સત્ય પ્રકાશ

વર્ષ ૮ ક્રમાંક ૯૦-૯૧ અંક ૬-૭

### અંજલિ

સતી શિરોમણિ સાધ્વી ચંદનબાલા એ પ્રભુ મહાવીરના યુગની એક અતિ તેજસ્વિની સ્ત્રી-વિભૂતિ છે.

પરમાત્મા મહાવીરના જન્મદિનના પ્રસંગે પરમાત્મા મહાવીરના યુગના જૈન ઇતિહાસમાં અમર સ્થાન મેળવનાર આ સાધ્વી સ્ત્રીનું જીવન આલેખતી ત્રણસો વર્ષથીય વધુ પ્રાચીન યશોગાથા રૂપ સ્વાધ્યાય આજે પ્રગટ થાય છે એ એક સુયોગ છે.

આ સાધ્વી સ્ત્રીનું પવિત્ર સ્મરણ આપણને સાધુતા પ્રત્યે પ્રેરે એ જ ભાવના!

સંપાદક



જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરશિષ્ય

શ્રી દેવવિજયજીવિરચિત

## શ્રી ચંદનબાલા-સ્વાધ્યાય

સંગ્રાહક

**શ્રીયુત સારાભાઇ મણિલાલ નવાબ.**

વીર જિણેસર પાય પણમી કરી,
થુણસ્યુ ચંદનબાલા મન ધરી,

ત્રૂટક

મન ધરી ચંદનબાલા થુણસ્યું, જેણઇ અભિગ્રહ પૂરીઓ,
તે કવણ ગામિ કવણ ઠામઇ, સુરહિ મહિમા કીમ કીઓ,
નયર કોસંબી રાજ પાલઇ, શતાનિક તિહાં નરવરુ,
મૃગાવતીઅ રાણી તાસ સહિઅર, નંદી નામઇ સુંદરુ. (૧)

સેઠ ધનાવો ધનવંત જાણીઈ, મૂલા નામઇ ઘરણી વખાણીઇ.

ત્રૂટક

વખાણીઇ મૂલાભી(ભિ)ધાનઈ, સુગુણ નામઇ સુંદરુ,
સિરિ વીર જિણવર એણઇ અવસર, પહુતલા સુખકરુ,
સો પોસ બહુલે પ્રતિપદાઇ, એ અભિગ્રહ લિદ્ધએ,
નિજ મન માહિ અતિ ઉછાહિ, મોટઈ ભાવઇ લીધ એ. (૨)

ધૂઆ રાયની મસ્તક ખુર કરી, ઉપવાસ ત્રીણિ રોતી દુખ ધરી.

ત્રૂટક

દુખ ધરીઅ રોતી પગઇ અઠીલહ, એક પગ બાહિર કરી,
ઉબર માંહિ ચરણ બીજો, બિફોર (બપોર)ની વેલા ખરી,
જો ઘર પીયારઇ સૂર્પ ખૂણઇ, અડદ બાકુલ મુઝ દીઈ,
તો એહ અભિગ્રહ અતિહે દુસહ, સહી સહી પુ(પૂ)રો હુઓ (૩)

કરીય અભિગ્રહ જિણુ વિહરણુ ગયા, ભિખ્યા(ક્ષા) ફિરતાં માસ ચ્યાર જ થયા.

ત્રૂટક

ઈમ ફિરતાં થયા માસ ચ્યાર જ, એક દિન નંદા ઘરઈં,
વિહરણુ પહુતા વીર જિનવર, જંગમ સુરતરુ તસ ઘરિં;
આણંદસ્યું તબ તેહ ઉઠી, મોટા મોદક લેઇ કરી,
અજોગ્ય જાણી ભાવ આણી, તવ ચાલ્યા વેગી કરિ. (૪)

તવ સા નંદા સહિઅરનઇ કહઇં, વીર જિનેસ ભિક્ષા નવિ લિઈં

ત્રૂટક

નવિ લિઈં ભિખ્યા (ક્ષા) વીર જિનવર, અભિગ્રહ કીધો અછઇ,
રાણી રાજા વિનવ્યૌ, ઈમ જ વલિ તિહાં પછે,
તે વયણુ સુણી નયર માહે, બહુ ઉપાય કરાવએ,
એક નારી રોતી મોદક લઈ, જિનનઈ વિહેરાવએ (૫)

॥ ઢાલ ॥ રાગ કેદારો ॥

ગીત ગાઇ એક સુંદરીજી, એક સારે શૃંગાર,
એક જ બાલકને લેઇજી, દીઈ જિનવર આહાર. (૬)
હો વીર જિણુ એહ અભિગ્રહ સાર, તુઝ ગુણનો નહિ પાર. હો વીર.—આચલી
એક મૂકઇ વેણુ મોકલાજી, નાટિક એક કરંતિ,
એક અંબોડો સિર ધરીજી, તુમ્હ આહાર દેયંતિ હો વીર. (૭)
રમતિ રામા રંગસ્યું, આણી હર્ષ અપાર;
વિહરાવઇ બહુ ભાવસ્યુંજી, તોહઇ ન લીઇ આહાર. હો વીર (૮)
તેણઇ અવસર નરવરુજી, રાય **શતાનિક** જેહ;
ચંપાઇ બહુ દલ લેઈજી, વીટી રહીઓ તેહ હો વીર (૯)
ચંપાગઢ જબ ભેલીઓજી, **દધિવાહન** નાસંતિ,
**ધારણી** ધૂઆ **વસુમતી**જી, સુભટનઇ હાથઇ ચઢંત. હો વીર (૧૦)
વાટઇ પૂછઇ **ધારણી**જી, તુ મુજ કિસુંઅ કરેસ,
તુ મુજ પરણી વાલહીજી, તુ મુજ વિનય વહેશ હો વીર (૧૧)
એહ વયણુ શ્રવણે સુણીજી, સતીયશિરોમણિ તામ,
તતખિણ પ્રાણ તજ્યા સહીજી, હૈ હૈ કર્મ્મ વિરામ હો વીર (૧૨)
**વસુમતી** કુમરી લેઇજી, આવ્યૌ નિજ ઘરિ માહિ,
કોપ કરઈ ઘરણી તિસઇજી, દેખી કુમરી ઉછાંહિ હો વીર (૧૩)
પ્રહ સમય વેચન ગયોજી, ઘરણીતણઇ આદેશ,
સાથઈ લે ઊભી કરીજી, દેખઇ એક તિહાં વેશ હો વીર (૧૪)
મૂલ પૂછિ વેશ્યા તિસઈજી, કહઇ શત પંચ દિનાર,
કુમરી પૂછઇ તેહનઇજી, તુમ્હ ઘર કિસ્યો આચાર. હો વીર (૧૫)

નિત નવલા નર સેવઈજી, ભોજન કૂર કપુર,
વચન સુણી વેશ્યા તણાજી, દુખ હૂઓ તવ ભૂરિ. હો વીર (૧૬)
સુભટને તે કુમરી કહેજી, એહનઈ સાગિ મ દેઇ,
સેઠ **ધનાવો** આવીઓજી, મૂલ પૂછઈ તવ તેય હો વીર (૧૭)
સેઠ વેશ્યા માહોમાહિંજી, લાગો તિહા વિવાદ,
**ચકકેસરિ** સાનિધ કરીજી, વેશ્યા ઉતાર્યો નાદ હો વીર. (૧૮)
સેઠ **ધનાવઇ** મૂકાવિજી, આણી નિજ ઘરિ માંહિ;
પુત્રી કરીનઈ તિહા ધરીજી, હરખ હૂઓ મનમાંહિ હો વીર (૧૯)

॥ ઢાલ ॥ રાગ સિંધૂઓ ॥

**વસુમતિ** કુંમરી તિહાં રહઈ, બોલઈ મધુરી વાણિ રે;
જાણે અભિનવ સરસતી, કલા ચોસઠિની જાણિ રે.

ત્રૂટક

સુજાણ કુમરી રૂપઇ અમરી, સેઠનું મનમોહએ,
ઘણુ ચંદ જઇસો કણય શરીસો, દેહ જેહનું (નો) સોહએ,
તેણઈ નામ દીધું ગુણે અનોપમ, **ચંદનબાલા** તેહનુ,
તવ દીઇ હરખઇ નયણુ નિરખઈ, **ચદનબાલા** ઘણું ઘણું (૨૦)

ઢાલ

રૂપઇ સોહગ સુદરી સુલલિત વેણઈ સારી રે;
ચંપકવન્ની દેહડી ચિંતઇ **મૂલા** નારી રે

ત્રૂટક

**મૂલા** કુનારિ મનિંહિઇ ચિંતઈ, એહ સુજનઇ દુખ દીઈ,
એહવું જાણી કોધ આણી, સેઠાણી ચિતઇ હીઇ,
નાવી તેડાવી **ચંદનબાલાનું**, સીસ ભદ્ર કરાવએ,
નાલઈ વાસઇ ઘણું મારી, પગઇ અઠીલ ઘલાવએ (૨૧)

ઢાલ

ઓરા માંહિ ઓરડો, રડતી ઘાલી બાલ રે,
**ચંદનબાલા** દુખ ધરઇ, તાલૂં દીઈ તતકાલ રે

ત્રૂટક

તતકાલ તાલૂ દેઈ કરીનઈ, **મૂલા** મન હરખઇ સહી,
દિવસ બીજઇ સેઠ આવ્યો, **ચંદના** દેખઈ સહી,
સેઠ **પૂછઇ** કુમરી કિહાં છઈ, ન દીસઇ કારણુ કિસ્યું,
હુ **ન** જાણું કિહાં ગઈ છઇ, ઉત્તર આપઇ તેહસ્યુ (૨૨)

ઢાલ

ઈમ કરતાં ત્રણિ દિન હૂઆ, તોહિ ન જાણઇ વાત રે;
પાડોસણુ એક ડોકરી, સઘલી કહઇ તેણિ તાત રે

ત્રૂટક

તાતિ નિજ મનહ ચિંતઈ, પાપિણી તિ સ્યું કર્યું,
બાર ઊઘાડી બાલ કાઢી, સેઠનિ મન સુખ હૂઓ,

ઘર માંહિ દેખઈ અન્નપાણી, દીઠા અડદ જ બાકુલા,
તવ સેઠ ચિંતઇ એહ આપું, પગ કરાવું મોકલા (૨૩)

ઢાલ

સૂપડ ખૂણઈ બાકુલા, આપ્યા તણીવાર રે,
સેઠ લોહાર તેડણ ગયો, દુખઈ રૂઇ કુમારિ રે.

ત્રૂટક

કુમારિ રોતી ભાવ ધરતી, કોઇ મુનિવર આવએ,
તિહાં વિહરતા શ્રી **વીર** જિનવર, જંગમ સુરતરુ આવએ,
અતિ ભાવ ભાવી તેઅ શ્રાવિકા, જિનનઇં વિહરાવએ,
તે યોગ્ય **જાણી** હર્ષ આણી, અભિગ્રહ પૂરવઓ. (૨૪)

ઢાલ

અઠીલ ટલી ઝાંઝર હુઆ, હૂઇ લલકતી વેણિ રે,
વસુધારા સુર તિહાં કરઈ, સાઢી બારહ કોડિ તેણિ રે.

ત્રૂટક

તેણિ વૃષ્ટિ સોવન તણીય કીધી, ઉદ્‌ઘોષણા ઘોષાવએ,
તે દ્રવ્ય લેવા રાય આવઇ, સુહમપતિ તવ આવએ,
**મૂલા** કહઇ એ ધન અમ્હારૂં, રાય પભણઇ અમ્હતણું,
સુરરાય જંપઈ સતીય **ચંદનબાલા** આપઇ તેહતણું. (૨૫)

ઢાલ

સેઠ **ધનાવાનઈ** દીયું, કુમરી તણઈ આદેશઈ રે,
ગયવર ખંધ ચઢી કરી, કીધો તિહા પરવેસ રે.

ત્રૂટક

પરવેશ કીધો રાય મંદિર, ધવલ મંગલ ગાવએ,
અનુક્રમિ શ્રી **વીર** જિનવર, કેવલ **પામી** તાવએ,
શ્રી **વીર** પાસે દિખ્ખ લેઈ, કરમ ખપેઇ ભવ તણાં
સો **ચંદનબાલા** ગુણ વિશાલા, પામીઆ સુખ શિવતણા (૨૬)

ઢાલ

સંવત **સોલ વીસોતરઇ**, વૈશાખ સુદિ પંચમી સારી રે,
શનિવારે એ મે થુણી, આણી હર્ષ અપાર રે

ત્રૂટક

અતિ હર્ષ આણી મધુરી વાણી, **ચંદનબાલા** મહાસતી,
શીલશિરોમણી સતીય સુંદરી, મિં એ કીધી વિનતી;
શ્રી **હીરવિજયસૂરિંદ** સેવક, **દેવવિજય** એણી પરિ કહે,
જે શીલ પાલઈ મનહ નિશ્ચલ, મુગતિ સુખને તે લહઈ. (૨૭)

॥ **ઈતિ શ્રી ચંદનબાલાસ્વાધ્યાય સમાપ્તાન** ॥

નોંધ—આ સ્વાધ્યાય મારી પાસેના કેટલાક છૂટાં હસ્તલિખિત પાનાઓ છે તેમાંના એક પાના ઉપરથી ઉદ્ધરીને અહીં આપી છે.

# દેવાધિદેવ

લેખક —
પૂજ્ય મુનિમહારાજ શ્રીદર્શનવિજયજી

**ચૈત્ર માસમાં પરમાત્મા મહાવીરનો જન્મદિન આવે છે તે પ્રસંગે; ઘણાં વર્ષો પહેલાં લખી રાખેલી પરમાત્માની આત્મસાધનાની આ અમર કથા પ્રગટ કરવી ઉચિત સમજીને અહીં આપી છે. આત્મિકવૃત્તિ અને આસુરિકવૃત્તિનું દ્વંદ્વ અનાદિકાળથી ચાલ્યું આવે છે. પણ ખરા આત્માના આશકોએ આસુરી વૃત્તિને કદી મચક આપી નથી. આ અમર કથાના શબ્દેશબ્દમાંથી આ ધ્વનિ પ્રગટ થાય છે. આવી કથાઓ હજારો હાથે અને હજારો વાર લખાય છતાય તે નવીન ને નવીન પ્રેરણાજ પાયા કરે છે. આ કથા આપણને સૌને પાવન કરો !**

હીરાગળ સુંદરી શી ખીલતી સંધ્યાએ રંગ બદલવા માંડ્યો હતો, સૂર્યનો પ્રકાશ ઓસરવા લાગ્યો હતો, ગત પડતી હતી અને પૃથ્વીએ જાણે અંધારપછેડો ધારણ કરવા માંડ્યો હતો. આકાશપટમા તારલીઆ ટગમગવા લાગ્યા હતા. અને પૃથ્વીના તારલીઆસમાં બાળકો આંખો મીચી ગોદડીમાં છુપાવા લાગ્યા હતા. એવામાં આકાશમાં વીજળી જેવો ચમકાર થયો, જાણે રાહુની સૂર્યગ્રહણ માટે તૈયારી થવાના વાતાવરણ જેવો ભયસંચાર થયો. એકાદ ક્ષણ વીતી અને જાણે આભમા વીજળીને બદલે પુંછડીઆ ધૂમકેતુ સમો ભયાનક અંગારો ધસમસતો ગતિ કરી રહ્યો હતો એવો આભાસ થયો. જાણે જ્વાળામુખીના કોપનું પ્રદર્શન હોય તેમ તે જેમ જેમ નીચે ઊતરવા લાગ્યો તેમ તેમ તેનું સ્વરૂપ ઉગ્ર થવા લાગ્યું. પણ એ અંગારો ન હતો. તદ્દન નજીકમા આવતાં તો એ અંગારો ફીટીને અસ્પષ્ટ મનુષ્યાકૃતિ–અવ્યક્ત દેવ દેખાયો. તે ક્રોધમાં ને ક્રોધમાં બબડતો હતો—"અરે, એ દેવરાજની મતિ મારી ગઈ લાગે છે, કે જેમ ફાવે તેમ લવરી કરે છે. શું કાળા માથાના માનવીને ત્રણ લોકમાંથી કોઈ ન ચળાવી શકે? અરે, મારી મોજડી સાફ કરનાર ભૂતડો પણ એ તળાઇમા સુનાર અને કમળથીય સુકોમળ કાયાવાળા રાજવી–બાલકને ધ્યાનભ્રષ્ટ કરી નાખે, તો પછી સામાનિક ઋદ્ધિવાળા અને અથાગ સામર્થ્યવાળા મારા જેવા દેવવીરને શું દુર્ઘટ છે? જ્યાંસુધી હું કોપ્યો નથી ત્યાસુધી જ એ નિર્ગ્રંથ ભવી–અભવીની વાતો ચલાવીને મુક્તિની જાળ પાથર્યા કરશે. કોણ કહે છે મોક્ષ છે? સિદ્ધના જીવો કોણે જોયા છે કે જેને માટે આ રાજપુત્ર આવાં દુઃખો સહી શરીરની ખાખ કરી રહ્યો છે? આજે તેનો ભ્રમ દૂર કરી દભનો પડદો ચીરી નાખુ, અને એ રાજપુત્રને સિદ્ધ કરી આપુ કે સ્વર્ગલોક અને દેવપદ એ જ પરમ ફલ છે. મારા જેવા દેવની આજ્ઞાનુ પાલન એ જ શિવસુંદરીનુ લગ્ન છે. બાકી બધું હબગ છે. પણ માત્ર એક ભય રહે છે કે—રખેને દેવેન્દ્ર આ રાજપુત્રનુ ઉપરાણુ લ્યે! કેમકે આ રાજપુત્રને ઇંદ્રના ભયથી કોઈ કાઈ કરી શકતો નથી, જેથી વીતરાગ થવાની વાતો કરતો આ રાજપુત્ર ઇંદ્રની ઓથમા રહી ધાર્યા પ્રમાણે મહત્તા ખાટી જાય છે. જ્યારે ઇંદ્ર પોતે જ તેના સામર્થ્યની પ્રશંસા કરે તો પછી બીજાએ તો એમા "હા"ની ટાપશી જ પૂરવી રહી. પણ હું આવી હાજીહા કરી શકુ તેમ નથી. હું એ નગ્ન સત્ય પ્રગટ કરુ ત્યારે જ ખરો!

તે આકૃતિના હૃદયમા આ અને આવા વિચારો વીજળીના ઝબકારની પેઠે એકદમ પ્રકટી અને પસાર થઈ ગયા. તેણે પાછુ વાળી જોયુ. પણ ઇંદ્ર તો "આ ઉદ્ધત દેવ ઠોકર

ખાધા વિના પાછો ફરનાર નથી," એમ માની મોનપણે બેઠો હતો. છેવટે તેણે નિશ્ચય કર્યો "હવે ઇંદ્ર બીજુ શું કરી નાખશે? જે થવું હોય તે થાય. પણ હું તો બતાવી આપીશ કે મારામાં કેટલી તાકાત છે!" આ પ્રમાણે મનોભાવ કેળવતી તે આકૃતિ દ્દઢ ભૂમિના પેઢાલ વનમાં ઉતરી એનુ નામ હતુ સગમક દેવ, અને તેનો સ્વભાવ હતો અભવ્ય!!

ઉદ્યાનના એક ભાગમા અઠ્ઠમ ભક્તવડે એક રાત્રિકી પ્રતિમાને વહતા એક યુવાન તપસ્વી ઊભા હતા. તેમની આકૃતિ ભવ્ય હતી. દૃષ્ટિ એકાગ્ર હતી દેહલતા કાંઇક નમેલી છતાં સ્થિર હતી. બન્ને ભુજાઓ નીચે લબાવેલી હતી. મુખ ઉપર સૌમ્ય ઝળકી રહ્યુ હતુ, જાણે સમગ્ર પ્રાણી પ્રત્યેનુ વાત્સલ્ય નીતરતુ હોય! તે યોગીરાજનુ તપસ્તેજ અને પ્રભુત્વ જાણે સમગ્ર જગતને આકર્ષી રહ્યુ હતુ. અરે, ઇંદ્ર પણ પોતાના પ્રત્યેક પ્રસગમા તેમના મનોબળની સ્તુતિ કરતો હતો.

સગમકે યોગીરાજની પાસે આવતાવેત પોતાની આસુરીવૃત્તિનુ પ્રદર્શન ખડુ કરવા માડ્યુ. અને એક પછી એક એમ આ પ્રમાણે વીસ ભયકર યાતનાઓની કસોટી ઉપર યોગીરાજના આત્માને ચઢાવ્યો પણ યોગીરાજને મન તો એ અનેરો પ્રસંગ આવી પડ્યો હોય એમ લાગ્યુ. આત્માનુ કુદન જાણે અગ્નિમા ધમીને વધુ સ્વચ્છ થવાનો યોગ સાપડ્યો હતો. સાચા સુવર્ણે કદી આતાપનાનો ઇન્કાર કર્યો સાંભળ્યો નથી.

૧. કેટલાય મણ ધૂળનો વરસાદ વરસાવ્યો. યોગીન્દ્રના મુખમાં ધૂળ, કાનમાં ધૂળ, આખમા ધૂળ, નાકમા ધૂળ, અને ગળામાં ધૂળ! બસ, ધૂળ! ધૂળ!! ને ધૂળ!!! જાણે જગત્ ધૂલિકામય બની ગયુ હતુ! સંગમને થયુ કે યોગીરાજની ઇન્દ્રીયો શક્તિશૂન્ય થઇ ગઈ અને શ્વાસ રુંધાઇ ગયો, પણ યોગીરાજના મનમા તો આનાથી પીપળાના કુપળ જેટલો પણ સ્પંદ થયો નહિ.

૨. એકદમ કીડીયારા ઉભરાયાં. કીડીઓ તીણા ડખવડે યોગીશને કરડવા લાગી. એક કાનેથી પેસી બીજા કાને નીકળી. એમ અગેઅંગમા આરપાર કાણા પાડી શરીર ચાલણી જેવું કરી નાખ્યુ. સગમને થયુ કે બસ, મારો જય થયો. પણ યોગીના ધ્યાનસ્થ મનને જાણે એ વેદનાની ખબર પણ ન હતી એમ એ નિશ્ચલ રહ્યા.

૩ વજ્રની અણીવાળા ડાંસ મચ્છરોનુ લશ્કર આવ્યુ. તેણે ચટકે ચટકે રૂધિરના ટશીઆ આણ્યાં, પણ યોગીવર ધ્યાનથી તિલતુષ માત્ર ચળ્યા નહિ

૪. ઉણ્હોલ (તેલપાઇ) ઘીમેલોનુ ધણ છૂટયુ. એક જ વારે કારમી ચીસ ખેચાવે તેવા ડખ દીધા. છતા યોગીન્દ્ર તો ધ્યાનમસ્તીમાં મશગૂલ હતા.

૫. વીછીઓની ધાડ દોડતી આવી. તેણે યોગીવરના શરીરને ખવાય તેટલુ ખાધુ પણ તે યોગીરાજના ધ્યાનને ન ચળાવી શકી

૬ રાની નોળીઆની નાત વછુટી. તેઓ દાંતીયા કરતા યોગીવરના અંગને નોર અને દાંત વડે વલુરવા લાગ્યા. શરીરમાંથી માસના લોચા કાઢવા લાગ્યા, પણ તેઓ યોગીરાજના ધ્યાનને ન વીધી શક્યા

૭. રોમેરોમ અગ્નિ ખેરવે તેવા ઉગ્ર સર્પો આવ્યા, ડખ દીધા. છતા સ્વામીનો રોમાચ પણ ફરક્યો નહિ.

૮. જાણે ઉદરીયા નિશાળ છુટી. ઉદરો યોગીદ્ર પર કૂદવા લાગ્યા, કાન કરડ્યા, નાક ટોચ્યુ, ફુંકી ફુકીને લોહી પીધુ. ચું. ચું કરતાં કરતા ઘા ઉપર પેશાબ અને લીંડીઓ નાખી છતા પણ યોગીશ તો અધિકાધિક આત્માને જ ભાવતા રહ્યા

૯. વનહાથી ઝપાટામાં આવી યોગીની સાથે અફળાયો, તેમને સૂંઢમાં પકડી આકાશમાં સાત-આઠ તાડ જેટલા ઊંચે ઉલાળી દાંત પર ઝીલ્યા, ભૂમિમાં પછાડી દાંતથી વિંધ્યા અને પગે છૂંદ્યા. છતાં યોગીન્દ્રનું ધ્યાન અવિચળ રહ્યું.

૧૦. ગાંડી હાથણીએ યોગીન્દ્રને હડફેટમાં લીધા. શૂંઢાદંડ વતી વીંધી, ચામડી વિદારી, ચીરાડીયામાં દાહ કરાવે તેવું ખારૂં મૂત્ર છાંટયું અને પગ વતી ખુંદવા લાગી છતાં યોગીરાજના તાનમાં રંચમાત્ર ખલેલ પડી નહિ.

૧૧. ભૂતપિશાચનું રૂપ આવ્યું. યોગીવરને ઘણી ઘણી કદર્થના કરી, અતુલ દુઃખો આપ્યાં પણ યોગીને મન તેની કશી અસર ન થઈ.

૧૨. ગર્જના કરતો લોહી તરસ્યો વાઘ છૂટ્યો. યોગીવરની ચામડીમાં ચીરાડીઆ પાડી તેમાં મૂત્ર રેડયું. પણ યોગી તો મેરુની જેમ સ્થિર જ રહ્યા.

૧૩. યોગીન્દ્રના પિતાજી આવી સામે ઊભા રહ્યા. અને કરુણ સ્વરે નિસાસો નાખી આક્રંદન કરવા લાગ્યા કે—હે પુત્ર! વૃદ્ધ પિતાને છોડી કયાં જાય છે? મને દુઃખી કરવાથી તારી યોગસાધના સફળ થવાની નથી છતે પુત્રે પણ દુઃખી જીવન વીતાવવું તે કરતા અપુત્રિયા રહેવું સારૂં! છતે પુત્રે શત્રુનું અપમાન સહેવું એ પણ મરવા બરાબર છે હે માતૃભૂમિ! હવે તો માર્ગ આપે તો માટીમાં મળી જાઉં! એમ કહી તેણે મોટી પોક મૂકી. પણ ત્રણે જગતની લીલા પામી ગયેલા જ્ઞાની યોગી આ દંભી સ્વરૂપને કળી ગયા હતા. અને એ મોહપાશમાં ન સપડાયા.

૧૪. રોકકળ કરતું જનનીનું સ્વરૂપ આવ્યું. પ્રથમ તો છાતીફાટ રુદન કર્યું, પછી આંસુ સારતો મોહક વાણીનો પ્રવાહ છૂટયો કે—હાય, હાય, પુત્ર! તને કોણે ભોળવ્યો છે? અમારી ઇતરાજીમાં તારી મહેનત નિષ્ફળ જશે. તને મોક્ષ મળવાનો નથી. અરે બેટા! રડતા માબાપને મૂકી નાસી આવ્યો, કાંઈ દયા ન આવી? હજી બોલતો પણ નથી. આટલીયે શરમ નથી? હાય, હાય! હું તો દુ:ખી દુ:ખી થઈ ગઈ. કયાં જાઉં? કોને કહું? દુઃખમાં દીકરોય ફરી ગયો. નવ નવ મહીના પેટમાં ભાર વેઢાર્યો, તે પણ ભૂલી ગયો? હે ભગવન્! આ દુ:ખીયારી અબળાને કોનો આશરો? એમ કહેતા કહેતા માતાએ પછાડ ખાધી. પણ યોગીન્દ્ર આ માયાજાળમાં સપડાય તેવા ન હતા.

૧૫. વિશાળ સૈન્ય આવ્યું પાસેની ભૂમિમાં ખીલા ઠોકયા, સૈનિકોએ રસોઇની તૈયારી કરી, અને પથરા નહિ મળવાથી કોઇએ યોગીના પગ વચ્ચે અગ્નિ સળગાવી, ઉપર હાંડલી મૂકી રાંધવાનું કામ આટોપ્યું, સૈન્ય ચાલ્યું ગયું પણ તેના આડાઅવળા પડેલા સળગતા લાકડાનો અગ્નિ યોગિવરના પગ પાસે આવી, પગચંપી કરી, શાંત પડવા લાગ્યો. છતાં યોગિનું મન તો શાંત જ હતું.

૧૬. લાલચોળ આંખવાળો ભીષણકાય ચાંડાલ આવ્યો, વીસામા માટે બેસતા શિકારીએ બાજ વગેરેના પાંજરા યોગીના શરીરે, ગળે, ખભે, કાને લટકાવ્યા અને પક્ષીઓને છૂટા મૂકયા. પક્ષિઓને ઇષ્ટ શિકાર મળ્યો જાણી યોગીને ચાંચ વડે વીંધ્યા, માંસના લોચાના વિવરમાં મૂત્ર ભર્યું. પણ યોગીનું આત્મધ્યાન ન તૂટયું તે ન જ તૂટયું.

૧૭. પ્રચંડ વાયુ ચાલ્યો તેણે યોગીન્દ્રને વારંવાર ઉપાડી ઉપાડી પછાડયા. ગલોટીયા ખવરાવ્યા. છતાં તેમના મનમાં હાથીના કાનની જેટલી પણ ચંચળતા ન આવી

૧૮. વંટોળીયો ઊપડયો, યોગીશને અતિશય ભમાવ્યાં—ગડમથલો લેવરાવી. પણ

યોગીની એકાગ્રતાને વાંકી કરી શકયો નહિ.

૧૯. યોગી પર ઓચિંતુ આકાશમાંથી પર્વતને પણ ચૂરી નાખે તેવુ કાળચક્ર તૂટી પડ્યુ. યોગીન્દ્રનુ ગોઠણ સુધીનુ શરીર ભૂમિમા દટાઇ ગયું, હાથની આંગળીના ટેરવા ભૂમિને અડી ગયા, છતાં ધ્યાનની તાલીમાં અણુમાત્ર પણ અસર થઈ નહિ.

૨૦ મધ્યરાત્રિ હોવા છતા પોહ ફાટયુ. અધારુ ફીટયું. ખીલતા પ્રાતઃકાળની આછી સુરખી પથરાઈ, ઉષાદેવીની રોશની ઝળકી ઊઠી, લાલ કિરણોએ વૃક્ષ શિખાઓમા સોનેરી ચિત્રો કોતર્યા, સૂર્યનો ઉદય થયો અને એક તેજસ્વી દિવ્ય પુરુષનો પડછાયો યોગીન્દ્રની સન્મુખ આવી બોલ્યો કે—'દેવાર્ય! સવાર થયું. પક્ષિઓ કિલકિલાટ કરતાં ચારા માટે વનવાડીમા જાય છે, છતા આપ કેમ ઊભા છો? હવે વિચરી ભૂમિતળને પાવન કરો.' યોગિના જ્ઞાનમા યથાર્થતા હતી, જેથી પ્રત્યક્ષ દેખાતી મધ્ય રાત્રિમા પ્રભાતની ભ્રમણા થાય તેમ ન હતુ. પછી વિહારની તો વાત જ શી? પુનઃ દિવ્ય પુરુષે હાકલ મારી જણાવ્યુ કે—'યોગીવર! તમારી તપશ્યાથી હુ સતુષ્ટ થયો છું. હવે આ કષ્ટ શા માટે સહો છો? બોલો બોલો, જલદી બોલો. શુ તમારા શરીરને મદમાતી અપ્સનાના સુખ દેનારા ખલકમાં લઈ જાઉ? શુ પલકમાં તમોને અદ્વૈત સુખ દેનારા મોક્ષમાં લઈ જાઉ? કે શુ તમારા ચરણારવિદમા ત્રણે લોકને સાષ્ટાંગ દંડવત કરાવુ? કહો, કહો યોગીરાજ! તમને શુ જોઇએ છે. તે સત્વર જણાવો કે હું તમોને તે વસ્તુ મેળવી આપુ' પણ યોગિરાજને આવા માયાભર્યા વચનો સાંભળવાને નવરાશ જ ન હતી. તેમને આવા વરદાનોની તમા જ ન હતી. તેમનુ જ્ઞાનબિદુ કોઈ અનેરા અચલ સ્થાનમાં લયલીન હતુ આ પ્રમાણે જીવનમરણની ઘડી ઊભી કરતા વીશ વીશ પ્રસગો આવવા છતા યોગીન્દ્ર તો મેરૂ પર્વતની પેઠે અચલ જ રહ્યા. સગમકદેવ જાણે થાકયો હોય તેમ તેને થયુ—"યોગી જબરો છે, જેમ તેમ ગાજે તેવો નથી, માટે હવે આજે કાઈ નહી, કાલે આવીશ" એમ કહી આસુરી બાજી સકેલી, તે ત્યાંથી બહાર નીકળ્યો.

રાત્રિ વીતી, સવાર થયુ, અને યોગીરાજ વાલુકા ગામ તરફ ચાલ્યા વેલુમા આવ્યા. એક જ વાર ભેટતા, પર્વતને ગાઈ ગાઈની જેમ વીખેરી નાખે એવા કાવત્રાબાજ સગમકના પાચસો ચોરો મળ્યા. તેઓ યોગિને 'મામો મામો' કહી ભેટી પડયા. યોગીરાજ ભિક્ષા માટે વાલુકામા ગયા, પરતુ તેમનુ શરીર વિટ જેવુ દેખાવા લાગ્યુ. એટલે તરૂણીઓના પ્રહારો સહી નીકળી ગયા સુભોમમા ગયા, ત્યા પણ ભિક્ષા માટે ફરતા સ્રીઓએ તડાપીટ કરી, જેથી બહાર નીકળ્યા. સુક્ષેત્ર ગામમાં જતા તો દેવકૃત હાસ્ય, ગાન, અટ્ટહાસ્ય અને કટાક્ષના પ્રસંગો ઉપસ્થિત થયા, માર પડયો અને યોગી નગરની બહાર ચાલ્યા ગયા.

હવે યોગીન્દ્ર મલયમા ગયા, ત્યા તો યોગીનુ ઉન્મત્ત રૂપ દેખાવા લાગ્યુ. જેથી બાળકો ભય પામ્યા કેટલાકે રાખ નાખી, કચરો ઉડાડયો, ઢેખાળા ફેંકયા, બાળાઓએ ભયભીત બની માતાપિતા પાસે રાવ ખાધી, યોગીન્દ્રને મારનુ દાન કર્યુ, અને તે ગામનો ત્યાગ કરવા જેવી સ્થિતિમાં લાવી મૂકયા.

યોગીન્દ્ર ભીક્ષા માટે હસ્તિશીર્ષ ગામમા ગયા. અહી પણ જાણે તે યોગીને બદલે તે જ નામધારી બીજો યોગી હોય એવી રૂપની ભયાનકતા તથા દરેક અગોની કામાધતા ભાસમાન થવા લાગી, બાળાઓની સમીપમાં શરીરવિકાર દેખાયો જેથી યોગીને માર પડયો.

પુન. યોગીનું શરીર પરિવર્તન પામ્યુ. માનો કે રૂપરૂપનો અંબાર, મકરધ્વજની જીવન પ્રતિમા, તેમને દેખતાં વાર કામદેવની ચીનગારીઓ ઊડવા લાગી, મહિલામંડળમાં વિકાર પ્રકટયો અને લોકોમાં યોગીની પારાવાર નિંદા થવા લાગી, પણ ઇંદ્રે આવી પ્રભુને પૂજી શુશ્રુષા કરી લોકોને વસ્તુસ્થિતિથી વાકેફ કર્યા

યોગીએ જોયુ કે—આ ગાઢ અપભ્રાજના અને અનેષણા (સદોષ આહાર)-થાય છે, અને આ કાવત્રુ સગમનુ છે. જો માગ ગામમા જવાથી તે રાજી નથી તો હુ ગામમાં જાઉ તેથી નુકશાન છે. જેથી હાલ તરતને માટે ગામનો સદતર ત્યાગ કરવો એમા જ હિતશ્રિવતા રહેલ છે. આ પ્રમાણે વિચારી યોગીન્દ્રે નિર્જન સ્થાનમા વાસ કર્યો.

સગમક હસતાં હસતા બોલ્યો કે—"કેમ યોગીરાજ! જોયો મારો પ્રભાવ? મારા હુકમથી હવે તુ આ સ્થાનમાંથી બીજે જવાને શક્તિવાન નથી, છતા હજી મનમા અભખરો રહેતો હોય તો ગામમા જા તો ખરો? અને જોઇલે કે શુ વીતક વીતે છે?" આ પ્રમાણે કહી યોગીને ગામ બહાર હેરાન કરવા નવી જાળ ગુથવા ચાલ્યો ગયો.

દેવેન્દ્રે આવી યોગીન્દ્રને સુખશાતા પૂછી, અને યોગીન્દ્ર પણ તોસલી નગરની બહાર પ્રતિમા ધ્યાને ઊભા રહ્યા

ધાડ પાડવાના ઉપકરણો લઇ ઘરોઘરની તપાસ કરતો એક બાળયોગી તોસલીમા ફરતો હતો, તેને કોટવાળે ખૂબ માર માર્યો. બાળ યોગીએ બે હાથ જોડી ગદગદ કંઠે કહ્યુ કે-'ભાઇ સાહેબ, મને મારશો નહી, મને તો મારા ધર્માચાર્યે મોકલ્યો છે એટલે આવ્યો છુ.' કોટવાળ તાડુક્યો, 'એ લુચ્ચાનો સરદાર તારો ધર્માચાર્ય કયો?' બાળયોગીએ ઉત્તર વાળ્યો કે 'તે બહાર ઉદ્યાનમા ધ્યાન કરીને ઊભા છે.' ઠીક ઠીક એ યોગીને જ પાશરો કરવો જોઇએ, એમ કહેતો કોટવાળ યોગીન્દ્ર પાસે પહોચ્યો. પ્રથમ ગડદા પાટુ કરી પછી હાથે દોરડા બાંધી યોગીને જલ્લાદને સોંપ્યો. જલ્લાદ પણ મોટા કૂહાડો લઇ યોગીને વધસ્થાને લઇ ગયો, પણ ઇંદ્રજાળીઆ ભુતિલે કુડગ્રામમા આ યોગીને જોયા હતા, તેણે ઓળખી "આ શિષ્ટ પુરુષ છે," એમ કહી તેને છોડાવ્યો. તોસલીના અમલદાર વર્ગે પણ પોતાની ભુલ માટે માફી માગી અને તપાસ કરતા બાળયોગીનો પત્તો લાગ્યો નહીં તેથી જાણ્યુ કે-આ તો કોઇ માયાવી ધમાલ છે.

યોગીન્દ્ર મોસલી આવ્યા એટલે એક ક્ષુલ્લક માર્ગમા ઝીણવટથી તપાસ કરતો મોસલીની ગલીએ ગલીએ ફરતો હતો. લોકોએ વ્હેમાઇ તેને પકડયો અને પૂછ્યુ કે અલ્યા શુ જુવે છે? કાઇ ખોવાઇ ગયુ છે કે શુ? ક્ષુલ્લકે ડાવકાઇથી જણાવ્યુ કે 'ખોવાઇ તો શુ જાય, પણ પેલા માગ યોગી બાપુજી છે ના, તે રાત્રે ખાતર પાડવા આવે ત્યારે તેના પગમા કાંટા ન વાગે એટલા માટે માર્ગ સાફ કરુ છુ.' લોકોએ આશ્ચર્યથી પૂછ્યુ કે એ તારો બાપુડો કયા છે? ક્ષુલ્લકે કાપતે શરીરે જણાવી આપ્યુ કે-'તે બહાર ઉદ્યાનમા ઊભા છે.' લોકોએ ઉદ્યાનમા જઇ તપાસ્યુ તો મસ્ત યોગી ઊભા હતા. અને પાસે ખાતર પાડવાના ઉપકરણો પડયા હતા લોકોએ તરત હાથકડી કરી પકડયા. અને વધકાર્યના નાયકને સોંપ્યા. ત્યા સિદ્ધાર્થ રાજાના મિત્ર સુમાગધ રાઠોડે યોગીન્દ્રને ઓળખ્યા ને છોડાવ્યા

તોસલિક ક્ષત્રિઓએ ચોરી કરવાના આરોપથી યોગીવરને પકડી ફાસીને

---

*અહી મૂળ પાઠમા કેટલાએક એવા પ્રાકૃત શબ્દો છે કે જેનુ અક્ષરશ: ગુજરાતી અવતરણ કરવામા ઘણી મુશ્કેલીઓ નડે તેમ છે, એમ માની શકાય કે કેટલાકના તો ગુજરાતી પર્યાયશબ્દો પણ નહિ હોય, જેથી અહી વસ્તુના સબધન સ્પષ્ટ કરવા પુરતો ઉલ્લેખ કરેલ છે.

લાકડે ચડાવ્યા. પણ દોરી તૂટી ગઇ. બીજી વાર દોરી બાંધી ફાંસીએ લટકાવ્યા છતાંય દોરી તૂટી ગઇ. ત્રીજી વાર, ચોથી વાર એમ સાત વાર ફાંસીએ ચડાવ્યા અને સાતે વાર તડક તડક કરતા દોરી તૂટી ગઈ. તરત તોસલિક ક્ષત્રિઓનો આગેવાન બોલ્યો, અરે ભાઇઓ, આ તો કોઇ નિર્દોષને ચોર તરીકે પકડી લાવ્યા છે, માટે તે હરામી ક્ષુલ્લકને પકડી લાવો. પણ ક્ષુલ્લક તો જગતમા હતો જ નહી. બસ, નાગરીકોએ જાણ્યુ કે મહાપુરુષની વિટબના કરવામા આપણને હથીયારરૂપ કરીને કોઇ પિશાચે ફસાવ્યા છે.

યોગીરાજ સિદ્ધાર્થપુરમા પણ ક્ષુલ્લકે ફગાવેલ ચોરની ભ્રાંતિથી સપડાયા પણ કુડગ્રામમા ભેગા થયેલ ઘોડાના વેપારી કૌશિકે યોગીને ઓળખ્યા અને છોડાવ્યા.

આમ ને આમ છ મહિનાના વહાણા વાઇ ગયા, યોગીએ વિચાર્યુ કે આમને આમ છ છ મહીના ચાલ્યા ગયા પણ હવે તે દેવ ખુશી થઇ ચાલ્યો ગયો હશે, માટે હવે આ વજ્ર ગામ ગોકુળમા જાઉ કે જ્યા નિર્દોષ ખીર મળી શકે તેમ છે આ પ્રમાણે ચિતવી યોગીન્દ્ર ગોચરી માટે ગોકુળમા આવ્યા પણ જ્યા જુવે ત્યા દોષિત આહાર જ હતો. યોગીન્દ્રે ધાર્યુ કે-હજુ સગમક ધરાયો નથી અસ્તુ એમ વિકલ્પી અર્ધે માર્ગેથી જ પાછા વળી નગર બહાર પ્રતિમા ધ્યાને સ્થિર રહ્યા. સગમકને તો હવે નિશ્ચય થઇ ગયો હતો કે હવે તો હદ થઇ છે, નક્કી યોગીશ્વરની ધીરતા તૂટવા આવી હશે. પણ તપાસ કરી તો માલુમ પડયુ કે યોગીરાજના અતરમા ધીરજનો શ્રોત સુકાવાના બદલે મેરામણનુ રૂપ ધારણ કરી ઘુઘવાટ કરતો હતો. તેમનો આત્મા અનેરા આનદસાગરમા હીલોળા લેતો હતો ‘ અરે, મારી છ છ મહિનાની મહેનત ધૂળમા ગઇ અને હજી પણ અહી મહેનત કરીને મરી જાઉ તો પણ શુ આ મહાત્માનું રૂવાડુય ફરકવાનુ છે ? ’ એમ જોતા તરત જ તે ક્ષોભ પામ્યો, અને યોગીન્દ્રના પગે પડી ગળગળો થઇ બોલ્યો—“ પ્રભુ ! પ્રભુ ! હુ ભૂલ્યો દેવપતિ કહે છે તે નિર્વિવાદ સત્ય છે. મે તે અસત્ય માની અક્ષમ્ય અપરાધ કર્યો છે. ભગવન્ ! મારા પાપ માટે અને મારી સત્યઘાતકતા માટે મને માફી બક્ષો ! હું હાર્યો છુ, તમો જીત્યા છો. તમારી પ્રતિજ્ઞા સમાપ્ત થઈ છે ! ”

દેવાધિદેવ ! હવે હુ ઉપસર્ગ કરવાનુ પાતક વહોરીશ નહી. આપ સુખેથી વિચરો !

અત્યાર સુધી યોગીન્દ્ર મૌન હતા તેમણે ગભીર વાણીથી ઉત્તર વાળ્યો કે–“સગમક, ‘ તુ મારા નિમિત્તે કેવા કર્મો બાધે છે, ’ મને માત્ર એટલી જ વિચારણા દુભવે છે. બાકી હુ કોઇના કહેવાથી ફરતો નથી તેમ બીજાના કથનથી ઊભો રહેતો નથી માત્ર મારી ઇચ્છાથી કરુ છુ અને મારી જ મરજીથી ઊભો રહુ છુ

જાણે દેવની લીલાને પરાસ્ત કરી યોગીન્દ્ર દેવોનાથ દેવ બની ગયા હતા !

અને અધમનેય શરમાવે એવા પોતાના કૃત્યો સગમને અધમાધમ બનાવી રહ્યા હતા !

આવા બેપરવાઈ ઉત્તર સાભળી સગમકે ચાલતી પકડી

યોગીન્દ્રને તે દિવસે પણ ખીર મળી નહી.

બીજે દિવસે વજ્ર ગામના ગોકુળની ઘરડી વત્સપાલિકાએ આ યોગીન્દ્રને ઠડી ખીરનુ દાન કર્યુ, અને ત્યા જ સુપાત્ર દાનના પ્રભાવથી પચદિવ્ય પ્રકટ થયાં

આ યોગીન્દ્ર તે પચીસ સો વર્ષ પહેલા ઇતિહાસના પાને અમર થઇ ગયેલ, જગદુદ્ધારક અહિંસાની જીવત પ્રતિમા, સિદ્ધાર્થનૃપનદન, શ્રમણ ભગવાન મહાવીરસ્વામી

[illegible] મહાવીર નિમુંને

# શ્રી માતર તીર્થ

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી સુશીલવિજયજી
( ગતાંકથી ચાલુ-લેખાંક બીજો )

**સાચા દેવના ચમત્કારો**

વિ. સ. ૧૯૨૧ ની સાલમા તીર્થક્ષેત્ર પાલીતાણામા ભારે અંજનશલાકા થવાની હતી. તે પ્રસંગે માતરના જૈનો પણ પાલીતાણે જવાના હતા અધિષ્ઠિત દેવે આ વખતે ભુલા ગોઠી (પૂજારી)ને સ્વપ્ન આપ્યુ કે પાલીતાણામા રોગચાળો થવાનો છે માટે કોઇ જાય નહીં તેમ સર્વેને ખબર આપી દેજે અને કહેજે કે, જે જશે તે દુ ખી થશે ગોઠી ભુલાએ આ વાત કોઇને પણ કરી નહી. જે લોકો પાલીતાણે જવાના હતા તે લોકો ગયા ત્યાં ગયા બાદ સ્વપ્નમા જણાવ્યા મુજબ રોગચાળો ફાટી નીકળ્યો. લોક હેરાન હેરાન અને દુઃખી થઇ ગયું, એટલું જ નહી પણ તે સમયે માતરમાં પણ રોગચાળો ફાટી નીકળ્યો મુખ્ય મંદિરમાં મૂળનાયક આદિ મૂર્ત્તિઓ પણ શોકાગ્ર રીતે કઇક અવળે મુખે ગાદી પરથી સ્હેજ ફરી ગઇ. મૂર્ત્તિઓની મુખમુદ્રા પણ એકદમ બદલાઇ ગઇ. ભવ્ય આકૃતિમા પણ પલટો આવી ગયો અને મૂર્ત્તિઓનાં અંગે એકદમ કાળાં કાળાં ચાઠા પડી ગયાં. આ બધી વસ્તુ દહેરાસર માંગલિક કર્યા બાદ રાત્રીમા થઇ ગઇ

રાત્રિ વ્યતીત થઇ. પ્રભાતકાળ થયો. ગોઠી ભુલો દહેરાસર ઉઘાડવા ગયો, પણ બારણું કેમે કરી ઊઘડે જ નહીં. છેવટે ગોઠીએ પ્રભુની મહાસ્તુતિ કરી ત્યારે દહેરાસરનાં દ્વાર ઊઘડ્યાં. દ્વાર ઉઘાડી ગોઠી જ્યાં અંદર જાય છે ત્યા તો ગોઠીને છૂપી રીતે માર પડવા લાગ્યો. અદૃશ્ય રીતે માર પડતો હોવાથી ગોઠી કોઇને પણ દેખી શક્યો નહી સખત માર પડવાથી એકદમ જમીન પર પડી ગયો ને મૂર્ચ્છા આવવાથી બેભાન થઇ ગયો. બેભાન અવસ્થામાં તેને ભાન થયુ કે મે સ્વપ્નની વાત કોઇને પણ કહી નહી તેથી આમ બન્યું છે. તેના હૃદયમા પશ્ચાત્તાપ થયો. અરે, મે મોટી ભૂલ કરી સાચા દેવને હજુ હુ ઓળખી ન શક્યો હે પ્રભુ ! હે કરુણાનિધિ ! આ વખતે મને ક્ષમા આપો ! હવે ફરીથી હુ એવુ નહી કરુ. મારો અપરાધ ભૂલી જાઓ અને આ દુ ખી સેવકને ઉગારો, વગેરે બેભાન અવસ્થામાં બબડવા લાગ્યો ત્યારપછી કેટલીક વારે શુદ્ધિ આવી, ત્યારે તે ઊભો થઇને જુએ છે તો સાચા દેવની મૂર્ત્તિનુ મુખ ભીત તરફ ફરી ગયેલુ જોયુ. બાજુની મૂર્ત્તિઓ પણ તે રીતે જોઇ. આથી તે ખૂબ ગભરાયો ને ભયભીત બની દહેરાસરની બહાર નીકળીને એકદમ બુમેબૂમ પાડવા લાગ્યો અરેરે ! મારા હાડકા ભાંગી ગયા બૂમ સાંભળતાંની સાથે જ આસપાસના લોકો ભેગા થઇ ગયા. જોતજોતામાં આખા માતર ગામમા ખબર પડી ગઇ. સૌ જૈન જૈનેતર દોડી આવ્યુ અને ભુલા ગોઠીને પૂછવા માડયુ, અરે ભાઇ ! આ શુ થયુ ? ગોઠીએ સર્વ હકીકત કહી સભળાવી સાભળીને લોકો તો સજ્જડ થઇ ગયા દહેરાસરમા જવાની કોઇની પણ હિમ્મત ચાલી નહી છેવટે વયોવૃદ્ધ શેઠ હકમચદ દેવચદે હામ ભીડી અને તે સાચા દેવ શ્રી સુમતિનાથની ભાવ પૂર્વક સ્તુતિ કરી દહેરાસરમા ગયા પ્રભુ મૂર્ત્તિઓને અવળે મુખે ફરીને બેઠેલી જોઇ, પ્રક્ષાલન પૂજા આદિ ભક્તિ ભાવ પૂર્વક કર્યા. આ રીતે ૭ મહીના સુધી પ્રભુ પ્રતિમાઓ અવળે મુખે રહી તે સ્થિતિમા તેમને હમેશા પ્રક્ષાલન પૂજા આદિ થતા

આમ દિવસો પર દિવસો પસાર થવા લાગ્યા. કોઈ મુનિ મહારાજ ત્યા પધારેલા તેમને શ્રાવકોએ સર્વ હકીકતથી વાકેફ કર્યા મુનિ મહારાજે લગભગ પાંચસો રૂપિયા શ્રાવકો પાસે ક્રિયાકાંડમાં વ્યય કરાવી વિધિ સહિત પ્રભુજીને પ્રસન્ન કર્યા. શેઠ મોતીલાલે સાચા દેવની ખરા ધ્યાનથી સ્તુતિ કરીને પ્રતિમાજીની પલાંઠીએ જરાજ આંગળી અડાડતાંની સાથેજ પ્રભુ પ્રતિમાઓ પ્રથમની પેઠે જે રીતે ગાદી પર બિરાજમાન હતી તેજ સ્થિતિમાં પુન થઈ ગઇ સર્વત્ર આનંદ આનદ વર્તી ગયો. પ્રતિમાજી પરના શ્યામ ડાઘા પણ ધીરે ધીરે ભુસાઇને અદૃશ્ય થઇ ગયા. છેવટે અસલ સ્થિતિમા સાચા દેવ શ્રી સુમતિનાથ પ્રભુનાં દર્શન કરવાને સૌ ભાગ્યશાળી થયા. પરતુ આ પ્રસગ ઉપસ્થિત થતા મંદિરમા થતો દૈવી નાટારંભ બંધ થઇ ગયો.

**દૈવી પ્રકોપ**

વિ૦ સ૦ ૧૯૩૯ ના શ્રાવણ શુદિ ૪ ના રોજ એકદમ અચાનક મદિર પર દૈવી પ્રકોપ ઊતરી આવ્યો એકી વખતે મંદિરનુ શિખર ઓચિંતુ પડયુ ને અખડ ઘીનો દીવો ઓલવાઇ ગયો. આ બધુ હાજર રહેલા ગોઠી માધવે નીહાળ્યુ. તેણે સર્વ શ્રાવકોને બોલાવી બતાવ્યુ. આ બનાવ જોઈ સર્વે જણાને ઘણોજ ભય ઉત્પન્ન થયો, પણ પ્રભુ ઇચ્છા સમજીને મૌન રહ્યા. તે વખતથી નાતમાં પણ બે તડ પડયાં, ને બે શેઠીયા જીવ્યા ત્યા સુધી ભેગા થવા પામ્યા નહીં. જ્યાં દેવ રૂઠે ત્યાં શુ થાય ? કઇજ નહી.

**પુન મદિર પર ધ્વજારોપણ અને શિખર**

હવે ગયેલુ શિખર વિ૦ સ૦ ૧૯૪૫ ની સાલમાં ફરી ચઢાવવાનો વિચાર માતરના સઘને થયો. તેમજ નવી ધ્વજા પણ ચઢાવવાનુ શુભ મુહૂર્ત વિ૦ સં૦ ૧૯૪૫ ના જેઠ વદિ ૧૦ નુ નક્કી કર્યું આ કામના માહિતગાર શા મગનલાલ સ્વરૂપચદ તથા લલ્લુભાઇ સુરચદ વગેરેને રાજનગર (અમદાવાદ) થી આ પ્રસગે બોલાવ્યા હતા. મૂળનાયક સાચા દેવ શ્રી સુમતિનાથ પ્રભુનુ શિખર શેઠ બેચરદાસ મોતીલાલે રૂ. ૧૦૦૧) ની ઉછામણી બોલી ચઢાવ્યું હતુ. તથા ખભાતવાળા શા પોપટલાલ મૂળચદે પણ પૈસાનો સારો સદ્વ્યય કરી સાચા દેવ શ્રી. સુમતિનાથના મદિરની ધ્વજા ચઢાવી ને ભમતીની દેરીઓની ધજાઓ પણ ચઢાવી. આ વખતે યાત્રાળુ શ્રાવકો બહારગામથી સારી સખ્યામા આવ્યા હતા તેમને ઊતરવા માટે રાજનગરના શેઠ મગનલાલ કરમચદે કરાવેલી તથા શેઠ પ્રેમાભાઇ હેમાભાઇએ કરાવેલી તથા અતરેના શ્રાવકો તથા વૈષ્ણવોએ કરાવેલી સર્વ મળીને દશ ધર્મશાળાઓ યાત્રાળુઓથી ચિકાર ભરાઇ ગઈ હતી. નહી માયેલા માણસોને ગામના લોકોએ પોતે તકલીફ વેઠીને પણ પોતાના ઘરમા ઉતારા આપ્યા હતા, એટલુ જ નહી પણ તેમની ચાકરી બરદાસ્ત પણ સારી રીતે કરી હતી આટલુ કરવા છતા પણ યાત્રાળુઓને ઊતરવાની જગ્યાઓ ન મળવાથી બહાર તબુઓ તાણીને ઊતરવાની સગવડ કરી આપી હતી ને તેમને સાચવવા માટે ચોકી–પહેરાનો પાકો બદોબસ્ત કર્યો હતો. જે દિવસે મદિર પર નવુ શિખર આરૂઢ થયુ તે દિવસે ગામના શ્રાવકોએ નવકારશી કરી હતી. તેમા પીરસનારાઓની તગાસ પડવાથી ગામના વૈષ્ણવોએ ઘણી સારી મદદ કરી હતી. આ રીતે શિખર તથા ધજાનુ કામ સહિસલામત રીતે પૂર્ણ થયુ હતુ.

**એકાવન દેરીઓનો જીર્ણોદ્ધાર**

જેમ જેમ વર્ષો પસાર થવા લાગ્યા તેમ તેમ ફરતી દેરીઓ જીર્ણતાને પ્રાપ્ત થવા લાગી. આ બાજુ વિ. સ. ૧૯૭૬ મા રાજનગરના વીશા પોરવાડ જ્ઞાતીય શેઠ જમનાભાઇ

ભગુભાઇ સ્વ પરિવાર સહિત દિવાળી પર્વ ઉજવવા માટે માતર તીર્થમાં યાત્રાર્થે પધાર્યા અને સાચા દેવનાં દર્શન કરી ફરતી ૫૧ દેરીઓનાં દર્શન કરવા ગયા. ત્યાં તમામ દેરીઓને એકદમ જીર્ણ દશામાં જોઇ અહીના શેઠ ખીમચંદભાઇ ખેચરદાસે શેઠને વિનતી કરી કે આનો જીર્ણોદ્ધાર કરાવવાની ખાસ આવશ્યકતા છે આપ જેવા પુણ્યશાળી અહી દર્શનાર્થે પધાર્યા છો તો આપની અનર્ગળ લક્ષ્મીનો સદ્વ્યય કરી મહાપુણ્ય ઉપાર્જન કરો ! નવા ચૈત્ય કરતાં જૂના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવવામા આઠગણુ પુણ્ય બંધાય છે. શેઠના હૃદયમા પોતાની લક્ષ્મીનો સદ્વ્યય કરી પુણ્યોપાર્જન કરવાના મનોરથો પ્રગટયા, અને જે દિવસે અનત લબ્ધિના ભડાર શ્રી ગૌતમસ્વામીને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું હતુ તે મહામંગલકારી કાર્તિક શુદિ એકમના દિવસે એટલે કે વિ૦ સ૦ ૧૯૭૭ ના કાર્તિક શુદ એકમના બેસતા વર્ષના દિવસે એકાવને દેરીઓનો જીર્ણોદ્ધાર કરાવવાનો વિચાર નિશ્ચિત કર્યો અને અલ્પ સમયમા જ તે જીર્ણોદ્ધારની શરૂઆત પણ કરાવી દીધી

શેઠ જમનાભાઇ ભગુભાઇનુ વિ૦ સં૦ ૧૯૮૧ ના અશાડ શુદ એકમે અવસાન થવાથી તેઓ પોતાની વિદ્યમાનતામાં જીર્ણોદ્ધારની પૂર્ણતા દેખી શકયા નહીં, પણ તેમના ધર્મપત્ની ધર્મશ્રદ્ધાવત શેઠાણી માણેકબાઇએ સમ્પૂર્ણ જીર્ણોદ્ધાર કરાવી રૂપિયા ચાર લાખનો સદ્વ્યય કરી પોતાના સ્વર્ગસ્થ પતિદેવના મનોરથો પૂર્ણ કર્યા. જીર્ણોદ્ધારનુ કામ પરિપૂર્ણ થયા બાદ પ્રભુમૂર્તિઓની પ્રતિષ્ઠા કરવા માટે તપોગચ્છાધિપતિ, તીર્થોદ્ધારક, પૂજ્યપાદ, પ્રાત.સ્મરણીય શ્રીમાન્ વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ સાહેબ, તથા તેઓશ્રીના પટ્ટાલકાર શ્રીવિજયોદયસૂરીશ્વરજી વગેરે મુનિપુંગવોને વિનતી કરી. વિ. સ. ૧૯૮૪ના મહાવદી પાંચમનુ શુભમુહૂર્ત્ત કઢાવરાવ્યું અને આ પ્રસગે સ્થાપન કરવા માટે રાજનગરથી સંપ્રતિ રાજાએ ભરાવેલ આદ્ય તીર્થંકર શ્રી ઋષભદેવ પ્રભુની મૂર્ત્તિ, તથા સ્વર્ગસ્થ શેઠશ્રીના સ્મરણાર્થે અંજનશલાકા અને પ્રતિષ્ઠા કરવા માટે આદ્ય પ્રભુ શ્રી ઋષભદેવના પ્રથમ ગણધર શ્રી પુડરીક સ્વામીજી કે જેમનુ બીજું નામ શ્રી ઋષભસેન ગણધર છે તેમની મનોહર મૂર્ત્તિ તથા મારવાડના દેસૂરીગામના શ્રીસઘે ભરાવેલા શ્રી આદિનાથ પ્રભુની, શ્રી ચદ્રપ્રભુ ભગવાનની, શ્રી શીતલનાથની અને શ્રી શ્રેયાસનાથ પ્રભુની મૂર્ત્તિઓ પણ માતર તીર્થમાં આણી.

કુકુમપત્રિકાઓ કાઢી દેશોદેશ પહોચતી કરી મહોત્સવનો પ્રારભ થયો. દૂર દૂરથી યાત્રાળુઓ આવવા લાગ્યા. રાજનગરનો પ્રતિષ્ઠિત વર્ગ પણ આ પ્રસગે આવી પહોંચ્યો. પૂજ્યપાદ પ્રાતસ્મરણીય સૂરિસમ્રાટ્ પણ પોતાના વિશાળ પરિવાર સહિત પધારી ગયા. બહારથી આવનારાઓ માટે દરેક રીતે ગોઠવણો કરવામાં આવી હતી. એક મોટો મડપ બનાવવામાં આવ્યો હતો. તે ધ્વજા પતાકા આદિથી ખૂબ શણગારાયો હતો. રચનાઓ સુદર બનાવી હતી. લગભગ વીસ હજાર માણસો આ મહોત્સવમા ભાગ લેવા આવ્યા હતા આ પ્રસગે પહેલી નવકારશી વયોવૃદ્ધ શ્રાદ્ધવર્ય શેઠ ખીમચદભાઈ ખેચરદાસે કરી હતી. બીજી નવકારશી રાજનગરના શેઠ મણિલાલ મૂળચદ ઝાપડાની પોળવાળાએ કરી હતી. ત્રીજી નવકારશી પ્રતિષ્ઠા કરાવનાર શેઠ જમનાભાઈ ભગુભાઇના વડીલ બંધુ શેઠ મનસુખભાઇના સુપુત્ર શેઠ માણેકલાલ મનસુખભાઇએ કરી હતી. અને પ્રતિષ્ઠાને દિવસે એટલે મહા વદી પાચમને દિવસે પ્રતિષ્ઠા કરાવનાર સ્વર્ગસ્થ શેઠ જમનાભાઇ ભગુભાઈ તરફથી કરવામા આવી હતી. તદુપરાત બાકીના દિવસોમા શેઠ જમનાભાઇ ભગુભાઇ

તરફથી બન્ને વખતનુ જમણુ દરેકને આપવામાં આવ્યુ હતુ. વિ સં. ૧૯૮૪ના મહા વદી પાચમના મંગલકારી દિવસે પ્રશસ્ત લગ્ને દરેક દેરીઓમા પ્રભુજીને ગાદીનશીન કરવામા આવ્યા હતા. ભમતીની એક બાજુની મુખ્ય દેરીમા સ્વર્ગસ્થ શેઠ જમનાભાઇ ભગુભાઇના ધર્મપત્ની શેઠાણી માણેકબાઇ આદિએ રાજનગરથી લાવેલ સપ્રતિ મહારાજાએ ભરાવેલી શ્રીઋષભદેવ પ્રભુની મૂર્ત્તિ તથા સ્વર્ગસ્થ શેઠશ્રીના સ્મરણાર્થે અંજનશલાકા કરાએલ શ્રી પુડરીકસ્વામી આદિની મૂર્ત્તિઓ ગાદી પર સ્થાપન કરી હતી, અને બાકીની દેરીઓમાં ત્યાનાં બિબો જે હતા તે જ સ્થાપન કર્યા હતા. સાતમા સુપાર્શ્વનાથની પીળાપાષાણવાળી પ્રાચીન ચમત્કારિક ભવ્ય મૂર્ત્તિ ભમતીની બીજી બાજુની મુખ્ય દેરીમા શેઠ માણેકલાલ મનસુખભાઇએ સ્થાપન કરી હતી આ મૂર્ત્તિ પણ મહાચમત્કારિક છે તેનુ પણ વર્ણન આગળ આ જ લેખમાં આવશે અજનશલાકા તથા પ્રતિષ્ઠા પૂજ્યપાદ પ્રાતસ્મરણીય, સુગૃહીતનામધેય બાલબ્રહ્મચારી, જગદ્‌ગુરુ, અનેક તીર્થોદ્ધારક, ભટ્ટારકાચાર્ય શ્રીમદ્‌વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ સાહેબ તથા તેઓશ્રીના પટ્ટાલકાર પૂજ્યપાદ વિજયોદયસૂરીશ્વરજી મહારાજ સાહેબના પુનીત હસ્તે નિર્વિઘ્નપણે વિધિવિધાન પૂર્વક સૂરિમન્ત્ર વાસક્ષેપ સહિત થઇ હતી. પ્રતિષ્ઠામા સ્વર્ગસ્થ શેઠ જમનાભાઇ ભગુભાઇના ધર્મપત્ની શેઠાણી માણેકબેને પોણો લાખ રૂપીઆનો સદ્‌વ્યય કર્યો હતો. કુલ જીર્ણોદ્ધાર અને પ્રતિષ્ઠાનો ખર્ચ ચાર લાખ રૂપિયા થયો હતો, જેનો શિલાલેખ સસ્કૃતમાં તથા ગુજરાતીમા મોટા આરસપાણ પર સુદર રીતે કોતરાવી પોતે સ્વર્ગસ્થ પતિના સ્મરણાર્થે પધરાવેલ પ્રભુ આદિનાથ તથા પુડરીકસ્વામીની ભમતીની એક બાજુની દેરીની આજુબાજુ ચોઢાવેલ છે. જે સસ્કૃત તથા ગુજરાતી ભાષામાં નીચે મુજબ છે—

**સંસ્કૃત શિલાલેખ.—** ॐ

स्वस्ति श्रीराजनगर(अहम्मदाबाद)वास्तव्य वृहत्प्राग्वाटवंशविभूषण तपागच्छीय सद्धर्मधुरीण वीतरागधर्मैकनिष्ठ भगुभाई प्रेमचन्द्र तनुजनुषा प्रधानबाई कुक्षिसंभूतेन महामहिमपारगतदेवगदितवीतरागधर्मैकश्रद्ध मनसुखभाई श्रेष्ठिरत्नानुजन्मना वीतरागधर्मैकनिष्ठ श्रेष्ठिवर्य जमनाभाई नामधेयेन विक्रमार्कसमयातीत तर्कमुनिनिधिजलधिसुताब्दीय १९७६ श्रीमहावीरप्रभुनिर्वाणकल्याणकैकपावने दीपालिकामहे गूर्जरमण्डलान्तर्वर्त्तिमातरग्रामस्यैकपञ्चाशद्देवकुलिकाविभूषित सत्यदेवेतिख्यात पञ्चमगतिप्रदानप्रत्यल पञ्चमश्रीसुमतिनाथजिनतीर्थयात्रां विधाय परिदृश्य च जीर्णतां मूलचैत्यपरिपार्श्ववर्त्यैकपञ्चाशद्देवकुलिकानां संजाततदीयजीर्णोद्धारमनोरथेन "धर्मस्य त्वरिता गति" इत्यनन्तलब्धिनिधान सकलविघ्नविच्छेदि श्रीगौतमप्रभुकेवलज्ञानभ्राजिष्णौ निखिलजनानन्ददायिनि द्वितीयस्मिन्नैव दिवसे मुनितुरगाङ्कशशाङ्काब्द १९७७ कार्त्तिकमासवलक्षपक्षपक्षतौ निर्णीतोऽयं जीर्णोद्धारविचार॰ ॥ तदनन्तरं समारब्धश्च ॥ पर विधेर्वैपम्यात् कालस्य च वैचित्र्याच्छेष्ठिन इन्दुगजाङ्कभूमिताब्द १९८१ शुचिशुक्लपक्षप्रतिपदि दिविगमनान्न तावता कालेनायं जीवति श्रेष्ठिनि परिपूर्ण॰ ॥

नवरं प्रायः सन्मनोरथो न वितथ इति तदीयया धर्मपत्न्या विवेकादिगुणधारिण्या मोतीबाईकुक्षिसंभृतया बृहत्प्रागवाटवंशीय वाडीलाल रत्नचन्द्र सत्पुत्र्या माणेकबाई नाम्न्या श्रेष्ठिन्या श्रेष्ठिमनोरथानुसारेण पूर्णीकृतोऽयमाशिखरकलशं मूलचैत्यपरिपार्श्ववर्त्येकपञ्चाशद्देवकुलिकाजीर्णोद्धारः ॥ अस्मिंश्च जीर्णोद्धारे प्रायश्चतुर्लक्षरूप्यकव्ययः सञ्जातः ॥ निर्मितश्च पुनर्बिम्बस्थापनमहोऽपि तयैव श्रेष्ठिन्या वेदगजनन्दमेदिनी १९८४ मिताब्द तपोऽसितपञ्चमी शुक्रवासरे कुमारादिमहायोगपवित्रिते ॥ एतासु च देवकुलिकासु मुख्यायां देवकुलिकायां श्रीराजनगरादानीय श्रीसम्प्रतिमहाराजकारित श्रीऋषभदेवबिम्बं स्थापितं । शेषासु च तत्रत्यान्येव बिम्बानि स्थापितानि ॥

सञ्जातश्चास्मिन्नैव महे वीतरागधर्मनिष्ठया तयैव श्रेष्ठिन्या स्वपति श्रेष्ठिवर्यश्रेयोऽर्थं कारितस्य श्रीऋषभदेवप्रथमगणभृदृषभसेनापरसंज्ञस्य तीर्थराजे श्रीपुण्डरीकाचले मधुपौर्णमास्या पञ्चकोटिमुनिपरिवारेण मुक्तिंगतस्य श्रीपुण्डरीकस्वामिभगवतो बिम्बस्य मरुमण्डलस्थश्रीदेसूरीग्रामसङ्घकारितस्य श्रीऋषभदेवादिबिंबचतुष्टयस्याञ्जनशलाकाभिधप्रतिष्ठामहोऽपि ॥

सकलोऽपि बिम्बस्थापनाञ्जनशलाकाप्रतिष्ठाप्रभृतिविधिकलापः सिद्धान्ततर्कव्याकरणादिविविधशास्त्रपारावारपारीणानां परोपकारकरणैकार्पितकरणानां विहितव्याख्याप्रज्ञप्त्यादियोगोद्वहनप्रभृतिप्रवचनोक्तक्रियाकलापानां समाराधितविद्यापीठादिपञ्चप्रस्थानमयश्रीसूरिमन्त्राणां सूरिचक्रचक्रवर्त्तिनां शासनसाम्राज्यभाजां तपागच्छाधिपत्यशालिनां विनिर्मितन्यायव्याकरणादिग्रन्थसन्दोहानां जगद्गुरूणां भट्टारकमतल्लिकानां श्रीमद्विजयनेमिसूरीश्वरपादानां तत्पट्टालङ्कार-सिद्धान्तवाचस्पतिन्यायविशारदबिरुदशालिनां श्रीमद्विजयोदयसूरीणाञ्चोपदेशपुरःसर स्वाधिकारोचितविधानश्रीसूरिमन्त्राधिवासितवासप्रक्षेपपूर्वकञ्चैव निर्वर्तित इति महदुत्सवास्पदम् ॥ नन्दताच्चायमाचन्द्रार्कम् ॥ श्रीः ॥ शुभम् ॥

(**नर्मदाशंकर शिल्पकारः**) **ध्रांगध्रा**

**ગુજરાતી શિલાલેખ—**

**શ્રી વીતરાગાય નમ ।** ॐ

"સ્વસ્તિ શ્રી રાજનગર અમદાવાદના રહેવાસી અને વીશા પોરવાડ વંશને શોભાવનાર તપાગચ્છીય વીતરાગભાષિત પવિત્ર ઉત્તમ ધર્મની આરાધના કરવામા પરાયણ વીતરાગ ધર્મની અડગ શ્રધ્ધાને ધારણ કરનાર શેઠ ભગુભાઈ પ્રેમચંદ અને તેમના ધર્મપત્ની શેઠાણી પ્રધાનબાઈના સુપુત્ર અને અપૂર્વ મહિમાથી શોભાયમાન સંસારના પારને પામેલ દેવ શ્રી તીર્થંકર પ્રભુએ પ્રરૂપેલ નિર્મલ ધર્મની અડગ શ્રધ્ધાવાલા શેઠ મનસુખભાઈના લઘુ બંધુ વીતરાગ ધર્મની એકનિષ્ઠાવાળા શેઠ જમનાભાઈએ વિક્રમ સંવત ૧૯૭૬ ના વર્તમાન ચોવીશીના ચરમ તીર્થંકર શ્રી મહાવીર પ્રભુના નિર્વાણ કલ્યાણકથી પવિત્ર થયેલા દીવાલી પર્વના ઉત્સવરૂપ આસો વદી અમાસને દિવસે ગુર્જર દેશમા આવેલા આ માતર નામના ગામમાં રહેલા એકાવન દેરીઓથી શોભાયમાન સાચા દેવના પવિત્ર નામથી પ્રસિદ્ધિને પામેલા પંચમ ગતિને આપવામાં સમર્થ પંચમ તીર્થંકર શ્રી સુમતિનાથ ભગવાન (મૂલ નાયક)ના અલૌકિક તીર્થની યાત્રા કરી તે પ્રસંગે મૂલ ચૈત્યો (ફરતી તમામ એકાવન) દેરીઓની જીર્ણ થયેલી સ્થિતિ જોઈને તે સર્વેનો જીર્ણોદ્ધાર કરવાનો

મનોરથ (અભિલાષ) થયો. દરિદ્રોને મનોરથો ઉત્પન્ન થાય છે અને જેમના તેમ નાશ થાય છે તેમ શેઠનો આ મનોરથ થયો નથી પણ શેઠને તો તે વખતે ચપળ લક્ષ્મીને સફળ કરવાની આવી ઉત્તમ તક ફરી ફરી મળવી મુશ્કેલ છે, કલ્યાણ કાર્યમા ઘણા વિઘ્નોનો સભવ છે, આયુષ્યનો ભરુસો નથી, ધર્મની શીઘ્ર ગતિ છે, વિગેરે અનેક શુભ વિચારો ઉદ્‌ભવવાથી બીજે જ દિવસે એટલે કે અનંતલબ્ધિઓના ભડાર સકલ સકટોને નાશ કરનાર પ્રભુ શ્રી ગૌતમ મહારાજાની કેવલજ્ઞાનઉત્પત્તિથી ઉત્તમ ગણાતા સકલ જગતના આનન્દ રૂપ વિ૦ સ૦ ૧૯૭૭ ના કાર્તિક શુદ એકમના બેસતા વર્ષના દિવસે શેઠજીએ દેરીઓનો જીર્ણોધ્ધાર કરાવવાનો વિચાર નક્કી કર્યો અને થોડા જ ટાઇમમા તે શરૂ પણ કર્યો.

કર્મપરિણામની ભયકરતા અને કાલની વિચિત્રતાને લઇને શેઠ જમનાભાઇનુ વિ. સ. ૧૯૮૧ના અશાડ સુદ એકમે અવસાન થવાથી તેઓ પોતાની હયાતી દરમ્યાન જીર્ણોદ્ધારની પૂર્ણતા ન દેખી શકયા પરતુ ઘણુ કરીને ઉત્તમ મનોરથ નિષ્ફલ ન નિવડે જેથી તે શેઠના ધર્મપત્ની વિવેકાદિ ગુણોને ધારણ કરનાર શેઠાણી માણેકબાઇ કે જેઓ વીશા પોરવાડ શા. વાડીલાલ રતનચદ અને મોતીબાઇની પુત્રી થાય છે તેમણે શેઠજીના વિચાર પ્રમાણે શિખરના કલશપર્યંત બધો જીર્ણોદ્ધાર પૂરો કરાવ્યો. આ જીર્ણોદ્ધારમા લગભગ ચાર લાખ રુપૈયાનો ખર્ચ થયો છે. વિ. સ. ૧૯૮૪ના કુમારયોગાદિ શુભ યોગવાળા મહાવદ પાચમના દિવસે પ્રશસ્ત લગ્ને તે દેરીયોમા ફરી બિબોને સ્થાપન કરવાનો મહોત્સવ પણ તે જ શેઠાણીએ કર્યો છે. એકાવન દેરીઓ પૈકી મુખ્ય દેરીમા શ્રી ગજનગરથી લાવેલા અને મહારાજા શ્રી સપ્રતિએ ભરાવેલ શ્રીઋષભદેવ પ્રભુનુ બિબ સ્થાપન કર્યુ છે અને બાકીની પચાસ દેરીઓમા ત્યાના બિબો સ્થાપન કર્યા છે.

આ પ્રતિષ્ઠા મહોત્સવ પ્રસગે વીતરાગ ધર્મની અતિશ્રદ્ધાવાલા તે જ શેઠાણીએ પોતાના ધર્મનિષ્ઠ પતિના કલ્યાણને માટે ભરાવેલ ભગવાન શ્રીઋષભદેવ પ્રભુના પ્રથમ ગણધર, તીર્થાધિરાજ શ્રી સિદ્ધગિરિરાજ પર્વત ઉપર ચૈત્ર શુદ પૂનમને દિવસે પાચ ક્રોડ મુનિઓના પરિવાર સહિત મુક્તિ પદને પામ્યા હતા જે કારણથી શ્રી સિદ્ધગિરિ મહારાજનું પુડરીકાચલ નામ પ્રસિદ્ધ થયુ છે તે શ્રી પુડરીકસ્વામીજી કે જેમનુ બીજુ નામ ઋષભસેન ગણધર છે તેમના બિબની પ્રતિમા તથા મારવાડના દેસૂરી ગામના શ્રીસઘે ભરાવેલા શ્રી ઋષભદેવ, શ્રી ચદ્રપ્રભુ મહરાજ, શ્રી શીતલનાથ ભગવાન અને શ્રી શ્રેયાસનાથ ભગવાન એ ચાર બિબોની અંજનશલાકા પ્રતિષ્ઠા મહોત્સવ પણ કરવામા આવ્યો છે. આ મહોત્સવમા મહાન આનન્દનુ સ્થાન તો એ છે કે આ બિબ સ્થાપન અંજનશલાકા સબધી તમામ વિધાનમા આચાર્યોચિત ક્રિયાઓ સિદ્ધાન્તતર્કવ્યાકરણાદિવિવિધશાસ્ત્રાપારાવાર-પારીણ–પરોપકારકરણૈકાર્પિતકરણ-વિહિતવ્યાખ્યાપ્રજ્ઞપ્ત્યાદિયોગોદ્વહનપ્રભૃતિપ્રવચનોક્ત–ક્રિયાકલાપ–સમરાધિત વિદ્યાપિઠાદિપચપ્રસ્થાનમયશ્રીસૂરિમત્ર–સૂરિચક્રચક્રવર્ત્તિ શાસનસમ્રાટ–તપાગચ્છાધિપતિ–વિનિર્મિતન્યાયવ્યાકરણાદિગ્રથેસદોહ–જગદ્ગુરુ–ભટ્ટારકાગ્રણી પૂજ્યપાદ શ્રીમદ્ વિજયનેમિસૂરીશ્વરજી તથા તેઓશ્રીના પટ્ટાલંકાર સિદ્ધાન્ત વાચસ્પતિ ન્યાયવિશારદ પૂજ્યપાદ શ્રીમદ્ વિજયોદયસૂરીશ્વરજી મહારાજના પવિત્ર હસ્તથી થયેલી છે, તેમજ તમામ વિધાન તેઓશ્રીના ઉપદેશ તથા સૂરિમત્રથી મત્રેલ વાસક્ષેપ પૂર્વક કરવામા આવ્યુ છે. આ જીર્ણોદ્ધાર તથા પ્રતિષ્ઠા મહોત્સવ યાવચ્ચન્દ્રદિવાકર સમૃદ્ધિને પામો '

**નર્મદાશંકર શિલ્પકાર,** ધ્રાગધ્રા (ચાલુ)

# સત્તરમી સદીની એક અપ્રકટ તીર્થમાળા

સંગ્રાહક તથા સંપાદક—પૂજ્ય **મુનિરાજ શ્રી કાંતિસાગરજી, સાહિત્યાલંકાર.**

પ્રાચીન જૈન ઐતિહાસિક સાધનોમાં પુરાતન તીર્થમાળાઓનું મહત્ત્વપૂર્ણ સ્થાન છે, કારણકે પ્રાય: તીર્થમાળાઓ સ્વાનુભવ પૂર્વક જ લખાયેલી હોય છે. જેટલો ભૌગોલિક જૈન ઇતિહાસ તીર્થમાળામા ઉપલબ્ધ થાય છે એટલો અન્ય જગ્યાએ ભાગ્યે જ સાંપડતો હશે. વળી તત્કાલીન ધાર્મિક, રાજનૈતિક અને સામાજિક પરિસ્થિતિનો ખ્યાલ આપે એવા અવશેષો પણ એમા મળી આવે છે ભાષા અને સાહિત્યની દૃષ્ટિએ પણ એ મહત્ત્વની છે

પ્રસ્તુત તીર્થમાળામા ત્રણ ભુવનસ્થિત પ્રતિમાઓનો ઉલ્લેખ કર્યો છે. સાથે સાથે સખ્યા પણ સૂચિત કરી છે. પાછળની ઢાળોમાં વર્તમાનકાલીન તીર્થોનો ઉલ્લેખ મળે છે, પણ તે અપૂર્ણ છે. આ તીર્થમાળાના કર્તા લઘુ પૌશાલિક ગચ્છના **હેમવિમલસૂરિ**ના શિષ્ય પંડિત **લક્ષ્મીકુલ**ના શિષ્ય શ્રી **જયકુલ** છે. વિ. સ. ૧૬૫૪ આસો વદિ ૧૦ નો રચનાકાળ છે. આ સિવાય કર્તાની અન્ય કૃતિઓ અદ્યાવધિ જોવામા આવી નથી. એટલે સાક્ષરો સમક્ષ આ કૃતિ અને આ કર્તા સર્વ પ્રથમ જ ઉપસ્થિત થાય છે. આ તીર્થમાળાની હસ્તલિખિત પ્રત મારા સગ્રહમા છે.

## તી ર્થ મા લા

### ચઉપઇ

પ્રણમું માતા શ્રી સરસ્વતી, જે તૂઠી આપઇ શુભ મતી,
ગુરૂ ચરણકમલ વદેવિ, વિદ્યાદાયક મન સમરેવિ (૧)
તીરથમાલ રચૂં મન રંગિ, ઉલટ અચ્છઈ ઘણુ મુઝ અંગિ,
સુણયો ભવિયણ જે જગિ જાણ, ભણયો પ્રહિ ઉગમતઇ ભાણ (૨)
પ્રથમ ત્રિણ્ણિ ચઉવીસી માન, અતીત અનાગત ને વર્તમાન,
અનુસારિ જિનવરનાં અભિધાન, અનુક્રમિ કહૂ થઈ સાવધાન. (૩)
કેવલનાણી પ્રથમ જિણંદ, નિર્વાણી સાગર જિનચંદ,
મહાજસ વિમલસ્વામી પાંચમું, સર્વાનુભૂતિ શ્રીધર નમુ (૪)
દત્ત દામોદર દસમા સુતેજ, સ્વામી સમરિ અધિક સુહેજ,
મુનિસુવ્રત તેરસમા સુમતિ, ચઉદસમા જિનવર શિવગતિ (૫)
અસ્તાગ નિમીશ્વરઇ અનિલ, જસોધર કૃતાર્થ મતિ દિ વિમલ,
જિનેશ્વર સુધમતિ નઇ સિવકર, સ્યંદન સંપ્રતિ ચઉવીસ જિનવર (૬)

### દોહા

ઋષભદેવ પહિલા હુવા, એ ચુવાસી દેવ,
અતીત નામ તેણિ કારણિ, સુણ્યુ અનાગત હેવ (૭)

### ચઉપઈ

પદ્મનાભ બીજો સુરદેવ, સુપાસ સ્વયપ્રભ સેવ,
સર્વાનુભૂતિ દેવશ્રુત ઉદય, પેઢાલ પોટિલ સમરઉ હૃદય. (૮)

સતકીરતિ સુવ્રત નઇ અમમ, નિઃકષાય નિષ્પુલાક નિમર્મ
ચિત્રગુપતિ સમાધિ સંવર, જસોધર વિજય મલ્લ જયંકર. (૯)
દેવ અનંતવીર્ય ભદ્રકૃત, નામત પઇદિન હુઈ સુકૃત;
એ ચુવીસ તીર્થંકર હુસઈ, પાયકમલ સુરનર સેવસઈ. (૧૦)
ઋષભ અજિત સંભવ અભિનંદ, સુમતિ પદ્મપ્રભ સુપાસ જિણુંદ;
ચંદ્રપ્રભ સુવિધિ સીતલ, શ્રેયાંસ વાસુપૂજ્ય વિમલ. (૧૧)
અનંત ધર્મ અનઇ શાંતિ કુંથુ, અર મલ્લિ મુનિસુવ્રત;
નમી નેમિ નઇ પાસ જિણુંદ, વીર નામિ હુઇ આણુંદ (૧૨)

દોહા

ભરત ક્ષેત્ર નામઇ કહ્યા, એ બહુત્તરિ જગદીસ,
એરવત ક્ષેત્ર તણા કહૂં, પહુચઈ મનહ જગીસ (૧૩)

(જિમ સહકારિ કોઈલિ—એ ઢાલ)

પંચરૂપ જણુહર જગનાયક, સંપ્રતિ ધ્યાત નઈ અષ્ટાયક,
અભિર્જિનત નેમિ સાતમું એ. (૧૪)
અગમસર શ્રી અંગૂલિષ્ટ સામી, વિજ્ઞાની પ્રણુમું સિરનામી,
શ્રી અરોખ સુવિધિ સુ બારમું એ. (૧૫)
નમ્રદત્ત શ્રી કુમાર સતસોમ, પ્રભંજન સૌભાગ્ય અતિ નિર્લોભ,
શ્રી દિનકર અઢારમું એ. (૧૬)
વ્રતાધિક સુધિકર પ્રભુ સારીર, શ્રી કલ્પદ્રુમ અતિ ગંભીર;
શ્રી તીર્થાદિ ત્રેવીસમું એ (૧૭)
શ્રીફલ કેશ એ જિન ચઉવીસ, અતીત નામ સમરૂ નિશદીસ;
વરતમાન હવિ ચિતિ ધરૂં એ (૧૮)
બાલચંદ્ર શ્રી સુવ્રત જિનવર, અગ્રસેન શ્રીદત નઇ વ્રતધર;
સામનિષ્ટ નામિ તરુ એ (૧૯)
વિશ્વસેન શ્રેયાયુ સત્યવત, શુકસેન શ્રેયાંસ ગુણુવંત,
સિંહસોમ જિન બારમું એ. (૨૦)
મેચાજલ ઉપશાન્ત દેવસેન દેવ, મહાબીજ શ્રેયાંસ મરૂદેવ,
શ્રીધર સામકંઠ નમુ એ. (૨૧)
અગ્નિષેણ મારગ દત્તવીર, શ્રી સેન આપઇ ભવતીર,
ધીર અનાગત નામ સુણુ એ (૨૨)
શ્રી સિધારથ પૂરણ ઘોષ, ત્રીજા જિનવર શ્રી યમઘોષ,
સાગર સુમંગલ સબકરુ એ (૨૩)
સર્વાર્થસિદ્ધિ નઈ નિર્વાણુસ્વામી, રતિ હુઈ ધર્મધ્વજ નામિ,
સિદ્ધસેન રાહુસેન જિનવરૂ એ (૨૪)

રતિમિત્ર સત્યસેન શ્રીચંદ્ર, દ્દઢકેતુ ચૌદસમા મહેન્દ્ર,
દીહપાસ સુવ્રત ભદ્ર એ (૨૫)
સુપાસ સકોમલ એગુણવીસ, અનન્તાર્થ વિમલ એકવીસ;
ઉત્તર મહારધિ ગુણનિલુ એ. (૨૬)
દેવતાનંદન ઇમ ચોવીસ, એરાવત ક્ષેત્રતણાં ઇશ,
દિવસ સફલ હુવો આજનું એ (૨૭)

ચઉપઇ

અઢીદ્વીપ માંહિ વિહર માન, હેમવિમલપરિ ઉત્તમ વાન,
છિન્નુ નઈ વિજય બત્રીસ, તીર્થંકર પ્રણમું તિહા વીંસ. (૨૮)
સીમંધર યુગમંધર બાહુ સુબાહુ, કર જોડી વંદી લિઉં લાહુ,
જંબૂ દ્વીપ માંહિ ઢૂકડા, કરિ વિહાર જિનવર પડવડા (૨૯)
શ્રી સુજાત સ્વયંપ્રભ ધાર્ય, રિષભાનન ચુ...અનન્તવીર્ય,
ધાતકીખંડ પૂરવ મહાવિદેહ, માંહિ અછઈ એ જિણ ગુણગેહ (૩૦)
શ્રી સૂરપ્રભ સ્વામી વિશાલ, વજ્રધર ચંદ્રાનન સુવિશાલ,
પશ્ચિમ વિદેહ ખંડ ધાતકી, માંહિ નમું હૂં જિન ઇહાંથકી. (૩૧)
ચન્દ્રબાહુ ભુજંગમ સ્વામી, ઇશ્વર નેમિપ્રભ અભિરામ,
પૂર્વ વિદેહ પુષ્કરવર દીવ, વિહાર કરી તારી ભવ્ય જીવ (૩૨)
વીરસેન નઇ શ્રી મહાભદ્ર, દેવયસ અજિતવીર્ય દિભદ્ર,
પશ્ચિમ મહાવિદેહ મઝરી, પુષ્કરવર દ્વીપ જિન ચ્યારિ (૩૩)

દોહા

ભરત પંચ નઇ એરવત, દસ ખેત્રિ જિનરાજ,
સાતસઇં વીસોત્તર નમું, સીજિ વંછિત કાજ (૩૪)

વસ્તુ (છંદ)

પનર કર્મહર ભૂમિ કહિવાઇ,
ઉત્કૃષ્ટિ કાલિ તિહાં, એકસુ સિતરિ જિનવર,
કેવલજાણી કોડિ નવ, કોડિ સહસ નવ નમું મુનિવર,
સંપ્રતિ વિહરઇ વીસ જિણ, કેવલી બઇ કોડિ,
કોડિસહસ બિ સાધુ તે, પ્રણમું બેહ કર જોડિ (૩૫)

દોહા

હવઇ ઋષભ ચંદ્રાનનહ, વારિષેણ વર્ધ્ધમાન;
શાશ્વત બિંબ સંખ્યા કહૂં, પણિ એ ચ્યાર અભિધાન. (૩૬)
તિર્યગ લોગ નંદીસરહ, દ્વીપ અછઈ સુવિશાલ,
બાવન પ્રાસાદે નમુ, ચઉસઠિસઇ અડયાલ (૩૭)

કુંડલ રૂચક દ્વીપસધિ, ચ્યાર ચ્યાર જિનચૈત્ય;
ચ્યાર ચ્યાર સઇ છન્નુઆ, બિંબ નમુ તે નિત્ય (૩૮)
રાજધાની નઇ ચૂલિકા, સોલપચ જિનગેહ,
સઇ ઉગણીસ વીસોત્તરાં, છ સઇ નમુ વલી તેહ. (૩૯)
ગયદંતે વીસહ ભુવન, જિણુબિંબ સઇ ચોવીસ,
દેવકુરૂત્તરી દસ ભુવન, બાર સયાં જગદીસ (૪૦)
ઇષુકારિ પ્રાસાદ ચઉ, માનુષોત્તરિ ગિરિ ચ્યારિ;
ચ્યાર સઇં ઇસીઆં, બિંબ નમું સુવિચારિ (૪૧)
વખાર ગિરિ નઇ કુલગિરિ, ઇસા ત્રીસ પ્રાસાદ;
છન્નૂ સઇ છત્રીસ સઇં, બિંબ નમું સુપ્રસાદ. (૪૨)
દીર્ઘ વૈતાઢયઇ દિગજભુવનિ, સિત્તરિ સુ ચ્યાલીસ;
વીસ સહસ નઇ ચ્યાર સઇ, જિન સત અડતાલીસ (૪૩)
ઇગ્યાર સઈ સિત્તર ભુવન, જંબૂ પ્રમુખ દસ વૃક્ષિ;
ચ્યાલીસ સહસ નઇં ચ્યાર સઇં, બિંબ નમું એક લક્ષિ. (૪૪)
કાચનગિરિ પર્વત અછઇ, એક સહસ જિણુ ગેહ;
એક લાખ વીસહ સહસ, પ્રતિમા પ્રણમું તેહ. (૪૫)
મહાનદી સિત્તરિ ભુવન, ચઉરાસી સઇં બિંબ;
ઇહિ અસી પ્રાસાદ છઈ, છન્નુ સઇ પ્રતિબિંબ (૪૬)
કુંડિ ત્રિણિ સઇ ઇસી ભૂવન, બિંબ સહસ પણુયાલ,
છ સઇ આગલાં તે નમું, મન શુદ્ધિ ત્રિણિ કાલિ. (૪૭)
વૃત્ત નામ વૈતાઢય તિહાં, ભલા વીસ પ્રાસાદ;
સત ચૌવીસ ભાવી નમું, પ્રતિમા વિણુ વિખવાદ (૪૮)

વસ્તુ (છંદ)

યમક પર્વતિ પર્વતિ દીસ પ્રાસાદ,
તિહા બિબ ચઉવીસઇ, નમુ એક ચિત્તિ નિત્ય સુખકર,
તિરિય લોકિ છત્રીસ સઇ, ઉગણુસઠિ પ્રાસાદ સુંદર,
સહસ એકાણું ત્રણુસઇ, વીસ સહિત ત્રિણિ લાખ,
ભુવન બિબ સખ્યા કહી, આગમિ શ્રીજિન ભાષ (૪૯)

ચઉપઈ

હવિ વ્યન્તર જ્યોતિષી મઝારિ, અસંખ્યાત જિનભુવન વિચારિ;
તિહાં અસખ્ય શાશ્વત જિણુબિંબ, તે નિત્યઇં વન્દુ અવિલમ્બ. (૫૦)
પાતાલ લોક અસુર કમાર, માંહિ ચુસઠિ લાખ વિહાર;
સત કોટી નઈ પનર કોડિ, વીસ લક્ષ બિંબ નમું કર જોડિ (૫૧)

નાગકુમાર માંહિ અતિહિ ઉદાર, લખ ચૌરાસી જૈન વિહાર,
એક સુ કોડિ એકાવન કોડિ, વીસ લાખ બિમ્બ નમું કર જોડિ (૫૨)
સુવર્ણ કુમારમાહિ અભિરામ, બહુત્તરિ લાખ જિણવરના ઠામ,
એક સુ કોડિ ઈગતીસ કોડિ, સાડિલાખ વલી ઉપરિ જોડી (૫૩)
વિદ્યુતકુમાર દ્વીપકુમાર, અગ્નિકુમાર નઈ ઉદધિકુમાર;
દિશિકુમાર તિમ સ્તનિતકુમાર, છએ ઠામે સરખા વિચાર (૫૪)
બહુત્તરિ લાખ જૈન પ્રાસાદ, મેરુશિખરસું માંડિઉ વાદ;
એકેકઈ થાનકિ ઇમ હોઇ, સુણુઉ બિમ્બ સંખ્યા સહુ કેઇ (૫૫)
એક સુ કોડિ કોડિ બત્રીસ, અસી લાખ પૂરવઈ જગીસ;
વાયુકુમાર માંહિ લખ છન્નવઈ, ભુવનબિમ્બ સંખ્યા કહુ હવઈ (૫૬)
એક સત કોડિ કોડિ બહુતિરિ, અસી લાખ જિન તે ઉપરિ;
સાત કોડિ ભુવન ભૂવનપતિમાહિ, બહુતરિ લાખ સરવાલિ થાઇ (૫૭)

દોહા

તેણિપ્રાસાદિ તેર સઈ, કોડિ નવ્યાસી કોડિ,
સાઠિ લાખ પ્રતિમા નમું, હુ કરકમલહ જોડિ (૫૮)

ચઉપાઇ

ઉર્ધ્વલોક સોહમ દેવલોઈ, લાખ બત્રીસ ભુવન તિહાં જોઈ;
કોડિ સતાવન ઉપરિ સાઠિ, છઈ જિનપ્રતિમાં કહી શ્રુતપાઠિ (૫૯)
બીજે દેવલોકિ ઇશાન, લાખ અઠાવીસ ભુવન વિમાન;
કોડિ પચાસ લાખ ચાલીસ, વીતરાગનઇ નામું સીસ. (૬૦)
ત્રીજઉ નામે સનતકુમાર, લાખ બાર તિહા જૈન વિહાર,
સાઠિ લાખ નઇ કોડિ એકવિસ, જિનપ્રતિમા પૂરવઈ જગીસ (૬૧)
માહેન્દ્ર તુર્ય સ્વર્ગનું નામ, આઠ લાખ પ્રભુકેરા ધામ,
ચઊદ કોડિ લાખ ચાલીસ, પ્રણમું બિમ્બ તેહ નિશદીસ (૬૩)
પાંચમિં બ્રહ્મ નામિ સુરલોઇ, ચ્યાર લાખ જિણવર તિહાં જોઈ,
સત્ત કોડિ ઉપરિ લખ વીસ, અહનિસિ વદૂ હુ જગદીસ (૬૪)
લાતકિ છઠ્ઠિ જિનઆવાસ, ગ્રન્થિ ભાખ્યા સહસ પચાસ,
નેઊ લાખ જિન જિહાં ગહિગહઇ, પૂજઇ દેવતા સમકિત લહઇ. (૬૪)
સાતમઈ શુક્ર સ્વર્ગિ સુખ ઘણાં, ચાલીસ સહસ દેહરાં જિનતણા,
લાખ બહુત્તરિ મૂરતિ સાર, હવઈ આઠમઉ સુણુઉ સહસાર (૬૫)
તિહાં જિનભુવન સહસ ષટ્ હોઇ, દસ લાખ બિમ્બ નમું હુ સોઈ,
નવ-દસ આનત-પ્રાણુત નામ, બિસઇં બિસઇં દેઉલ અભિરામ (૬૬)
બિંહુ થઈ સહસ બહુત્તરિ દેવ, ઇન્દ્રાદિક તસુ સારી સેવ;

આરણ-અચ્યુત એકાદશ-બાર, ક્રુઠ ક્રુઠ[સો] જિણહર સાર (૬૭)
બિહુંએ મિલી સહસ ચુપન્ન, શાશ્વત સ્વામી ઠામિ મઝ મન્ન,
બારે દેવલોકિ દસ ઇંદ, ભુવનવિવેક કહિયાં જિનચન્દ (૬૮)
ત્રિહું ગ્રૈવેયક પ્રથમ વિચાર, જિણમન્દિર એક સુ અગિયાર;
તેર સહસ્ર ત્રણિ સઇં વીસ, ભાવ સહિત વન્દું જગદીસ (૬૯)
મધ્ય ત્રિહુંની સુણિયે બાત, તિહાં પ્રાસાદ એક સુ સાત;
સહસ્ર બાર આઠ સઇ ચાલ, સ્વામીનઇ વંદના ત્રિણિકાલ (૭૦)
ઉપરિ વલી ત્રણિ ગ્રૈવેક, તિહા શાશ્વત ભુવન સત એક;
બાર સહસ જિનપ્રતિમા લહી, મઇં કેવલી વચનઇં સદ્દહી (૭૧)
પંચ અનુત્તર પંચ વિમાન, પચભુવન ષટ સઇ પ્રભુમાન;
ઊર્ધ્વ લોકિ જિણહર જિનતણી, સંખ્યા કહું વિગતિસું ગણી. (૭૨)

દોહા

લખ ચુલસી સત્તાણુવઈ, સહસ અનઈ ત્રેવીસ;
જિનાલય છઈ એત (૮) લાં, સત કોટી જગદીસ (૭૩)
બાવન કોડિ વલી કહ્યાં, લખ ચુરાણૂં દેવ;
સહસ ચઉઆલીસ સાતસઈ, સાઠિ સુહાવઉ દેવ (૭૪)

વસ્તુ (છન્દ)

ત્રિહું ભુવને ભુવને મલીય, આઠ કોડિ લક્ષ સતાવન અધિક વલી;
બિસઇં છયાસીઅ જૈન મંદિર, તિહાં પનરસિ કોડિ જિનબિમ્બ;
કોડિ બાયાલ સુન્દર લાખ, અઠયાવન છત્તીસ સહસ અસી ભગવંત,
કુશલ ભુવન પ્રભૂ ધ્યાવતાં, સુખ સંપદા અનન્ત (૭૫)

॥ ઢાલ-મહાલંતડેનુ ॥

હિવઇ સુર મનુષ્ય નીપાઈઆ એ મહાલંતડે, પૂજા વિવિધ પ્રકાર સુણ સુંદરીએ;
તેહમાંહિ ધુરિ વંદીઈ એ મ૦, શ્રી **સેતુંજ ગિરનાર**[1] સુણ સુંદરીએ (૭૬)
પ્રથમ ચક્રી ભરતેસરૂ એ મ૦, આદીસરનુ જાત સુણ સુંદરીએ;
આરીસાહરિ કેવલી એ મ૦, પાટ હુવા એક સાત સુણ સુંદરીએ. (૭૭)
તાત વચનિ અષ્ટાપદિ એ મ૦, થાપ્યા જિન ચુવીસ સુ૦;
માનિ વાનિ પરિમાણિના એ, મ૦, જિહાં સીધા આદીસ સુ૦ (૭૮)
**સમેતશિખર** તીથર ભલું એ મ૦, વન્દૂ વીસ જિણંદ સુ૦,
**અર્બુદાચલ જીરાઉલિ** એ મ૦, **નાગદ્રહિ** આનંદ સુ૦. (૭૯)

૧. ગિરનાર-જૂનાગઢ, વિશેષ માટે જૂઓ ગિરનાર-ચૈત્યપરિપાટિ "પુરાતત્ત્વ" વર્ષ ૧ અં. ૩ જો પૃ ૨૯૧થી ૩૨૫ સુધી.

**રાણીગિપૂરિ** આદીસરૂ એ મ૦, **બમણવાડિ** વીર. સુ૦;
ગુડીપાસ **અમીઝરૂ** એ મ૦, **ઘોઘે** નવખંડ ધીર સુ૦ (૮૦)
ઇણીપરિ તીરથ છઇ ઘણાંઇ મ૦, સંપ્રતિ **કુમરવિહાર** સુ૦,
**વસ્તુપાલ** જગિ જાણઈએ, મ૦, **જાવડ વિમલ** ઉદ્ધાર સુ૦ (૮૧)
કલિયુગિ રંગ રહાવીઆ એ મ૦, કીધા મોટા જંગ સુ૦,
બિંહું પ્રાસાદ કરાવીઆ એ મ૦, તિહાં જિનપડિમા ચંગ સુ૦ (૮૨)
**કલિકુંડ કરહેડ** નમું એ મ૦, માંગલહરિ જિનરાજ સુ૦,
**ધૃતકલ્લોલ સંખેશરૂ એ** મ૦; સેરિસઈ સરિઆ કાજ સુ૦ (૮૩)
**ત્રંબાવતીઇં** થભણ એ મ૦, **ભીડિભંજન** શ્રીપાસ સુ૦,
**વરકાણા પંચાસરૂ** એ મ૦, **કોકુપૂરી** આસ. સુ૦ (૮૪)
**નારિંગપુર ચારૂપ** જિન એ મ૦ **બોરસિંઘ ગાંધાર** સુ૦,
**ભરૂઅચ** પ્રમુખ તીરથ ઘણા એ મ૦, કહિતુ ન લહુ પાર સુ૦ (૮૫)
ગૂજર ધર સણગારહ એ મ૦, નામિ નગર **નડિઆદ** સુ૦,
અમરપુરી સમ જાણીઈ એ મ૦, તિહાં છઇ ચ્યાર પ્રાસાદ સુ૦ (૮૬)
મૂલગિ મૂલનાયક નમુંએ મ૦, નીલવર્ણ પ્રભુ પાસ સુ૦;
આદિ અજિત સન્તીસરૂ એ મ૦, ગુણકેરા આવાસ સુ૦ (૮૭)
**તપગચ્છ** ગયણિ ચંદલુ એ મ૦, **શ્રીહેમસોમસૂરીન્દ** સુ૦,
તાસતણા પરિવારમાં એ મ૦, છઇ પંડિતના વૃન્દ સુ૦ (૮૮)
પંડિત શ્રેણિ શિરોમણિ એ મ૦, **લક્ષ્મીકુલ** ગણિ સીસ સુ૦;
**જયકુલ** જનમ સફલ કરૂં એ મ૦, ગાઇઆ શ્રી જગદીસ સુ૦ (૮૯)
અસુધ હુઇ તે સોધિયો એ મ૦, કવિ ! લાગૂ તુમ પાય સુ૦,
સંઘ સહુ સાંનિધ કરી એ મ૦, તૂ કવિ પંડિત થાય સુ૦ (૯૦)
સંઘ મોટિમ જેહનઇ દીઇએ મ૦, તેહ જ મેરૂ સમાન સુ૦,
તીરથમાલા ભણિ ગુણિ એ, મ૦, તેહ ઘરિ નવઈ નિધાન સુ૦ (૯૧)

કલશ

શ્રી વિક્રમ નૃપથી સંવચ્છર **સતસોલ**,
**ચઉપના વરસિ આસો વદિ રંગરોલ**,
**પૂર્ણાતિથિ દશમી સોમવારિ** જયકાર,
ભવિઆં પ્રભુ ભગતિ હરખ ધરી અતિવાર (૯૨)

॥ ઇતિ શ્રી ત્રૈલોકયભુવનપ્રતિમાસંખ્યાસ્તવન[૧] સમ્પૂર્ણ ॥

૧ આ તીર્થમાળાના અંતમા આ પંક્તિમા આપવામા આવેલું આ–ત્રૈલોક્યભુવન પ્રતિમાસંખ્યાસ્તવન—નામ કર્તાએ પોતે યોજેલુ નામ નથી, પણ એ પ્રતિના લહિયાએ પોતે પસંદ કરેલુ નામ છે. કર્તાએ તો આ કૃતિને, તેના પ્રારંભમાં અને અંતમાં, ‘તીર્થમાસ’ તરીકે જ ઓળખાવી છે.

# श्रीकेशरियाजी-वन्दना

रचयिता—पू. मुनिमहाराज श्री भद्रंकरविजयजी

श्रीमंस्ते महिमा चमत्कृतिकरो नित्यं सतां प्राणिनां,
केषाञ्चिद्विषयो हि वाङ्मनसयोः सद्ध्यानिनां योगिनाम् ।
सत्यो विस्मयतामयो जनिभृतां चेतःसमाकर्षको,
रिक्तं मां सुगुणै करोतु सगुणं नाभेयतीर्थंकर ॥१॥

या कान्तिस्तव नव्यभव्यघनवद् देदीप्यमानाऽनिशम्,
जीर्णत्वं नहि यत्र कर्षक भवि–स्वान्तं प्रसन्नं सदा ।
भक्तानां हृदये सदैव रमते दिव्या विवेकप्रदा,
गम्या सा विदुषां सुखं दिशतु मे तीर्थेश्वरादीश्वर ॥२॥

वंद्यो वज्रिगणैः सुरासुरवरैः स्तुत्यः प्रपूज्यश्च य',
तं संसारसमुद्रमग्नमनुजोद्धारैकनौकोपमम् ।
वंदे मोक्षसुखप्रदं सुमनसां चेतोऽभिलाषप्रदं,
देवीसुस्वरगीयमानयशसं तीर्थेश्वरादीश्वरम् ॥३॥

मिथ्याकुतर्ककलुषीकृतमानसं मे,
वाचा कुभाषितमयी न च सत्यपूता ।
कायः कुवृत्तिचतुरो न च शीलपूतः,
नाभेय मां त्वदनुगं त्वमवेस्तथापि ॥४॥

तव विभो शुभगे शुभचक्षुषी, चिरतरं नयने मम पश्यती ।
अननुभूतचर भवकानने, प्रपिबत. स्म सुधां विबुधाऽगमाम् ॥५॥
सुरगणा असुरा मुनिपुङ्गवाः, गृहिजना धनिनोऽपि च भिल्लकाः ।
ऋषभनाथममुं च भजन्ति ते, त्रिभुवने भवनेषु वनेषु च ॥६॥
कुटिलकल्मषभूमिधराशनि–र्विमतलुम्पकदुर्मतनाशनी ।
वृषभनाथ सदा प्रतिमा तव, मनसि मे रमतां जगतां धव ॥७॥
स्तवनतस्तव नाथ भवन्तु मे, प्रथमतोऽक्षयि निर्मलदर्शनम् ।
पदपदार्थनिरूपकचिन्मणिः, सुविमलं चरणं शिवदं ततः ॥८॥

## પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રી મુનિસુંદરસૂરિજીએ વર્ણવેલી

# મહારાજા કુમારપાલની ધર્મચર્યા

મહારાજા કુમારપાલે જૈનધર્મ સ્વીકાર્યા પછી પોતાનુ જીવન કેવું ધર્મમય વ્યતીત કર્યું હતુ એ સબધી પ્રાચીન-અર્વાચીન અનેક ઉલ્લેખો ઉપલબ્ધ થાય છે તેમની ધાર્મિક ચર્યાની સંક્ષિપ્ત યાદી નીચે આપવામા આવે છે —

આ દૃષ્ટાન્ત સ્વપર ઉપકારી પુરુષ તરીકે આપવામા આવ્યુ છે.

"મહારાજા કુમારપાલે સમ્યક્ત્વ પૂર્વક બાર વ્રતનુ સુદૃઢ રીતે પાલન કર્યું હતું. નિરતર ત્રિકાલ જિનવરદેવનુ પૂજન, અષ્ટમી ચતુર્દશીએ ઉપવાસ પૂર્વક પૌષધ કરતા હતા પારણાના દિવસે દૃષ્ટિપથમા આવતા સેકડો મનુષ્યોને યોગ્યતા પ્રમાણે દાન આપીને સંતોષતા હતા, અને પોતાની સાથે જેમણે પૌષધ કર્યા હોય તે સર્વેને રાજમહેલમા પારણુ કરાવતા હતા. દબાયેલા (ઘસાયેલા) શ્રાવકને હજાર સોનામહોર આપતા. દર વર્ષે શ્રાવકોને એક કરોડ સોનામહોરો આપતા. આવી રીતે ચૌદ વર્ષમા ચૌદ કરોડ સોનામહોરો શ્રાવકોને દાનમા આપી હતી. શ્રાવકોને અઠ્ઠાણુ લાખ દ્રવ્ય ઉચિત દાન[1] આપ્યું હતુ બ્હોતેર લાખ દ્રવ્યનો કર માફ કર્યો હતો તથા રડતી સ્ત્રીઓનુ, (વિધવા, ગરીબ, દુખી સ્ત્રીઓનુ) ધન ન લેવાનો કાયદો કર્યો હતો."

"મહારાજા કુમારપાલે એકવીશ જ્ઞાનભંડાર લખાવ્યા હતા. ત્રિભુવનપાલ વિહાર-જિનમદિરમા નિરતર સ્નાત્ર મહોત્સવ ચાલતો. શ્રી હેમચદ્રાચાર્ય ગુરુદેવના ચરણકમલમા નિરતર દ્વાદશાવર્ત વંદના કરતા. ત્યારપછી દરેક સાધુઓને વદના કરતા હતા, પોતાથી પહેલા પૌષધાદિ વ્રત લીધેલા શ્રાવકોને વદના, બહુમાન, દાન આદિ આપતા. અઢાર દેશમાં અમારી પટહ, ન્યાયઘટાનુ વાદન, અને ચૌદ દેશોમા ત્યાના રાજાઓ સાથે મૈત્રી અને ધનદ્વારા જીવોની રક્ષા કરાવી હતી."

"તેમણે ચૌદસો ચુમ્માલીશથી વધુ સુદર નૂતન જિનમદિરો, સોળસો જીર્ણોદ્ધાર, અને સાત વાર તીર્થયાત્રા કરી હતી."

મહારાજા કુમારપાલે શ્રાવકોનાં બાર વ્રત અગીકાર કર્યાં હતા તેનું તેઓ કેટલી ચીવટથી, શ્રદ્ધાથી અને પ્રેમથી પાલન કરતા હતા તે પણ અહી આપ્યુ છે, જે દરેક શ્રાવકે બહુ જ મનન કરવા જેવુ છે.

"પ્રથમ વ્રતમા 'મારિ' (માર) શબ્દ બોલાઇ જાય તો તેના પ્રાયશ્ચિત્તમાં ઉપવાસ કરતા હતા. બીજા વ્રતમા ભૂલથી પણ અસત્ય બોલાઈ જાય તો આયબિલનુ તપ કરતા હતા. ત્રીજા વ્રતમા કોઇનુયે અદત્ત ન લેતા એ તો ખરૂ, પરન્તુ મરેલાનુ ધન પણ નહોતા લેતા ચતુર્થ વ્રતમા ધર્મપ્રાપ્તિ પછી પરણવુ નહીં તેવી પ્રતિજ્ઞા હતી, તેમ ચાતુર્માસમા તો મન, વચન અને કાયાના યોગથી બ્રહ્મચર્ય પાલવુ એવી પ્રતિજ્ઞા હતી. જો તેમા મનથી ભાંગો લાગે તો ઉપવાસ કરતા, વચનથી ભાગો લાગે તો આંયબિલ કરતા અને

1 શ્રાવકોએ પોતાના ધર્મબન્ધુઓ સાથે કવો વ્યવહાર રાખવો જોઇએ, તે આ પાઠ આપણને બરાબર શીખવે છે.

કાયાથી ભાગો લાગે તો એકાસણું કરતા હતા. આ વ્રતના પાલનના પ્રતાપે તેઓ પર-નારી સહોદરના મહાન બિરૂદને ધારણ કરનાર હતા. ભોપાલદેવી વગેરે આઠ રાણીઓના મૃત્યુ પામ્યા પછી પણ, મંત્રી આદિના બહુ જ આગ્રહ થવા છતાંયે 'ધર્મગ્રહણ કર્યા પછી ન પરણવું' એ પ્રતિજ્ઞા તેમણે બરાબર પાળી હતી. નિયમનો ભંગ નહોતોજ કર્યો. આરતીના સમયે રાણીની જરૂર પડતી ત્યારે ભોપાલદેવીની સોનાની મૂર્તિ બનાવરાવી, પરન્તુ પુનઃ લગ્ન તો નહોતું જ કર્યું.'

"ગુરુદેવે વાસક્ષેપ પૂર્વક તેમને રાજર્ષિ બિરૂદ આપ્યું હતું."

પાંચમા પરિગ્રહપરિમાણ વ્રતમાં;—

"૭ ક્રોડનું સુવર્ણ, આઠ ક્રોડનું તાર (તે વખતનું ચલણી નાણું), હજાર ધડી કિંમતી મણિરત્ન, બત્રીશ હજાર મણ ઘી, બત્રીશ હજાર મણ તેલ, ત્રણ લાખ મૂડા ચોખા, ચણા, જાર, મગ વગેરે ધાન્ય પાંચ લાખ ઘોડા, હજાર હાથી, હજાર ઊંટ તેમજ જુદા જુદા પાંચસો ઘરો, પાંચસો દુકાનો, પાંચસો સભાઓ, પાંચસો હોડીઓ, પાંચસો ગાડા અને પાંચસો ગાડીઓ, અગિયારસો હાથીઓ, પચાસ હજાર રથો, અગિયાર લાખ ઘોડાઓ અને અઢાર લાખ સર્વ સૈન્ય હતું–એટલું સૈન્ય રાખવું."

'છઠ્ઠા વ્રતમાં ચોમાસામાં પાટણ શહેરથી બહાર જવાનો નિષેધ હતો પાટણ બહાર જવાનું બંધ હતું.

"સાતમા ભોગોપભોગ વ્રતમાં 'મદ્ય, માંસ, મધ, માખણ, બહુબીજ પાંચ પ્રકારના ઉદમ્બર ફલ, અભક્ષ્ય, અનન્તકાય અને ઘેબર આદિ ન ખાવાનો નિયમ હતો, અર્થાત ઉપર્યુક્ત અભક્ષ્ય અનંતકાયનો ત્યાગ હતો દેવતાને નહીં આપેલું અર્થાત્ દેવને નહી ધરાયેલું વસ્ત્ર, ફલ, આહાર આદિનું વર્જન હતું.–સચિત્તમાં માત્ર પાનની છૂટી હતી, તેમાં દિવસમાં આઠ પાનના બીડા લેતા. રાત્રે અશન, પાન, ખાદિમ, સ્વાદિમ, આ ચારે આહારનો ત્યાગ હતો. વર્ષા ઋતુમાં એક ઘી વિગય લેવી બીજા વિગયનો ત્યાગ હતો અને ભાજી પાલ્ડાના શાકનો ત્યાગ હતો એકાસણું, પર્વતિથિએ બ્રહ્મચર્ય, વિગયત્યાગ અને સચિત્તનો ત્યાગ હતો."

"આઠમા વ્રતમાં સાતે વ્યસનોને દેશમાંથી કાઢી સમુદ્રમાં નાખી દીધા અર્થાત્ પોતાને તો સાતે વ્યસનોનો ત્યાગ હતોજ, પરંતુ પોતાના આખા દેશમાંથી પણ અનર્થના મૂલભૂત સાતે વ્યસનોનો બહિષ્કાર કરાવ્યો હતો."

"નવમા વ્રતમાં ઉભયકાલ સામાયિક કરવું, સામાયિકમાં ગુરુદેવ શ્રી હેમચન્દ્રાચાર્યજી સિવાય બીજા સાથે બોલવાનો પણ ત્યાગ હતો. નિરંતર યોગશાસ્ત્રના બાર પ્રકાશ અને વીતરાગસ્તોત્રના વીશ પ્રકાશ ગણતા

"દશમા વ્રતમાં ચોમાસામાં ગઝની સુલ્તાનની સેના આવ્યા છતાં રાજા અચલ–અટલ રહ્યા અને વ્રતનું પાલન કર્યું."

"અગિયારમા વ્રતમાં પોતે પૌષધ અને ઉપવાસ કરતા હતા, પરંતુ એક વાર પૌષધોપવાસમાં રાત્રે કાઉસગ્ગ ધ્યાને રહ્યા હતા તે વખતે પગે મંકોડા ચોંટયો, બીજા માણસોએ મંકોડાને દૂર કરવા ઘણો પ્રયત્ન કર્યો પણ મંકોડાએ તો આવેશથી ડંખ ન જ છોડ્યો રાજાએ આ (મંકોડા) મરી જશે એ ડરથી પોતાની એટલી ચામડી ઉખાડી [illegible] પૌષધોપવાસના પારણે દરેક પૌષધવાળાઓને સાથે લઈ ભોજન કરતા.'

"બારમા અતિથિસંવિભાગ વ્રતમાં દુઃખી સાધર્મિક બન્ધુઓના બ્હોતેર લાખ દ્રવ્યનો કર માફ કર્યો હતો. ક. સ. આ. શ્રી હેમચંદ્રાચાર્યજી મહારાજના ઉપાશ્રયે સામાયિકાદિ ધર્મક્રિયા કરનારાઓને પાંચસો ઘોડેસવારની, અને બાર ગામના અધિપતિપણાની પદવી આપી હતી.[2] અને અન્ય સર્વ ઉપાશ્રયોએ સામાયિકાદિ કરનાર આ સર્વની વચ્ચે પાંચસો[3] ગામ આપ્યાં હતાં."

"આવી રીતે બીજા પણ આ વિવેક શિરોમણિ મહારાજાના અનેક પુણ્ય માર્ગો હતા, અહીં કેટલાનો ઉલ્લેખ કરીએ? સમ્યગ્ ધર્મ અનુષ્ઠાન વડે પોતાના આત્માનું હિત–ઉપકાર કર્યો. હવે તેમના બે ભવ બાકી છે, અર્થાત્ બે ભવ પછી મોક્ષે જશે. આ મહાન આત્મોપકાર છે અને સાધર્મિક બન્ધુઓને યોગ્યતા પ્રમાણે દાન, માન, ધર્મની નજીકમા લાવવા, ધર્મમા સ્થિર કરવા, સીદાતા શ્રાવકોનો ઉદ્ધાર, અઢાર દેશમા અમારી–પાલનાદિ વડે પરોપકાર પણ સાફ છે જ. આ પ્રમાણે અન્તર અને બાહ્ય ઉપકારિત્વ સિદ્ધ જ છે."

સુજ્ઞ વાચકો! આ રીતે પૂજ્ય આચાર્ય દેવ શ્રી મુનિસુન્દરસૂરિએ મહારાજા કુમારપાલની ધર્મચર્યાની વાસ્તવિક પરિસ્થિતિનું આપણને દર્શન કરાવ્યું છે પ્રથમ વ્રતોમાં '**માર**' શબ્દ બોલવાથી ઉપવાસ કરવાનું જણાવ્યું છે ત્યારે વિચારવાનું એ છે કે આ રાજર્ષિને ભગવતી અહિંસા, કૃપા, કરુણા, દયા ઉપર કેટલો પ્રેમ હતો અને એટલે જ 'મોહરાજપરાજય' નાટકમા કૃપાસુંદરી સાથે તેમનું લગ્ન યોજાયેલું દેખાય છે. ધન્ય છે તેમના અહિંસા વ્રતને. આવી જ રીતે બીજા વ્રતમા ભૂલથી પણ અસત્ય બોલાઇ જાય તો આયંબિલ કરવું. ત્રીજા વ્રતમા અદત્તનો ત્યાગ તો હતો જ, પરન્તુ રાજહક્ક હોવા છતા મરેલાનું ધન પણ ન લેવાનો નિયમ હતો. ચતુર્થ વ્રતમા ચાતુર્માસમાં તો મન વચન અને કાયાથી સર્વથા બ્રહ્મચર્ય હતું. એમા માનસિક દોષ લગે તો પણ ઉપવાસ કરવો. ધર્મપ્રાપ્તિ પછી લગ્ન કરવાની પણ બંધી હતી, અને આઠ આઠ રાણીઓના મૃત્યુ પછી પોતાની દૃઢ પ્રતિજ્ઞા પાળી લગ્ન નહોતું જ કર્યું. બધા સાધનો વિદ્યમાન હતા, મંત્રીઓનો આગ્રહ હતો, પરન્તુ નિયમનું પાલન તો સમ્યગ્ રીત્યા કર્યું હતું. તેમજ સાતમા વ્રતનું તેમનું પાલન પણ ખરેખર બહુ જ પ્રશંસા માગી લે છે. અભક્ષ્ય અનંતકાયનો સર્વથા ત્યાગ, સચિત્તનો પણ ત્યાગ અને માત્ર પાનની જ છૂટી રાખી હતી દેવને ધરાય નહિ ત્યા સુધી વસ્ત્ર, ફલ આદિ પોતે વાપરતા નહિ આજના ધનકુબેરો, શ્રીમંતો વિચારે કે પોતે કેટલું પાળે છે? આઠમા વ્રતમા સાતે વ્યસનોનો પોતાને તો ત્યાગ હતો જ, પરન્તુ આખા દેશમાથી સાતે વ્યસનોને બહાર કાઢયા હતા નવમા સામાયિક વ્રતમા પોતે કેવી રીતે સામાયિક કરતા, તે વાચી શ્રાવકોએ એમના જેવું આદર્શ સામાયિક કરતાં શીખવાની જરૂર છે. અગિયારમા વ્રતની તેમની દૃઢતા, અહિંસાપ્રેમ બહુ જ પ્રશંસનીય છે બારમા વ્રતમા તેમણે કેવું સરસ અતિથિસંવિભાગવ્રત પાળ્યું છે! સાધર્મિક બન્ધુઓને કેવા સુખી સમૃદ્ધ કર્યા છે તેમને ધર્મમાં સ્થિર કરવા, તેઓ ધર્મ સન્મુખ થાય તે માટે કેવી કેવી ઉદારતા, ભક્તિ, પ્રેમ, બહુમાન કર્યા છે એ એક આદર્શ ધર્મપ્રેમી શ્રાવકને શોભે તેવા છે.

---

૨ બાર ગામની ઉપજ તેમને મળે

૩ બીજા બધા ઉપાશ્રયવાળા સર્વને પાંચ સો ગામોની ઉપજમાથી ભાગ આપવામા આવતો.

ધર્મની એવી ઉત્કટ અને શુદ્ધ આરાધના કરી કે જેના પ્રતાપે સંસારમાં એ જ ભવ રહી, કર્મક્ષય કરી ભવપાર થશે, સિદ્ધ થશે બુદ્ધ થશે. ધન્ય છે તેમના ધર્મપ્રેમને, તેમની ધર્મશ્રદ્ધાને અને ધન્ય છે એમના ધર્મોપદેશક ગુરુને કે જેમણે પોતે તરવાનો માર્ગ લઇ શિષ્યને તરવાનો ઉપદેશ આપ્યો. રાજર્ષિનું અનુપમ બિરૂદ પામનાર આ પરમાર્હતોપાસક મહારાજાનો સાધર્મિક બન્ધુઓ પ્રત્યેનો પ્રેમ અને ભક્તિ પણ બહુ જ આદર્શરૂપ છે. આજના શ્રીમંત જૈનો પોતાના ધર્મપ્રેમી, શ્રદ્ધાળુ અને ધર્માનુષ્ઠાનમાં તત્પર શ્રાવક બન્ધુઓને સુખી અને સમૃદ્ધ કરવા પ્રયત્ન કરે એ જરૂરનું છે આજની ભીષણ બેકારીમાં સીદાતા શ્રાવકોને સત્પાત્ર સમજી દાન આપી આત્મકલ્યાણના ઇચ્છુક શ્રાવકોએ જરૂર સત્પાત્ર દાનના ઉપાસક થવાની જરૂર છે.*

—સં. N.

# "अरिहन्त-चैत्य" शब्दका अर्थ

## [ रतनलालजी डोसीको जवाब ]

लेखक-पूज्य मुनिमहाराज श्री विक्रमविजयजी

( गतांकसे क्रमशः )

सूरिजीने चैत्य शब्दका अनेक अर्थ होना कहां स्वीकारा है इसका ख्याल न करते हुए लिख मारा है कि 'अपना हठ नहीं छोडते', किंतु हठवादी तो आप ही हैं क्योंकि सूरीश्वरजी म० ने चैत्य शब्दका कहां पर क्या अर्थ मानना इसका विवेक दिखलाया, फिर भी अपनी धूनमें अपना उल्लु सीधा कर रहे है। कुछ भी उपाय किया जाय मगर 'अरिहंत चेइयाणं' इत्यत्र अरिहंतकी प्रतिमा या मंदिर ही अर्थ होगा, किंतु आपका माना हुआ साधु अर्थ नहीं होगा, चैत्य शब्दका अर्थ किसी भी कोषमे साधु किया नहीं है। शतावधानी रत्नचंदजीने भी अर्धमागधी कोषमे अरिहन्त चेइय (पु०ना) 'अर्हद् चैत्य' 'अरिहंत संबंधी कोई पण स्मारक चिह्न' किया है। और अमरकोषमें भी 'चैत्यमायतनं तुल्ये' ऐसा है और 'चैत्यं जिनौकस्तद्‌बिंबं' इत्यादि भी प्रमाण है ही, और प्राचीन टीकाओंके तो बहुत ही प्रमाण है। व्युत्पत्तिसे भी इसका 'साधु' अर्थ नहीं हो सकता है, क्योंकि 'चिति' या 'चि' धातुके सिवा दूसरा कोई धातु इसमें आ ही नहीं सकता, और आप लिखते हैं-'जिस प्रकार मन्दिर मूर्तिके इतने नाम होते हुए भी मूर्तिपूजक इन्हे चैत्य नामसे भी पुकारते है इसी तरह यहां भी समज ले कि साधुओंके भिक्षु, श्रमण, निर्ग्रंथ, नामोंके साथ चैत्य भी एक नाम है' ऐसा कहने मात्रसे साधुका पर्याय चैत्य नहीं बन सकता है, क्योंकि कल आपके जैसे दूसरा कोई कहेगा कि जैसा मन्दिर, जिनालय, दहेरासर आदि नाम होते हुए भी

* શ્રી મુનિસુંદરસૂરિ કૃત. 'ઉપદેશ રત્નાકર'ના આધારે

चैत्य नाम है ऐसे भिक्षु श्रमण निर्ग्रन्थ नाम होते हुए भी चैत्य नामसे इनको पुकारा जाता है। ऐसे ही अश्व तुरगादि शब्द होते हुए भी इसका चैत्य भी एक नाम है, वह भी प्रमाणसिद्ध है, ऐसा कहेगा तो क्या वह मान्य हो जायगा? 'अरिहंत चेइयाणं' इत्यत्र किसी ग्रंथकारने चैत्य शब्दका अर्थ ज्ञान किया हो तब प्रमाण कहा जा सकता है और ज्ञान अर्थके लिए जो समवायांग और लोकप्रकाशका प्रमाण दिखलाया वह केवल दिखलाया ही है कुछ सिद्धि की नहीं। वहां ज्ञान शब्द आजाने मात्रसे चैत्य शब्दका वह अर्थ है ऐसा साबीत नहीं हो सकता है, अगर ऐसा हो तो 'आम्रवृक्षा' 'येषामुपरि कोकिला निवसन्ति-कोकिलाधारवृक्षा वा' ऐसा कहनेसे आम्र शब्दका भी कोकिल अर्थमे प्रयोग मानना पडेगा इस लिये इन ग्रंथोंसे आपकी इष्टसिद्धि नहीं होगी।

श्रेणिक शुद्ध समकित दृष्टि थे, यह बात तुम भी मानते हो, तो समकित दृष्टि मनुष्य अवश्यमेव देवगतिमें जाता है यह जैन सिद्धांतका अटल एव अडग सिद्धांत है, अब कहीये-श्रेणिक महाराजा शुद्ध समकितवंत थे तब नरकमे क्यों गये? कहना होगा जो सूरिजीने कहा है कि आयुबंध होनेके बाद चाहे जैसी धर्मकरणी करे तो भी उसकी आयुका पलटा नहीं होता है। सूरिजीके इस खुलासेकी शरण लिये विना गुजारा नहीं हो सकता है। क्या यह सूरिजीकी चालाकी है या सिद्धांतकी जानकारी है? सिद्धांतकी जानकारी की बात होंने पर भी चालाकी मालूम हो तो दुर्भाग्यके सिवाय और क्या हो सकता है?

महाराजा श्रेणिकके नरकगमनका कारण बतलाते आपने जो लिखा है कि—'श्रेणिक किंचित् भी प्रत्याख्यान करनेके योग्य नहीं थे, वे नवकारसी जैसा सामान्य तप भी नही कर सकते थे' इसके विपरीत सूरिजी बतलाते हैं 'यह बिलकुल असत्य है,' मूर्तिपूजक समाज तो सूरिजीने जो कारण बताया है इसीसे ही श्रेणिककी नरकगती मानती है। श्रेणिकने साक्षात् प्रभुकी सेवा तो की थी, फिर वह नरकमें क्यों गया? इसके जवाबमें डोसीजी लिखते है कि-'श्रेणिक प्रभुसेवा, धर्मप्रभावना आदि चतुर्थ गुणस्थानक की करणीके योग्य था, और उसीके फलस्वरूप उसने प्रबल पुण्य उपार्जन कर तीर्थंकर गोत्र बांधा', कैसी सिद्धांतकी जानकारी! क्या अमारिप्रवर्तन, धर्मप्रभावना, प्रभुभक्ति, पंचमगुणस्थानकवाला श्रावक नहीं करता है? इन करणीओंको चतुर्थ गुणस्थानककी करणीके योग्य कहना, सिद्धांतकी अनभिज्ञता को बतलाना है। फिर लिखते है कि 'इनका मूर्तिपूजाका कथन झूठा या श्रेणिकको अयोग्य ठहरानेका सिद्धांत मिथ्या है' यह भी बराबर नहीं, क्योंकि वे तो १०८ जवोंसे भगवानकी पूजा करते थे, इसी बातको मूर्तिपूजक समाज कह रही है, श्रेणिकने नामस्मरण, साक्षात् भाव तीर्थंकरकी भक्ति, जिसको तुम स्थापनाकी अपेक्षया सर्वथा उच्च मानते हो और जिस करणीसे

उन्होंने तीर्थंकर नामकर्मका बंध किया वे भी श्रेणिककी नरकगतिको नहीं रोक सके, तो क्या ये उच्च करणीयें नहीं थीं? या श्रेणिक इन कार्योंके अयोग्य था? श्रेणिकने भाव तीर्थंकर महावीरको वदना तो की थी तो क्या तीर्थकरको वंदन करना उच्च क्रिया नहीं है?

वास्तवमे 'मूर्तिपूजाको उडाना यह सत्यका अपलाप, और भवभ्रमणको वृद्धि करना है। श्रेणिक पूर्वायुबंधके कारण ही नरकमें गये हैं, यही वास्तविक उत्तर है, इसलिये श्रेणिककी मूर्तिपूजाके बारेमें टीका करना निरर्थक है। श्रेणिक 'भवभ्रमणहारिणी सकाम निर्जराकी करणीके योग्य नहीं था' यह बात भी डोसीजीकी झूंठी है। नरकको रोकनेवाली वदनक्रिया नामस्मरण, और अमारीप्रवर्तन नहीं थे? और नरकको रोकनेवाली क्या ये पुण्यक्रियाएं नहीं होती है? वास्तवमें तो रतनलालजी उलटे राह पर चल रहे हैं जिससे नरकसे रोकनेवाली इन सब पुण्यक्रियाएं होने पर भी सकाम निर्जरा तक दौडना पडता है,और सकाम निर्जराके कारणीभूत नामस्मरण वंदनादि क्रियाओंको भूलाया जाता है। 'वास्तवमें मूर्तिपूजा किसी भी व्रतमें नहीं' ऐसा कह कर मूर्तिपूजाको अकरणीय बतलाना अज्ञानता है, क्योंकि धर्मप्रभावना, समकित, प्रभुका नामस्मरण, गुरुवंदनादि क्रियाएं भी श्रावकके बारह व्रतमें नहीं है, फिर भी वह करणीय ही है। इस प्रकार मूर्तिपूजा भी किसी व्रतमे समाविष्ट न होने पर भी वह करणीय ही है। आगे जाकर वे लिखते हैं कि 'इतना ही नहीं व्रतकी घातक है' यह कथन पक्षपातसे भरा हुआ है क्यों कि पूजा तो व्रतकी साधक है पूजाकी श्रद्धा जिनमें नहीं उनमे समकित नहीं, समकित नहीं तो कोई भी चारित्र नहीं, चारित्र नही तो मोक्ष नहीं। प्रभुपूजाको हमने अनेक लेखसे शास्त्रसिद्ध कर दी है। 'मूर्तिके लिये स्थावर ही नहीं त्रस तककी जानबूझकर हत्या की जाती है' लिखना सरासर मूढता है। 'उसे (समकितको) भी दूषित करनेवाली मूर्तिपूजा है' यह भी विरुद्ध है, साक्षात् उपर मैंने दिखला दिया है कि रतनलालजीने मूर्तिपूजक समाजपर असत्य आरोप रखकर अपनी आत्माको दूषित बना लिया है, इसमे कारण मुर्तिपूजाका द्वेष है। मूर्तिपूजाका द्वेष व्रतको भी मलिन करता है, और पापको बढानेवाला है-मूर्तिपूजा तो मोक्षप्रदायिनी ही है।

संघपट्टककी भूमिका, जिसमें अगम-निगमकी बात की है, वह प्रमाण नही हो सकती है, ऐसे तो कई भाषामय ग्रंथ मिलते है, क्या ये सब प्रमाण हो सकते हैं? प्राचीन टीकाकारोंका कथन नही मानना और अपने मनकल्पित मतलबका समर्थन करनेवाले आजकलके भाषा ग्रंथकी पंक्तिये उठालेना इससे कोई सिद्धि नही हो सकती उससे सिर्फ पक्षपातका समर्थन हो सकता है जो आत्माका सर्वथा अहित करनेवाला है। ऐसे पक्षपातसे शासनदेव सर्वका रक्षण करे, यही भावना।

# एक अलभ्य महत्त्वपूर्ण प्रति

लेखक · श्री अगरचंदजी नाहटा, बीकानेर

हमारी उपेक्षा, असावधानता और अविवेकके कारण हजारों ग्रंथ नष्ट हो रहे है एवं विक्रय द्वारा इतस्ततः हो रहे है। और खोजशोधके अभावमें कई महत्त्वके ग्रंथोका हमे पता तक नहीं है।

कइ वर्षो पूर्व नाथनगरनिवासी श्री अमरचंदजी बोथराने कहा था कि अजीमगंजके नेमिनाथ भंडारमें एक अति महत्त्वकी प्रति थी जिसमें खरतरगच्छीय आचार्येने रचे हुए स्तुति–स्तोत्रोके अतिरिक्त उनके संबंधी कई ऐतिहासिक कृतिये भी थी। इस प्रतिको बीकानेरके खरतरगच्छीय श्रीपूज्यजी श्री जिनचारित्रसूरिजीने भी देखी थी व इसकी प्रत्यंतर करकेने लिये वे उसे बीकानेर साथ ले गये थे, पर न मालूम वह प्रति कहां गायब हो गई कि बहुत प्रयत्नसे खोज करने पर भी अद्यावधि उसकी प्राप्ति न हो सकी।

इस वर्ष बीकानेरके बृहद् ज्ञानभंडारके फुटकर पत्रोका अवलोकन करते समय सौभाग्यवश उस प्रतिकी सूचि उपलब्ध हुई जिसे स १९२४ के ज्येष्ठ शुक्ला प्रथम १३ को अजीमगंजमे उक्त प्रतिको वहांकी बडी पोसालमे देखकर लिखी थी। सूचिके लिखे अनुसार इसकी पत्रसंख्या १४४ या १४५ थी और सं. १४९० के मार्गशीर्ष शुक्ला ७ को प्रति लिखी गई थी। श्री अमरचंदजी बोथराके कथनानुसार इस प्रतिका नाम "जिनभद्रसूरिस्वाध्यायपुस्तिका"। था

उपलब्ध सूचिके अनुसार यह प्रति करीब १०० कृतियोके संग्रहरूप थी। प्रारंभमे दशवैकालिक, पाक्षिकसूत्र, साधुप्रतिक्रमण, स्थविरावली, उपदेशमाला, बृहत्संग्रहणी, कर्मविपाक आदि प्रकरण थे। मध्यमें जिनेश्वरसूरि, जिनचंद्रसूरि, अभयदेवसूरि, जिनवल्लभसूरि, जिनदत्तसूरि, जिनेश्वरसूरि आदिकी कृतिये थीं। और अंतमें जिनेश्वरसूरिरचित चद्रप्रभचरित्र (गाथा ४०) था।

इस प्रतिमें, अन्यत्र अलभ्य ऐसी कई कृतिये भी थीं। उनका नाम नीचे दे देता हूं, ताकि इसके महत्त्वका पता चल जाय।

१ जिनपतिसूरिपंचाशिका, गाथा ५५, पत्रांक १२० ।

२ जिनेश्वरसूरिसप्ततिका, गाथा ७४, पत्रांक १२१ ।

३ जिनप्रबोधसूरिचतुःसप्ततिका, गाथा ७४, पत्रांक १२२ ।

४ जिनकुशलसूरिबहत्तरी, गाथा ७४ ।

५ जिनलब्धिसूरिबहत्तरी, गाथा ७४ ।

६ जिनलब्धिसूरिस्तूपनमस्कार, गाथा १३ ।

७ जिनलब्धिसूरि नागपुरस्तूपनमस्कार, गाथा ८ ।

८-९-१० अभयदेवसूरिरचित ऋषभस्तव गाथा ८, नेमिस्तव गाथा ८, स्तंभपार्श्वस्तव गाथा ८, पत्रांक १४२ ।

इनमें नं. १ से ७ तककी कृतियां ऐतिहासिक दृष्टिसे बडे महत्त्वकी है । इनके प्राप्त होनेसे खरतरगच्छके इतिहासमें एक नया प्रकाश मिलेगा । अतः सर्व सज्जनोसे सादर अनुरोध है कि जिन्हे उक्त प्रति या उपरोक्त कृतिये प्राप्त हों वे मुझे सूचित करनेकी कृपा करें ।

नाहटोकी गवाड, **बीकानेर.**

## કાગળના અસાધારણ ભાવો

'શ્રી જૈન સત્ય પ્રકાશ' જેના ઉપર છપાય છે તે કાગળોનો ભાવ લડાઇ શરૂ થઈ તે પહેલા સાડાત્રણઆને રતલનો હતો લડાઈના બે વર્ષ પછી આ ભાવ સાત-આઠ આને રતલનો થયો હતો ગઈ દિવાળી પહેલાં એ ભાવ બાર-તેર આને રતલ જેટલો વધી ગયો હતો અને અત્યારે એ ભાવ વધીને બે રૂપિયે રતલનો થઈ ગયો છે એટલે મૂળ ભાવથી અત્યારે લગભગ આઠનવગણા ભાવ થઇ ગયા છે આમ છતાં અમે 'શ્રી જૈન સત્ય પ્રકાશ'નું લવાજમ વધાર્યું નથી, અને હાલમા એ વધારવાનો અમારો ઇરાદો પણ નથી

પણ આ રીતે 'શ્રી જૈન સત્ય પ્રકાશ' આપવું અમે ચાલુ રાખી શકીએ તે માટે સમિતિને વધુ મદદ મોકલવાની અમે સૌને વિનંતી કરીએ છીએ

વ્યવસ્થાપક

# સંપ્રતિ–કાલનિર્ણય

લેખક—સ્વ. શ્રી ચીમનલાલ અમુલખ સંઘવી

કેટલાક સમય પહેલા મહાન જૈન સમ્રાટ સંપ્રતિ સંબંધી ઇતિહાસકારોમાં બહુ જ અંધકાર પ્રવર્તતો હતો. અને સમ્રાટ સંપ્રતિનું નામ મુખ્યત્વે જૈન ધર્મગ્રંથોમાં ધર્મકથાઓના એક મહત્ત્વના પાત્રરૂપ બની ગયું હતું. પણ હવે એ અંધકાર ધીમે ધીમે દૂર થવા લાગ્યો છે અને મોટા મોટા ઇતિહાસકારો પણ સંપ્રતિ સંબંધી હકીકતો મેળવવા માટે શોધખોળ કરવા પ્રેરાયા છે.

પ્રસ્તુત લેખ, થોડા સમય પહેલા, શ્રી ચીમનલાલ સંઘવીના અવસાન પછી, ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ તરફથી અમને પ્રકાશન માટે મળ્યો છે. આ મહાન જૈન સમ્રાટ સંબંધી જનતામાં વિશેષ જિજ્ઞાસા જાગ્રત થાય અને ઇતિહાસની સાંકળ મેળવવામાં ખૂટતા અંકોડાઓ મેળવવા માટે ઇતિહાસ-પ્રેમીઓ પ્રયત્નશીલ બને—એ રીતે ઉપયોગી સમજીને આ લેખ અહીં પ્રગટ કરીએ છીએ **તંત્રી**

આર્યાવર્તના હજારો વર્ષના ઐશ્વર્યસંપન્ન ઇતિહાસમાં અનેક રાજવંશોએ પોતાનો યશસ્વી ફાળો નોંધાવ્યો છે. પણ એ રાજવંશોમાં મૌર્ય વંશની કીર્તિ અનન્ય નીવડી છે. હિંદનો મહાન શાસક ચન્દ્રગુપ્ત, બૌદ્ધોનો સર્વશ્રેષ્ઠ રાજવી અશોક અને જૈનોનો સમર્થ સમ્રાટ સંપ્રતિ એ વંશમાં થઈ ગયા છે.

*પાશ્ચાત્ય ગણનાના વિશેષ પ્રાબલ્યને લીધે આજે ચન્દ્રગુપ્ત અને અશોકની જેમ સંપ્રતિના ચોક્કસ સમયનો પ્રશ્ન પણ ગુંચવાડામાં પડી ગયો છે તે ઉપરાંત ચન્દ્રગુપ્ત અને અશોક સંબંધમાં સંખ્યાબંધ ગ્રન્થો પ્રગટ થયા છે, પણ સંપ્રતિ સંબંધમાં હજી કોઈએ જોઈએ એટલો શ્રમ નથી ઉઠાવ્યો એટલે સંપ્રતિની જીવનગાથા ચન્દ્રગુપ્ત કે અશોક જેટલી જગવિખ્યાત પણ નથી બની. આમ છતાં જૈન[1], બૌદ્ધ[2], હિંદુ[3], તિબેટિયન[4] અને પાશ્ચાત્ય[5] એમ પાંચે ગણતરીએ એટલું તો લગભગ સર્વમાન્ય છે કે તે મૌર્ય મહારાજ્ય સ્થાપક ચન્દ્રગુપ્તના નામાંકિત પૌત્ર અશોકનો પૌત્ર હતો અને તેણે રાજસત્તા ભોગવી છે તે ઉપરાંત જૈન ગણતરીએ એ પણ સર્વમાન્ય છે કે તે એક મહાન શાસક હતો અને તે આર્ય મહાગિરિ અને આર્ય સુહસ્તી નામે બે મહાન જૈનાચાર્યોનો સમકાલીન[6] હતો

* તાજેતરમાં બહાર પડેલા ડૉ ત્રિભુવનદાસ લ શાહના 'સમ્રાટ પ્રિયદર્શી' યાને ભૂલથી મનાયેલા મહારાજા અશોક અથવા જૈન સમ્રાટ સંપ્રતિ' એ ગ્રંથથી આ ઊણપ પૂરી પડી છે

૧ निशीथचूर्णि, बृहत्कल्प, पचकल्प, कल्पकिरणावलि, भद्रेश्वर कथावलि, परिशिष्ट–पर्व, विविधतीर्थकल्प, कल्पचूर्णि ઇત્યાદિ.

२ दिव्यावदान, अवदानकल्पलता.

३. मत्स्यपुराण, वायुपुराण.

४ तारानाथ इतिहास.

૫. Cambridge History of India. Ashok (Smith)

૬. परिशिष्ट पर्व, भद्रेश्वर कथावलि–અને તે ઉપરાંત સંપ્રતિને લગતા બીજા પણ એકએક જૈન ગ્રન્થમાં સંપ્રતિને આર્ય મહાગિરિ ને આર્ય સુહસ્તીના સમકાલીન બતાવવામાં આવેલ છે. ત્યાં

આર્ય મહાગિરિ (મહાવીર નિર્વાણ સંવત ૨૧૫ થી ૨૪૫) ને આર્ય સુહસ્તીજી (૨૪૫ થી ૨૯૧)નો સમય નિશ્ચિત* છે. અશોકના સમય સબંધમા બધા જ બૌદ્ધ ગ્રન્થો ને ચન્દ્રગુપ્તના સમય સબંધમાં બૌધ્ધ, પૌરાણિક ને જૈન ગ્રન્થો લગભગ એકમત છે. પરિણામે આ બધા જ મતોને પરસ્પર સાથે સાંકળીને આપણે જો એક નક્કર પાયો સર્જાવી શકીએ તો તે પર સંપ્રતિના સમય અને જીવનનુ દર્શન અકાટય સ્વરૂપમાં રચી શકાય.

કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યના કથન પ્રમાણે:—

---

એવી હકીકત છે કે, અવંતીમા જીવંતસ્વામીની પ્રતિમાની રથયાત્રાનો મહોત્સવ હોઇ આર્ય મહાગિરિ ને આર્ય સુહસ્તી તે અંગે અવંતીમા જાય છે અને એ મહોત્સવ પ્રસંગે તે બંને મુનિરાજોના દર્શન થતા સંપ્રતિ જૈનધર્મનો ભક્ત બને છે. પણ आवश्यकसूत्रमा એક સ્થળે એવો નિર્દેશ છે કે, 'આર્ય મહાગિરિ ને આર્ય સુહસ્તી વિદિશામા જિનપ્રતિમાને વંદન કરવા આવ્યા અને આર્ય મહાગિરિએ ત્યાથી છૂટા પડીને ગજપદ તીર્થ જઈ અણશણ કર્યું અને આર્ય સુહસ્તી, જિનપ્રતિમા વાદવાને ત્યાથી અવંતી ગયા.' આ પરથી, કોઇ પણ પ્રકારના પુરાવા વિના પં. શ્રી કલ્યાણવિજયજીએ 'वीरनिर्वाणसंवत् और जैन कालगणना નામે પોતાના વિસ્તૃત નિબંધમા એવી કલ્પના કરી છે કે આર્ય સુહસ્તીએ આ પ્રસંગે જ-કમ જાણે આર્યસુહસ્તીજી અવંતીમા જિનપ્રતિમા વાદવાને જિંદગીમા એક જ વખત ગયા હોય-સંપ્રતિને જૈન બનાવેલ હોવા જોઇએ અને માટે આર્ય મહાગિરિને સંપ્રતિના સમકાલીન ન લેખી શકાય.

પણ આ ઉપરાંત, આર્ય મહાગિરિ ને આર્ય સુહસ્તીજી સંપ્રતિના સમકાલીન હોવા સંબધી બીજો સર્વમાન્ય પુરાવો છે. દુષ્કાળના સમયમા જૈન મુનિવરોને અડચણ ન આવે તે માટે સંપ્રતિએ તેમની ગોચરી માટે આડકતરી વ્યવસ્થા કરી છે. આર્ય સુહસ્તી એ ગોચરી (રાજપિંડ) લેવાની તરફેણ કરે છે અને આર્ય મહાગિરિ તે પ્રત્યે વિરોધ દર્શાવી સુહસ્તીનો બહિષ્કાર કરવા તત્પર બને છે. છેવટે આર્ય સુહસ્તી પોતાની ભૂલ સમજી આર્ય મહાગિરિની ક્ષમા માગે છે.

આ પ્રસંગ સબંધમા પં. શ્રી કલ્યાણવિજયજીએ એવી કલ્પના કરી છે કે તે પ્રસંગ કદાચ સંપ્રતિના નહિ પણ એના પરદાદા બિન્દુસારના સમયમા બન્યો હોય. પણ એવી કલ્પનાથી તો તેઓ આર્ય સુહસ્તીની અને સંપ્રતિની સમકાલીનતાને પણ ખોટી દર્શાવતા જણાય છે. કેમકે બિન્દુસારના અન્તકાળ અને સંપ્રતિના આદિકાળ વચ્ચે જ ૪૦ વર્ષનું અંતર છે. અને आवश्यकसूत्रના જે કથનને આધારમા ગણી તેઓ સંપ્રતિ કેવળ આર્ય સુહસ્તીના જ સમકાલીન હોવાની કલ્પના કરે છે તે આધારે પણ આર્ય મહાગિરિ તે પ્રસંગે અણશણ કરવા જાય છે કે જ્યારે આર્ય સુહસ્તી અવંતી જઇ સંપ્રતિને જૈન બનાવે છે હવે રાજપિંડનો પ્રસંગ જો બિન્દુસારના સમયમા કલ્પીએ તો તે આર્ય મહાગિરિના આરાધનાથી ચાળીશ વર્ષ પૂર્વનો ગણાય કે જ્યારે આર્ય સુહસ્તી એક સામાન્ય સાધુ જ હોઈ શકે અને આર્ય મહાગિરિ જેવા પટ્ટધરની અવગણના કરી સાધુસમુદાયને રાજપિંડ લેવાની છૂટ આપવાનુ તેમને માટે અસંભવિત ગણાય આ સ્થિતિમા કેવળ પાશ્ચાત્ય કલ્પનાને અનુસરવાને ખાતર આર્ય મહાગિરિ, આર્ય સુહસ્તીજી ને સંપ્રતિની સમકાલીનતા સંબધી શાસ્ત્રકથન સામે શંકા ઉઠાવવી એ અસ્થાને છે. આવશ્યકસૂત્રમાંનો પ્રસંગ તો સંપ્રતિ જૈન બન્યા બાદ રાજપિંડનુ પ્રકરણ પતી ગયા પછીનો છે. અને ભારતીય સર્વમાન્ય ગણનામાં પણ આર્ય મહાગિરિ, આર્ય સુહસ્તી ને સંપ્રતિની સમકાલીનતા સંબંધમા કોઈ [illegible] આવતો નથી. [illegible] પાનાના [illegible] પરથી [illegible] સમજી શકાશે.

* स्थविरावली युगप्रधानपट्टावलि વગેરે

ભગવાન મહાવીરના નિર્વાણ પછી ૬૦ વર્ષે નંદ રાજા ગાદીએ બેઠો, ને ભગવાનના નિર્વાણ પછી ૧૫૫ મા વર્ષે ચન્દ્રગુપ્ત રાજા થયો.[૮]

ઉપરની હકીકતને कथावलि'ના નામાંકિત કર્તા શ્રી ભદ્રેશ્વરસૂરિનો પણ ટેકો છે.

પણ રાજત્વ કાલગણનાને લગતી, અને तित्थोगाली पइन्नय, विचारसार, विचारश्रेणि વગેરે ગ્રન્થોમાં વપરાયલી ત્રણ પ્રસિધ્ધ ગાથાઓ[૯]માં થયેલા અર્થભેદે, અને એ ભેદના કારણે દરેક લેખકે તે ગાથાઓના આંકડામા કરી લીધેલા મનગમતા ફેરફારને લીધે કાલ-ગણના ખૂબ જ ગુંચવાઈ ગઈ છે.

પણ તે ત્રણ ગાથાઓનો સાચો અર્થ આ પ્રમાણે છે—

ભગવાન મહાવીર જે રાત્રીએ નિર્વાણ પામ્યા તે જ રાત્રે અવંતીમા પાલક રાજા ગાદીએ બેઠો. પાલકે (ને તેના વંશે) ૬૦ વર્ષ પર્યન્ત રાજ્ય ભોગવ્યુ. (તે પછી) નંદોએ (ભગવાન મહાવીરના નિર્વાણના) ૧૫૫મા વર્ષ પર્યન્ત (રાજ્ય ભોગવ્યુ.) ૧૬૮ વર્ષ મૌર્યો, ૩૦ વર્ષ પુષ્યમિત્ર (ને તેના વંશજો), ૬૦ વર્ષ બલમિત્ર-ભાનુ-મિત્ર, ૪૦ વર્ષ નભવહન, ૧૩ વર્ષ ગર્દભિલ્લ ને ૪ વર્ષ શકરાજા [ને એ રીતે, શકોને હરાવી વિક્રમે પોતાનો સંવત્સર પ્રવર્તાવ્યો ત્યાંસુધી મહાવીર સંવત્સરનાં ૪૭૦ વર્ષ પૂરાં થયાં.]

વિક્રમ સંવત્સરની ગણનાની સાથોસાથ જ્યાંરે શકસંવત્સરની ગણના પણ જરૂરી બને ત્યારે ઉપરની ગાથાઓમાં-છેલ્લી પંક્તિમાં, જ્યાં ગર્દભિલ્લના ૧૩ ને શકના ૪ છે ત્યાં ગર્દભિલ્લ-૧૫૨[૧૦] (૧૩ ગર્દભિલ્લ પોતે, ૪ શક ને ૧૩૫ વિક્રમ ને તેના વારસો) -એ રીતે ગોઠવી મહાવીર-નિર્વાણ ૬૦૫ માં શકસંવત્સરની શરૂઆત મેળવી લેવાય છે.

---

૮. अनन्तरं वर्धमानस्वामिनिर्वाणवासरात् ।
गताया षष्ठिवत्सर्यामेष नन्दोऽभवन्नृप ॥
एवं च श्री महावीरमुक्तेर्वर्षशते गते ।
पञ्चपञ्चाशदधिके चन्द्रगुप्तोऽभवन्नृप ॥ **परिशिष्ट पर्व, सर्ग-७-८**

* આ પુસ્તક અપ્રકટ છે. પાટણના ભંડારમાં જળવાયેલી તેની તાડપત્ર પ્રતિ પરથી તેના કર્તાનો સમય બારમી સદીનો તારવી શકાય છે. એ પુસ્તકના ઐતિહાસિક ભાગની ફોટો-પ્રીન્ટ વડોદરા-પ્રાચ્ય વિદ્યામંદિરે પોતાના ઉપયોગને માટે ઉતારી લીધી છે.

एवं च महावीरमुत्तिसमयाओ, पंचावन्न वरिस सए वुच्छिण्णे, नंदवंसे चंदगुत्तो राया जाओत्ति । ५२६ ।

९. जं रयणिं कालगओ अरिहा तित्थकरो महावीरो ।
तं रयणिमवंतिवई अहिसित्तो पालगो राया ॥
सट्ठी पालगरन्नो पणवन्नसयं तु होइ नन्दाणं ।
अट्ठसट्ठीसयं मुरियाणं तीसच्चिय पूसमित्ताणम् ॥
बलमित्त-भाणुमित्ताण सट्ठि वरिसाणि चत्त नहवहणे ।
तह गद्दभिल्लरज्जं तेरस वासे सगस्स चऊ ॥

१० तह गद्दभिल्लरज्जं बावन्नसयं च पचमासहियं । **विचारसार-१९**

ઉપર પ્રમાણે સાચા અર્થને જો જાળવી રાખીએ તો શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યના કથનની સત્યતા જળવાઇ રહે છે દરેક રાજવંશનો યોગ્ય કાળ મળી રહે છે, દિગમ્બરોએ ઉલ્લેખેલી ચન્દ્રગુપ્ત અને ભદ્રબાહુ સ્વામીના સમકાલીનતા ને શ્વેતામ્બરોને સર્વમાન્ય એવી આર્ય મહાગિરિ, આર્ય સુહસ્તી ને સમ્પ્રતિની સમકાલીનતા જળવાઈ રહે છે. રાજત્વકાલ-ગણના ને સ્થવિર ગણના અક્ષરશ મળી રહે છે, બાધ્ધ, વૈદિક, બ્રહ્મી ને સિંહાલીજ ગણના સાથે તે મેળ ખાઇ શકે છે અને ઇજીપ્ત, સીરીયા, સાઇરિની, મેસીડોનિયા ને કોરિંથના ઇતિહાસ સાથે તે એકતા સાધી શકે છે

પણ ગ્રીક ઇતિહાસમા, ઇ. સ. પૂર્વે ૩૨૭ મા સિંધુ ઓળગનાર અલેકઝાંડરના સમકાલીન, એ અલેકઝાંડરના સૂબા સેલ્યુકસને હરાવીને એની છોકરી પરણનાર, ને એ સૂબાના એલચી મેગેસ્થીનીસને પોતાના દરબારમા રાખનાર મગધપતિનુ નામ સેન્ડ્રેકોટસ-( Sandracottus ) સૂચવવામા આવ્યુ છે. ને સેન્ડ્રેકોટસનો ઉચ્ચાર ચન્દ્રગુપ્ત જેવો થાય છે માટે ચન્દ્રગુપ્ત ઇ સ. પૂર્વે ૩૩૦ થી ૨૯૫ ( મહાવીર સવત ૧૯૭ થી ૨૩૨ )ના ગાળા દરમિયાન જ થયેલ હોવો જોઇએ એવો કેટલાક યુરોપીય વિદ્વાનોએ મત સ્થાપ્યો છે. ને એ મતને પુષ્ટિ આપવાને ઉપરની ગાથાઓના અર્થભેદને મનફાવતી રીતે કઢગો બનાવી તેને આગળ ધરવામા આવે છે. પણ તે પ્રવૃત્તિ કેટલી અનુચિત છે અને તે, ઉપર પ્રમાણે, દરેક રીતે મળી રહેતી અનેક પ્રકારની આય અને એશિયાટિક ગણનાઓને કેવા વિચિત્ર સ્વરૂપમાં મૂકી દે છે તે દર્શાવ્યા પછી આપણે સમ્પ્રતિનો ચોક્કસ સમય ઠેરવીશુ તો તે વધારે પ્રમાણભૂત થઈ પડશે.

પૂર્વોક્ત ત્રણ ગાથાઓ, તેરમી સદીના મધ્ય ભાગ સુધી તો શુધ્ધ સ્વરૂપમાં જ જળવાઇ રહી હતી.[11] પણ તે પછી अठ्ठसठ्ठिसय (૧૬૮) सुरियाण માથી ગમે તે પ્રકારની સ્ખલનાથી सठ्ठि શબ્દ નીકળી જવા પામ્યો આ ભૂલ તરતમા જ સુધરી જવી જોઇતી હતી. પણ ગાથાનો પૂર્વાર્દ્ધ એ ભૂલને ઢાકી દે એવો દ્વિઅર્થી હોવાના કારણે તે ભૂલે લગભગ સ્થાયી સ્વરૂપ પકડી લીધુ.

. सठ्ठी पालगरन्नो, पणवन्नसय तु होइ नदाण। એ પદનો અર્થ એ થાય કે ( મહાવીર પ્રભુના નિર્વાણથી ) ૬૦ મા વર્ષ સુધી પાલક વશે રાજ્ય ભોગવ્યુ ને ૧૫૫મા વર્ષ સુધી નદવશે રાજ્ય ભોગવ્યુ. પણ તે અર્થની સાથોસાથ બીજો અર્થ એ પણ થઇ શકે કે મહાવીર પ્રભુના નિર્વાણ પછી ૬૦ વર્ષ પાલકે રાજ્ય ભોગવ્યુ ને ૧૫૫ વર્ષ નદોએ રાજ્ય ભોગવ્યુ બીજો અર્થ લેતાં નદવશનો અત મહાવીર પ્રભુના નર્વાણના ૧૫૫મા વર્ષને બદલે ૨૧૫ મા વર્ષમા ગણાયો ને પરિણામમા सठ्ठी શબ્દના અભાવે મૌર્ય વશમાં પડેલી ૬૦ વર્ષની ખોટ, સરવાળામા, નદવશમા ૬૦ વર્ષનો વધારો થતા નજરે ન ચડી.

કેટલાક લેખકો આ ભૂલથી ગુચવાડામા પડી ગયા. તેમના મતે મહાવીર નિર્વાણ સંવત ૧૫૫ મા ચન્દ્રગુપ્તનો રાજ્યાભિષેક તો અફર હતો. પણ તેઓ મૌર્યવશમા પડેલી ૬૦ વર્ષની ખોટ ન પકડી શકયા. પરિણામે તેમણે ૬૦ પાલક, ૧૫૫ સુધી નદ, ૧૦૮ મૌર્ય, ૩૦ પુષ્યમિત્ર, ૬૦ બલમિત્ર-ભાનુમિત્ર, ૪૦ નભવહન, ૧૩ વર્ષ ગર્દભિલ્લ, ૪ શક ને

11 એ ગાથાઓના આધારે તેરમી સદી સુધીમા લખાયેલ પ્રતોમા **નદવશનો** અત ને ચદ્રગુપ્તનો રાજ્યાભિષેક મહાવીર સવત ૧૫૫મા લેવામા આવ્યો છે.

વિક્રમ ગાદીએ બેઠા પછી તેરમા વર્ષે સંવત્સર પ્રવર્તાવ્યો એમ માની ૧૩ નો એ ઉમેરો કરી, મહાવીર નિર્વાણ અને વિક્રમ સંવત્સર વચ્ચેનું અંતર ૪૨૩ વર્ષ લખ્યું.[૧૨]

પણ વર્તમાન સમયમાં, અનેક પ્રકારનાં સર્વમાન્ય સંશોધનોથી એ તો અફર થઈ ગયું છે કે મૌર્ય વંશે ૧૬૦ કરતાં પણ વધારે વર્ષ સુધી સત્તા ભોગવી છે. એટલે વર્તમાન સંશોધકોને માટે એ ગાથાઓમાં મૌર્યોના નામ પર, સ્ખલનાના કારણે, अठ्ठसठ्ठीसय (૧૬૮) ને બદલે થઈ ગયેલો अठ्ठसय (૧૦૮) ના આંક સુધારવાનું તો અનિવાર્ય બન્યું, પણ સાથે જ તેમને ઉપરની ભૂલ તો રુચિકર હતી, કેમકે એની મદદ વડે ચન્દ્રગુપ્તનો સમય આગળ લાવીને તેને કઢંગી ખેંચતાણથી પણ અલેકઝાંડર સાથે મેળવી દેવાય તેમ હતું. એટલે તેમણે એક ભૂલ સુધારવાને બદલે નવી પાંચ ભૂલો ઉમેરીને મન ગમતાં સ્વરૂપમાં નીચે પ્રમાણે કાળગણના ગોઠવી કાઢી.[૧૩]

૬૦ વર્ષ પાલક, ૧૫૦ નંદો, ૧૬૦ મૌર્યો, ૩૫ પુષ્પમિત્ર, ૬૦ બલમિત્ર-ભાનુમિત્ર, ૪૦ નભસેન (નભવહન) ને ૧૦૦ ગર્દભિલ્લો.

ને આ રીતે તેમણે ૧૫૫ ને ઠેકાણે ૧૫૦, ૧૦૮ અથવા ૧૬૮ ને ઠેકાણે ૧૬૦, ૩૦ ને ઠેકાણે ૩૫ ને ૧૫૨ને ઠેકાણે ૧૦૦ ગોઠવીને ૬૦૫ નો સરવાળો મેળવ્યો ને તેને મહાવીર-નિર્વાણ અને શકકાલ વચ્ચેનું અંતર ગણાવ્યું. આમ કરીને તેમણે ચન્દ્રગુપ્ત (મ. સં. ૨૧૦ = ઈ સ. પૂર્વે ૩૧૭) ને તો ખેંચીતાણીને અલેકઝાંડર (ઈ. સ. પૂર્વે ૩૨૭) ની સમીપ બેસાડ્યો. પણ તેમ કરવાને તેમને અનેક જૈન વિધાનોનો અને જૈન-બૌદ્ધ-હિંદુની સંયુક્ત ગણનાનો ભોગ આપવો પડ્યો છે.

મ સં. ૪૫૩ મા ગર્દભિલ્લ અવંતીની ગાદીએ બેઠો છે અને તે જ અરસામાં[૧૪] કાલકાચાર્ય દીક્ષિત બને છે ગર્દભિલ્લની નજર, કાલકાચાર્યના બ્હેન, અને ભાઈની સાથે જ દીક્ષિત થયેલા સાધ્વી સરસ્વતીના સૌન્દર્ય પર ચોંટે છે ને તે તેમને કબજે કરે છે. પરિણામે કાલકાચાર્ય, શકોની મદદથી, મ. સં. ૪૬૬ માં ગર્દભિલ્લને ગાદીએથી ઉઠાડી મૂકે છે. તે પછી ચાર વર્ષ શકો રાજ્ય ભોગવે છે. ને મ. સં. ૪૭૦ મા તે શકોને ઉથલાવી ગર્દભિલ્લનો પુત્ર વિક્રમ પોતાનો સંવત્સર પ્રવર્તાવે છે. તેના અને તેના વંશનાં મળી ૧૩૫ વર્ષ ગયા પછી શકો ફરીથી અવંતી જીતી પોતાનો સંવત્સર પ્રવર્તાવે છે. પણ જો ઉપરની ગણના સ્વીકારીએ તો આ બધા જ મંતવ્યોનો ભોગ આપવો પડે. કેમકે તે ગણના પ્રમાણે તો ગર્દભિલ્લનો સમય મ. સં. ૫૦૫ મા આવે છે—કે જ્યારે કાલકાચાર્ય

૧૨. विक्कमरज्जाणंतर तेरस वासेसु वच्छर पवित्ती ।
सिरिवीरमुक्खओ वा चउसयतेवीस वासाओ ॥ —**तित्थुगाली प्रकीर्णक** ।

૧૩ वीर निर्वाण संवत् और जैन काल-गणना पृ. ३०-३१ ।

૧૪ तह गद्दभिल्लरज्जस्स छेअगो कालगारिओ होही ।
तेवन्नचउसएहि (४५३) गुणसय कलिओ पहाजुत्तो ॥ —**दशाश्रुतस्कन्ध चूर्णि**
तहा गद्दभिल्लस्स रज्जच्छेयगो कालगायरिओ ।
होही तेवण्णचउसएहि (४५३) गुणसयकलिओ सुओवउत्तो ॥ **दीपालिकाकल्प** ।
चउसयतिपन्न (४५३) वरिसे कालगगुरुणा सरस्सरी गहिआ । **रत्नसंचय प्रकरण** ।

અવસાન પામી ચૂક્યા હોય ને વિક્રમ સંવત ને શકસંવત વચ્ચેનું અંતર ૧૩૫ વર્ષ છે તેને ઠેકાણે વિક્રમના બાપ અને શકસંવત વચ્ચેજ ૧૦૦ વર્ષનું અંતર રહે છે.

ભગવાન મહાવીરના નિર્વાણ પછી પહેલપ્રથમ પડેલા બાર વર્ષના ભયંકર દુષ્કાળને અંતે ખેર વિખેર થઈ ગયેલા શાસ્ત્રોને વ્યવસ્થિત કરવાને મ. સં. ૧૬૦ લગભગમાં પાટલીપુત્રમાં પહેલી વાચના થાય છે આ દુષ્કાળ ચન્દ્રગુપ્તના સમયમા પડ્યો હોવાના પૂરતા પ્રમાણ[૧૫] છે પણ ઉપરની માન્યતા પ્રમાણે ચન્દ્રગુપ્ત જો મ. સ ૨૧૦ મા ગાદીએ બેસે તો કાં તો એ દુષ્કાળ ચન્દ્રગુપ્તના સમયમા પડ્યો હોવા સબધી અથવા તો પાટલીપુત્રની વાચના—એમાથી એક મતવ્યનો ભોગ આપવો પડે

ચન્દ્રગુપ્તના રાજ્યાભિષેકની સાલ જો મ સ. ૨૧૦ લઈએ તો સપ્રતિના રાજ્યાભિષેકની સાલ મ. સ. ૨૯૫ પહેલા આવી જ ન શકે. (કેમકે સપ્રતિના પૂર્વજ એવા ચન્દ્રગુપ્ત, બિન્દુસાર ને અશોકનો શાસનકાળ ૮૫ વર્ષનો છે.) ને આર્ય મહાગિરિ મ. સ. ૨૪૫ માને આર્ય સુહસ્તી મ સ. ૨૯૧ માં સ્વર્ગવાસ પામી ગયા હોય છે પરિણામે એ ત્રણેની સમકાલીનતાને એક સત્યથી વેગળી કલ્પના જ માનવી રહે.

એ ઉપરાંત ઉપરની ગણનાને વ્યવસ્થિત કરવાને પંન્યાસજીને ભગવાન મહાવીર, શ્રેણિક ને અજાતશત્રુ સબધમા પણ કઈક ફેરફાર કરવો પડ્યો છે. બૌદ્ધ ગ્રન્થ दीघनिकाय મા એવુ વિધાન છે કે અજાતશત્રુના રાજ્યાભિષેક પછી તરત જ તેણે જુદા જુદા ધર્માત્માઓને નોતર્યા તે પ્રસગે ભગવાન મહાવીરની અર્ધી વય (अद्धगतो वयो) પસાર થઈ ગઈ હતી આ વિધાનનો પંન્યાસજીએ એવો અર્થ કર્યો છે કે તે પ્રસંગે ભગવાન મહાવીરને ૫૦ વર્ષ થયાં હોવા જોઈએ માટે ભગવાનના કેવળજ્ઞાન પામ્યા પછી આઠમા વર્ષે અજાતશત્રુ ગાદીએ બેઠા અને ભગવાન પોતે અજાતશત્રુ ગાદીએ બેઠા પછી ૨૨ વર્ષે નિર્વાણ પામ્યા. એ ગણતરીએ ભગવાન કેવળજ્ઞાન પામ્યા પછી શ્રેણિકનુ રાજ્ય ફક્ત આઠ વર્ષ જ ચાલ્યુ ગણાય, જે જૈન સૂત્રાધારે કોઈ રીતે નથી સભવી શકતુ

શ્રેણિક જ્યારે સુજ્યેષ્ઠાને બદલે ભૂલથી ચેલ્લણાનુ હરણ કરી જાય છે અને તે પ્રસગમા અનેક સૈનિકો હણાય છે ત્યારે સુજ્યેષ્ઠા સસાર પ્રત્યે ઉદ્વિગ્ન બની તરતમાં જ ભગવાન મહાવીરના શિષ્યા ચદનબાલા પાસે દીક્ષા લે છે, અને ચદનબાલાને તો ભગવાને પોતાને કેવળજ્ઞાન ઉપજ્યા પછી જ દીક્ષા આપી છે. એટલે ચેલ્લણાનુ લગ્ન ભગવાન મહાવીરના કેવળજ્ઞાન પહેલા તો ન જ સભવી શકે એ ચેલ્લણાનો પુત્ર અજાતશત્રુ (કોણિક અથવા અશોકચન્દ્ર). તે જ્યારે ગાદીએ બેસે છે ત્યારે તેને પોતાને પણ ઉદયન નામે બાલપુત્ર હોય છે. એટલે સપુત્ર એવા અજાતશત્રુને ગાદીએ બેસવા માટે પોતાની માતાના લગ્ન પછી ઓછામા ઓછો ચૌદ વર્ષનો ગાળો તો જોઈએ જ પરિણામે તેનો રાજ્યાભિષેક ભગવાનના કેવળજ્ઞાન પછી ચૌદ વર્ષ પહેલા તો ન જ સભવી શકે.

---

૧૫. निशीथचूर्णि, भद्रेश्वर कथावलि ને परिशिष्ट–पर्वमा જણાવ્યા પ્રમાણે ઉત્તર હિંદમા જ્યારે બાર વર્ષનો ભયકર દુષ્કાળ પડ્યો ત્યારે પાટલીપુત્રમા રહેલા સુસ્થિત નામે આચાર્યના ભૂખથી પીડાતા બે શિષ્યો હમેશા, આંખના અદૃશ્ય થવાનુ અંજન આંજી, ચન્દ્રગુપ્ત ભેગા જમી જતા. ને ચાણક્યે એ યુક્તિને પકડી પાડી હતી.

ભગવાનના કેવળજ્ઞાન પછી વત્સપતિ શતાનિક ને અવતીપતિ ચડ વચ્ચે યુદ્ધ થાય છે. તે પ્રસગે શતાનિકનો પુત્ર ઉદયન તદ્દન બાલવયમા હોય છે. તે પછી શતાનિ કની વિધવા મૃગાવતી ને ચડ વચ્ચે યુદ્ધનો પ્રસગ ઊભો થાય છે, પણ મૃગાવતી દીક્ષિત બનતાં ચડ તેના બાલકુમારને વત્સની ગાદી સોપે છે. તે પછી ચંડ મગધ પર ચડાઈ કરે છે ને મગધના મહામંત્રી ને યુવરાજ અભયકુમારના હાથે થાપ ખાતાં તે અભયકુમારનુ હરણ કરાવી તેને અવતીમાં કેદ રાખે છે. વત્સનો પ્રથમનો બાલકુમાર ઉદયન જ્યારે ચડની પ્રિય દુહિતા વાસવદત્તાનુ હરણ કરી જાય છે ત્યારે ઉપર પ્રમાણે કેદ થયેલો અભયકુમાર અવતીમા જ હોય છે આ સ્થિતિમા શતાનિક સાથેનુ ચડનું યુદ્ધ ને અભયકુમારની કેદ વચ્ચે ઓછામા ઓછો આઠ વર્ષનો ગાળો તો જોઇએ જ. આ જોતાં વાસવદત્તાનુ હરણ ને અભયકુમારની કેદનો પ્રસગ ભગવાન મહાવીરના કેવલજ્ઞાન પછી નવ વર્ષ પહેલા તો ન જ સભવી શકે.

તે પછી, અભયકુમાર કેદમાથી મુક્ત બની ચડનુ હરણ કરી જાય છે અને છેવટે તેને ક્ષમા બક્ષી જવા દે છે. એ પછી ચડને સિધપતિ ઉદયન સાથે યુદ્ધમા ઊતરવુ પડે છે, અને તેમા તે હારી જાય છે ચડને હરાવ્યા પછી ઉદયનને ધીમે ધીમે સસાર પર વૈરાગ્ય આવે છે ને તે ભગવાન મહાવીર પાસે દીક્ષા લે છે તે પછી તે ભગવાનની સાથે વિચરતા વિચરતા-રાજગૃહે જાય છે ને ત્યાં અભયકુમાર ઉદયનનો વૃતાત સાભળી દીક્ષા લેવા લલચાય છે ને સમય જતા પ્રસગ મેળવી તે દીક્ષા લે છે આ બધા પ્રસગોને ચાર વર્ષના ગાળામા બની ગયા માનીએ તો પણ અભયકુમારની દીક્ષા ભગવાનના કેવળજ્ઞાન પછી તેર વર્ષ પહેલાં તો ન જ સભવી શકે.

અભયકુમારની દીક્ષા પછી શ્રેણિક પોતાના બીજા પુત્ર કોણિક( અજાતશત્રુ )ને યુવરાજ-પદ આપે છે યુવરાજ બન્યા પછી કોણિક લશ્કરને હાથ કરી, શ્રેણિકને કેદ કરી ગમે તેટલી ઝડપથી ગાદીએ ચડી બેસે તોપણ તે માટે ઓછામા ઓછુ એકાદ વર્ષ તો જોઇએ જ આમ ભગવાન મહાવીરના કેવળજ્ઞાન પછી ચૌદ વર્ષ પહેલાં કોઈ પણ રીતે અજાતશત્રુનો રાજ્યાભિષેક સભવિત નથી બનતો

ચેલ્લણાના લગ્ન પછી અને તે પણ ચેલ્લણાની વારવારની પ્રેરણાથી શ્રેણિક જૈન બને છે. અને લાબા સમયના ગાળે તેના અને ભગવાન મહાવીર સ્વામીના સમાગમના અનેક પ્રસગો નોંધાયા છે એ બધા પ્રસગોને વ્યવસ્થિત કરવાને ઓછામા ઓછાં ચૌદ-પદર વર્ષ જરૂરી છે.

એક પ્રસગે શ્રેણિક ભગવાનને વદન કરવા જતો હોય છે ત્યારે રસ્તામા, જન્મ પછી તરતમા તજી દેવાયલી, દુર્ગન્ધ મારતી એક બાલિકા તેના જોગામા આવે છે શ્રેણિક ભગવાનને એ બાલિકાનુ ભાવિ પૂછે છે, ને ભગવાન તે બાલિકા શ્રેણિકની પટરાણી થશે એમ કહે છે. તે પછી તે બાલિકા સાચોસાચ શ્રેણિકની પટરાણી થાય છે અને શ્રેણિકની હયાતિમા જ તે ભગવાન પાસે દીક્ષા લે છે.

આ રીતે, આ અને એવા બીજા અનેક પ્રસગો ભગવાન મહાવીર સ્વામીના કેવળજ્ઞાન અને શ્રેણિકના અત વચ્ચે ચૌદ કરતાં ઘણુ વધારે વર્ષનુ અંતર માગી લે છે. અને

કેવળજ્ઞાનની પ્રાપ્તિ પછી ભગવાન મહાવીરની હયાતિ ત્રીશ વર્ષની જ છે. એ સંયોગોમાં શ્રેણિકના અંત અને ભગવાન મહાવીર સ્વામીના નિર્વાણ વચ્ચે ૨૨ વર્ષનું અંતર દાખવનારું પંન્યાસ શ્રી કલ્યાણવિજયજીનું વિધાન સત્યથી વેગળું જણાય છે, અને તે પ્રમાણ રહિત પરદેશી મતવ્યને ટેકો આપવાને ગૂંથેલા અનેક કાલ્પનિક વિધાનોમાંનું એક જણાય છે.

એટલે જૈન દૃષ્ટિએ પરંપરાનુગત મતવ્યાનુસાર ઈ. સ. પૂ. ૫૨૭ મા ભગવાન મહાવીર સ્વામીનું નિર્વાણ અને તેજ વર્ષમાં મહાવીર સંવત્સરની શરૂઆત; મ. સ. ૬૦ માં નંદ વંશની શરૂઆત, મ. સ. ૧૪૬ (ઈ. સ. પૂ ૩૮૧) માં નવમા નંદના મહામંત્રી શકટાળનો વધ અને તેના પુત્ર સ્થૂલિભદ્રની દીક્ષા, મ. સં. ૧૪૮ થી ૧૬૦ લગી મગધમાં ભીષણ દુષ્કાળ, મ. સ. ૧૫૫ (ઈ. સ. પૂ ૩૭૨) મા નંદવંશનો અંત અને ચન્દ્રગુપ્તનો રાજ્યાભિષેક; મ. સ. ૧૬૦ મા, ચન્દ્રગુપ્તના સમયમાં, શ્રી ભદ્રબાહુસ્વામી અને શ્રી સ્થૂલિભદ્રના જ્ઞાન–સંચયથી સંચાલિત પાટલીપુત્રનું જૈન સંમેલન, મ. સં. ૧૬૨ (ઈ. સ પૂ. ૩૬૫)મા ચન્દ્રગુપ્ત દ્વારા સાંચી–સ્તૂપનું બાંધકામ; મ. સ. ૧૭૦ મા શ્રી ભદ્રબાહુસ્વામી અને ચન્દ્રગુપ્તનો સ્વર્ગવાસ. મ. સ. ૨૩૭ (ઈ. સ. પૂ. ૨૯૦) મા સંપ્રતિ–પ્રિયદર્શીનો રાજ્યાભિષેક અને અનુક્રમે મ સ. ૨૧૫ અને ૨૪૫ મા સંપ્રતિના સમકાલીન ગુરુવર્યો શ્રી આર્ય મહાગિરિ અને શ્રી આર્ય સુહસ્તી આચાર્ય યુગ પ્રધાનપદે આદિ જૈન મંતવ્યો અફર રહે છે. અને જ્યારે નીચે જણાવ્યા અનુસાર બૌદ્ધ, પૌરાણિક અને પરદેશી વિધાનો પણ તે તે જૈન વિધાનોના ટેકામા જ ખડાં રહે છે, ત્યારે તેમની સત્યતા વિષે શંકાને જરાય સ્થાન નથી રહેતુ.

**બૌદ્ધ ગણતરીએ**—અજાતશત્રુના રાજ્યાભિષેકને આઠ વર્ષ વીતતા ભગવાન બુદ્ધ પરિનિર્વાણ પામ્યા, તે પછી–બુ. સ. ૧૦૦ મા દ્વિતીય બૌદ્ધ પરિષદ, બુ. સ. ૧૬૨ મા ચન્દ્રગુપ્ત મૌર્યનો રાજ્યાભિષેક, બુ સ. ૧૮૬ મા બિન્દુસારનો રાજ્યાભિષેક, બુ. સ. ૨૧૮ (ઈ સ પૂ ૩૨૬) માં અશોકનો રાજ્યાભિષેક, બુ. સ ૨૨૪ મા અશોકના પુત્ર મહેન્દ્રની દીક્ષા, બુ સ. ૨૩૬ મા ત્રીજી બૌદ્ધ પરિષદ, બુ સં ૨૪૪ માં અશોકના ગુરુ મહાન બૌદ્ધાચાર્ય મોગલીપુત્ત તિસ્સનુ મરણ, અને બુ સં ૨૫૫ (ઈ. સ. પૂ. ૨૮૯)માં અશોકની વિદાય ને સંપ્રત્તિનો રાજ્યાભિષેક આદિ બૌદ્ધ વિધાનો પણ સંપ્રતિનો સમય ઈ. સ. પૂ. ૨૮૯ મા જ ઠેરવે છે, જે જૈન ગણનાની સાથે સંપૂર્ણ સંગત છે.

**પૌરાણિક ગણતરીએ**—પુરાણોમા જૈન કે બૌદ્ધ ગણના જેટલી પરસ્પર સંકલિત સળંગ કાલગણના નથી સાપડતી, પરંતુ નંદોના સો વર્ષના શાસનકાળ પછી ચન્દ્રગુપ્ત મૌર્ય સિંહાસનનો સ્વામી બન્યો એ તો તેઓ કબૂલે જ છે. જૈન–બૌદ્ધ કાલગણના પણ તેમનો શાસનકાળ ૯૫ થી ૧૦૦ વર્ષનો જ આંકે છે.

આ રીતે જૈન, બૌદ્ધ અને પૌરાણિક ત્રણે મંતવ્યો ચન્દ્રગુપ્તનો રાજ્યાભિષેક ઈ. સ. પૂ. ૩૭૨ લગભગમા, બિન્દુસારનો રાજ્યાભિષેક ઈ. સ પૂ ૩૫૭ મા, અશોકનો રાજ્યાભિષેક ઈ. સ. પૂ. ૩૨૬ મા અને સંપ્રતિનો રાજ્યાભિષેક ઈ સ. પૂ. ૨૯૦ લગભગમા મૂકે છે.

# ગિરનાર તીર્થની પાજ કોણે બંધાવી ?

[ એક વિચારણા ]

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રીન્યાયવિજયજી

(ક્રમાંક ૮૮ થી શરૂ ગતાંકથી ચાલુ આ અંકે સંપૂર્ણ)

**અર્વાચીન વિદ્વાનોએ પાજ બંધાવનાર અંગે કરેલી વિચારણા —**

ગિરનાર તીર્થની નવી પાજ બંધાવનાર અંગે અર્વાચીન ત્રણ વિદ્વાનોએ કેટલીક વિચારણા કરી હોવાનુ મારા જાણવામા આવ્યુ છે [૧] શ્રીમાન્ જિનવિજયજીએ, તેમણે સંપાદિત કરેલ ' प्राचीन लेख सग्रह ' ભાગ બીજામાંના લેખ નં. ૫૦ તથા ૫૧ [ જે બન્ને લેખો ગિરનારની પાજ સબંધી શિલાલેખસ્થ ઉલ્લેખો તરીકે મે ક્રમાંક ૮૮ ના પૃ. ૧૩૨ મા આપ્યા છે તે ] ના અવલોકનમા, [૨] પંડિત બેચરદાસ ભાઈએ 'पुरातत्त्व' માસિકના વર્ષ ૧ ના અંક ૩જામાં સંપાદિત કરેલ ' गिरनार चैत्र प्रवाडी 'મા અને [૩] શ્રીયુત રામલાલ ચુનીલાલ મોદીએ, ' ફાર્બસ ગુજરાતી સભા મહોત્સવ ગ્રંથ 'માં ' મંત્રી ઉદયન અને તેનો વંશ ' શીર્ષક લેખના પૃ૦ ૧૩૪ ઉપર.

શ્રીમાન્ જિનવિજયજીએ પોતાના અવલોકનમા પૃ. ૮૩ મા ગિરનારની પાજ મહામાત્ય ઉદયનના પુત્ર મંત્રી વાગ્ભટે કર્યાની બિનાને ભ્રાન્ત બતાવી છે અને શિલાલેખી પ્રમાણ મુજબ રાણિગના પુત્ર આંબાકે પાજ બંધાવ્યાનુ જણાવ્યુ છે. પંડિત બેચરદાસભાઈએ પણ વાગ્ભટે પાજ બંધાવ્યાની વાતનો ઇન્કાર કર્યો છે અને શ્રી રામલાલ મોદીએ ઉદયનસુત આંબડ અને પાજ બંધાવનાર આંબાક એ બન્નેને ભિન્ન વ્યક્તિ બતાવેલ છે.

આ રીતે આધુનિક આ ત્રણે વિદ્વાનોએ આ સબંધી થોડીક વિચારણા કરી છે અને ગિરનારની પાજ બંધાવનાર કોણ ન હોઇ શકે, એનો નિર્ણય જણાવ્યો છે. આપણે ઉપર જોયેલા ઉલ્લેખોના આધારે આ સંબંધી કંઇક વધુ વિચાર કરવા પ્રયત્ન કરીશુ

**ગિરનારની પાજ બંધાવનારને ઓળખવાનાં મુખ્ય મુદ્દાઃ—**

ગિરનાર તીર્થની પાજ બંધાવ્યા સબંધી જુદા જુદા પ્રાચીન ગ્રંથોમાંના ૧૬ ઉલ્લેખો અને શિલાલેખસ્થ બે ઉલ્લેખો આપણે જોયા તે બધા ઉપર વિચાર કરતા નીચેના ત્રણ મુદ્દામાંથી, ત્રણેયનો અથવા કમમા કમ એક મુદ્દાનો પણ જો આપણે નિર્ણયાત્મક અને બરાબર સાચો ખુલાસો મેળવી શકીએ તો પાજ બંધાવનાર વ્યક્તિ સબંધી છેવટનો નિર્ણય આપણે કરી શકીએ આ મહત્ત્વના ત્રણ મુદ્દા નીચે મુજબ છે.—

૧. વિ. સં. ૧૨૨૦–૨૩ ના અરસામા ગિરનારની નવી પાજ બંધાઈ તે અરસામાં મહારાજા કુમારપાલે સોરઠના સૂબા તરીકે કોની નિમણૂક કરી હતી ?

૨. પાજ બંધાવનાર જે આંબાક યા આમ્રાકના પિતાનુ નામ રાણિગ આપવામા આવ્યુ છે તે રાણિગ કોણ હતો ?

૩. ગિરનારની પાજ બંધાઇ તે વેળા ગિરનાર ઉપર પરબ બંધાવનાર તરીકે જેનુ નામ અપાયુ છે તે ધવલ નામનો ભાઇ જેને હોય તે આંબા યા આંબાક કયો ?

આ ત્રણે મુદ્દા સબંધી આપણે વિચારણા કરીએ.

**(૧) વિ સં. ૧૨૨૦–૨૩ માં સોરઠનો દંડનાયક કોણ હતો ?**

મહારાજ કુમારપાળનો આદેશ મળ્યા પછી, જે વ્યકિતના હાથ ગિરનારની જૂનાગઢ તરફની નવી પાજ બંધાઇ તે વ્યક્તિને સોરઠના સૂબા તરીકે નિયવામા આવી હતી એટલુ

તો નિર્વિવાદ છે. પણ સૂબા તરીકે નિમાનાર આ વ્યક્તિ કોણ એટલે કે વિ. સં. ૧૨૨૦-૨૩ મા સોરઠના સૂબા તરીકે કોણ વ્યક્તિ હતી એનો સ્પષ્ટ ઉત્તર ક્યાંય મળતો નથી. અત્યાર સુધીમા સોલંકી યુગ સબધી જે શોધખોળ થઇ છે તેમાં આ સંબંધી કશો ખુલાસો કરવામા આવ્યો નથી. 'भारतीय विद्या' નામક ત્રૈમાસિકના ભાગ ૨ અંક ૧ ના પૃ. ૯૮ અને તે પછીનાં પાનાઓમા શ્રી. રામલાલ ચુનીલાલ મોદીએ તૈયાર કરેલ 'સોલંકી સમયના રાજપુરુષોની નામાવલિ' શીર્ષક લેખમા મહારાજા કુમારપાળના સમયમાં જુદા જુદા પ્રાંતમા સૂબા તરીકે નિમવામા આવેલ કેટલીક વ્યક્તિઓના નામો આપ્યાં છે. પણ સોરઠના સૂબા સબધી કશો ઉલ્લેખ કરવામા આવ્યો નથી, એ ઉપરથી એમ માની શકાય કે એનો નિર્ણય થઇ શકે એવી કશી હકીકત નહી મળી હોય.

આપણે જોયેલ શિલાલેખગ્સ્થ અને ગ્રથસ્થ ઉલ્લેખોમાં સોરઠના સૂબા તરીકે નિમાયેલ વ્યક્તિના आंबा યા आंबाक (એ શિલાલેખો, पुरातनप्रबधसग्रह પૃ. ૩૪ અને ૪૭ અને चतुरशीतिप्रबधसग्रह મા), आम्र (कुमारपाल-प्रतिबोध પૃ. ૧૮૦, उपदेशसप्ततिका અધિકાર ૨ ઉપદેશ ૩ અને पुरातनप्रबधसग्रह પૃ. ૩૪ મા), अंबओ (रेवतगिरिरासुમા), आंब (कुमारपालभूपालचरित्र સર્ગ ૯ શ્લોક ૩૬૮ અને गिरनारतीर्थमालाમા) અને आंबड (कुमारपालप्रबेध પૃ. ૧૦૫, उपदेशतरगिणी પૃ ૧૨૨-૧૨૩ અને पुरातनप्रबधसग्रह પૃ. ૧૨૬ માં) એમ જુદા જુદાં નામ મળે છે. પણ આ બધાય નામ એક જ વ્યક્તિને ઉદ્દેશીને લખવામા આવ્યા હોવા છતા તે એક જ વ્યક્તિના દ્યોતક થઈ શકતા નથી. आबाक અથવા आम्र ને રાણિકના પુત્ર તરીકે ગણવામા આવેલ છે, જ્યારે આંબડ એ મહામંત્રી વાગ્ભટ (બાહડ) નો નાનો ભાઇ અને મહામાત્ય ઉદયનનો પુત્ર થતો હતો.

ખરી હકીકત એ છે કે આ જુદી જુદી વ્યક્તિને બતાવતા નામોને એક વ્યક્તિના દ્યોતક માની લેવામા આવવાથી જ પાજ બધાવનાર વ્યક્તિ કોણ એનો સ્પષ્ટ નિર્ણય મળી શકતો નથી. એટલે એ સમયમા-વિ સ ૧૨૨૦-૨૩ મા સોરઠનો દંડનાયક કોણ હતો એનો સ્પષ્ટ ખુલાસો મળે તો ગિરનારની પાજ બધાવનારનુ નામ આપણે બરાબર જાણી શકીએ પણ અત્યારે એવુ કશુ સાધન નથી મળતુ એટલે આ પહેલો મુદ્દો આપણને ગિરનારના પાજ બધાવનારને ઓળખવામા સહાય કરી શકે એમ નથી.

**(૨) આંબા યા આંબાકના પિતા રાણિગ કોણ?**

આ સંબધી પણ આપણને સ્પષ્ટ ખુલાસો ક્યાય મળી શકતો નથી કે મહારાજા કુમારપાળના રાજ્યકાળમા 'રાણિગ' નામક કોણ વ્યક્તિ હતી. છતાં જો राणिग નો પર્યાયવાચી 'राण' અથવા 'राणक' શબ્દ ગણી શકીએ તો તે મહામાત્ય ઉદયનનો દ્યોતક થઇ શકે पुरातनप्रबधसग्रहમા તેમજ चतुरशीतिप्रबधसग्रह (અપ્રગટ હસ્તલિખિત ગ્રથ) મા કેટલેક સ્થળે राणक શબ્દ મહામાત્ય ઉદયનના વિશેષણ તરીકે તેમજ તેના નામને બદલે-બીજા નામરૂપે-એમ બન્ને રીતે મળે છે, તે આ પ્રમાણે-

મુખ્ય નામ તરીકે વપરાયેલ राणक શબ્દ—

'पुरातनप्रबधसग्रह' મા પૃ. ૩૨ મા-

'इतो वाग्भटदेवेन राणक उक्तः—तात! '

અર્થાત્-'આ પછી વાગ્ભટદેવે રાણકને કહ્યુ-પિતાજી'..'

'चतुरशीतिप्रबंधसंग्रह' માં આવા બે ઉલ્લેખો મળે છે—

(૧) "तत्र मया गन्तव्यं वा त्वया इत्यभिहिते राणकेन बीटकमात्तम्।"

અર્થાત્—"(મહારાજા સિદ્ધરાજે) જ્યારે એમ કહ્યુ કે ત્યા મારે જવુ જોઇએ યા તારે જવું જોઇએ ત્યારે રાણકે બીડુ ઉપાડ્યુ."

(૨) "मन्त्रिणः शरीरे घाताः १७ लग्नाः। गुप्तोदरान्ते राणको नीतः।"

અર્થાત્—"મંત્રીના શરીરે ૧૭ ઘા લાગ્યા (અને) રાણકને તણુમાં લઈ ગયા."

આ ત્રણે ઉલ્લેખોમાં આગળ પાછળનો સબંધ જોતાં राणक શબ્દ મહામંત્રી ઉદયનના નામના બદલે જ વપરાયો છે, એટલે ઉદયનનો પર્યાયવાચી ગણી શકાય.

વિશેષણ તરીકે વપરાયેલ 'राणक શબ્દ'

'पुरातनप्रबंधसंग्रह' પૃ૦ ૪૦ માંના 'राणक अबडप्रबंध' મા—

"शिलाकोटिघटितः प्रासादो जातः राणकोदयनस्य मनोरथश्च।"

અર્થાત્—"પત્થરોથી બનાવેલો પ્રાસાદ (શકુનિકાવિહાર ચૈત્ય) તૈયાર થયો અને રાણક ઉદયનનો મનોરથ પણ (પાર પડયો)."

'चतुरशीतिप्रबंधसंग्रह' મા—

"अथ श्रीजयसिंहदेवेन राणक उदयनोऽभिहतः"—

અર્થાત્—"એક વખત જયસિંહદેવે રાણક ઉદયનને કહ્યુ—"

વળી 'पुरातनप्रबंधसंग्रह' મા પૃ૦ ૩૨માં 'मन्त्रिउदयनप्रबंध' મા આશાપલ્લીના સ્વામી તિહુઅણસિંહે પ્રસન્ન થઈ ઉદયનને રાણિમા (રાણકપણુ) આપ્યાનો આ પ્રમાણે ઉલ્લેખ છે—

'तं भाग्यवन्तं ज्ञात्वा स्वमुद्रा दत्ता भूपेन, राणिमा च।'

અર્થાત્—"તેને ભાગ્યશાળી જાણીને રાજાએ પોતાની મુદ્રા અને રાણિમા અર્પણ કરી."

આથી પણ એમ લાગે છે કે ઉદયન માટે રાણક શબ્દ વપરાતો હતો તે બરાબર હતુ.

વળી 'प्रबंधकोश' પૃ. ૪૮માં, पुरातनप्रबंधसंग्रह' પૃ૦ ૩૯-૪૦-૪૨ માં અને 'कुमारपाल-भूपालचरित्र' સર્ગ ૯ શ્લોક ૩૬૪ મા મહામાત્ય ઉદયનના પુત્ર અબડના નામની સાથે राणा, राणक અથવા राण શબ્દ જોડેલો જોવામા આવે છે.

આ બધા ઉલ્લેખો ઉપરથી, તેમજ પ્રાચીન ગ્રંથકારોમાંના કેટલાકે બાહડમંત્રીએ પાજ બધાવ્યાનુ જણાવ્યું છે અને કેટલાકે આંબડે પાજ બંધાવ્યાનુ લખ્યુ છે તે ઉપરથી, વસ્તુપાલ-તેજપાલની જેમ એક ભાઈનું કામ બીજા ભાઈના નામે ચડી જવાની શકયતા માનીને, राणिग તે राणक એટલે મંત્રી ઉદયન માનવાનું અને તેમ માનવાથી તેના પુત્ર-આંબડે ગિરનારની પાજ બધાવી હોવી જોઇએ એવો નિર્ણય કરવાનું મન થઇ આવે છે. પણ આવો નિર્ણય સ્વીકારતા પહેલાં-કેટલાક બાધક વિચારો પણ આવે છે, જેનો નિકાલ કર્યા વગર આ નિર્ણય સ્વીકારવો ઇષ્ટ નથી લાગતો, જેવા કે—

(૧) राणिग અને-राणकને એક જ માની શકાય એવુ કોઈ સબળ કારણ નથી મળતુ.

(૨) ઉદયનસુત આંબડને ધવલ નામે કોઇ ભાઇ ન હતો એ ઇતિહાસથી પુરવાર થયેલી વસ્તુ છે. જ્યારે 'विविधतीर्थकल्प' અને 'रेवतगिरिरासु' મા તેના (આંબાકના) ભાઇ ધવલે ગિરનાર ઉપર પરબ બધાવ્યાનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે. 'पुरातनप्रबंधसंग्रह' અને

'चतुरशीतिप्रबंधसंग्रह' માં ધવલે પરબ કરાવ્યાનો ઉલ્લેખ છે, જો કે ત્યાં ધવલનો આંબાકના ભાઈ તરીકે નિર્દેશ નથી કર્યો.

(૩) ગિરનારની પાજના ઉલ્લેખોમા જ્યાં જ્યાં આવાક, વાવા કે આમ્રનો ઉલ્લેખ મળે છે તેમાના આપણે તેરમા ઉલ્લેખ તરીકે આપેલ 'उपदेशसप्ततिका' માંના ઉલ્લેખને છોડીને બીજા કોઈપણ ઉલ્લેખમા આગળ પાછળ એવો જરા પણ નિર્દેશ નથી કરવામાં આવ્યો કે જેથી તેને ઉદયનનો પુત્ર અથવા વાગ્ભટનો ભાઇ માની શકાય. વાગ્ભટ અને આંબાકનાં એકી સાથે નામો રજુ કરતા ઉલ્લેખમાં પણ બન્ને ભાઈ હતા એમ જાણી શકાય એવો લેશ પણ નિર્દેશ નથી મળતો. જો પાજ બધાવનાર આવાક ઉદયનનો પુત્ર યાને બાહડનો ભાઇ હોત તો તેના નામ સાથે એવો નિર્દેશ અવશ્ય કરવામાં આવ્યો હોત

આ રીતે 'राणिग संबंधी પણ કશો સ્પષ્ટ નિર્ણય થઇ શકતો નથી એટલે આ મુદ્દો પણ ગિરનારની પાજ કોણે બંધાવી એનો નિર્ણય કરવામાં સહાય કરી શકે એમ નથી.

એટલે હવે ત્રીજો અને છેલ્લો મુદ્દો વિચારીએ--

**ધવલ કોણ હતો ?**

આપણે જોયુ કે 'विविधतीर्थकल्प', 'रेवतगिरिरासु', 'पुरातनप्रबंधसंग्रह' અને 'चतुरशीतिप्रबंधसंग्रह' માં ગિરનાર ઉપર પરબ બંધાવનાર તરીકે ધવલનુ નામ આપવામાં આવ્યુ છે પરન્તુ ગિરનારની પાજ સંબંધી હકીકત આપતા સંખ્યાબંધ પુસ્તકો તેમજ તે સિવાયના સોલંકીયુગના ઇતિહાસ ઉપર પ્રકાશ નાખતાં સંખ્યાબંધ પુસ્તકો તપાસવા છતાં ધવલ સંબંધી કશી હકીકત મળી નહી તેથી ધવલના ઇતિહાસ ઉપરથી ગિરનારની પાજ બંધાવનારનો નિર્ણય થઇ શકવાની આશા નકામી જતી લાગી.

છતાય ગિરનારની પાજ બંધાવનાર સબધી નિર્ણય કરવામાં ધવલનો ઇતિહાસ અવશ્ય ઉપયોગી થઇ પડે એમ હોવાથી સમયે સમયે તે માટે પ્રયત્ન ચાલુ હતો. છેવટે આ પ્રયત્ન થોડોક સફળ થયો અને ધવલ અને આબાને ભાઈ તરીકે જણાવતી એક પંક્તિ 'पुरातनप्रबंधसंग्रह तथा चतुरशीतिप्रबंधसंग्रह 'મા મળી આવી–

'पुरातनप्रबंधसंग्रह 'મા પૃષ્ઠ ૩૪ ઉપર ૨૩મા પ્રબધ તરીકે છપાયેલ '२३ मह. आवाकारितगिरिनारपाजप्रबंध' આપણે જોઇ ગયા છીએ. એ જ પૃષ્ઠમા ૨૨મા પ્રબંધ તરીકે છપાયેલ "२२ म. सज्जनकारितरैवततीर्थोद्धारप्रबंध' ના પ્રારંભમા નીચે મુજબ છે—

"अथ सिद्धराजे राज्यं शासति श्रीमालज्ञातीयबान्धवा: ३–साजण–आंबा–धवला · ।"

અર્થાત્—"સિદ્ધરાજના રાજ્યકાળમાં શ્રીમાલીજ્ઞાતિના ત્રણ ભાઇ—સાજણ–આબા ધવલ ( નામના હતા )"

આજ રીતે 'चतुरशीतिप्रबंधसंग्रह 'માં 'मह० आवाकारित गिरिनारिपाजप्रबंध 'ની પહેલાં જ આપવામા આવેલ 'म–सज्जनकारितरैवततीर्थोद्धारप्रबंध' ના પ્રારભમા આ પ્રમાણે છે—

"अथ सिद्धराज्ञि राज्यं पालयति श्रीमालज्ञातीयबान्धवाः–३ महं. सा[ज]ण आम्बा धवल्ल ।"

અર્થાત્—"સિદ્ધરાજના શાસનકાળમા શ્રીમાલીજ્ઞાતીય ત્રણ ભાઈ મ. સાજણ, આબા, ધવલ (હતા)."

આ બન્ને ઉલ્લેખો સ્પષ્ટ દર્શાવે છે કે સાજણ આંબા અને ધવલ એ ત્રણે સગા ભાઈઓ હતા. અને આ પ્રબંધનો આગળનો ભાગ વાંચતા એ સ્પષ્ટ થાય છે કે આ સાજણ તે જ ગિરનાર તીર્થનો જીર્ણોદ્ધાર કરાવનાર દંડાયક સજ્જન. એટલે આંબા અને ધવલ એ સિદ્ધરાજના સમયના સોરઠના દંડનાયક સજ્જનના નાના ભાઈ થતા હતા.

'पुरातनप्रबधसग्रह' 'चतुरशीतिप्रबन्धसंग्रह' મા જે ક્રમથી આ પ્રબંધો આપ્યા છે—એટલે કે પહેલાં સજ્જનને કરાવેલ ગિરનારના જીર્ણોદ્ધારનો પ્રબંધ આપ્યો છે અને તેની પછી તરત જ મંત્રી આંબાએ કરાવેલ ગિરનારની પાજનો પ્રબંધ આપ્યો છે અને તેમાં ધવળે પરબ બંધાવ્યાનો નિર્દેશ કર્યો છે એ ઉપરથી એ વસ્તુ વજુદવાળી માનવાનું મન થઈ જાય છે.

આ માટે વધુ ખુલાસો મેળવવાના આશયથી દંડનાયક સજ્જન અને તેના વંશનો ઈતિહાસ મેળવવા માટે કેટલોક પ્રયત્ન કર્યો. પણ દંડનાયક સજ્જનના પરિચય તરીકે "जाम्बान्वयस्य" 'મંત્રી જાંબના વંશમાં ઉત્પન્ન થયેલ' એટલી જ હકીકત મળી છે, એથી વિશેષ મળી નથી. જો દંડનાયક સજ્જનના વંશનો વિશેષ ઈતિહાસ મળે-તેના માતાપિતાનાં નામો વગેરે મળે તો આ પ્રશ્ન ઉપર વિશેષ પ્રકાશ પડે એમ છે.

બીજા કોઈ ગ્રંથમાં નહીં મળતા અને માત્ર 'पुरातनप्रबन्धसग्रह' અને એના જ અનુકરણરૂપે તૈયાર કરવામા આવેલ 'चतुरशीतिप्रबन्धसग्रह' માં જ મળી આવતા આ ઉલ્લેખોને કેટલા વજુદવાળા માનવા અને તેને કેટલા પ્રમાણમા ઐતિહાસિક ગણવા એ વિચારણીય છે. જો બીજા ગ્રંથોમાં આનું સમર્થન કરનારા બીજા ઉલ્લેખો મળી આવે તો આ હકીકત વધુ સચોટ રીતે માની શકાય. આમ છતાય જ્યાંસુધી આને સ્પષ્ટ રીતે બાધક હોય એવો-એટલે કે રાણિગસુત આંબાક, સજ્જન અને ધવલના ભાઈ આંબાકથી બીજી જ વ્યક્તિ હતી એમ સિદ્ધ કરતો બીજો કોઈ ઉલ્લેખ ન મળી આવે ત્યા સુધી આ ઉલ્લેખને આપણે કબૂલ રાખીએ તો કશુ ખોટુ નથી આ ઉલ્લેખને કબૂલ રાખીએ તો એનો ફલિતાર્થ એ થાય કે—

(૧) મોટાભાઈ સજ્જને ગિરિનાર તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો.

(૨) સજ્જનના નાના ભાઈ આંબાકે ગિરનાર તીર્થની નવી પાજ બંધાવી.

(૩) આંબાકના નાના ભાઈ ધવલે ગિરનાર તીર્થ ઉપર પરબ બેસાડી.

આ રીતે આ ત્રણે બંધુઓએ ગિરનાર તીર્થની ખૂબ ભક્તિ કરી. એટલે **ગિરનારની પાજ બંધાવનાર ધવલનો ભાઈ આંબાક ગિરનારનો જીર્ણોદ્ધાર કરાવનાર દંડનાયક સજજનનો ભાઈ થતો હતો.**

**ઉપસંહાર**

આ એક ઐતિહાસિક વિષય છે અને તેનુ ઉપર આપેલુ નિરાકરણ એ છેવટનું માનવાની જરૂર નથી. વધુ તપાસ કરતાં અને નવા નવા પુરાવાઓ મળી આવતા આ નિર્ણય ફેરવાની જરૂર પડે એવી પૂરી સંભાવના છે. પણ અત્યારે આ નિર્ણય સ્વીકારવો ઉચિત લાગવાથી ઉપર આપ્યો છે. આશા છે ઈતિહાસના અભ્યાસીઓ અને સંશોધન-પ્રિય વિદ્વાનો આ સંબંધી વધુ પ્રયાસ કરી વિશેષ જ્ઞાતવ્ય રજુ કરશે. અસ્તુ !

# જૈનધર્મી વીરોનાં પરાક્રમ

લેખક—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

( ગતાંકથી ચાલુ )

## મહાન વસ્તુપાલ (૩)

આગળના અંકમા રાજકીય દૃષ્ટિએ મંત્રીશ્વર વસ્તુપાલ અને સેનાપતિ તેજપાલના કાર્યનુ અવલોકન કર્યા પછી ધાર્મિક નજરે એ બંધુબેલડીએ કેવો ભાગ ભજવ્યો છે તે ટૂંકમા જોઈએ

ઈ. સ. ૧૨૨૦ મા તેઓએ તીર્થાધિરાજ શત્રુંજય અને ગિરનારનો સંઘ કહાડયો અને સંઘપતિ તરીકેનુ માનવંતુ પદ વસ્તુપાલને પ્રાપ્ત થયુ. સંઘ નીકળવા સંબંધી આમંત્રણ જુદા જુદા દેશાવરમા પહોચતા જ સ્ત્રી પુરુષો મોટી સંખ્યામા ધોલકામા એકઠા થવા લાગ્યા, સંઘપતિ તરીકે, આવનાર યાત્રાળુઓને વાહન તથા ખોરાની દરેક જાતની સગવડ આપવાનો ધર્મ સારી રીતે જાળવ્યો એટલુ જ નહી પણ વિશાળ સમુદાયમા કેટલાકની તબિયત બગડતા કુશળ વૈદ્યોની સારવાર પણ પૂરી પાડી. સંઘમા મંત્રીશ્વરની સાથે જે સાધુ મહારાજો હતા, એમાં વિવેકવિલાસના કર્તા પ્રસિદ્ધ આચાર્ય શ્રી. જિનદત્તસૂરિ પણ હતા.

મેરુતુંગસૂરિના લખવા પ્રમાણે સંઘમાં એકવીશ હજાર શ્વેતાંબરો અને ત્રણસો દિગંબરો હતા. તેમના રક્ષણ સારુ એક હજારનુ અશ્વારોહી સૈન્ય તથા સાતસો સાંઢણી પરના સૈનિકો અને ચાર મોટા અધિકારના સેનાનાયકો લીધા હતા.

શ્રી શત્રુંજય ગિરિની તળાટીમા સંઘ આવ્યા પછી સંઘપતિના આદેશથી ડેરા તંબુ નાંખવામા આવ્યા. બીજે દિને પ્રભાતે ગિરિરાજ પર ચઢવાનો આરંભ થયો ઉપર પહોચ્યા પછી પ્રથમ, પર્વતના રક્ષક એવા કપર્દીયક્ષની પૂજા કરી. ત્યાથી આગળ વધી મંત્રીશ્વર સહિત યાત્રાળુઓ મૂળનાયક શ્રી. આદિદેવના મંદિરમા પહોચ્યા. તીર્થપતિ શ્રી ઋષભદેવની વિશાળ ને રમ્ય મૂર્તિ સામે સૌ કરજોડી ઊભા અને સંઘપતિએ પોતે રચેલી સ્તુતિ પ્રભુમૂર્તિ સામે ઊભા રહી મધુર આલાપથી ગાવા માંડી.–**નરનારાયણાનંદ**" કાવ્ય જે મંત્રીશ્વર વસ્તુપાલની કૃતિ છે એના પરિશિષ્ટ તરીકે એ સ્તુતિને જોડવાણું આવી છે. સમીપવર્તી બીજા ચૈત્યોમા દર્શન–વંદનાદિક કાર્યો થયા બાદ યાત્રાળુઓ સ્નાન કરવામા રોકાયા અને પૂજાના પવિત્ર વસ્ત્રો પહેરી અરિહંતની અષ્ટ-પ્રકારી પૂજામા એકચિત્ત બન્યા.

કેસરમિશ્રિત ચંદન તેમજ કસ્તુરી–બરાસની સુવાસ ચોતરફ વિસ્તરી રહી, વિવિધ જાતિનાં સુગંધીદાર પુષ્પોની માળાઓ પ્રભુમૂર્તિના કંઠમા શોભવા લાગી, અને દશાંગ ધૂપની ધ્રુમશિખા તો એટલા પ્રમાણમા વિસ્તરી કે સારૂયે દેવાલય અંધકારમાં ડૂબી ગયું. ઘંટાનાદના ગર્જારવ સાથે અને જય જય શબ્દોના મોટેથી બોલાતા હર્ષારવ સાથે આરતિના કાર્યનો આરંભ થયો. એ વેળાનુ દૃશ્ય રોમાંચ ખડા કરે તેવુ થઇ પડયું. નાનકડા દીવડાઓની હારમાળા જાણે પ્રત્યેક હૃદયના કર્મમળને જલાવીને સાફ કરવા લાગી ન હોય અને એમાંથી શિખરરૂપે આત્માની ઊર્ધ્વ ગતિ સૂચવતી આકાશ તરફ આગળ વધી રહી ન હોય એવો ભાવ સૌ કોઇના અંતરને થઇ રહ્યો હતો.

પહાડ પરના નાના મોટાં પ્રત્યેક દેવાલયમા દર્શન કરતાં-વીતરાગ મૂર્તિના શાંત ને મનોહર ચહેરાનું વારવાર ધ્યાન ધરતાં, એમાંથી ઝરતા અદ્ભુત શાંત રસનું પાન કરતાં કરતા યાત્રાળુઓ પર્વત ઊતરી પોતાના મુકામે આવ્યા. ત્યારપછી સંઘે ગિરનાર પ્રતિ પ્રયાણ કર્યું. ત્યાં પણ તળાટીમાં ડેરા તંબુ તાણી ઉતારો કરવામાં આવ્યો અને બીજે દિને સવારે પર્વત ચઢી યાત્રાળુઓના વિશાળ સમુદાય સહિત સંઘપતિ વસ્તુપાલે રમણીય એવી શ્રી નેમિનાથની મૂર્તિના દર્શન કર્યાં તેમજ બીજા દેવાલયો પણ જુહાર્યાં. સંઘનો પડાવ ત્રણ દિન પર્યંત રહ્યો અને પછી પ્રભાસપાટણ તરફ પ્રયાણ કર્યું. પ્રભાસપાટણના મનોહર ચૈત્યની યાત્રા પછી સંઘ ધોળકા પાછો ફર્યો સહીસલામત યાત્રાળુઓ પોતપોતાના ઘર તરફ સિધાવ્યા. દરેકના મ્હોડામાં મંત્રીશ્વરની ભક્તિ અને ઉદારતાના શબ્દો રમી રહ્યા હતા

ઈ. સ. ૧૨૨૮ મા પટ્ટધર શ્રી. જગચ્ચન્દ્રસૂરિની અનુપમ તપશ્ચર્યા નિમિત્તે પ્રભુ શ્રી. મહાવીર દેવના પાંચમા ગણધર સુધર્માસ્વામી દ્વારા સ્થાપન થયેલ નિર્ગ્રંથ ગચ્છનુ તપાગચ્છ એવું નામ પડ્યુ. મંત્રીશ્વર વસ્તુપાલે એની સુવાસ વિસ્તારવામા આચાર્યશ્રીને સબળ ટેકો આપ્યો. જૈનધર્મના ચુસ્ત અનુયાયી તરીકે વસ્તુપાલે અને તેમના ભાઇ તેજપાલે મંદિરો, પાઠશાળાઓ, ઉપાશ્રયો તેમજ ધર્મશાળાઓ બંધાવવામા પ્રાપ્ત કરેલ લક્ષ્મીનો વ્યય કર્યો આ સ્થળોના નિર્માણમા તેઓએ શિલ્પશાસ્ત્રી અને વાસ્તુશાસ્ત્રના નિષ્ણાત કારીગરોને રોકયા. એમા શોભનદેવ નામા મશહૂર શિલ્પીનો યોગ તેમને સાપડયો કે જેણે આબુ પરનુ જગપ્રસિદ્ધ દેવાલય તૈયાર કરી મંત્રીશ્વરની કીર્તિને ચિરંજીવી બનાવી. આબુ પહાડ પરનું આ બંધુબેલડીના દ્રવ્યથી તૈયાર થયેલું-અને તેજપાલની દક્ષ પત્ની અનુપમા દેવીની વારવાર સૂચનાઓ પામેલુ એ દેવાલય આજે પણ કારીગરીના અજોડ નમૂનારૂપે દૃષ્ટિગોચર થાય છે, અને હજારોનુ આકર્ષણ કરે છે. વિમલશાહના શ્રી આદિનાથના દેરાસરની બાજુમાં આવેલ આ રમણીય દેવાલય શ્રી. નેમિનાથની ટૂંક તરીકે ઓળખાય છે. જોકે શંત્રુજય, ગિરનાર ઉપર આ બંધુબેલડીએ દેરાસરો બંધાવ્યાં છે, છતા આબુ પરના આ દેવાલયમા જે અદ્ભુત કોરણી છત-તેમજ રંગમંડપના તોરણોમા અને સ્થંભો પર કરવામા આવી છે તે હરકોઈની પ્રશંસા માંગી લે તેવી છે. બંધુ લૂણિગના સ્મરણાર્થે આ ટૂંક ઊભી કરવામા આવી છે અને એમાં તેજપાલ તથા તેમની ભાર્યા અનુપમા દેવીએ સવિશેષ રસ લીધો છે

એ સંબંધમા નિમ્ન નોંધ ખાસ ધ્યાન ખેંચે છે—

'It stands close to that of Vimalshah and was completed in A. D. 1230 It is a fine example of what is knodwn as the jaina style of architecture and in the words of Ferguson for minute delicacy of carving and beauty of detail stands almost unrivalled even in the land of patient and lavisn labour.'

વસ્તુપાલ પોતે કવિ પણ હતા. વસંતપાલના તખલ્લુસથી એણે કાવ્યરચના કરી છે. સોમેશ્વર એમના સંબંધમા લખે છે કે સરસ્વતી દેવીનો એ લાડીલો પુત્ર હતો અને આચાર્ય મહારાજ મેરુતુંગસૂરિ વસ્તુપાળને મહાન કવિ તરીકે વર્ણવે છે. તેમની સુપ્રસિદ્ધ કૃતિ નામે નરનારાયણાનંદ જેમા અર્જુન અને શ્રીકૃષ્ણની મૈત્રી, તેઓનુ ગિરનાર પર્વત પર

ભ્રમણ અને અર્જુન દ્વારા સુભદ્રા સાથેના પ્રસંગની રચના સાહિત્યની નજરે ઉત્તમ કક્ષાની લેખાય છે. એ કાવ્યમા કવિની પ્રજ્ઞા પૂરબહારમા ખીલી ઊઠી છે. એમાં કુદરત અને કળાને જે રીતે વિકસાવ્યા છે એ ઉપરથી કવિમાં રહેલી ચતુરાઇ અને કલ્પના શક્તિ પુરવાર થાય છે. જુદા જુદા પાત્રોની જે ખાસિયત વર્ણવી છે એ ઉપરથી કવિહૃદયમા રમણ કરતા ભાવોનો ખ્યાલ આવે છે આ કાવ્ય એ કાળની કવિદુનિયામા આશ્ચર્યકારક મનાયુ એટલું જ નહી પણ એ દ્વારા કવિ તરીકેની વ્યાજબી પ્રશંસાના ઉદ્ગાર ખુદ પ્રતિસ્પર્ધીઓના મુખમાથી પણ બહાર પડ્યા. મહાકવિ તરીકે ખ્યાતિ વિસ્તાર પામી અને સર્વત્ર આનંદની ઊર્મિઓ ઊઠી. રાજકાર્યપટુતા મંત્રીશ્વરમાં હોય એ કલ્પી શકાય તેવી બાબત છે. એ સાથે રાજ્યસંચાલનનો બોજો પણ સંભવે જ એમા સાક્ષરતા સાંપડવી એ કોઇ ભાગ્યશાળીને જ સભવે. તેથી જ કહેવત છે કે–A poet is born and not made એ સાચી વાત છે. સોમેશ્વર–અરિસિંહ અને બીજા કેટલાક મંત્રીશ્વરને મુરબ્બી માનીને પોતાની કૃતિઓ તેમણે અર્પણ કરી ગયા છે. 'કીર્તિકૌમુદી' અને 'સંસ્કૃતસંકીર્ત્તન' એ વાતની સાક્ષી પૂરે છે મંત્રીશ્વર જાતે કવિ હોવાથી કવિતાના ગુણદોષ સમજી શકતા અને અન્ય કવિઓની કદર પણ કરી શકતા. એમની એ શક્તિ વિશેષથી જ ધોળકાના દરબારમાં કર્ત્તા હર્તા સોમેશ્વર હોવા છતાં હરિહરને સન્માન પ્રાપ્ત થયું હતુ. જાતે એ વિષયમાં રસ લેતા અને બીજાને પ્રેરણા દેતા. મંત્રીશ્વરની પ્રાર્થનાથી નારચંદ્રસૂરિએ 'કથારત્નસાગર' અને તેઓના શિષ્ય શ્રી નરેન્દ્રપ્રભે 'અલંકારમહોદધિ'-ની રચના કરી હતી. ઉદયપ્રભનામા બીજા મહારાજે 'ધર્માભ્યુદય' મહાકાવ્યની રચના કરી હતી, જેની તાડપત્ર પર લખાયેલ પ્રત કે જેમા મંત્રીશ્વરના ખુદ પોતાના હસ્તાક્ષર છે એ ખંભાતના શ્રી. શાન્તિનાથ જૈન તાડપત્રીય ભંડારમા છે. મંત્રીશ્વરે ત્રણ મોટા જ્ઞાનભંડાર બનાવરાવ્યા અને પાણીની માફક દ્રવ્ય ખરચીને એમા પ્રાચીન પ્રતોનો સારા પ્રમાણમાં સંગ્રહ કર્યો. સાહિત્યની સેવામાં જરામાત્ર ન્યૂનતા નથી દાખવી.

વીરધવળનુ મૃત્યુ સન ૧૨૩૮ મા થયુ. એના મરણથી પ્રજાના દરેક જનને આઘાત પહોંચ્યો. એના પ્રત્યેની અસીમ ભકિતથી ખેચાઇ ૧૨૦ મનુષ્યો એની ચેહમા બળી મરવા તૈયાર થયા. પણ તેજપાળે દીર્ઘદષ્ટિ વાપરી, સખત ચોકી પહેરો ગોઠવી, એ બધાને મરતા બચાવ્યા. એના પુત્ર વીરમ અને વીસલ વચ્ચે રાજગાદી માટે ઝઘડો ઉદ્ભવ્યો. વસ્તુપાલે લાબી નજર દોડાવી વીસલને ટેકો આપ્યો. આથી વીરમ જાલોર નાશી ગયો, જ્યા તેના સસરા ઉદેસિંગ દ્વારા પાછળથી ઘાતકી રીતે તેનું ખૂન કરવામા આવ્યું.

વીસલદેવના રાજ્યકાળમા મંત્રીશ્વર વસ્તુપાળે મંત્રીપદનો ત્યાગ કર્યો. એ માટે બે મત છે: એક રાજાના મામા સિંહે એક સાધુનું અપમાન કર્યું હતું, તે પ્રસંગને આગળ કરે છે. બીજા મત પ્રમાણે મંત્રીશ્વરની વય પાકી થઇ હતી એટલે આત્મસાધન નિમિત્તે અધિકાર છોડવાની વાત તરી આવે છે. ટૂંકમા કહીયે તો આખીયે જિંદગી મંત્રીશ્વરે ગૌરવપૂર્ણ રીતે રાજાને તેમ પ્રજાને વફાદાર રહી ગાળી છે. રાજ્યધુરાને વહન કરવા છતા ધર્મના આચાર પાળવા બનતુ કર્યું છે. જૈનો એટલે અહિંસાના ઉપાસક છતાં, કાયર કે ડરપોક નહી જ, એ વાત એમના જીવનમાથી ડગલે ને પગલે દષ્ટિગોચર થાય છે. સન ૧૨૪૧ મા મહાન્ વસ્તુપાળે પરલોક પ્રયાણ કર્યું. સૌ કોઇની આખ ભીની થઇ.

(ચાલુ)

# પ્રવચન-પ્રશ્નમાલા

## પ્રયોજક—પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી. વિજયપદ્મસૂરિજી

(ગતાંકથી ચાલુ)

**૫. પ્રશ્ન**—મિથ્યાદષ્ટિને જો મનુષ્યાદિનુ સામાન્ય જ્ઞાન અવિપરીત થાય છે, તોપછી તે સમ્યગ્દષ્ટિ કેમ ન કહેવાય ?

**ઉત્તર**—જે જીવ શ્રીતીર્થંકર દેવે કહેલી સકલ પદાર્થતત્ત્વની તમામ બિના સાચી માને, પણ એક બાબતને જૂઠી માને, એના ઉપર શ્રદ્ધા ન રાખે, તો તે મિથ્યાદષ્ટિ જ કહેવાય. તત્ત્વદષ્ટિએ મિથ્યાદષ્ટિ જીવોને મનુષ્યાદિનું કે અવ્યક્ત સ્પર્શનુ જ્ઞાન રૂચિરહિત હોવાથી તે જીવ સમ્યગ્દષ્ટિ ન કહેવાય, એમ શ્રી દેવેન્દ્રસૂરિ મહારાજે બીજા કર્મસ્તવની ટીકામાં જણાવ્યુ છે કે-શ્રી યોગશાસ્ત્ર આદિમા કહ્યું છે કે—ભદ્રકપણું વગેરે ગુણોને લઇને મિથ્યાદષ્ટિને ગુણસ્થાનક સમજવુ

**૬. પ્રશ્ન**—કયા કયા ગુણસ્થાનકોમા રહેલા જીવો મરણ પામી પરભવમાં જાય ?

**ઉત્તર**—૧ મિથ્યાત્વ ગુણસ્થાનક, ૨ સાસ્વાદન સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનક, ૩ થી ૧૦ અવિરતિ સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકથી માંડીને ઉપશાંતકષાય વીતરાગ છદ્મસ્થ ગુણસ્થાનક સુધીના આઠ ગુણસ્થાનકો તથા ૧૧ અયોગિકેવલિ ગુણસ્થાનક—અગિયાર ગુણસ્થાનકોમાંના કોઇ પણ ગુણસ્થાનકે આયુષ્ય પૂર્ણ થતા જીવ મરણ પામી શકે એમ શ્રી ગુણસ્થાન-ક્રમરોહાદિમા જણાવ્યું છે.

**૭. પ્રશ્ન**—કયા કયા ગુણસ્થાનકોમા રહેલા જીવો મરણ પામે જ નહિ ?

**ઉત્તર**—૩ મિશ્રદષ્ટિ ગુણસ્થાનક, ૧૨ ક્ષીણકષાય વીતરાગછદ્મસ્થ ગુણસ્થાનક ૧૩ સયોગિકેવલિ ગુણસ્થાનક-આ ત્રણ સ્થાનકોમાં રહેલા જીવો મરણ પામે જ નહિ, એમ શ્રી ગુણસ્થાનકક્રમરોહાદિમા જણાવ્યું છે ૭

**૮. પ્રશ્ન**—કયા કયા ગુણસ્થાનકો સાથે લઇને જીવ પરભવમા જાય ?

**ઉત્તર**—૧ મિથ્યાત્વ ગુણસ્થાનક,૨ સાસ્વાદન સમ્યગ્દષ્ટિગુણસ્થાનક, અને ૪ અવિરતિ સમ્યગ્દષ્ટિ-આ ત્રણ ગુણસ્થાનકો લઇને જીવ પરભવમા જાય, એમ શ્રી. પંચસંગ્રહાદિમા જણાવ્યુ છે.

**૯. પ્રશ્ન**—ચોથા પ્રશ્નના ઉત્તરમાં જણાવેલા અક્ષર શબ્દનો અર્થ શો ?

**ઉત્તર**—અક્ષર શબ્દનો મુખ્ય અર્થ કેવલજ્ઞાન થાય છે. પ્રસંગથી અક્ષરપદે કરીને મતિશ્રુતજ્ઞાન પણ લઇ શકાય તેનો (કેવલજ્ઞાનાદિનો) અનંતમો ભાગ તો સર્વ જીવોને ખુલ્લો હોય જ છે, વગેરે બિના શ્રી બૃહત્કલ્પસૂત્રવૃત્તિ વગેરે ગ્રંથોમા જણાવી છે.

**૧૦. પ્રશ્ન**—મરણ શબ્દનો અર્થ શો ?

**ઉત્તર**—જન્મથી માંડીને જીવને પ્રાણની સાથે જે સબંધ હતો, તેનાથી (પ્રાણથી) અલગ થઇને જીવનુ જે અન્ય સ્થલે જવુ, તે મરણ કહેવાય જે જીવો જન્મ પામે, તેઓ જરૂર મરણપામે જ, પણ મરણ પામનારા જીવો જરૂર જન્મ ધારણ

કરે જ, એવો નિયમ નથી. કારણકે સિદ્ધ પરમાત્માને જન્મવાનું હોય નહિ ને સંસારી જીવોને જન્મ ધારણ કરવાનું હોય છે. ૧૦.

૧૧ **પ્રશ્ન**—જીવ અંતિમ સમયે શરીરના કયા કયા ભાગમાંથી નીકળીને બીજી ગતિમા જાય છે.?

**ઉત્તર**—૧, પગ, ૨, સાથળ, ૩, હૃદય, ૪, મસ્તક, ૫, સર્વાંગ—આમાંના કોઇ પણ ભાગમાંથી નીકળીને બીજી ગતિમાં જાય છે—એમ શ્રીસ્થાનાંગસૂત્રના પાંચમા અધ્યયનમાં જણાવ્યુ છે. ૧૧.

૧૨. **પ્રશ્ન**—જેનો આત્મા પગમાંથી નીકળે તે જીવ કઇ ગતિમાં જાય?

**ઉત્તર**—જેનો આત્મા પગમાંથી નીકળ્યો હોય, તે નરકગતિમાં જાય. ૧૨.

૧૩ **પ્રશ્ન**—જેનો આત્મા સાથળમાંથી નીકળ્યો હોય, તે જીવ કઇ ગતિમાં જાય?

**ઉત્તર**—તિર્યંચ ગતિમાં જાય. ૧૩.

૧૪ **પ્રશ્ન**—જેનો આત્મા હૃદયમાંથી નીકળ્યો હોય, તે જીવ કઇ ગતિમાં જાય?

**ઉત્તર**—મનુષ્ય ગતિમાં જાય. ૧૪.

૧૫ **પ્રશ્ન**—જેનો આત્મા મસ્તકમાંથી નીકળ્યો હોય, તે જીવ કઇ ગતિમાં જાય?

**ઉત્તર**—દેવગતિમા જાય. ૧૫.

૧૬ **પ્રશ્ન**—જેનો આત્મા સર્વાંગ (શરીરના તમામ ભાગમાં)થી નીકળે, તે જીવ કઇ ગતિમાં જાય?

**ઉત્તર**—પાંચમી સિદ્ધગતિમાં જાય. ૧૬.

૧૭ **પ્રશ્ન**—જેમ જ્ઞાનાવરણીયાદિ સાત કર્મોનો અનેક વાર બંધ થાય છે, તેમ આયુષ્યકર્મનો બંધ અનેક વાર થાય કે નહિ?

**ઉત્તર**—સંસારી જીવોને ઘોલના પરિણામની મદદથી આયુષ્ય બંધ પડે છે. એટલે જ્યારે ઘોલના પરિણામ થાય, ત્યારે જ આયુષ્યકર્મ બાંધી શકાય. આ કારણથી કર્મનો બંધ અનેકવાર થાય નહિ. જીવને ઘોલના પરિણામ નિયત કાલે જ થાય છે, તે ટાઇમે આયુષ્ય બંધાય છે, માટે આયુષ્યકર્મને નિયતકર્મ કહ્યું છે. ૧૭.

૧૮ **પ્રશ્ન**—એક સાથે બે આયુષ્યકર્મનો ઉદય હોય કે નહિ.?

**ઉત્તર**—એક સાથે બે આયુષ્યકર્મનો ઉદય હોય જ નહિ, કારણકે જે કર્મનો બંધ થયો હોય, તે કર્મનો અબાધાકાલ વીત્યા બાદ ઉદય થાય. એક સાથે બે બંધ થતો જ નથી, તો પછી બે આયુષ્યનો ઉદય હોય જ કઇ રીતે? એટલે બે આયુષ્ય એક સાથે ભોગવાય જ નહિ. ચાલુ ભવમા જે આયુષ્યનો ઉદય વર્તે છે, તે આયુષ્યની બાબતમાં સમજી લેવુ કે—તેનો બંધ આ (ચાલુ) ભવમા થયો જ નથી, કારણકે તે પાછલા ભવમાં જ બંધાય. અહીથી મરણ પામીને જે ભવમાં જવાનુ હોય, તે ભવનુ આયુષ્ય અહીં જિંદગીનો અમુક ભાગ વીત્યા બાદ બંધાય, એમ શ્રી લોકપ્રકાશાદિમાં જણાવ્યું છે. ૧૮.

૧૯. **પ્રશ્ન**—આયુષ્યકર્મનું ટૂંક સ્વરૂપ શું?

**ઉત્તર**—૧. જેના પ્રતાપે સંસારી જીવોને નરકાદિ ભવોમાંના કોઇ પણ ભવમા અમુક ટાઇમ સુધી રહેવુ પડે, તે આયુષ્ય કહેવાય. ૨. અથવા જેનો ઉદય થતાં જીવને

પરભવમાં જવું જ પડે, તે આયુષ્ય કહેવાય. ૩. અથવા નરકાદિ ભવોમાંના કોઇ પણ ભવમાં જેટલો કાળ રહેવાનું થાય, તે આયુષ્ય કહેવાય. આ રીતે આયુષ્ય કર્મની વ્યાખ્યા-શ્રી પ્રજ્ઞાપનાસૂત્રવૃત્તિ વગેરેમાં જણાવી છે. ૧૯.

**૨૦. પ્રશ્ન**—શાસ્ત્રમાં આયુષ્યકર્મને બેડીના જેવું જણાવ્યું છે, તે બેડીનું દૃષ્ટાંત કઇ રીતે ઘટી શકે?

**ઉત્તર**—જેમ કેદખાનામાં બેડીમાં રહેલો માણસ કેદમાં રહેવાની મુદત પૂરી થયા વિના કેદખાનામાંથી છૂટો થઇ શકતો નથી, તેમ આયુષ્ય કર્મની સ્થિતિ પૂરી થયા વિના સંસારી જીવો તે તે ભવમાંથી છૂટા થઇ શકતા નથી. આ મુદ્દાથી આયુષ્યકર્મને બેડીનાં જેવું કહ્યું છે, એમ શ્રી કર્મગ્રંથ વૃત્તિ-પંચસંગ્રહ ટીકા વગેરેમાં જણાવ્યું છે. ૨૦.

**૨૧. પ્રશ્ન**—શ્રી. જૈનેન્દ્રાગમમાં આયુષ્યના બે ભેદ પણ કહ્યા છે તે કયા?

**ઉત્તર**—૧, દ્રવ્ય આયુષ્ય, ૨. કાલ-આયુષ્ય-આ રીતે આયુષ્ય બે ભેદે છે. ૨૧.

**૨૨. પ્રશ્ન**—દ્રવ્ય-આયુષ્યનું સ્વરૂપ શું?

**ઉત્તર**—જે આયુષ્યકર્મના દળિયા આત્માની સાથે સંબદ્ધ છે, તે દ્રવ્યાયુષ્ય કહેવાય. સંસારી જીવો જે અમુક કાળ સુધી જીવે છે, તેમાં કારણ દ્રવ્યાયુષ્ય જાણવું. જેમ તેલથી દીવો બળે છે, તેમ દ્રવ્યાયુષ્યને લઇને એટલે આયુષ્ય પુદ્ગલોના ટેકાથી જીવ અમુક કાળ સુધી જીવી શકે છે. આવાં અનેક કારણોને લઇને આયુષ્યકર્મ પૌદ્ગલિક કહેવાય છે. ૨૨.

**૨૩. પ્રશ્ન**—કાલ-આયુષ્યનું સ્વરૂપ શું?

**ઉત્તર**—બાવીસમાં પ્રશ્નમાં જણાવ્યા મુજબ આયુષ્યકર્મના પુદ્ગલોના અવલંબનથી સંસારી જીવો જે અમુક કાળ સુધી જીવન ધારણ કરે, તે કાલાયુષ્ય કહેવાય. ૨૩.

**૨૪. પ્રશ્ન**—શાસ્ત્રમાં કાલ-આયુષ્યના કેટલા ભેદ જણાવ્યા છે?

**ઉત્તર**—૧-અપવર્ત્તનીય કાલાયુષ્ય. ૨. અનપવર્ત્તનીય કાલાયુષ્ય-એમ બે ભેદ કહ્યા છે. ૨૪.

**૨૫. પ્રશ્ન**—અપવર્તનીય કાલાયુષ્યની વ્યાખ્યા શી?

**ઉત્તર**—જે આયુષ્યનો કાલ પૂરો થયા પહેલાં મરણ થાય, તે અપવર્ત્તનીય કાલાયુષ્ય કહેવાય. આયુષ્યના દળિયામાં સ્થિતિઘાતાદિ થવાથી કાલ પૂરો થયા પહેલાં પણ જીવ મરણ પામે છે, તેમાં થોડા ટાઇમમાં આયુષ્યના તમામ દલિયા ભોગવાય છે. ૨૫.

**૨૬. પ્રશ્ન**—અનપવર્ત્તનીય કાલાયુષ્યનું સ્વરૂપ શું?

**ઉત્તર**—સંસારી જીવો જે આયુષ્ય પૂરું કરીને જ મરણ પામે (પરભવમાં જાય) તે અનપવર્ત્તનીય કાલાયુષ્ય કહેવાય. કાલાયુષ્યનું બીજું નામ સ્થિતિ-આયુષ્ય છે. તેના ભેદની વિશેષ બિના શ્રી. પ્રજ્ઞાપનાસૂત્રમાં જણાવી છે. ૨૬.

**૨૭. પ્રશ્ન**—અપવર્ત્તનીય આયુષ્યમાં ને અનપ વર્ત્તનીય આયુષ્યમા તફાવત શો?

**ઉત્તર**—આયુષ્યકર્મને બાંધતી વેળાએ કોઇ વખત જુદા જુદા અધ્યવસાયાદિ નિમિત્તોને લઇને તેની સ્થિતિ નરમ પણ બંધાય છે. જે આયુષ્ય નરમ સ્થિતિવાળું હોય, તેને શસ્ત્રાદિ ઉપક્રમોના સંબંધાદિથી પૂરું ભોગવી શકાતું નથી, જેથી આયુષ્યની સ્થિતિ પૂરી થયા પહેલાં જીવ મરણ પામે છે. આમ કહેવાનું તાત્પર્ય એ છે કે-જે આયુષ્ય

શસ્ત્રાદિ ઉપક્રમો લાગતાં અલ્પ કાલમા ભોગવાય, તે અપવર્ત્તનીય આયુષ્ય કહેવાય. અને જે આયુષ્ય મજબૂત સ્થિતિવાળું હોય, ને જેમા ઉપક્રમથી પણ સ્થિતિ ઘટે જ નહિ, તે અનપવર્ત્તનીય આયુષ્ય કહેવાય. એટલે આયુષ્ય બાંધવાના ટાઇમે જેટલી સ્થિતિ હોય, તેટલુ આયુષ્ય પૂરૂં કરીને જ સંસારી જીવો મરણ પામે તો, તેનું આયુષ્ય અનપવર્ત્તનીય છે, એમ જાણવુ. આ રીતે અપવર્તનીય આયુષ્ય બાંધેલી સ્થિતિ પ્રમાણે ભોગવાતું નથી, ને અનપવર્ત્તનીય આયુષ્ય સંપૂર્ણ ભોગવાય છે આ ભેદ તરફ લક્ષ્ય રાખીને શ્રી ગણધરાદિ મહાપુરુષોએ આયુષ્યના અપવર્ત્તનીયાદિ ભેદો જણાવ્યા છે. ૨૭

**૨૮. પ્રશ્ન**—જેવી રીતે કાલાયુષ્યના બે ભેદ જણાવ્યા. તે પ્રમાણે દ્રવ્યાયુષ્યના—૧ અપવર્તનીય દ્રવ્યાયુષ્ય અને અનપવર્તનીય દ્રવ્યાયુષ્ય–એમ બે ભેદ સંભવે કે નહિ?

**ઉત્તર**—કોઇ આયુષ્યની સ્થિતિ પૂરે પૂરી ભોગવાય છે, ને કોઇ આયુષ્યની સ્થિતિ પૂરેપૂરી ભોગવાતી નથી. આવો બનાવ કાલાયુષ્યમાં બને છે. માટે તે ભેદ કાલાયુષ્યમાં જ પડી શકે. આયુષ્યના દલિયા ( પ્રદેશો ) તમામ ભોગવાય છે જ, તેથી દ્રવ્યાયુષ્યના અપવર્તનીયાદિ ભેદો હોઇ શકે જ નહિ. ૨૮.

**૨૯. પ્રશ્ન**—આયુષ્ય કર્મના બધા દલિયા ભોગવાય જ, ને સ્થિતિ સંપૂર્ણ ન પણ ભોગવાય, એ વાત યથાર્થ સમજવાને માટે એક બે દૃષ્ટાંત જણાવો.

**ઉત્તર**—ચાલુ બિનાને યથાર્થ સમજવાને માટે–૧. કાચો ઘડો ૨. દોરડી ૩. દીવો. આ ત્રણ દૃષ્ટાંતો સમજવા જોઇએ. તે ટૂંકામા આ પ્રમાણે સમજવા–૧–એક–અપકવ ( કાચી–ભટ્ઠીમાં બરાબર પાકેલ નહિ. એવી ) માટલી છે–તેમા ૨૫ શેર પાણી ભર્યું છે. તે માટલી કાચી હોવાથી શરૂઆતમા તેમાથી ટીપે ટીપે પાણી ટપકે છે. પણ ફાટ પડે ત્યારે ૨૫ શેર પાણી એકદમ થોડા કાલમા ખાલી થઇ જાય છે એટલે પાણીનો નાશ થાય છે. અહી અપવર્ત્તનીય આયુષ્ય–કાચી માટલીમા રહેલા પાણી જેવુ સમજવુ. બાકીની બિના સમજાય એવી છે. ૨–એક ( ૫૦ હાથ ) લાબી દોરડી છે, તેને છેડેથી સળગાવીએ તો તે છૂટી લાબી કરેલી હોવાથી તેને બળતા ઘણીવાર લાગે છે, ને ગુંચળુ વાળીને સળગાવીએ તો બળતાં થોડી વાર લાગે. એ જ પ્રમાણે આયુષ્યમા પણ તેમ જ બને છે. દરેક સમયે ઓછા ઓછા પુદ્ગલો ભોગવાય, તો સંપૂર્ણ આયુષ્યના અંતે સર્વ પુદ્ગલો ભોગવીને ક્ષય પામે છે. આવુ અનપવર્તનીય આયુષ્યમાં બને છે. આયુષ્યના પુદ્ગલો થોડા થોડા ભોગવાય, એવું અમુક કાલ સુધી થયા બાદ–આગળના સમયોમાં દરેક સમયે વધારે વધારે ભોગવાય, તો તે તમામ આયુષ્યના પુદ્ગલો થોડા ટાઇમમા ભોગવીને ક્ષય કરી શકાય છે. આવુ અપવર્તનીય આયુષ્યમા બને છે. ૩–એક કોડીયામા તેલ પૂરીને દીવો સળગાવ્યો છે. તેની દીવેટ જો રીતસર સળગતી હોય, તો તેલનો ક્ષય (નાશ) લાબે કાળે થાય, ને દીવો મોટો કરીએ એટલે દીવેટ મોટી કરીને સળગાવીએ, તો વધારે પ્રમાણમાં દીવો બળે છે, માટે તેલ થોડા ટાઇમમા ખલાસ થઇ જાય છે. તેથી એમ કહેવાય છે કે–" દીવો જલદી બુઝાઈ ગયો ". આ જ વસ્તુસ્થિતિ આયુષ્યમા પણ બને છે. આ ત્રણે દૃષ્ટાંતોનુ રહસ્ય એ છે કે–દીપક વગેરેની માફક અપવર્તનીય આયુષ્ય થોડા ટાઇમે ભોગવાય છે, ને અનપવર્ત્તનીય આયુષ્ય લાબા કાલે ( જેટલુ આયુષ્ય બાંધ્યુ હોય, ત્યાં સુધી ) ભોગવાય છે. ૨૯.

( ચાલુ )

# गुरुनामगुप्त श्रीआदिनाथस्तोत्रम्

सपादक.—पूज्य आचार्य महाराज श्री विजयक्षमाभद्रसूरिजी

श्रीसर्वज्ञ **जगच्चन्द्र**,[१] श्री**देवेन्द्र**[२]गणस्तुतः ।
**विद्यानन्द**[३]मय स्वामीन्, जय त्वं वृषभध्वजः ॥ १ ॥
सद्**धर्मघोष**[४]मातन्वन्, नृदेवासुरपर्षदि ।
सच्चकोरजनोल्लास—**सोमप्रभ**[५]प्रभो जय ॥ २ ॥
सिद्धिसीमन्तिनीभाले, त्वं **सोमतिलको**[६]पमः ।
**परमानन्द**[७]कन्दात्मा, देहि मे पदमव्ययम् ॥ ३ ॥
श्री**पद्मतिलका**[८]दक्ष, जगत्तृतयसम्पदः ।
विमलाचलशृङ्गारं, वन्दे त्वां **विमलप्रभम्**[९] ॥ ४ ॥
कामनिर्नामनाशाय, **चन्द्रशेखर**[१०]सन्निभः ।
श्रेयसे भूयसे भूयात्, श्री**जयानन्द**[११]मन्दिरः ॥ ५ ॥
श्री**देवसुन्दरा**[१२]धीश—नत त्वं **ज्ञानसागरः**[१३] ।
जय सद्**गुणरत्ना**ढ्य,[१४] श्रीनाभि**कुलमण्डन**[१५] ॥ ६ ॥
इक्ष्वाकुवंशपाथोधि—श्री**सोमसुन्दर**द्युतिः[१६] ।
संपन्मयं विभो सर्वं, कुर्वन् कुवलयं जय ॥ ७ ॥
श्री**साधुरत्न**सूरीश,[१७] स्तूयमानं स्तवं जनः ।
लभते त्रिजगत्पूज्य, **मुनिसुन्दर**[१८]सम्पदम् ॥ ८ ॥
श्रीनाभेय **कृताराति—जय चन्द्र**[१९]गुरुप्रभः ।
दृष्टस्त्वं भाग्ययोगेन, मया **भुवनसुन्दर**[२०] ॥ ९ ॥
**जिनसुन्दर**[२१]सौभाग्य—**विद्यासागर**[२२]तात मे ।
आगमे कुशलां बोधिं, देहि मे **जिनकीर्ति**ते[२३] ॥ १० ॥
श्रीमत्तपोगणगुरूत्तमनाममन्त्र—स्तोत्रं पवित्रमति यः पठते प्रभाते ।
श्रीआदिदेव**जिनहर्ष**महोदयाढ्यं, श्री**सोमसुन्दर**पदं कुरु तस्य नाथ ॥ ११ ॥

इति श्रीगुरुनामगुप्तश्रीआदिनाथस्तोत्रम् । संवत् १४५—(छेल्लो अक्षर कपाई गयो छे).

આ સ્તોત્ર શ્લેષમય છે. એક તરફથી જિનેશ્વરદેવની સ્તુતિની દૃષ્ટિએ વાંચતા જુદા જુદા પ્રકારનાં વિશેષણોથી શ્રી આદીશ્વર પ્રભુની સ્તુતિ કરવામાં આવી છે. અને બીજી ઐતિહાસિક એટલે કે પટ્ટાવલી યાને ગુરુપરંપરાની દૃષ્ટિએ વાંચતાં એમાં તપાગચ્છની પટ્ટપરંપરામાં થયેલા આચાર્યોના નામો આપવામાં આવ્યાં છે. આ નામો શ્રી તપાગચ્છનું

# સીમંધર–વિનતિ–સ્તવન

સંગ્રાહક–પૂજ્ય મુનિમહારાજ શ્રી જયંતવિજયજી

સુણુ સુણુ સરસતિ ભગવતિ, તારિ જગ વિખ્યાત;
ભવિજનની કિરતિ વધે, તેમ તું કરજે માત. ॥ ૧ ॥

સીમંધરસ્વામી મહાવિદેહમાં, બેઠા કરે વખાણુ;
વંદણા માહરી તિહાં જઇ, કેજો ચંદા ભાણુ. ॥ ૨ ॥

મુઝ હિયડું તે સંસે ભરૂં, કોણુ આગલ કહું વાત;
જેહસું બાંધું ગોઠડી, તેહસું ન મલે ઘાત. ॥ ૩ ॥
જાણું જઈ આવું તુમ કને, પણ વિષમ વાટ પંથ દૂર;
ડુંગર ને દરિઆ ઘણા, વિચેં નદિના પૂર ॥ ૪ ॥
તે માટે ઇહાં રહી, જે જે કરૂં વિલાપ;
તે તુમે પ્રભુજી સાંભલો, મારા અવગુણુ કરજો માપ. ॥ ૫ ॥

ઢાલ પહેલી

ભરતખેત્રનાં માનવી રે, જ્ઞાની વિના મુઝાય;
તિણે કારણુ તુમને ઘણું રે, પ્રભુજી મનડાં ચાહે રે ॥ ૬ ॥
સ્વામી આવોને એણે ક્ષેત્ર. ( એ આંકણી )
તુમ દરિસણુ જો દિખીઇ રે, તો નિર્મલ થાય નેત્ર
ગાડરિયો પરવા મિલો રે, ઘણો કરે વિખવાદ;
પુરિખાવંત થોડા હુઆ રે, નિર્ધનની વિશ્વાસ. સ્વામી૦ ॥ ૭ ॥
ધરમીની હાંસી કરે રે, પક્ષ વિહુણો સિદાય;
લોભ ઘણો જગ વ્યાપિઓ રે, તેણે કરિ સાચું નવિ થાય. સ્વામી૦ ॥ ૮ ॥
સામાચારિ જૂજુવી રે, સહુ કોઇ કહે માહરો ધર્મ;
ખોટું ખરૂં કિમ જાણીઇં રે, તે કોણુ ભાજે ભ્રંત રે. સ્વામી૦ ॥ ૯ ॥

ઢાલ બીજી

જારે વીરજી વીચરંતાં, તારે વીરતતિ સંત રે,
જે જન આવીને પૂછતાં, તારે ભાંજતી મનતણી ભ્રંતરે ॥ ૧૦ ॥

---

નામ જેમનાથી પ્રસિદ્ધિમાં આવ્યું તે શ્રી જગચ્ચંદ્રસૂરિથી શરૂ થાય છે. આ જગચ્ચંદ્રસૂરિજી શ્રી વીરપ્રભુથી ૪૪ ની પાટે થયા છે. આ સ્તોત્રમા ૪૪ જગચ્ચંદ્રસૂરિ, ૪૫ દેવેન્દ્રસૂરિ, ૪૬ ધર્મઘોષસૂરિ, ૪૭ સોમપ્રભસૂરિ, ૪૮ સોમતિલકસૂરિ, ૪૯ દેવસુંદરસૂરિ, ૫૦ સોમસુંદરસૂરિ અને ૫૧ શ્રી મુનિસુંદરસૂરિ–આટલા મુખ્ય પટ્ટધર આચાર્યોનાં નામો છે અને બાકીનાં તે તે આચાર્યોના શિષ્યોનાં નામો છે.

હે હે જ્ઞાનીનો વિરહ પડયો, તે દહે મુઝ દુઃખ રે;
સ્વામી સીમંધર તુમ વિના, કહો કુણું કરસ્યે સુખ રે. હે હે૦ ॥ ૧૧ ॥
વિરહણીને રયણી જીસી, એહવી ઘડી મુઝને જાય રે,
વાત મુખે નવ નવિયે સાંભલી, પણ નિરણય નવિ થાય રે. હે હે૦ ॥૧૨॥
જે જે દોભાગીયા જીવડા, તે તો અવતર્યા ઇહાં રે;
ભૂલા ભમે ઘણું વાડા લીયે, જહાં કેવલી નહીં કોઇ રે હે હે૦ ॥૧૩॥
ધન માહવિદેહનાં માનવી, જહાં જિનજી દે આરોગ્ય રે;
જ્ઞાન દરસન ચારિત્ર તે આદરે, સંજમ લે ગુરૂ જોગ્ય રે. હે હે૦ ॥૧૪॥

ઢાલ ત્રીજી

સીમંધર સ્વામી માહરા, તું ગુરુ ને તું દેવ;
તુઝ વિણુ અવર ન ઓલખું, ન કરૂં અવરની સેવ રે,
ઈહાં તુમે આવજો રે, વલી ચતુર્વિધ સંઘને લાવજો રે (એ આંકણી) ॥૧૫॥
ઈહાં ઉચિત કિરતિ ઘણું રે, અણુકંપા લવલેસ રે;
અભય સુપાત્ર અલપ હુવા રે, એહવા ભરતમાં દેશ રે; ઈહા૦ ॥૧૬॥
નિશ્ચય સરસવ જેટલો રે, બહુ ચાલ્યો વ્યવહાર;
અભ્યંતર વિરલા હુઆ, ઝાઝો બાઝ આચાર રે. ઇહા૦ ॥ ૧૭ ॥

ઢાલ ચોથી.

સીમંધર તું મારો રે સાહિબ, હું સેવક તુઝ દાસ રે;
ભમી ભમી ભવ કરી થાકો, હવે આપો સ્વર્ગવાસ રે. સીમ૦ ॥૧૮॥
એણી મારગે કે વટેમારગુ, નાવે વલી નાવે કાસિદ કોઈ રે;
કાગદ કી સાથે પોચાડું, હું મોહયો તુઝ મોહ રે. સીમં૦ ॥ ૧૯ ॥
ચાર કષાય રહ્યા ઘટ માહે, વ્યાપિ રાતો ઇંદ્રિય રસ રે;
મદ પણુ પોકારે વ્યાપતો, મન નાવે મુઝ વસે રે સીમ૦ ॥ ૨૦ ॥
ત્રસનાનું દુ:ખ ન હોત મુઝને, હીત સંતોષનું ધ્યાન રે;
તો હું ધ્યાન ધરત પ્રભુ તાહરૂં, થીર કરી રાખી મન રે. સીમં૦ ॥ ૨૧ ॥
નિવિડ પ્રણામની ગાંઠડી, બાંધી તે કેમ છુટે સ્વામ રે,
તે હું દર તુઝમાં છે પ્રભુજી, આવે માહરે કામ રે. સીમં૦ ॥૨૨॥

ઢાલ પાંચમી

બીજો આરો બેઠા પછી, જાસે કેતલો કાલ;
પદ્મનાભ જિનવર તવ હોંસે, જ્ઞાનીની ઝાકઝમાલા. ॥ ૨૩ ॥
સીમંધરસ્વામી ઈમ કહે, પુછે તીહાંના લોક;
ભરતખેતરની વાતડી; સાંભલે સુરનરના થોક સીમં૦ ॥ ૨૪ ॥
છઠે આરે જે હસે, પ્રાણી તેહનાં પાપ;
સાતા ન હોઈ એક ઘડી, ઝાઝો રવિનો તાપ. સીમં૦ ॥ ૨૫ ॥

ઓછાં આઉખાં માણુસતણાં, મોટાં દેવનાં આય;
સુખ ભોગવતાં સ્વર્ગલોકનાં, સાગર પલીઈ જાય. સીમં૦ ॥ ૨૬ ॥
સરગ નરગ ઇમ કહે, તુમે તારો ભાગવંત;
આપેંથી આપે તરો, ઈમ સુણજો સહુ સંત. સીમં૦ ॥ ૨૭ ॥

ઢાલ છઠ્ઠી

એહવી વાત સૂત્રમાં તે જીવ સાંભલી રે, મ કરેં તુ વીખવાસ;
જો તે પુન્ય પુરવ કીધાં નહીં રે, તો તે કીહાંથી પોચે આસ,
જિનજી કીમ મલે રેં, કે ભોલાસ્યું વલવલે રે (એ આંકણી) ॥ ૨૮ ॥
હું છું રાગી પ્રભુ નિરાગીમાં વડો રે, કીમ તેડે તુઝ તીહાં;
સ્યા ગુણ દેખી તુઝ ઉપરે રેં, કરૂણા કરેં કિમ આવી પ્રભુ આહેં. જિન૦ ॥૨૯॥
ચોલ મજીઠ સરખો જિનજી સાહિબા રે, હું તો ગલિનો રંગ;
કટકા કાચણું મુલ મુઝમાં અછે રે, પ્રભુ તું તો નગીનો નંગ, જિન૦ ॥૩૦॥
ભમર સરીખો ભોગી શ્રી ભગવંતજી રે, હું તો માખીને તોલ;
સરીખા સરિખી આંધ્રી ગોઠિ રે, જીવ રદય વિચારી બોલ. જિન૦ ॥ ૩૧ ॥
કરમ સરિખો લપટાણો તું જીહાં લગે રે, તીહાં લગે તુઝને નહિ અવકાસ;
સમતાના ગુણ જારે તુઝમાં આવસે રે, ત્યારે જાઇસ જિનજી પાસ. જિન૦ ॥૩૨॥

ઢાલ સાતમી

સીમંધરસ્વામી તણી ગુણમાલા, જે નરનારી ભાવે ભણસે;
તસ સીર વયરી કોઈ ન વ્યાપેં, કરમ સત્રુને હણસે રે હમચડી ॥ ૩૩ ॥
સીમંધરસ્વામી સિવપુરગામી, કવિતા કહે સીર નામી;
વંદના માહરી હૃદયમાં ધારી, ધર્મલાભ દ્યો સ્વામી રે. હમચડી ॥ ૩૪ ॥
સીમંધરસ્વામી તણી ગુણમાલા, જે નરનારી ભાવે ભણસે;
તસ સીર વયરી કોઇ ન વ્યાપે, કરમશત્રુને હણસે રે. હમચડી ॥ ૩૫ ॥
તપગચ્છનો નાયક સુંદર, શ્રી **વિજયદેવ** પટધારી;
તેહની કિરત જગમાં છે જાડી, એમ બોલે નરનારી રે. હમચડી ॥ ૩૬ ॥
શ્રીગુરૂવચણ બુધી સારૂ, સીમંધર જેણે ગાયો;
સંતોષીક દેવગુરૂધરમ, પુરવ પુન્યે પાયો રે. હમચડી ॥ ૩૭ ॥

લખ્યા સં. ૧૮૮૫ના ભાદરવા વદ ૦)) વાર રવિ.

**નોંધ**—આ વિનતિ સ્તવન ઘણું જ હૃદયંગમ અને કર્તાની અંતર્મુખ આત્મલક્ષી લાગણીથી ભરેલું છે. આ કૃતિના રચયિતા આ શ્રી. વિજયદેવસૂરિના કોઇ શિષ્ય હોવા જોઇએ એમ ૩૬ મી કડી ઉપરથી લાગે છે. એટલે આ સ્તવન ૧૭ મી સદીના ઉત્તરાર્ધમાં રચાયું હોઇ ત્રણસો વર્ષનું પ્રાચીન છે.

# નવી મદદ

છેલ્લા બે મહિનામાં નીચે મુજબ નવી મદદ નોંધાઇ છે–

૧૦૦) પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયનંદનસૂરિજી મહારાજના સદુપદેશથી શેઠશ્રી બુલાખીદાસ નાનચંદ તરફથી હા. શેઠ મૂળચંદભાઇ બુલાખીદાસ, ખંભાત. (પાંચ વર્ષ માટે.)

૧૦૦) પરમપૂજ્ય મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી મહારાજના સદુપદેશથી શેઠ શ્રી મોહનલાલ લલ્લુભાઇ કલકત્તાવાળા, અમદાવાદ (દરવર્ષે.)

૫૧) પરમપૂજ્ય મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી મહારાજના સદુપદેશથી રાજમંત્રી શેઠ શ્રી હીરાચંદ વસનજી, પોરબંદર.

૨૫) પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રીવિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજના સદુપદેશથી શ્રી જૈન શ્વેતાંબર સંઘ, ખીમેલ (મારવાડ.)

૧૫) પરમપૂજ્ય ઉપાધ્યાય મહારાજ શ્રી સુખસાગરજી મહારાજ તથા પૂજ્ય મુનિ મહારાજ શ્રી. કાંતિસાગરજીના સદુપદેશથી શ્રી. જૈન શ્વેતાંબર સંઘ, ગોંદિયા(સી.પી.)

૧૦) પરમપૂજ્ય મુનિમહારાજ શ્રી વીરપુત્ર આનંદસાગરજી મહારાજના સદુપદેશથી શ્રીમતી બ્હેન પ્રેમબાઈની દીક્ષા નિમિત્તે શેઠ શ્રી. શેરસિંહજી કોઠારી તરફથી, કોટા.

આ સર્વ પૂજ્યો તથા સદ્દગૃહસ્થોનો અમે આભાર માનીએ છીએ. **વ્યવસ્થાપક.**

## સ્વીકાર

**सित्तरी** ( भाष्य तथा चूर्णियुक्त प्रताकार ग्रन्थ ) संपादक—पाटणनिवासी पंडित अमृतलाल मोहनलाल भोजक, प्रकाशक श्री मुक्ताबाई ज्ञानमंदिर, श्रीमाली वागो, डभोई, पत्रसंख्या—७२, मूल—त्रण रूपिया ।

## ક્ષમા

**કેટલાંક અનિવાર્ય કારણોસર ફાગણ માસનો અંક અમે પ્રકટ કરી શકયા ન હતા તેથી ફાગણ–ચૈત્રનો સંયુક્ત અંક પ્રગટ કર્યો છે. અંક પ્રગટ કરવામાં થવેલ વિલંબ માટે વાચકોની અમે ક્ષમા માગીએ છીએ. અને કોઈ અસાધારણ સંયોગો ઉપસ્થિત ન થયા તો આગામી અંક વખતસર-૧૫મી મેના દિવસે પ્રગટ કરવા આશા રાખીએ છીએ—વ્યo**




વર્ષ : ૮ | તંત્રી-શાહ ચીમનલાલ ગોકળદાસ | ક્રમાંક : ૯૨
અંક : ૮

શ્રી રાણકપુર તીર્થનું સુપ્રસિદ્ધ વિશાળ જિનમંદિર 'ધરણ-વિહાર'

॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

| वर्ष ८ | વિક્રમ સં. ૧૯૯૯ વીરનિ. સં. ૨૪૬૯ ઇસ્વીસન ૧૯૪૩ | क्रमांक |
|---|---|---|
| अंक ८ | વૈશાખ શુદિ ૧૧ . શનિવાર મે ૧૫ | ९२ |


## વિષય – દર્શન




સૂચના—આ માસિક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે તેથી સરનામાના ફેરફારના ખબર બારમી તારીખે સમિતિના કાર્યાલયે પહોંચાડવા

લવાજમ—વાર્ષિક-બે રૂપિયા : છૂટક ચાલુ અંક-ત્રણ આના

મુદ્રક : [illegible], પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ, પ્રકાશનસ્થાન : શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ,
મુદ્રણસ્થાન : સુભાષ પ્રિન્ટરી, મીરઝાપુર રોડ, અમદાવાદ

॥ वीराय नित्यं नमः ॥

# શ્રી જૈન સત્ય પ્રકાશ

વર્ષ ૮ ક્રમાંક ૯૨ અંક ૮

## શ્રી ઉત્તમવિજયશિષ્ય શ્રી પદ્મવિજયવિરચિત

# પંચકલ્યાણક-મહોત્સવ-સ્તવન

સંગ્રાહક તથા સંપાદક–પૂજ્ય મુનિમહારાજ શ્રી જયંતવિજયજી

### દોહા

પ્રણમી પાસ જિણેસરૂ, સદ્ગુરુને સુપસાય,
પંચ કલ્યાણકે ગાયસ્યું, સાધારણે જિનરાય (૧)
ચવન જનમ વ્રત કેવલ, પંચમ વલી નિર્વાણ,
એ કલ્યાણક ગાયતાં, હોય કલ્યાણ કલ્યાણ. (૨)
નરનારી તે ધન્ય છે, જિણે કલ્યાણક દીઠ,
તે સુરવર પણ ધન જિણે, મહોછવ કીધ ઉકીઠ. (૩)
એક કલ્યાણક જે દિને, તે દિન હોય અનંત,
કલ્યાણક તિણે કારણે, કરીઇ સમકિતવંત. (૪)
આંખી મીચીં ઉઘાડીઇં, નહી સુખ તે વિચાર,
સુખીયા ભિન્ન મુહૂર્ત લગે, નારક હોય પણિ સાર. (૫)
ઇંદ્ર ચોસઠ આવે તિહા, મહોચ્છવ કરવા કામ,
કરી રાહોચ્છવ સ્તવના વલી, જાય નંદીસર ઠામ (૬)
તિહાં અઠાઈ–મહોચ્છવ કરી, જાય નિજ આવાસ,
ઇમ એકેકે કલ્યાણકે, કરતા હર્ષ ઉલ્લાસ (૭)
પ્રભુગુણની અદ્ભુતતા, અચરિજતા ગુણગેહ,
રોમ–કૂપ વિકસે વલી, લાભ લહે બહુ તેહ. (૮)

### *ઢાળ પહેલી–ચ્યવનકલ્યાણક

ચાલ

જબ ઉપનેજી જનની કુખે જિનવરા, તબ ઇંદ્રોજી આસનથી ઉઠે ત્વરા;
પ્રભુસાહમાજી સાત આઠ ડગલા ભરે, કર જોડીજી શક્રસ્તવ ઇમ ઉચરે (૧)

---

* આ પહેલી ઢાળની રચના કવિ પંડિત દેવચંદ્રજીકૃત અને અત્યારે વિશેષ પ્રચલિત સ્નાત્રપૂજાની ઢાળના જેવી છે સ્નાત્રપૂજાની જેમ આમા પણ પ્રભુના જન્મકલ્યાણક પૂર્વના ચ્યવનકલ્યાણકનું વર્ણન આપેલુ છે તેથી જાણે સ્નાત્રપૂજાની ઢાલ વાચતા હોઇએ એવો **સમાનતાનો આભાસ થાય છે.**

ત્રૂટક

ઉચરે હર્ષ અતિ પ્રકર્ષ ઉપનો તિથ્થંકરો,
પહણુ સ્વામી ગોત્ર જેહના દ્રવ્ય જિનઘર સંહરો;
ધન દિન આજનો જાણો તીર્થપતિ સેવા મલી,
મન માંહી રાચો અને નાચો કરો સ્તવના વલી વલી. (૨)

ચાલ

ચૌદ સુપનાંજી જનની દેખે તામ એ; પૂછે પતિજી સુપનપાઠક તે ઠામ એ;
તે ભાખેજી સુપન વિચાર સોહામણો, સુત હોસ્યેજી ત્રિભુવનજન મનકારણો. (૩)

ત્રૂટક

કારણો શાશ્વત સુખ જ કેરો ચૌદ રાજ્યહ લોકને,
અથ ભાગે જવા માટે કારણો ભવિ થોકને;
સુણીય નરપતિ મનોવાંછિત દાન આપી તેહને,
ગરભ–પોસણુ ક્રિયા કરતાં મોહ વાધે જેહને. (૪)

ચાલ

ગર્ભ વાધેજી સંપૂર્ણ દોહલે કરી, કલ્યાણકજી ચ્યવન મોછવ કરતા હરિ;
મન ચિંતેજી એ સંસારસાગર તરી, પુન્યેં પામ્યાજી જિનવર-સેવા સુખ કરી (૫)

ત્રૂટક

સુખકરી સેવા લહિ મેવા પરમેષ્ઠિપદ ધ્યાઇંઇં.
આંબિલ એકાસણું નિવિ પૌષધે આરાહિઇં;
આરાધતા પ્રભુ સાભરે તિણેં નિર્જરા બહુ પાઇંઇં,
ભક્તિ શક્તિ તીર્થપતિના ભવિક ગુણડા ગાઇંઇં. (૬)

## ઢાળ બીજી–જન્મકલ્યાણક

જબ જનમ્યા જિનવર રાયા, તબ ત્રિભુવન સુખ પાયા;
મંદ મંદ વાયુ તિહાં વાય, સવિ રિતુ પરિપાક સુહાય જબ૦ (૧)
પંખી સુપ્રદક્ષિણા દેતા, સવિ ગ્રહ ઉચ્ચ સ્થાનકે રહેતાં;
છપન્ન દિસ કુમરી જાણે, આવે અતિ હર્ષ ભરાણે. જબ૦ (૨)
તેહ સૂતિક કરમ કરીને, ગુણ ગાવે મોદ ધરીને;
જબ સવિ નિજ થાનકી જાય, તબ ઇંદ્ર આસન ડોલાય જબ૦ (૩)
સુઘોષ ઘંટા વજડાવે, સવિ દેવને જાણ કરાવે;
અનુક્રમે જિન–જનની પાસે, આવી પ્રણમે ઉલ્લાસેં. જબ૦ (૪)
લેઈ જાઈ મેરૂ–ગિરિ—શૃંગ, મિલે ચોસઠ ઇંદ્ર સુચંગ;
કરે સ્નાત્ર મહોચ્છવ મનરંગ, ગુણગાન કરે પ્રભુ સંગ. જબ૦ (૫)
સુરો વળી માતને આપી, ભાવના દૃઢતા મન ભાવી,
વરસે તિહાં અતિ વસુ–ધાર, જિનવરઘર ભારી ઉદાર. જબ૦ (૬)

પોતા નિજ નિજ આવાસ, નૃપ નિરખો વિહાણે[1] ઉલ્હાસ,
ભૂપતિ મન હરી ખિત થાય, કરે જનમમોચ્છવ વલી રાય ... ( ૭ )

**ઢાલ ત્રીજી-દીક્ષાકલ્યાણક**

હવે લોકાંતિક સુર કહે બુઝો ભગવંત,
પ્રભુ અવધિઇં દેખે ભોગ-કરમનો અંત,
તબ દાન સંવચ્છરી દેતા વાંછિત તંત,
હય ગય મણિ માણિક પૂરે દેવ મહંત. ( ૧ )

ત્રૂટક

પૂરે દેવ મહંત તે લાવિ વરંવરી ઘોષાવે,
એક કોડી આઠ લાખ નિરંતર લેખો દાનનો થાવે;
વરસમાં ત્રિણસે કોડ અઠયાસી ઉપરેં એંસી લાખ,
કંચન વરસી જગ ઉરણ[2] કરેં કલ્પવૃત્તિની ભાષ ( ૨ )
દીક્ષા અવસરે હવે આસન ઇંદ્રનું ડોલે,
ભવઅવધિ પ્રયુંજે અવસર લહી ઇંમ બોલે.
જિન-દીક્ષા મોચ્છવ કરવાને અમે જાસ્યું,
સહુ સુણજો દેવા લાભ અનંત ઉપાસ્યું. ( ૩ )

ત્રૂટક

લાભ અનંત ઉપાસ્યું દેવા ઈમ કહીને તિહાં આવે,
રજત કનક મણિ મન્મય કેરા કલસ અધિક સોહાવે;
ન્હવરાવી સિબિકા બેસારી વનખંડે જિન લાવેં,
શુભ થાનક ઉતરવા કારણ શિબિકાને તિહાં ઠાવે. ( ૪ )
હવે જિન નિજ હાથે આભૂષણ ઉતારે,
માનુ કર્મ નીકંદે તિમ શિર-કેશ બિડારે,
પછે સોહમ ઇંદ્રો કોલાહલ તિહાં વારે,
પ્રભુ સામાયકનો કરે ઉચ્ચાર તિવારે ( ૫ )

ત્રૂટક

કરેં ઉચ્ચાર તિવારે પ્રભુને ઉપજે ચોથું જ્ઞાન,
ખંધેં ઇંદ્ર વસ્ત્ર એક મૂકે લાખ મૂલનું માન.
પ્રભુ તિહાંથી હવે આગલ વિચરે દરીમાંથી હરિ જેમ,[3]
સહુ નિજ નિજ થાનક વલી આવેં તૃતીય કલ્યાણક ઈમ ( ૬ )

---

૧. વિહાણે=પ્રભાતે. ૨. ઉરણ=ઋણરહિત-દેણારહિત.
૩. દરી=ગુફા, હરિ=સિંહ—ગુફામાંથી સિંહ નીકળે તેમ (પ્રભુ સંસારરૂપી અંધારી ગુફામાંથી બહાર નીકળ્યા અને પૃથ્વીતલ ઉપર વિચરવા લાગ્યા). રાજપાટનો ત્યાગ કરી દીક્ષા ગ્રહી ચાલી નિકળતા જિનેશ્વર માટે આ ઉપમા બરાબર ઘટતી છે

## ઢાલ ચોથી–કેવલજ્ઞાનકલ્યાણક

હોઈ દીક્ષા પ્રભુ કરે વિહાર, અપ્રતિબંધપણે સુખકાર,
કોઈ ઠામ જિન કાઉસગ રહે, પરિસહ ઉપસર્ગ સઘલા સહે. ( ૧ )
જેહને જેટલો છઉમથ કાલ, તેટલે કાલ તપે સુવિસાલ,
અનુક્રમે વધતે શુભ પરિણામ, શુકલ ધ્યાન અંતર જબ ઠામ ( ૨ )
જ્ઞાન દર્શન–આવરણ ને મોહ, વલી અંતરાય તે ચોથો જોહ;
ઘાતી ચ્યાર હણી વડવીર, બારમે ગુણઠાણાં તે ધીર. ( ૩ )
નિરમલ ઉપજે કેવલનાણ, ચાર નિકાય સુર હોવે જાણ;
કેવલજ્ઞાન મહોચ્છવ કરે, સમોસરણ વિરચે તતપરે ( ૪ )
ગણધરની કરે તિહાં થાપના, દ્વાદશાંગી વિરચે તિહાં શુભમના;
ચાર પ્રકારે સંઘ થપાય, પાંત્રીસ ગુણ વાણી ઉચરાય. ( ૫ )
અતિશય પણિ ચોત્રીસ પૂરાય, કોડિ દેવ નિકટે જિનરાય;
ભવિક જીવને કરે ઉપગાર, લોકાલોકના જાણણહાર. ( ૬ )

## ઢાલ પાંચમી–નિર્વાણકલ્યાણક

વિચરંતા અવસર જાણી, આદર અણસણ નાણી;
કેઈક કાઉસગે રહેતા, પરયંકાસને કહેંતા. (૧)
વેદની આયુ ગોત્ર નામ, એહનો ક્ષય હુઓ જામ રે,
સિદ્ધિ ય સમયમાં વરીયા રે, ઇંદા સોકમા ભરીયા રે (૨)
આવે જિનવર પાસે રે, મૂંકે આંસુ નિસાસે રે;
પરદખિણા દેઇ બોલે રે, કિમ નવિ જિન વચ ખોલે રે (૩)
ઇંમ વિલપે તિહાં દેવ રે, ચય વિરચે તતખેવ રે,
અગ્નિકુમાર ને વાય રે. મેઘકુમાર સુર આય રે (૪)
નિજ નિજ કારય કરતા રે, પણ ઉચ્છાહ ન ધરતા રે,
જિન ગણધર મુનિરાય રે. ચય ત્રિક કરે ત્રિણે ઠાય રે (૫)
હવે જિનદાઢ ને દંત ને, અસ્થિ ને ભસ્મ જે હુંત રે;
તે લીંઇ નિજ નિજ જોગ રે, જિનવિરહય તણો સોગ રે. (૬)
થૂભ રચે ત્રિણે સાર રે, જિનગુણ ગાય ઉદાર રે;
પ્રભુ વિણ નહિ કો આધાર રે, જાઈ નદિસર ઠાર રે (૭)
મોચ્છવ તિહા કરી દેવ રે. જાઈ નિજ થાનિક હેવ રે,
સમુગામા જિનદાઢા મૂકે રે, તસ વિનયાદિ ન ચૂકે રે (૮)
ભગવઇઅંગે એ ભાખ્યુ રે, જંબુપન્નતીઇ દાખ્યું રે,
શુદ્ધ ભાષી ચિત્ત રાખ્યુ રે, મોક્ષકલ્યાણક આખ્યું રે (૯)

કલશ

ઇય પણ કલ્યાણક ગુણઠાણક પામીઇ આરાધતાં,
**સાકે સોલ બ્યાસીયા વર્ષે** ઉદ્યમ હર્ષ તે વાધતા;

સાહ નાગજી કહેણથી એ સાધારણ જિન ગાઈઆ.
ખિમાવિજય જિન ઉત્તમનામે પદ્મવિજયે ધ્યાઈઆ
રચ્યા સં ૧૮૧૭, લખ્યા સ. ૧૮૮૯ જેઠ સુદ ૮.

**નોંધ**—પ્રસ્તુત સ્તવન સુપ્રસિદ્ધ કવિ શ્રી પદ્મવિજયજીની કૃતિ છે. અને કલશમાં જણાવ્યા પ્રમાણે શાહ નાગજીની વિનતીથી શક સવત ૧૬૮૨ માં–એટલે ૧૬૮૨ મા શક સંવત અને વિક્રમ સંવત વચ્ચેના અતરના ૧૩૫ વર્ષ ઉમેરતાં વિક્રમ સવત ૧૮૧૭ મા–એની રચના કરવામા આવી હતી આ કવિતાની ભાષા મધુર અને સરળ છે અને ભાવ સ્પષ્ટ છે. તીર્થંકર ભગવાનના પાંચે કલ્યાણકો કઈ રીતે ઉજવાય છે તેનો સ્પષ્ટ ખ્યાલ આ સ્તવન આપે છે. એટલે બાળકોને પ્રભુજીનાં કલ્યાણકોનો ખ્યાલ આવી શકે તે માટે પાઠ્યપુસ્તકમાં આપી શકાય એવી સુંદર આ કવિતા છે.

મારી પાસે આ કવિતાની નકલ કેટલાક વખતથી પડેલી હોવાથી ઉપયોગી સમજીને અહી આપી છે. આ નકલ કયા ભંડારની હસ્તલિખિત પ્રત ઉપરથી ઉતારવામા આવી હતી તેનો નિર્દેશ, નકલ કરતી વખતે ઉતારવો રહી ગયો હોવાથી અહીં નથી આપી શકાયો તે માટે દિલગીર છું.

# જૈનધર્મી વીરોનાં પરાક્રમ

લેખક. **શ્રી. મોહનલાલ દીપચંદ ચોકસી**

( ક્રમાંક ૫૯ થી શરૂ ગતાંકથી ચાલુ આ અંકે સપૂર્ણ )

## ઉપસંહાર

આ લાંબી લેખમાળા મહાન વસ્તુપાલના સક્ષિપ્ત જીવન સાથે પૂર્ણ થાય છે. એમાં જુદાં જુદાં સ્થાનના જે નવ કથાનકો વર્ણવેલા છે અને એની પાછળ જે ઇતિહાસનું પીઠબળ દર્શાવેલું છે એ જોતાં હરકોઈને એટલુ તો સહજ સમજાય તેમ છે કે જૈનધર્મ પાળનારા પણ, સમય પ્રાપ્ત થતા લેશ પણ નબળાઈ દાખવ્યા વગર કિવા કાયરતાનો સધિયારો શોધ્યા વિના ઉઘાડી છાતીએ સમરાંગણમા ઘૂમી શક્યા છે અને દુનિયાદારી ભાષામા જેને બહાદુરી કે પરાક્રમ તરીકે પિછાનવામાં આવે છે એ ફોરવી શક્યા છે.

અહીં વિના સંકોચે કહેવુ જોઈએ કે–એ રીતે લડવામા–શસ્ત્રાસ્ત્રોના વપરાશમાં હિંસા સમાયેલી છે. જૈનધર્મના સિદ્ધાત પ્રમાણે અહિસા એ જ મુખ્ય ધર્મ છે અને તેથી એના અનુયાયી વર્ગ માટે મુખ્ય ધ્યેય તો અહિંસાનું જ હોવું જોઈએ. તો પછી સહજ પ્રશ્ન ઉઠવાનો કે જેઓએ ઉપર વર્ણવ્યા પ્રમાણે તરવાર કે ભાલાના દાવ ખેલ્યા અને એ દ્વારા શત્રુઓના પ્રાણોને પરલોકને પથે વિદાય કર્યા એ ઉચિત ગણાય ખરુ ? એવું આચરણ કરનારા વસ્તુપાલ કે અમરચદ સુરાણા જૈન કહેવાય ખરા ? હિસા અને અહિસા સાથે તો ન જ સભવી શકે પ્રશ્ન સાચો છે. પણ જો જૈનદર્શનમા વર્ણવેલ અહિંસા કિવા દયાપાલનની જુદી જુદી કક્ષાનો વિચાર કરવામાં આવે તો એનો ઉકેલ સહજ આવે તેમ છે. સપૂર્ણ અહિસાનુ પાલન કરવા કટિબદ્ધ થનાર માટે સમસ્ત શસ્ત્ર કે અસ્ત્રનુ છોડવાપણુ છે એટલુ જ નહી પણ નાની સરખી લાકડી કે સામાન્ય લેખાતા તરણાની પણ એને જરૂર નથી જ. વળી તેને માટે તો કાયાથી જેમ અન્ય જીવને ઉપદ્રવ

કરવાપણું નથી તેમ વચન અને મનથી પણ અન્ય જીવને ઉપદ્રવ કરવાપણું નથી. અન્યને દુઃખ પમાડે તેવા મનમાં વિચાર સરખો જ્યાં કરવાનો નથી ત્યાં માઠાં લાગે એવા વચન વદવાપણું તો હોય જ શેનું? આ પ્રકારનો સખત નિગમ મોટા ભાગે શ્રમણો જ પાળી શકે અર્થાત્ ઉચ્ચ કોટિના અભ્યાસી સાધુઓ જ એ દિશામાં જીવન ગાળી શકે. સંસારવાસી આત્માઓ કે જેમના શિરે રાજ્ય ચલાવવાની, લેવડદેવડના વહીવટ કરવાની, અગર તો આરંભ-સમારંભના કાર્યો સંભાળવાની જવાબદારી હોય છે એવા મનુષ્યો માટે ઉપર વર્ણવ્યું એ રીતે અહિંસાનું પાલન શક્ય નથી. એથી જેઓને સસારના બંધનમાં રહી અરસપરસની ફરજો અદા કરવાની છે એવા શ્રાદ્ધ વર્ગ માટે અહિંસા ધર્મરૂપ તો છે જ, પણ તેનુ પાલન કરવાનું માપ જુદું છે. એમાં કડકાઈ કરતા છુટછાટ વધુ છે. અપરાધી પ્રત્યે કે આવશ્યક ફરજ ટાણે એ મૌન ન સેવે. નજર સામે જુલમ થઈ રહ્યો હોય કિંવા બળિયાનો હાથ નબળાને કે અસહાયને ડારતો હોય તો એ હાથ જોડી ઊભો ન રહે. એ વેળા ઉઘાડી છાતીએ ઝુકાવે અગર તો હાથમાં શસ્ત્ર પકડી પડકાર કરે. જુલમગારનો સામનો કરવો એ એની ફરજ! એ પરિસ્થિતિ લક્ષ્યમાં લઇ જૈન સિદ્ધાંતકારોએ અહિંસાનું પ્રમાણ શ્રમણસમૂહ માટે જ્યારે પૂર્ણ એટલે સોળ આની કહ્યું છે ત્યારે શ્રાદ્ધ યાને ઉપાસક વર્ગ સારુ એક આની મૂક્યું છે. અલબત્ત શક્તિ અને સંજોગો અનુસાર એક આનીથી આગળ વધવામા વાંધો નથી જ. જ્યાં આવી દીર્ઘદર્શિતા ભરી ગોઠવણ હોય, જ્યાં એ રીતે એક બે નહિ પણ સંખ્યાબંધ આત્માઓ આચરણ કરી ચૂક્યા હોય, અને જ્યાં એ વાતની સાક્ષીમાં ઇતિહાસ ડિંડિમ નાદ કરતો હોય ત્યાં એમ કહેવુ કે જૈનધર્મની અહિંસા દેશની પરાધીનતા માટે જવાબદાર છે, અથવા તો ગુજરાતના પતનમાં એણે અગ્ર ભાગ ભજવ્યો છે તો એ માત્ર બાલિશતા છે એમ જ નહિ પણ ઇતિહાસની અજ્ઞાનતા પણ છે જ. એવું વદનાર જો સાક્ષર વર્ગમાં કોઇ હોય તો કહી શકાય કે એની કલમે સત્યનો અપલાપ કરી કેવળ અસૂયાનુ પાન જ કર્યું છે.

દુનિયાનો મોટો ભાગ જે માપે શૌર્ય કે પરાક્રમને માપે છે એની અનેક પરાક્રમ ગાથાઓ ભારતવર્ષમાં અને એની બહારના દેશોમા ભૂતકાળમાં અને આજે પણ રચાઇ હતી અને રચાય છે, અને તે ઉપરથી જય-પરાજયના આંક મૂકાય છે. આ સાચું છે છતાં એથી અહિંસામાં કઈ જ નથી અથવા તો એ કેવળ આત્મિકશ્રેય સારું જ ઉપયોગની વસ્તુ છે, વ્યવહારમાં એનુ કઇ જ મૂલ્ય નથી એમ માનવામા જરૂર ઉતાવળ છે. જે વસ્તુ એક આત્માને કલ્યાણપંથે લઇ જવાનું સામર્થ્ય ધરાવે તે સંખ્યાબંધ આત્મા માટે શા સારુ શ્રેયનો માર્ગ ન ઉઘાડે? ભૂત અને વર્તમાનનાં ઉદાહરણ એકઠા કરતા જરૂર લાગવાનુ કે એમા ઉત્કૃષ્ટ શક્તિ છે. એનો ઉપયોગ કરતાં આવડે તો હિંસાના વિષમ ને લોહીયાળ માર્ગે જઇ હજારોની પ્રાણહાનિ કરવી અને જય મળ્યા છતાં સાચી શાંતિ ન મળે કિંવા ભાવિ ભય ઊભો રહે એવી ત્રિશંકુ દશામાં રહેવું, એ કરતા અહિંસાનો પથ ઘણી રીતે શ્રેષ્ઠ છે. અલબત્ત એમાં કષ્ટરાશ ભારી છે અને સહન કરવાનું વધુ છે, છતા એનો આખરી અંજામ પ્રેમમય અને કાયમી શાંતિમા પરિણમે છે એ નિશ્ચિત વાત હોવાથી પ્રશંસનીય અને અનુકરણીય છે. જૈનોની અહિંસાએ પતન નથી નોતર્યું! એ માટે ગાંધીજીના શબ્દો ટાંકી લેખમાળાને સમાપ્ત કરીશ. 'મોડર્ન રીવ્યુ' નામના પ્રસિદ્ધ માસિકમાં વર્ષો પૂર્વે દેશભક્ત લાલા લજપતરાયે લખેલું કે—

"The elevation of the doctrine of Ahimsa to the highest position contributed to the downfall of India."

ભાવાર્થ—"અહિંસાના સિદ્ધાંતને શ્રેષ્ઠ ગણી તેને એકદમ ઊંચી કક્ષાએ ચઢાવી દેવાથી ભારતવર્ષનો અધઃપાત થયો છે."

એ લેખમાં આગળ જતાં જૈનધર્મની અહિંસા પ્રત્યે પણ કટાક્ષ કરી પરાધીનતાના કારણરૂપ બતાવેલી. એ સંબંધમાં ગાંધીજીએ જણાવ્યું કે—

"During the past 1500 years we have as a nation given ample proof of physical courage, but we have been torn by internal dissensions and have been dominated by love of self instead of love of country: We have, that is to say, been swayed by the spirit of irreligion rather than of religion.

"I do know how far the charge of unmanliness can be made good against the Jains. I held no brief for them.

"Our Shastras seem to teach that a man who realy practises Ahimsa in its fulness has the world at his feet; he so effects his surroundings that even the snakes and venomous reptiles do him no harm. This is said to have been the experience of St. Francis of Assisio...**अभयदान** (Gift of life) is the greatest of all gifts.

"If we are unmanly to day, we are so, not because we do not know how to strike, but because we fear to die. He is no follower of Mahavir, the apostle of Jainism, who being afraid to die, takes flight before any danger, real or imaginary."

ભાવાર્થ—શ્રી લાલા લજપતરાયે કરેલ આક્ષેપોના જવાબમાં ગાંધીજી જણાવે છે કે-"છેલ્લા ૧૫૦૦ વર્ષ દરમ્યાન એક દેશ તરીકે આપણે શારીરિક હિમ્મતના ઘણા પુરાવા આપ્યા છે, પણ આપણે આંતરિક ઝઘડાઓથી જીર્ણ થઈ ગયા છીએ અને દેશપ્રેમના સ્થાને આપણે સ્વાર્થપરાયણ થઈ ગયા છીએ. એમ કહી શકાય કે આપણે ધર્મ ભાવનાના બદલે અધર્મ ભાવનાના ભોગ બન્યા છીએ.

"હું કંઈ જૈનોનો બચાવ કરવા નથી માગતો, પણ (આપણી) નાહિમ્મત માટે જૈનો ઉપર કેટલું દોષારોપણ થઈ શકે એનો મને બરાબર ખ્યાલ છે.

"આપણાં શાસ્ત્રો તો એમ શીખવે છે કે જે માણસ સાચી રીતે સંપૂર્ણ અહિંસાનું આચરણ કરે છે તેના ચરણમાં આખી દુનિયા આવી પડે છે, તે આસપાસના વાતાવરણને એટલું પ્રભાવિત કરે છે કે સર્પ અને ઝેરી જાનવરો પણ તેને કશું નુકશાન કરતા નથી. એસીસીઓના સંત ફ્રાન્સીસને આવો અનુભવ થયાનુ કહેવાય છે....... અભયદાનને બધા દાનોમાં શ્રેષ્ઠ દાન ગણવામાં આવ્યુ છે.

"જો આપણે અત્યારે નામર્દ બની ગયા છીએ તો તેનુ કારણ આપણે પ્રહાર કરવાનું ભૂલી ગયા છીએ એ નથી, પણ તેનુ કારણ તો આપણે મરણથી ડરતા થયા છીએ એ છે. તે માણસ જૈનધર્મના પયગંબર પ્રભુ મહાવીરનો અનુયાયી નથી કે જે મોતથી ડરીને કાલ્પનિક કે સાચા ભય સામેથી નાસી છૂટે છે" (સંપૂર્ણ)

જૈન સ્થાપત્યો અને જ્ઞાનમંદિરોથી સમૃદ્ધ રાજપુતાનાનું એક જૈન તીર્થ

# જૈસલમેર

લેખકઃ—શ્રીયુત સારાભાઇ મણિલાલ નવાબ, અમદાવાદ.

( ક્રમાંક ૮૮ થી ચાલુ )

(१) विक्रम संवत् १५१८ वर्षे श्री जेसलमेरु
(२) महादुर्गे रांउल श्री चाचिगदेवविजयिराज्ये
(३) ऊकेशवंशे चोपडागोत्रे सा० हेमा पुत्र ॥
(४) पूना तत्पुत्र दीला तत्पुत्र पांचा तत्पुत्र ॥
(५) सं० सिवराज सं० महिराज सं० लोला बांधवेन
(६) . ... ... ... ... ... ... ..
(७) सुहवदे पुत्र सं० थिरा सं० महिराज भार्या महिगलदे पुत्र सहसा
(८) साजण सं० लीलाभार्या लीलादे पुत्र सं० सहजपाल रत्नपाल ॥
(९) सं० लाखण भार्या लखमादे पुत्र सिखरा समरा माला सोढाकउ-
(१०) रा पौत्र ऊधा श्रीवत्स सारंग सद्दा श्रीकरण ऊगमसी सदारंग
(११) भारमल्ल सालिग सुरजन मंडलिक पारस प्रमु
(१२) ख परिवारसहितेन वा० कमलराजगणिवराणां स
(१३) दुपदेशेन मातृ रूपी पुण्यार्थं श्रीकल्याणमस्तु
(१४) श्रीसुमतिबिंबानि कारितानि
(१५) प्रतिष्ठितानि श्रीखरतरगच्छे श्री जिनभद्रसूरि
(१६) पट्टालंकार श्रीजिनचंद्रसूरिभिः ॥
(१७) वा० कमलराजगणिवराणां शिष्य उत्तमलाभ गणि प्रणमंति ॥

સંભવનાથજીના દેરાસરનું શિખર સાદું જ છે, પરંતુ તેના પૃષ્ઠ ભાગના ગોખલામાં તથા બંને બાજુના મંડોવરોના ગોખલામાં પીળા પાષાણની એકેક પદ્માસનસ્થ મૂર્તિ છે.

**(૩) શ્રી શીતલનાથજીનું દેરાસર**

ઉપરોક્ત (૧) શ્રી પાર્શ્વનાથજી મૂળનાયકના દેરાસરની ભમતીમાંથી જમણી બાજુની બારી મારફતે શ્રી શીતલનાથજીના દેરાસરમાં જવાય છે. શીતલનાથજીના દેરાસરમાં મૂળનાયક તરીકે શીતલનાથજીના બદલે શાંતિનાથજીની ધાતુપ્રતિમા બિરાજમાન છે. ગભારામાં મૂળનાયક સિવાય ૨૬ પાષાણની તથા ૧ ધાતુની નાની પંચતીર્થી બિરાજમાન છે અને ૧ તામ્બાનો સિદ્ધચક્રજીનો યંત્ર છે. આ ઉપરાંત રંગમંડપની બંને બાજુએ નાની મોટી પાષાણની ૯૨ પ્રતિમાઓ તથા મોટા ૫ જિનબિંબો ધાતુના છે અને ધાતુની ૨ પંચતીર્થીઓ પણ છે. રંગમંડપની જમણી બાજુએ સંગેમરમરનો એક મોટો સત્તરિસય જિનપટ છે, આ પટની ઉંચાઇ ૫ ફૂટ છે અને લંબાઇ આસરે ૭ ફૂટ છે.

આ દેરાસરની છતમા દિવસે પણ એટલા બધાં ચામાચીડીઆં લટકે છે કે જો વહીવટદારો તેનો તાત્કાલિક પ્રબધ નહી કરે તો ચામાચીડીઆની હગારથી થતી દેરાસરની આશાતના નિરતર ચાલુ રહેવાનો સભવ છે. શીતલનાથજીના દેરાસરમા જવાનો મુખ્ય રસ્તો તો જૈસલમેરના મૂળનાયકના જિનમદિરમાં દાખલ થતાં જે મોટુ વિશાળ તોરણ આવે છે, તેની જમણી બાજુએ છે. પરંતુ (૨) શ્રી સભવનાથજીના દેરાસરની માફક, જૈસલમેર શહેરમાં જૈનોની વસ્તી દિનપર દિન ઘટતી જતી હોવાથી કોઇ, એકલદોકલ પ્રવાસી યાત્રાળુ સિવાય અને તિથિના દિવસો સિવાય મંદિરોના પૂજારીઓ તથા એકાદ–બે ધર્મ-શ્રદ્ધાળુ જૈનો જ આ કિલ્લાપરનાં જિનમદિરોના દર્શને આવે છે, તેથી મોટે ભાગે આ મુખ્ય દરવાજો બધ જ રાખવામાં આવે છે.

શીતલનાથજીના મુખ્ય દરવાજાની ડાબી બાજુની ભીતપરની ચુનાની જાળીઓ પૈકી એક જાળીમા કાલિયામર્દનનું સુદર દશ્ય શિલ્પીએ રજુ કરેલું છે, જે ખાસ જોવા લાયક છે.

આ પ્રમાણે કિલ્લાપરનાં ત્રણ જિનમદિરોમાં જવાનો મુખ્ય ચાલુ રસ્તો શ્રી પાર્શ્વ-નાથજીના જિનમદિરનો પ્રવેશ-માર્ગ છે. આ ત્રણે જિનમદિરોના દર્શન કર્યા પછી બહાર નીકળીએ એટલે ડાબા હાથ તરફ (૪) શ્રી શાંતિનાથજીનુ તથા (૫) શ્રી અષ્ટાપદજીનુ દેરાસર આવે છે. આ બને દેરાસરો એક જ દેરાસરમા ઉપર નીચે આવેલાં હોવા છતા, પરંપરાથી અલગ ગણાય છે, તેથી મે પણ તેનો અલગ ઉલ્લેખ કરેલો છે. આ બન્ને દેરાસરો પૈકી (૪) શ્રી શાંતિનાથજીનું દેરાસર મેડા ઉપર આવેલુ છે અને (૫) શ્રી અષ્ટાપદજીનુ દેરાસર નીચે–ભોયતળીએ આવેલુ છે.

**શ્રી શાંતિનાથજીનું દેરાસર**

શ્રી શાંતિનાથજીના ઉપરના દેરાસરમા તથા નીચેના શ્રી અષ્ટાપદજીના દેરાસરમા જવા માટેનો રસ્તો એક જ છે. શ્રી શાતિનાથના મુખ્ય મદિરની ડાબી બાજુએ બે સુદર આરસની શિલ્પ–નર્તકીઓની બાજુમા આ દેરાસર બધાવનારની તથા તેણે કરેલા સુકૃત્યોની નોધવાળી પીળા પાષાણપર ખોદેલી એક પ્રશસ્તિ છે, જેના પત્થરની લબાઇ ૨ ફૂટ ૪ ઇચ છે તથા પહોળાઇ ૧ ફૂટ ૪ ઇચ છે (જુઓ જૈન લે. સ. ભાગ ૩ લેખાક ૨૧૫૪).

શ્રી શાતિનાથજીના મુખ્ય દેરાસરની સામે રગમંડપમા ડાબા હાથ ઉપર પીળા પાષાણના હાથી પર આ દેરાસર બધાવનાર શેઠ–શેઠાણીની મૂર્તિઓ પોતાના બને હાથ જોડીને પ્રભુની સ્તુતિ કરતી હોય તેવી રીતે શિલ્પીએ રજુ કરેલી છે. આ બે મૂર્તિઓ પૈકી શેઠની મૂર્તિ ધાતુની છે અને શેઠાણીની મૂર્તિ સફેદ આરસની છે વળી શેઠની મૂર્તિના પાછળના ભાગમાં બે લીટીનો ટૂકો લેખ છે, જે આ પ્રમાણે છે—

(૧) **सवत् १९६० वर्षे पोष वदि ३ दिने ॥**

(૨) **श्री आदिनाथ प्रतिमा सेवक ॥**

લેખમા નામ નહિ હોવાથી આ મૂર્તિ કોની છે, તેની ખરેખરી ઓળખાણ થઇ શકવી મુશ્કેલ છે, પરતુ ત્યાં પૂજારી વગેરેના કહેવાના આધારે જ મે ઉપરની કલ્પના કરી છે.

આ બને શેઠ–શેઠાણીની મૂર્તિઓ સિવાય બીજી પણ બે મૂર્તિઓ જમણી બાજુએ બે હાથી પર બિરાજમાન છે, અને આ મૂર્તિઓ પૈકીની શેઠની મૂર્તિ ધાતુની અને શેઠાણીની મૂર્તિ સફેદ આરસની છે. આ બને મૂર્તિઓ તથા હાથી પર પણ કોઈ પણ જાતનો લેખ વગેરે નહિ હોવાથી આ મૂર્તિઓ કોની હશે તેની કલ્પના કરવી મુશ્કેલ છે. આ દેરાસરની ભમતીમાં આપણી ડાબી બાજુએથી જતાં પ્રથમ શ્રી શત્રુંજય ગિરનાર તીર્થાવતારનો પટ છે, જેના નીચેના ભાગમા સવત ૧૫૮૫ની સાલનો લેખ છે. (જુઓ જૈ. લે. સં. ભાગ ૩ જો લેખાંક ૨૧૫૫).

આ પટ ઉપરાંત પાષાણની ૧૦૩ નાની મોટી જિનપ્રતિમાઓ તથા એક બેઠક ઉપર ઉપરોક્ત પ્રશસ્તિ લેખ, બે સુદર શિલ્પ–નર્તકીઓ અને એક લક્ષ્મીનારાયણની સુદર આરસની મૂતિ છે. આ બંને શિલ્પ–નર્તકીઓના શિલ્પો બહુ જ સુદર છે, અને તે બનેના ફોટાઓ શેઠ આણદજી કલ્યાણની પેઢીની ઑફીસમા છે.

મુખ્ય દેરાસરના મડોવરોનાં શિલ્પો બહુ જ શ્રેષ્ઠ કોટીનાં છે અને તે શિલ્પો પૈકીના કેટલાક શિલ્પો તો જિનેશ્વરદેવોની પદ્માસનસ્થ પ્રતિમાજીના તથા જૈન સાધુ મુનિરાજોના છે. આ દેરાસરના ઉપરતુ સામરણ બહુ જ સુદર અંને ઝીણવટભર્યા કોતરકામવાળુ છે, જેનો ફોટો પણ શેઠ આણદજી કલ્યાણજીની પેઢીમા છે.

મુખ્ય મંદિરમાં દાખલ થઈએ ત્યારે સૌથી પ્રથમ નજર ગર્ભદ્વારની બને બાજુએ આવેલા વિશાળ પીળા પાષાણનાં સત્તરિસય પટ્ટ પર પડે છે. ગભારામાં પેસતાં ડાબા હાથ પર બે પીળા પાષાણની કાયોત્સર્ગસ્થ જિનપ્રતિમાઓ છે, જે બને મૂર્તિઓમાં બીજી નાની નાની પદ્માસનસ્થ અગિયાર અગિયાર પ્રતિમાઓ છે, જે બને મલીને એક ચોવીશી છે. વળી તે મૂર્તિઓની પાસે જ એક પીળા પાષાણની પચતીર્થ તથા પીળા પાષાણનો મોટો સત્તરિસય પટ છે, આ પટની નીચે ત્રણ લાઈનનો મોટો શિલાલેખ છે, જે આ પ્રમાણે છે—

**(१) स० १५३६ वर्षे फागुण सुदि ३ दिने श्रीउकेशवंशे ईदाक्षत्रियान्वये श्रीशु(घु ?)ल्लगोत्रे मं०कुंदापुत्र मं०धीधापुत्र मं०लखमसी पुत्र मं०पद्मा मं०वीरा तत्र मं०वीरा पु०जींदा मं०धीरा । देवराज । डाहा । वसता । सहजा । तत्र धीरा भार्या**

**(२) धांधलदे पु०मं तेजा मं० विजा म० गजा मं० सातल तत्र मं० तेजा भा० हांसलदे पुण्यार्थं पु०मं० रूपसी मं० सोमसीभ्यां तत्र रूपसी भा० रांतलदे पु०मं० राजा पुत्री हक्की । रुकमणि । सोमसी भा० ससारदे पुत्री रोहिणि प्रमुखपरिवारसहिताभ्यां श्रीसत्तरिसयपट्टिका कारिता.**

**(३) प्रतिष्ठिता श्रीखरतगरगच्छे श्रीजिनराजसूरिपट्टे श्रीजिनभद्रसूरिपट्टे श्रीजिनचद्रसूरिगच्छनायकैः शिष्य श्रीजिनसमुद्रसूरि श्रीगुणरत्नाचार्य प्रमुख परिवारसहितै ॥ दुर्गाधिप श्रीदेवकर्णनृपराज्ये । शुभं भूयात् । लिखिता कमललाभमुनिना श्रेयोस्तु ॥**

[અનુસંધાન–જુઓ પાનુ ૨૪૦]

# શ્રી માતર તીર્થ

## લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી સુશીલવિજયજી

( ક્રમાંક ૮૯થી શરૂ: ગતાંકથી ચાલુ આ અંકે સંપૂર્ણ લેખાંક ત્રીજો )

**શ્રી સુપાર્શ્વનાથ પ્રભુની ચમત્કારિક મૂર્ત્તિનું વર્ણન**

ખેડા જિલ્લાના માતર તાલુકામાં બરોડા નામે નાનું ગામ છે. ગામની નજીક વાત્રક નદી છે. ગામમાં જૈનોનાં માત્ર બે જ ઘર છે. એક વખતે ત્યાંના વણકર લોકો વાત્રક નદીમાં કાંકરી કાઢવા ગયા. સદ્‌ભાગ્યે નદીના કિનારામાંથી સાતમા સુપાર્શ્વનાથ પ્રભુની ચમત્કારિક મૂર્ત્તિ પ્રગટ થઈ. પ્રતિમાજીને નદીના પાણીથી નવરાવી, માટી દૂર કરી, પોતાના ઘરે લાવી, ઘરની બહારના ચોકમાં તુલસી–ક્યારો હતો ત્યા પધરાવી અને તેના કંઠમા તુળસીની માલા પહેરાવી, પાસે ઘીનો દીવો પ્રગટાવ્યો, અને મૂર્ત્તિની સન્મુખ હરહમેશ ભજનાદિ કરવા લાગ્યા. જે દિવસે આ મૂર્ત્તિ વણકરને ત્યાં આવી તે દિવસે ૫૦ વર્ષની ઉમ્મરવાળા એવા તે વણકરને ઘરે પુત્રનો જન્મ થયો, એટલું જ નહી પણ ઘરના પાયામાંથી રૂ. ૧૦૦) જેટલી કિંમતનો માલ નીકળ્યો. આ બનાવ બનવાથી તેને પ્રભુ પર બહુ જ આસ્થા બેઠી અને આ મૂર્ત્તિ મહાચમત્કારિક છે તેમ તે માનવા લાગ્યો. પોતાના ઘેર આ રીતે મૂર્ત્તિ આવી અને લાભ થયો તે વાતની બહાર ખબર પડવા દીધી નહી. જેમ જેમ તેને વધુ ફાયદા થતા ગયા તેમ તેમ તેની મૂર્ત્તિ પરની આસ્થામા વૃદ્ધિ થવા લાગી અને તે મૂર્ત્તિની ભક્તિ દિવસે દિવસે વિશેષ કરવા લાગ્યો મૂર્ત્તિના અધિષ્ઠિત દેવે માતરના રહીશ સાંકળચંદ હીરાચંદને સ્વપ્ન આપ્યું કે હું બરોડા ગામમાં વણકરને ઘેર છું ત્યાં આવીને લઈ જાઓ. સાંકળચંદ શેઠ માતરથી બરોડા ગયા પણ પત્તો લાગ્યો નહી એટલે તે પાછા આવતા રહ્યા.

ત્યારપછી ફરીથી મૂર્ત્તિના અધિષ્ઠિત દેવે માતરના રહીશ શા. નગીનદાસ કાળીદાસ તથા ચુનીલાલ ભીખાભાઇને સ્વપ્ન આપ્યું કે—પહેલાં મે સાંકળચંદ હીરાચંદને સ્વપ્ન આપેલું, તેઓએ તે વાત ખોટી માની છે, પણ તે વાત સાચી જ છે. અને હું તે જ વણકરને ત્યાં તુલસીક્યારામાં છું. આવીને મને લઇ જાવ. આ વાતથી બન્ને જણાએ સંઘ ભેગો કરી સર્વ હકીકત કહી સંભળાવી. બાદ ઉપરોક્ત ત્રણ વ્યક્તિ સહિત દશ માણસો ગાડા જોડીને વારસંગ ગામે ગયા. વારસંગ ગામમાં નાથાલાલ શ્રાવકનું એક ઘર હતું. તે સુખી અને બાહોશ હતો. માતરથી પધારેલા આ બધાની પરોણાગત સારી રીતે કરી. અને તેમના કામમાં મદદ કરવા તે પણ સાથે જવા તૈયાર થયા.

બરોડા અને વારસંગ વચ્ચે વાત્રક નદી પથરાએલી છે. નદીના સામસામા કાંઠા પર આ બન્ને ગામ વસેલાં છે. નદી ઊતરીને સર્વ બરોડા આવી પહોંચ્યા. બાદ વણકરવાસમા ગયા ને જેનેત્યાં તુલસીના ક્યારાઓ હતા તેને ત્યાં જઇ ક્યારાઓમા તપાસ કરવા લાગ્યા. તપાસ કરતા કરતા અધિષ્ઠિત દેવે જે 'વણકરના ઘરના ચોકમાં રહેલ તુલસીક્યારામા હું છું, ત્યાંથી મને લઇ જાવ' એવા પ્રકારનું સ્વપ્ન આપ્યું હતું, તે જ વણકરના ઘરના ચોકમાં રહેલ તુલસીક્યારામા સુપાર્શ્વનાથ પ્રભુની ભવ્ય મૂર્ત્તિ નિહાળી. સાંકળચંદ હીરાચંદે મૂર્ત્તિની પાસે જઈ બારીકાઇથી તપાસ કરી તો શ્રી સુપાર્શ્વનાથ પ્રભુની પીળા પાષાણની શ્વેતાંબરીય પ્રાચીન મનોહર મૂર્ત્તિ જણાઈ. આ દૃશ્ય જોતા વણકરના હૃદયમા મુંઝવણનો પાર રહ્યો નહી. તે મનમા ને મનમાં જ રડવા લાગ્યો અરેરે ! શું આ લોકો આ

મૂર્ત્તિને મારા ઘેરથી લઈ જશે! મારા આગણામાંથી શુ આ પ્રભુ ચાલ્યા જશે! બસ, ગમે તે થાય, પણ મૂર્ત્તિને ન આપુ! એમ એણે પોતાના હૃદયમાં દૃઢ સંકલ્પ કર્યો.

માતરના આવેલા શ્રાવકોએ વિચાર કર્યો કે હવે પ્રભુજીને અહીં મૂકીને કેમ જવાય? ગમે તે ભોગે અહીથી લઇને જ જવુ જોઈએ. ભલે કદાચ વણકર ન માને તો લાલચ આપીને પણ મૂર્ત્તિ લઇ જવી. આ પ્રમાણે પરસ્પર વિચાર કરી વણકર પાસે મૂર્ત્તિની માગણી કરી, પણ તેણે તે આપવાની ચોખ્ખી ના પાડી, અને શ્રાવકોને સંભળાવી દીધુ કે મને મારી નાખો, મારુ સર્વસ્વ લૂટી લ્યો, મારા પર સીતમ ગુજારો તોપણ એ પ્રભુની મૂર્ત્તિને હુ આપવાનો નથી જ્યારે તેણે આ પ્રમાણે સ્પષ્ટ ના કહી ત્યારે શ્રાવકોએ ૧૦૦) રૂ. સુધીની લાલચ આપવા માંડી પણ વણકરે તો જરાય લલચાયા વગર ધસીને ચોખ્ખી ના પાડી દીધી. એટલે આ મામલાને તાત્કાલિક શાંત કરવાની જરૂર લાગવાથી સમયસૂચક વારસગના શેઠ નાથાલાલે માતરના શ્રાવકોને સમજાવ્યા કે અત્યારે તમે પ્રભુજીને લઈ જવા રહેવા દ્યો! પૈસા આપવાની કંઇ જરૂર નથી. આવતી કાલે હુ ગમે તે રસ્તો કાઢી આ મૂર્ત્તિ તમને અપાવીશ. મમતે ચઢેલી વાત તાત્કાલિક સુધરતી નથી. એને માટે તો કાંઇક સમય જોઇએ. માતરવાળા પણ વણકરના હૃદયને દુ:ખ કરી મૂર્ત્તિ લઇ જવા રાજી ન હતા, તેમ જ વણકરનો વાસ એટલે વણકરોનુ જોર એટલુ બધુ હતુ કે તોફાન કરીને પણ મૂર્ત્તિ મેળવી શકાય તેમ નહોતુ. આ સર્વ પરિસ્થિતિનો વિચાર કરી મૂર્ત્તિ લેવા આવેલા માતરવાળા શ્રાવકો એમ ને એમ પાછા ગયા. માતર આવી સર્વ વૃત્તાંત સંઘ આગળ રજુ કર્યો. એ સાભળીને માતરના શ્રાવકોએ ગમે તે ભોગે પ્રતિમાજીને માતર લાવવાનો નિશ્ચય કર્યો ઞ.ને અગાઉ ગયેલા દશ સહિત આશરે વીશ શ્રાવકો વિ૦ સ૦ ૧૯૬૦ના મહા શુદિ ૧૩ના રોજ રાતના બરોડે જવા નીકળ્યા મધ્યરાતે તેઓ રસ્તામા આવતા મેહરજ ગામે આવી પહોચ્યા. રસ્તામા એક ગાડુ નદીની પાસે ખાડો આવતા ઊંધુ વળી ગયુ, છતા પ્રભુપ્રતાપે કોઇને લેશમાત્ર ઇજા થઈ નહી. બધાએ ભેગા થઇ ખાડામાથી ગાડુ બહાર કાઢ્યું. ત્યાથી વારસગ ગામે આવી પહોચ્યા, ને શ્રાવક નાથાલાલને ત્યા ગયા. નાથાલાલે માતરના શ્રાવકોને કહ્યુ કે વણકરને સમજાવી રૂ. ૨૦૦) સુધી આપવા પડે તો આપીને અને છતા કદાચ આનાકાની કરે તો વણિકબુદ્ધિ વાપરી સમજાવી પતાવી ગમે તે ભોગે મૂર્ત્તિ મેળવવી. આ પ્રમાણે નિર્ણય કરી માતરના શ્રાવકો, નાથાલાલભાઇ, તથા વારસગના નાથાલાલે સાથે લીધેલા ગરાસીયાઓ વગેરે મળી કુલ ૩૫ માણસો બરોડે ગયા ત્યા વણકરને ઘેર સીધા જઇ પહોચ્યા. ક્યારાની આસપાસ બધા વણકરોને વીંટળાઈ ગયેલા જોઇ તેમણે વિચાર્યું કે કાંઇક જુદુ પરિણામ આવશે, એટલે એ લોકો ગામના મુખી પટેલ પાસે ગયા અને મુખીને વસ્તુસ્થિતિ સમજાવી. એટલે મુખીએ વણકરને મૂર્ત્તિ આ લોકોને આપી દેવાનો હુકમ ફરમાવ્યો ત્યારે વણકરોએ મુખીને જણાવ્યુ કે અમારી પાસેથી મૂર્ત્તિ તો ખરાટીવાળા શેઠ ખેચરદાસ લલ્લુભાઇ મફત લઇ ગયા છે જ્યારથી અમારી પાસેથી મૂર્ત્તિ ગઇ ત્યારથી અમે ખાધુ પણ નથી અને ઉદાસીન થઇ એ દિવસથી બેસી રહ્યા છીએ, અમને એ પ્રભુજીનાં દર્શન કરાવો તો જ અમે ખાઇએ આ વાત પર મુખીને વિશ્વાસ આવ્યો નહીં, એટલે તેની તપાસ કરવા માતરવાળા એ શ્રાવકોને ખરાટી શેઠ ખેચરભાઇ લલ્લુભાઇને ત્યા જવા કહ્યુ. માતરવાળા

શા સાંકળચંદ હીરાચંદ તથા મગનલાલ ભીખાભાઈ ખરાંટી ગયા ને અન્ય માતરવાળા શ્રાવકો વગેરે મુખીના ચોરા પર બેસી રહ્યા. મુખીએ તેમની મહેમાનગતી સારી કરી

પેલા બે માતરવાળા શ્રાવકો ખરાંટી પહોંચ્યા, ને શેઠ બેચરદાસ લલ્લુભાઈને મળ્યા તેમને સર્વ હકીકત પૂછી ત્યારે શેઠ બેચરદાસ લલ્લુભાઈએ કહ્યુ કે—હુ કાલે બગેડે ઉઘરાણી માટે ગયો હતો ત્યા તમે પરમ દિવસે આવેલા, માગણી કરેલી, પણ તે વણકરે મૂર્ત્તિ આપેલી નહીં. આ વાતની મને ખબર પડી એટલે હુ ત્યા ગયો અને તે વણકર પાસે મારા રૂ. ૧૦૦૦) લેણા હતા તેમાથી ઓછા લેવાનુ વગેરે આડુંઅવળુ સમજાવી તેની પાસેથી મૂર્ત્તિ લઇ આવ્યો છું વણકર કહેતો હતો કે મને સ્વપ્ન થયુ છે કે 'તુ એક પણ પૈસો લઇશ તો તારુ ખરાબ થશે' એટલે તેણે પૈસાની લાલચે મને પ્રતિમાજી આપ્યા નથી. પ્રથમ તો મને પણ આપવાની ના પાડી હતી, પણ પ્રભુજીની ઇચ્છા ત્યા જવાની હશે એમ સમજી મહામહેનતે આપવાનુ નક્કી કર્યું, એટલે મે નિકટમા વાત્રક નદી છે ત્યા મૂર્તિને મૂકી જવાનુ કહ્યુ, તેથી વણકર મૂર્ત્તિ લઇને વાત્રક નદીએ આવ્યો અને નદીમાં મૂર્ત્તિને નવરાવી, કઠમા જે તુળસીની માળા નાખેલી હતી તે કાઢી નખાવીને મૂર્ત્તિને હુ ઉપાડીને મારા ગૃહમંદિરે લાવ્યો છુ પ્રભુજીની સેવાપૂજા કરી ડહેલાના મેડા પર ટાકાની ઉપર બેસાડયા છે ચાલો તમારે દર્શન કરવા હોય તો કરાવુ એમ કહી બન્ને જણ ડહેલાના મેડા પર ગયા અને પ્રભુજીના દર્શનાદિ કર્યા. બાદ શેઠ બેચરદાસને કહ્યુ કે જો તમારે મંદિર બંધાવવું હોય તો તેમા પ્રતિમાજી સ્થાપન કરવા માટે પ્રથમ અંજનશલાકા કરવી પડશે અને એમા થતો ખર્ચ કરવાની શક્તિ હોય તો ખુશીથી પ્રતિમાજીને અહી રાખો, નહીતર અમારા ગામમા શેઠ બેચરદાસ મોતીલાલની ધર્મપત્ની ગગાસ્વરૂપ પાર્વતીબાઈ ઉદ્યાપન કરવાનાં છે, ને દહેરાસરમા નૂતન ગોખલો કરાવી પ્રતિમાજી પધરાવવાના છે, તેમા તેઓ રૂપિયા દસથી પદર હજારનો સદ્દવ્યય કરવાના છે, માટે આપ જો મૂર્ત્તિ અમને સમર્પો તો મહોત્સવમાં વિશેષ વૃદ્ધિ થશે. હજારો માણસો તેના દર્શનાદિનો લાભ ઉઠાવશે. અને સાચા દેવ સુમતિનાથ પ્રભુજીના ભવ્ય દહેરાસરમા તે બિરાજમાન થશે. અમોને પણ ફરી આવી તક નહી મળે. અમારો મહોત્સવ આ પ્રભુમૂર્ત્તિથી શોભાવો એ જ વિનતી છે. બેચરદાસભાઈએ પણ હર્ષપૂર્વક પ્રભુજી લઇ જવાની રજા આપી રજા મળતાં સાકળચંદ હીરાચદ અને મગનલાલ ભીખાભાઈના આનદનો પાર રહ્યો નહી સાંકળચંદભાઇ નાહી, શુદ્ધ થઈ, પૂજાના કપડા પહેરી પ્રભુજીને શુદ્ધ વસ્ત્રથી ઢાંકી મસ્તક પર લઈ ત્યાથી વારસગ જવા નીકળ્યા રસ્તામા પાછુ બરોડા આવ્યા. ત્યા સર્વે વાટ જોઇને જ બેઠા હતા કે ક્યારે પ્રભુજીને લઇને આવે એટલામાં તે પ્રભુજી સહિત સાકળચદભાઇને દેખ્યા. એટલે તો મેઘ દેખીને મયૂર જેમ હર્ષિત થાય તેમ સર્વે જણા હર્ષિત થયા વણકર લોકો પણ પ્રભુની રાહ જોઈ રહ્યા હતા અને બબે દિવસના ભૂખ્યા હતા તે પણ ભેગા થઇ ગયા અને કહેવા લાગ્યા કે અમે બે દિવસના ભૂખ્યા છીએ માટે અમને પ્રભુજીના દર્શન કરાવો. ત્યારે સાકળચદભાઈએ કહ્યું કે આ વણકરોએ હજુ સુધી ખાધુ નથી માટે તેમને દર્શન કરાવવા જોઇએ. ત્યારે બીજાઓએ કહ્યુ કે રસ્તામાં દર્શન ન થાય, તમારે દર્શન કરવા હોય તો ચાલો અમારી સાથે વારસગમા આ પ્રમાણે સાભળીને મધુકર જેમ કમળમા સુગધ લેવા માટે તલપાપડ થાય તેમ વણકરો પણ પ્રભુના

દર્શન કરવામા તલ્લીન થયેલા તેમની સાથે સાથે વારસગ આવી પહોંચ્યા. બાદ સૌને પ્રભુના દર્શન કરાવ્યા. સૌએ પ્રભુજીના ભક્તિપૂર્વક ભજનાદિ કર્યાં. શ્રાવકોએ મેવાપૂજા કરી ચૈત્યવદન કર્યા.

આ સમયે નાથાલાલભાઈએ પણ સર્વેની મહેમાનગતી સારી રીતે કરી અને પ્રભુજીને મહેમાન તરીકે એક રાત રાખવાની માગણી કરી સર્વેએ હા પાડી. પ્રભુજીને ત્યાં મૂકી, માતર જઈ ખબર આપી માતરના લોકો પણ રાહ જોઈને જ બેઠા હતા કે ક્યારે સમાચાર આવે. સમાચારથી સૌને વાકેફ કર્યા. સાભળી સૌ હર્ષિત થયા. મંદિરનો પૂજારી તથા મુનીમ જેઠાલાલ ગણપતરામ ગતોરાત વારસંગ જવા નીકળ્યા ને પ્રભાત થતાં થતા વારસગ આવી પહોચ્યા ને નાથાલાલભાઈને મળી પ્રભુજીના દર્શન-પૂજનાદિ કરી પાછા માતર આવતા રહ્યા

વિ સ. ૧૯૬૦ના મહા શુદિ ૧૪ના દિવસે બપોરના ત્રણ વાગતાં ઠાઠમાઠ પૂર્વક પ્રભુજીને માતર ગામમા પ્રવેશ કરાવ્યો. આ પ્રસંગે પૂ. મુનિમહારાજ શ્રી વૃદ્ધિવિજયજી મહારાજ ત્યા વિદ્યમાન હતા તેમની પાસે સારુ મુહૂર્ત જોવરાવી શા ફુલચદ કાળીદાસે નવી દુકાન કરેલી તેમા તેમના ઘણા જ આગ્રહથી પ્રભુજીને બે કલાક મહેમાન તરીકે રાખ્યા. ત્યારબાદ સાચા દેવ શ્રી સુમતિનાથ પ્રભુજીને પ્રથમ જે ઓરડામાં મહેમાન તરીકે રાખ્યા હતા તે જ ઓરડામાં મોટું સિંહાસન મૂકી તે પર પ્રભુજીને પરોણા તરીકે પધરાવ્યા. ત્યાં રોજ વિવિધ પૂજાઓ ભણાવવા માંડી ને જૈનોમા ઘણી ખુશાલી થવાથી ઉત્સવ તથા સ્વામીવત્સલ પણ સારી રીતે થયા. આખા માતર ગામમાં અત્યંત આનદનું વાતાવરણ પ્રસર્યું.

શેઠ બેચરદાસ મોતીલાલનાં ધર્મપત્ની ગગાસ્વરૂપ પાર્વતીબાઈએ સાચાદેવ શ્રી સુમતિનાથ પ્રભુના દહેરાસરના ગભારાની બહારના રગમડપમાં જે સુંદર નૂતન ગોખલો કરાવ્યો હતો, તેમા તેમને નામરાશિથી વર્તમાન ચોવીશ જિનેન્દ્રો પૈકી આઠમા શ્રી ચદ્રપ્રભુ ભગવાનની મૂર્ત્તિ બેસાડવાનુ નક્કી કર્યું હતુ અને પ્રભુજીને પહેરાવા માટે આગી દાગીના પણ તૈયાર કરાવી રાખ્યા હતા. પ્રભુજીને બેસાડવા માટે મુહૂર્તમાં દશ દિવસનો વિલંબ હતો, એટલામા આ શ્રી સુપાર્શ્વનાથ પ્રભુની ચમત્કારિક મૂર્ત્તિ માતરમાં આવેલી જોઈને બાઈનું મન શ્રી સુપાર્શ્વનાથ પ્રભુની જ મૂર્ત્તિ નૂતન ગોખલામાં બેસાડવાનું થયુ અને તે વિચાર સઘ પાસે નિવેદન કર્યો. સંઘે અનુમતિ આપી. મુહૂર્ત્ત નિકટમા આવતા બે શ્રાવકો શા. રાયચદ હઠીસિગ અને ચુનીલાલ ભીખાભાઈ બન્નેને સુરત મોકલ્યા ને ત્યાં બિરાજતા પૂ૦ પં૦ સિદ્ધિવિજયજી મહારાજ (હાલના આચાર્ય શ્રી વિજયસિદ્ધિસૂરીશ્વર મહારાજ)ને મુહૂર્ત્ત માટે પુછાવ્યું. તેમને પણ મુહૂર્ત્ત સારું કહ્યું. તેથી ત્યાં તાત્કાલિક પ્રતિમાજી લઈ જઈને અજન કરાવ્યુ બાદ પ્રતિમાજી માતરમા પાછા લાવી વિ સં. ૧૯૬૦ ના વૈશાખ શુદિ ૧૫ ને શુક્રવારના સવારના ચઢતે પહોરે દશ વાગતાં ઘણી જ ધામધૂમ પૂર્વક પ્રભુજીને ગોખમા પધરાવ્યા, અને શાન્તિસ્નાત્ર ભણાવ્યુ આ પ્રસંગે યાત્રાળુઓ પણ સારા પ્રમાણમાં હતા. યાત્રાળુઓ માટે રસોડાનું સર્વ ખર્ચ આ બાઈ તરફથી કરવામાં આવ્યુ. આ પ્રસગે બાઈએ ઉજમણુ પણ સારુ કર્યુ હતુ બાઈએ ઉજમણામા તથા પ્રભુજીને ગોખમા પધરાવવામા રૂા ૧૪૦૦૦) નો આશરે સદ્વ્યય કર્યો હતો.

આ રીતે સુપાર્શ્વનાથ પ્રભુજીની ચમત્કારિક મૂર્તિ ગોખમા સ્થાપન થઈ, ત્યારબાદ

શેઠ જમનાભાઈ ભગુભાઈ તરફથી થયેલા જીર્ણોદ્ધારની પ્રતિષ્ઠા વખતે તે જ સુપાર્શ્વનાથની ભવ્ય મૂર્ત્તિ અસલ મૂળનાયક જે સ્થાને હતા તે જ સ્થાને ગોખમાંથી ઉત્થાપન કરી શેઠ માણેકલાલ મનસુખભાઇએ ભમતીની મોટી દેરીમા પધરાવી હતી, અને ખાલી રહેલ ગોખલામા અન્ય પ્રતિમાજી સ્થાપન કર્યા. તે વિ. સં. ૧૯૮૪ ના મહાવદી પાંચમનો શુભ દિવસ હતો.

**ઉપસંહાર—**

આ સાચા દેવનાં દર્શનાર્થે મહેમદાવાદથી, ખેડાથી, નડીઆદથી, આણંદથી, અમદાવાદથી એમ અનેક રસ્તે મોટર–ગાડી ઇત્યાદિ વાહન દ્વારા આવી શકાય છે આવવાના રસ્તાઓ સડકોથી બંધાયેલા છે. જાત્રાળુઓને ઉતરવા માટે જૈનોની ચાર ધર્મશાળાઓ છે. જ્યા સાચાદેવ શ્રી સુમતિનાથની પેઢી છે તે ધર્મશાળામા તો સીધુ આરસના પાષાણમાં કોતરેલું બોર્ડ મારેલુ છે કે આ ધર્મશાળામા ઉતરનાર કોઇ પણ વ્યક્તિ કદમૂળ ખાઈ ન શકે તેમજ રાત્રિભોજન કરી શકે નહી. આ વસ્તુ દરેક ગામની ધર્મશાળાઓવાળાને અનુકરણ કરવા લાયક છે. આ સિવાય જૈનેતરોની બીજી પણ ધર્મશાળાઓ છે. તદુપરાંત ઉપાશ્રય છે શ્રાવકના લગભગ ૨૦ ઘર છે. ગામમાં કુલ ૧૪૦૦ ઘર છે. એકંદર ગામની કુલ વસ્તી ૪૦૦૦ ની છે. દહેરાસરના બહારના પગથીયા પરથી તેમજ સામેની ધર્મશાળાના ઓટલા પરથી સાચાદેવ સુમતિનાથ પ્રભુજીના દર્શન થઈ શકે છે. પ્રતિવર્ષ જેઠ શુદ ૩ ને દિવસે એટલે સાચા સુમતિનાથ પ્રભુની વર્ષગાંઠને દિવસે ભાતું અપાય છે. જાત્રાળુઓની અવર–જવર પણ રહ્યા કરે છે કોઇ કોઇ વખતે સંઘ પણ આવે છે. કેટલાક માણસો દરેક પૂનમ પર દર્શનાર્થે આવે છે. વિહાર કરતા સાધુ–સાધ્વીઓ પણ સારા પ્રમાણમાં આવે છે. ગામના શ્રાવકો વગેરે ભાવિક છે ગામની બહાર લગભગ અડધો માઇલ પર સડકની પાસે નાનકડી દેરીમાં આદિનાથ પ્રભુજીના પગલાં છે. ત્યા કાર્તિક શુદ પૂનમે અને ચૈત્ર શુદ પૂનમે પટ બધાય છે. તે દિવસે ગામમાથી વાજતાં ગાજતા સૌ દર્શન કરવા જાય છે આ રીતે માતર જાત્રાનું ધામ છે, અને ખેડા જીલ્લામાં આવેલું છે. માતર તાલુકા તરીકે, સાચા દેવના ગામ તરીકે અને માતર તીર્થ તરીકે એ જગતમાં સુપ્રસિદ્ધ છે

શ્રી માતર તીર્થના આ ઇતિહાસમા જે જે ઘટનાઓનો નિર્દેશ કર્યો છે તે માગ જાણવામા આવેલી હકીકતના આધારે કર્યો છે. વિશેસ સત્ય તો જ્ઞાનભગવતની દૃષ્ટિ જ નિરખી શકે. સાચા દેવ શ્રી સુમતિનાથ પ્રભુના આ પવિત્ર તીર્થના દર્શન કરી સૌ પોતાનુ જીવન સફળ કરે એ જ ભાવના!

## સુધારો–વધારો

(૧) લેખાક પહેલાંમા સાતમા પાને જ્યા વિ. સ ૧૮૯૩ના મહાશુદિ ૧૦ ને બુધવારે પ્રતિષ્ઠા થયાનુ લખ્યુ છે ત્યા અંજનશલાકા થયાનુ પણ સમજવું.

(૨) એ જ પાનામાં જ્યા પ્રેમચદ દેવચંદનુ નામ છે તેના બદલે હકમચદ દેવચંદ નામ વાચવું. અને જ્યા હેમાભાઈ પ્રેમાભાઇનુ નામ છે તેના બદલે હેમાભાઇ વખતચંદનુ નામ વાચવુ.

[ ૨૩૪ પાનાનું 'જૈસલમેર' લેખનું અનુસંધાન ]

ગભારામાં પેસતા જમણા હાથ તરફ પણ એક વિશાળ પીળા પાષાણનો સત્તરિસય પટ્ટ તથા પીળા પાષાણની એક ચોવીશી છે, જે પૈકી સત્તરિસય પટની નીચે આ પ્રમાણે લેખ છે—

॥८०॥ संवत १५३६ वर्षे फागुण सुदि ३ दिने श्रीऊकेशवंशे श्रीवडह-रागोत्रे सा० सादा भा० सुह [डा] दे पु० सा० चांपा भार्या डाही सुश्राविकया सुपुण्यार्थं सप्ततिशतजिनवरेंद्रपट्टिका कारिता प्रतिष्टिता श्रीखरतरगच्छे श्री जिनभद्रसूरिपट्टे पूर्वाचलसहस्रकरावतार श्रीजिनचंद्रसूरिभि ॥ तत्‌शिष्य श्री जिनसमुद्रसूरि श्रीगुणरत्नाचार्य श्री समयभक्तोपाध्याय

પટની સાથે પીળા પાષાણની જે ચોવીશી છે તેની નીચે આ પ્રમાણેનો લેખ છે—

(१) संवत् १६०३ वर्षे आष[ा]ढ शुक्ल द्वितीयादिने श्रीजेशल—

(२) मेर महाद(दु)र्गे राउलश्रीलूणकर्णविजयिराज्ये । श्रीऊकेशवंशे पारि-खगोत्रे प० वीदा

(३) भार्या श्रा० वाल्ही सुश्राविकाया पुत्र प० भोजा प० राजा प० वीक [ा] प० गुणराज सिवराज रंगा

(४) पासदत्त रूपमल देदा नोडा धर्मदास भयरवदास प्रमुख पुत्रपौत्रादि सत्परिवार सहितया

(५) स्वपुण्यार्थं श्रीचतुर्विंशतिजिनवरपट्टिका कारिता प्रतिष्टिता च श्रीबृहत्‌खरतरगच्छाधी [—]

(६) श्वर श्रीजिनहंससूरिपट्टपूर्वाचल सहस्रकरावतार

(७) श्री . . . . .

[ ચાલુ ]

# નિહ્નવવાદ

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી ધુરંધરવિજયજી

( ક્રમાંક ૮૮ થી ચાલુ )

## છઠ્ઠા નિહ્નવ શ્રી રોહગુપ્તઃ ત્રૈરાશિક મતાગ્રહીઃ વૈશેષિકમતપ્રવર્તક

"રોહગુપ્ત ! શું ત્યાથી વિલબે નીકળ્યો હતો, કે જેથી અહી આવતાં મોડું થયુ ?"

"જી, ત્યાથી પ્રાતઃકાલમા સૂર્યોદય થયા પછી તરત જ નીકળ્યો હતો, પરંતુ માર્ગમા થોડુ રોકાવું પડયું તેથી મોડું થયું."

"રસ્તામા શું કારણથી રોકાવુ પડયુ"

"ગુરુજી ! અહીં આવ્યા પછી ગામમા સાંભળ્યુ કે કેટલાએક દિવસોથી અહીં એક પરિવ્રાજક આવેલ છે. તે ઢોલ પીટાવે છે કે મારી સાથે વાદ કરવા તૈયાર થાવ, નહીં તો હુ માનીશ કે અહી મારો કોઇ પ્રતિવાદી નથી."

"હા. એક પરિવ્રાજક ઢોલ ટીપાવે છે. લોકો આ પોટ્ટશાલની વાત કરે છે એ જ ને ?"

"હાજી. એ જ પેટ ઉપર લોઢાનો પટ્ટો બાંધીને અને હાથમાં જાબૂડાના ઝાડની ડાળ રાખીને ગામમા ગલીએ ગલીએ ફરે છે. કોઇ પૂછે છે તો કહે છે કે, 'મારા પેટમા એટલી બધી વિદ્યાઓ ભરી છે કે તે વિદ્યાઓ પેટ ફાડીને બહાર ન નીકળી જાય માટે પેટ ઉપર આ પટ્ટો બાંધ્યો છે. અને જમ્બૂદ્વીપ આખામા મારી સાથે વાદ કરવા કોઇ તૈયાર નથી, માટે આ જાંબૂડાની ડાળ રાખી છે' આ રીતે આખા ગામમા અભિમાનથી લોકોને કહેતો ને પોતાની બડાઇ મારતો ફરે છે."

"શું તને તે મળ્યો હતો ?"

"હાજી. હું આ બાજુ આવતો હતો ત્યારે તે પણ ઢાડી પીટાવતો સામેથી આવતો હતો. રસ્તામાં અમે ભેગા થયા."

"પછી તારે તેની સાથે કાઇ ચર્ચા થઈ ?"

"નાજી. ચર્ચા કે વાદ તો કાંઇ થયા નથી, પણ હવે થશે. કારણ કે તેના ઢોલ વગાડનાર માણસને મેં ઢોલ વગાડવાનું કારણ પૂછ્યું એટલે તેણે મને ઉપર પ્રમાણે જણાવ્યું. મેં તેને કહ્યુ કે 'તુ ઢોલ ન વગાડ. હું તે પરિવ્રાજક સાથે વાદ કરીશ."

"પછી તે ઢોલ ટીપનારે શુ કર્યું ?'

"જી. ઢોલ વગાડનારે મે કહ્યુ તે પ્રમાણે પરિવ્રાજકને વાત કરી. એટલે પરિવ્રાજકે મને પૂછ્યું કે 'તમે મારી સાથે વાદ કરવાના છો ?' મેં કહ્યુ 'હા, કોઈનો પણ મિથ્યા મદ ગાળવો એ અમારું સાધુઓનું કર્તવ્ય છે.' તેણે પૂછ્યુ, 'ક્યારે અને ક્યા વાદ કરશો ?' મે જણાવ્યું, 'તમારી જ્યાં ઇચ્છા હોય ત્યા. અત્યારે અહીં કરવો હોય તો અહી અને રાજસભામા કરવો હોય તો ત્યા.' એટલે તેણે આવતી કાલે રાજસભામા વાદ કરવાનું નક્કી કરી ઢોલ વગાડવો બધ કર્યો."

"રોહગુપ્ત ! તું આ કરી આવ્યો છે તે ખરું ! પણ આ તે સારુ નથી કર્યું. તને આ કોણ માણસ છે, કેવી પ્રકૃતિનો છે, તેની કેટલી કિમત છે, તેના બોલવાની ગામમા

કેટલી અસર છે વગેરે કાંઈ પણ ખબર નથી. તુ ભણેલ છો, પણ હજુ તને અનુભવ નથી. તેં ધાર્યું હશે કે આ કોઈ સામાન્ય જ્ઞાનવાળો હશે, એટલે આપણે તેને વાદમાં છતી લઇશું. તને તારા જ્ઞાન અને બુદ્ધિબળ ઉપર સમ્પૂર્ણ વિશ્વાસ છે એટલે તેં વાદનો નિર્ણય કર્યો. જોકે તે પરિવ્રાજક વિશિષ્ટ જ્ઞાનવાળો નથી, પણ ચાલાક માણસ છે. તે કોઈ પોતાના સ્વતંત્ર સિદ્ધાંત ફેલાવવા માટે કે પોતાનો મત પ્રસારવા માટે વાદ કરતો નથી. એ તો ફક્ત અભિમાનથી અને મારો કોઈ પ્રતિવાદી નથી એવી લોકૈષણા ખાતર જ્યાં ત્યા વાદનુ કહેતો ફરે છે. સારા માણસો તેના બોલવા ઉપર ધ્યાન પણ આપતા નથી. વાદમા તે સામો વાદી જે યુક્તિઓ ને જે સિદ્ધાંતોથી પરાજય પામે તે સિદ્ધાંત પોતે ગ્રહણ કરી લે છે. તેમ છતાં તેમાં ન ફાવે તો કેટલીક મેલી ને દુષ્ટ વિદ્યા તેણે સાધી રાખી છે તેનો ઉપયોગ કરે છે. છતા. હવે "विषवृक्षोऽपि सवर्ध्य, स्वय छेत्तुमसाम्प्रतम्" "अङ्गीकृत सुकृतिन. परिपालयन्ति" 'ઝેરનું ઝાડ વાવીને પોતાને હાથે જ ઉખેડી નાખવું એ ઠીક નથી. ડાહ્યા પુરુષો અંગીકાર–સ્વીકાર કરેલાને સારી રીતે પાળે છે.' એટલે તું જે કરી આવ્યો છે તેનો નિર્વાહ કરવો એ જ ઉચિત છે, હવે છોડી દેવું યુક્ત નથી. છોડી દેવાથી તારી ને જૈનશાસનની અશોભા થાય."

'ગુરુજી, સિદ્ધાતની વાત તો ઠીક, પણ તેને વિદ્યાઓ કઈ કઈ આવડતી હશે? એ શુ ખબર પડે અને એ વિદ્યાઓ સામે શું કરવું?"

"તેની ચિન્તા તું ન કર. તેને સાત વિદ્યાઓ આવડે છે તે પ્રસિદ્ધ છે. તે વિદ્યાઓને નાશ કરનારી પાઠસિદ્ધ વિદ્યાઓ પણ આપણી પાસે છે. વળી બીજી ક્ષુદ્ર વિદ્યાઓ જો તેને આવડતી હશે તો તે સર્વ વિદ્યાઓને બલહીન અને ઊંધી કરી નાખે એવી એક મહાવિદ્યા આપણી પાસે છે. માટે હવે તેં જે હાથમા લીધુ છે તે બરોબર પાર કરજે. બોલવામાં જરા પણ ગભરાતો નહી."

"જી, આપનુ કહેવુ યથાર્થ છે. આપના પસાયથી અને પુણ્યપ્રભાવથી ફત્તેહ થશે. જરા પણ આંચ આવશે નહી."

અન્તરંજિકા નગરીના બહારના ભાગમાં ભૂતગૃહ નામનુ એક વ્યંતરનુ સ્થાય છે. તેમા શ્રીગુપ્ત નામે આચાર્ય મહારાજ વિરાજમાન છે. તે નગરીથી થોડે દૂર એક ગામમાં તેઓશ્રીના શિષ્ય શ્રીરોહગુપ્ત નામના મુનિ રહ્યા હતા, તેમને વન્દન માટે ગુરુ મહારાજશ્રી પાસે વિહાર કરીને આવતા વિલમ્બ થયો, એટલે ગુરુમહારાજશ્રીએ કારણ પૂછ્યું. ને ગુરુશિષ્ય વચ્ચે ઉપરની મતલબનો વાર્તાલાપ થયો.

[ ૨ ]

રાજસભામા આજે બેસવાની પણ જગા નથી. ઘણા સમયથી ઢોલ પીટાવતા પરદેશી પરિવ્રાજક–વાદી સાથે એક જૈન મુનિ વાદ કરવાના છે, એ સમાચાર પ્રસરતાં શું થાય છે તે જોવા દૂર દૂરથી પણ જનતા આવતી હતી. પ્રધાન પ્રધાન વિદ્વાનો પણ ઉચિત સ્થાનકે બેઠા હતા. નક્કી કરેલ સમયે વાદ શરૂ કરવા માટે સૂચન કરાયું, એટલે શ્રીરોહગુપ્તે પરિવ્રાજકને કહ્યુ કે "પૂર્વપક્ષ કરો."

"જગતમાં નિત્ય–અનિત્ય, ભાવ–અભાવ, સુખ–દુઃખ, જ્ઞાન–અજ્ઞાન સ્વામી–સેવક, પતિ–પત્ની, નાથ–અનાથ માયા–બ્રહ્મ, લોક–અલોક, આતપ–છાયા, પ્રકાશ–અન્ધકાર,

દેવ-દાનવ, ક્રોધ-ક્ષમા, માન-માર્દવ, માયા-આર્જવ, લોભ-સંતોષ, પાણી-પત્થર, કાષ્ઠ-અગ્નિ વગેરે બબ્બે રાશિની માફક જીવ અને અજીવ એમ બે જ રાશિ છે." એ પ્રમાણે પરિવ્રાજકે પૂર્વ પક્ષ કર્યો.

"પરિવ્રાજકજી! તમે આ જે રીતે બે રાશિનું સ્થાપન કરો છો તે જ પદ્ધતિએ વાદ કરવા માંગો છો કે ન્યાયની રીતિએ પક્ષ, સાધ્ય, હેતુ વગેરેથી વાદ કરવા ઇચ્છો છો? જો એ રીતિએ ઇચ્છતા હો તો તે પ્રમાણે પક્ષ વગેરેથી પૂર્વપક્ષ કરો." રોહગુપ્તે પરિવ્રાજકને પદ્ધતિસર પૂર્વપક્ષ કરવા સૂચવ્યું.

"તમે ન્યાયની રીતિથી વાદ કરવા કહેતા હો તો જુઓ—જીવ અને અજીવ, એમ બે જ રાશિ છે, જગતમાં સર્વ વસ્તુઓમાં બે રાશિ જ જણાતી હોવાથી, શુભ અને અશુભ આદિની માફક." એ પ્રમાણે પક્ષ સાધ્ય હેતુ-દૃષ્ટાન્ત બતાવી પરિવ્રાજકે પૂર્વપક્ષ કર્યો.

"જગતમા દરેક વસ્તુઓ બે રાશિવાળી છે, એ સમ્બન્ધી કેટલાંએક ઉદાહરણ બતાવી તમે જીવ અને અજીવ એમ બે જ રાશિ સિદ્ધ કરો છો તે યથાર્થ નથી. પરંતુ જીવ, અજીવ અને નોજીવ એમ ત્રણ છે. જગતમા દરેક વસ્તુઓની ત્રણ રાશિ ઉપલબ્ધ થતી હોવાથી, સાંભળો—

**देवानां त्रितयं त्रयी हुतभुजां, शक्तित्रयं त्रिस्वरा—**
**त्रैलोक्यं त्रिपदी त्रिपुष्करमथ, त्रिब्रह्म वर्णास्त्रय ॥**
**त्रैगुण्यं पुरुषत्रयी त्रयमथो, सन्ध्यादिकालत्रयं,**
**सन्ध्यानां त्रितयं वचस्त्रयमथाऽ-प्यर्थास्त्रयः संस्मृताः ॥१॥**

બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર એમ ત્રણ દેવો છે. આહવનીય, ગાર્હપત્ય તથા ઔપસ્થીય એમ યજ્ઞની ત્રણ અગ્નિઓ[1] છે. મંત્રશક્તિ, ઉત્સાહશક્તિ અને પ્રભાવશક્તિ અથવા જનનશક્તિ, રક્ષણશક્તિ અને વિનાશશક્તિ એમ ત્રણ શક્તિઓ છે. હ્રસ્વ, દીર્ઘ અને પ્લુત[2] અથવા ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત[3] એમ ત્રણ સ્વરો છે. સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ ત્રણ લોક છે ઉપન્નેઈ વા, ધુવેઈ વા, વિગમેઇ વા (ઉત્પાદ, વ્યય ને ધ્રૌવ્ય) એ ત્રણ પદો છે. ત્રિવેણીની માફક ત્રણ પોખરાવાળું ત્રિપુષ્કર તીર્થ છે. શુદ્ધ બ્રહ્મ, માયાવચ્છિન્ન બ્રહ્મ અને અન્ત:કરણાવચ્છિન્ન બ્રહ્મ એ પ્રમાણે, અથવા તો બ્રહ્મ એક જ છે છતાં સમષ્ટિના કારણભૂત શરીરમા રહેલ બ્રહ્મ વિરાટ કહેવાય છે, સ્થૂલને ઉત્પન્ન કરવાના કારણભૂત શરીરમાં રહેલ બ્રહ્મ હિરણ્યગર્ભ કહેવાય છે, અને સૂક્ષ્મ ઉત્પન્ન કરવામા કારણભૂત શરીરમાં રહેલ બ્રહ્મ ઈશ્વર કહેવાય છે, એમ ત્રણ બ્રહ્મ છે. લાલ, પીળો ને વાદળી એમ અથવા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય[4]

---

૧ ઔપસ્થીયને સ્થાને દક્ષિણાગ્નિ પણ ગ્રહણ કરાય છે, જે માટે दक्षिणाग्निर्गार्हपत्या-हवनीयौ त्रयोऽग्नय એ પ્રમાણે અમરકોષમા કહેલ છે. વળી યજ્ઞમા મંત્રથી સંસ્કારિત કરેલ અગ્નિ ત્રણ પ્રકારનો આવે છે, જેના નામ સમૂહ્ય, પરિચાય્ય ને ઉપચાય્ય છે. એ પણ લઈ શકાય.

૨. એક માત્રા જેમા હોય તે હ્રસ્વસ્વર, બે માત્રાવાળો દીર્ઘસ્વર અને ત્રણ માત્રાવાળો પ્લુત સ્વર કહેવાય.

૩ ઉંચેથી બોલાય તે ઉદાત્ત, નીચેથી બોલાય તે અનુદાત્ત અને મધ્યમ રીતે બોલાય તે સ્વરિત સ્વર કહેવાય છે

૪. શૂદ્ર-ક્ષુદ્ર હોવાને કારણે અથવા દ્વિજાતિમા એટલે જનોઇ રાખવામા તેનો અધિકાર નહિ ગણાયેલ હોવાથી તેની ગણતરી કરેલ નથી.

એમ ત્રણ વર્ણો છે. સત્ત્વ, રજસ્ અને તમસ એમ ત્રણ ગુણ છે. ઉત્તમ, મધ્યમ અને અધમ એમ ત્રણ પ્રકારે પુરુષ છે મંગલાર્થક, આનન્તર્યાર્થક અને પ્રશ્નાર્થક એમ ત્રણ અર્થો છે અથવા હવે બીજા ત્રણ ત્રણ પદાર્થો બતાવાય છે. પ્રાતઃસન્ધ્યા, મધ્યાહ્નસન્ધ્યા અને સાયસન્ધ્યા એમ ત્રણ સન્ધ્યા કાળ છે. અથવા ભૂત, ભવિષ્ય અને વર્તમાન એમ ત્રણ કાળ છે. સવાર, બપોર અને સાજ એમ ત્રણ વખત કરવામાં આવતી સન્ધ્યાવન્દન ક્રિયારૂપ સન્ધ્યા ત્રણ છે એક વચન, દ્વિવચન અને બહુવચન એમ ત્રણ વચન છે. ધર્મ, અર્થ અને કામ એ અથવા શબ્દાર્થ વાક્યાર્થ અને તાત્પર્યાર્થ એમ ત્રણ અર્થ છે. આ સિવાય પણ વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ એમ ત્રણ આત્મા છે. પ્રાતિભાસિક, સ્વાપ્નિક અને કલ્પિત એમ ત્રણ તૈજસ આત્મા છે. જહલ્લક્ષણા, અજહલ્લક્ષણા અને જહદજહલ્લક્ષણા એમ ત્રણ લક્ષણા છે. શક્તિ, લક્ષણા ને વ્યંજના એમ ત્રણ વૃત્તિ છે. વ્યાવહારિક, પ્રાતિભાસિક અને પારમાર્થિક એમ ત્રણ સત્ છે. આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક એમ ત્રણ દુઃખ છે. આરંભવાદ, પરિણામવાદ અને વિવર્તવાદ એમ ત્રણ વાદ છે. જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન, ધ્યાતા, ધ્યેય ને ધ્યાન. સ્વામી, સેવક અને સેવા એમ ત્રિપુટીઓ છે. શ્રવણ મનન અને નિદિધ્યાસન એમ ત્રણ આત્મજ્ઞાનના કારણ છે. જ્ઞાન, ઉપરતિ અને વૈરાગ્ય એમ ત્રણ મુક્તિના હેતુ છે. રેચક, કુમ્ભક અને પૂરક એમ ત્રણ પ્રાણાયમ છે. સહજ, કર્મજ અને ભ્રાતિજ એમ ત્રણ એકતા છે. પુત્રૈષણા, વિત્તૈષણા અને લોકૈષણા એમ ત્રણ એષણા છે. લૌકિક, કાર્મિક અને ધાર્મિક એમ ત્રણ વ્યવહાર છે વાસના, વિષય અને બ્રહ્મ એમ ત્રણ આનંદ છે. દર્શન, જ્ઞાન અને ચારિત્ર એમ ત્રણ આત્માના અદ્વિતીય રત્ન સમાન પ્રધાન ગુણો છે. (આ ઉપર ગણાવેલ ત્રણ ત્રણ વસ્તુઓમા ઘણીખરી વેદાન્તી વગેરે અન્ય દર્શનીઓને અભિમત છે. જૈનદર્શનની તે સર્વમા સમ્મતિ છે એમ ન સમજવું.) આ પ્રમાણે જગતની કોઇ પણ ચીજ લ્યો તો તેના ત્રણ પ્રકાર જ થાય છે માટે જીવ, અજીવ અને નોજીવ એ પણ ત્રણ રાશિ છે પણ બે રાશિ નથી." એ પ્રમાણે શ્રી રોહગુપ્તે ત્રણ ત્રણ રાશિવાળા પદાર્થોની ગણત્રી કરાવી જીવ વગેરે ત્રણ રાશિ છે એમ સ્થાપન કર્યું.

"મુનિજી! તમે આમ લાબું વિવેચન કરી ત્રણ ત્રણ રાશિની ગણત્રી કરાવી જીવ વગેરે ત્રણ રાશિ સાબીત કરો છો તે બરોબર નથી જીવ વગેરે ત્રણ રાશિમા કોઇ પ્રમાણ બતાવો. પરિવ્રાજકે પ્રમાણની આવશ્યકતા બતાવી.

"જીવ, અજીવ અને નોજીવ એમ ત્રણ રાશિ છે. જગતમા ત્રણ રાશિ સિવાય બીજી કોઇ રાશિ ન હોવાથી, આદિ, મધ્ય ને અન્તની જેમ અથવા નર, નારી ને નપુંસકની માફક. આ પ્રમાણે અનુમાન નામના પ્રમાણથી ત્રણ રાશિની જ સિદ્ધિ થાય છે" શ્રી રોહગુપ્તે પ્રમાણ બતાવ્યુ.

"મુનિજી! તમે ત્રણ રાશિને સ્થિર કરતુ અનુમાન કરો છો ને હુ દ્વિરાશિને સ્થાપન કરતુ અનુમાન કરુ છુ એટલે તે બન્ને અનુમાનો પરસ્પર અથડાઇને બળ વગરના થયાં છતા સુન્દોપસુન્દ[5] ન્યાયથી એક પણ રાશિ સિદ્ધ થશે નહિ. એટલે અનુમાનને છોડી

---

૫ સુન્દ અને ઉપસુન્દ નામના બે ભાઇઓ હતા તેમને એવુ વરદાન હતુ કે પોતા સિવાય બીજો કોઇ તેમને મારી શકે નહિ. એક વખત એક સ્ત્રીના પ્રેમમા ફસાઇને પરસ્પર બન્ને લડી મરે છે. એટલે જેમ સુન્દ ને ઉપસુન્દ પરસ્પર મરાયા તેમ આપણા અનુમાન પણ પરસ્પર લડી વ્યર્થ જશે.

હુ કહું છું કે જીવ અને અજીવ બે જ રાશિ છે. પ્રત્યક્ષ બે જ રાશિ દેખાય છે માટે. અર્થાત્ નર–નારી, પશુ–પક્ષી, કીડી–મંકોડી, માખી–મચ્છર, ચાંચડ–માંકડ વગેરે સર્વ જીવ છે, સોનું–રૂપું, ઇંટ–ચૂનો, લોઢું–લાકડું વગેરે સર્વ અજીવ છે. આ સિવાય નોજીવ નામની કોઇ પણ વસ્તુ મળતી નથી માટે બે જ રાશિ છે, પણ ત્રણ રાશિ નથી" પરિવ્રાજકે પ્રત્યક્ષ અનુભવથી બે રાશિની સ્થાપના કરી.

"પરિવ્રાજકજી! તમે સુન્દોપસુન્દ ન્યાયથી બન્ને અનુમાન વ્યર્થ જશે એમ કહો છો તે ઠીક નથી. જો કે એક વસ્તુ માટેના પરસ્પર વિરુદ્ધ અનુમાન કરવામાં આવે ત્યારે સત્પ્રતિપક્ષિત નામના હેત્વાભાસથી બન્ને અનુમાનો નકામાં થાય છે, પણ તે કયારે કે જ્યારે બન્ને અનુમાનો સરખાબળવાળાં હોય. પરંતુ જો એક અનુમાન વિશેષ બળવાળું હોય અને બીજું અનુમાન નિર્બળ હોય તો નિર્બળ અનુમાનને બલિષ્ઠ અનુમાન નકામું કરી તેને જ સત્પ્રતિપક્ષ દોષથી દૂષિત કરીને પોતે પોતાના સાધ્યની સિદ્ધિ કરે છે. માટે તમારું અનુમાન સત્પ્રતિપક્ષ સાથે અસાધારણ નામના દોષથી પણ દૂષિત હોવાથી નિર્બળ છે માટે તે નકામું થાય છે. ને અમારું અનુમાન સાધ્ય સિદ્ધ કરવા સમર્થ બને છે. વળી તમે જે પ્રત્યક્ષ અનુભવ બે જ રાશિનો થાય છે માટે બે રાશિ છે એમ સિદ્ધ કરો છો એ તો તમારી નરી અજ્ઞાનતા જ છે. તમે તમારા જ્ઞાન–ચક્ષુઓ ખોલીને જગતને નિહાળ્યું નથી એટલે તમને નોજીવ નામની વસ્તુ દેખાઇ નથી. જગતમાં નોજીવ નામની વસ્તુ વિદ્યમાન છે, ને તે પ્રત્યક્ષ દેખાય છે. જુઓ–દેખાતાં ઇન્દ્રિયોવાળા પ્રાણીઓ જીવ છે. કાષ્ઠ, પત્થર વગેરે અજીવ છે ને તરતનું કપાયેલ ગિરોળીનુ પુચ્છ નોજીવ છે. જેમ વળ દીધેલ કાથીની દોરી સ્વયં ચેષ્ટા કરતી હોવાથી અજીવ નથી, ને સુખ દુઃખનો અનુભવ કરતી ન હોવાથી જીવ નથી માટે નોજીવ છે, તેમ છેદાયેલ ગિરોળીનું પુચ્છ ચેષ્ટા કરે છે ને સુખ–દુઃખનો અનુભવ નથી કરતું માટે નોજીવ છે. એ પ્રમાણે નોજીવ નામનો પદાર્થ પ્રત્યક્ષ દેખાતો હોવાથી જીવ, અજીવ અને નોજીવ, એ ત્રણ રાશિ સિદ્ધ થાય છે" શ્રી રોહગુપ્તે પરિવ્રાજકના મતને દૂષિત કરી પોતાના અનુમાનથી અને પ્રત્યક્ષ પ્રમાણથી ત્રણ રાશિની સિદ્ધિ કરી.

"મુનિજી! ગિરોળીના તરતના કપાયેલા પુચ્છને તમે નોજીવ તરીકે ઓળખાવો છો તે યથાર્થ નથી. કારણ કે જ્યાં સુધી તેમાં ચેષ્ટા થાય છે ત્યા સુધી તેનો જીવમા સમાવેશ થાય છે ને ચેષ્ટા બંધ પડયા પછી તેનો સમાવેશ અજીવમા થાય છે. વળી વળ દીધેલ કાથીની દોરી તો અજીવ જ છે ચેષ્ટા તો તેને વળ દીધેલ હોવાથી થાય છે. જેમ ઢળાવ હોય ત્યા ગોળ પત્થરને દેડવ્યો હોય તો તે સ્વયં ગતિ કરે જ જાય છે તેથી તે કઇ જીવ કે નોજીવ થઇ શકતો નથી. કારણ અને સંયોગોને પામી અજીવ પણ ચેષ્ટા કરે છે તે પ્રત્યક્ષ દેખાય છે. માટે નોજીવ નામની વસ્તુ કોઇ સિદ્ધ થતી ન હોવાથી જીવ અને અજીવ એમ બે જ રાશિ સિદ્ધ થાય છે." પરિવ્રાજકે રોહગુપ્તે ગિરોળીના પુચ્છમા નોજીવની સ્થાપના કરી હતી તેનું ખંડન કરી બે રાશિની સિદ્ધિ કરી.

"પરિવ્રાજકજી! ગિરોલીના ચેષ્ટાવાળા છેદાયેલા પુચ્છને તમે જીવમા ગણાવો છો. ને ચેષ્ટા બંધ પડેથી અજીવમાં ગણાવો છો. ઠીક. જ્યારે તેનામા ચેષ્ટા થાય છે ત્યારે તેનો કયા જીવમા સમાવેશ થાય છે. જે ગિરોલીનુ તે પુચ્છ છે તે જીવમા કે કોઇ જુદો

જીવ તેમા આવે છે?' શ્રી રાહગુપ્તે પરિવ્રાજકને પ્રશ્ન કર્યો

"મુનિજી! જે ગિરોળીનું તે પુચ્છ છે તેનો જ તેમાં જીવ છે.' પરિવ્રાજકે કહ્યું.

"એ ન ઘટી શકે કારણ કે જો તેનો જ જીવ હોય તો ગિરોળી જેમ કૂપ કૂપ કરવાથી ભાગી જાય છે, સુખદુઃખના અનુભવથી આનંદિત અને શોક ગ્રસ્ત બની જાય છે, અવાજ કરે છે, તેમ પુચ્છમાં પણ થવુ જોઇએ. તે કંઇ પણ પુચ્છમાં થતું નથી, માટે ગિરોળીનો જીવ તેમા સંભવે નહિ." શ્રી રોહગુપ્તે ખંડન કર્યું.

"ત્યારે ગિરોળી સિવાય બીજો કોઇ જીવ તેમાં તરત આવે છે' પરિવ્રાજકે ફેરવ્યું.

"પરિવ્રાજકજી! ઘડીકમાં આમ ને ઘડીકમાં તેમ એમ કરો ને ઠીક નથી. તેમાં બીજો જીવ આવે છે એમ કહો છો તે પણ મિથ્યા છે. જો બીજો જીવ આવે છે તે ત્રસ-એટલે હલનચલન કરવાની શક્તિવાળો આવે છે, કે સ્થાવર એટલે મરજી મુજબ ગતિ ન કરી શકે અને સ્થિર પડી રહે તેવો આવે છે. જો ત્રસ આવે તો તે દ્વિ-ઇન્દ્રિય, ત્રિઇન્દ્રિય, ચતુરિન્દ્રિય કે પંચેન્દ્રિય. એમ ચારમાંથી કોણ આવે છે? એકની પણ સંભાવના થઇ શકતી નથી. સ્થાવરમા ગતિ ન હોય અને હોય તો તે તેજધારી અગ્નિ અને વાયુમાં જ હોય. આ પુચ્છમાં ચેષ્ટા-ગતિ પ્રત્યક્ષ દેખાય છે, ને અગ્નિનો ઉષ્ણ સ્પર્શ કે વાયુનું ન દેખાવાપણું નથી માટે સ્થાવરના જીવનું આવવુ ઘટતુ નથી. બે-ઇન્દ્રિય વગેરે અનુક્રમે બોલી. સૂંઘી, દેખી, સાભળી શકે છે. આમા તે કંઇ પણ નથી માટે તે પણ નથી ઘટતું. એ રીતે બહારનો કે ગિરોળીનો કોઇ પણ જીવ તેમા ન હોવાથી તે જીવ નથી એ નિશ્ચિત છે. અજીવ પણ નથી. તમે પોતે કહો છો કે ચેષ્ટા બંધ પડયા પછી અજીવ છે. માટે ચેષ્ટાવાળું પુચ્છ નોજીવ છે એ જ સિદ્ધ થાય છે' શ્રી રોહગુપ્તે પરિવ્રાજકને બોલતો ચૂપ કરી દીધો.

[ ૩ ]

"ગુરુજી! ગુરુજી! આ શું? આપના પગ પાસે આટલા વીંછીઓ ક્યાથી? ઊઠો ઊઠો. આ તો મહાઝેરી ઠાકરીયા વીંછી છે. શ્રી રોહગુપ્તને તેમના એક શિષ્યે સૂચના કરી.

"જો! જો! આ મહારાજના પગ પાસે મોર ક્યાથી આવ્યો ને મહારાજને કરડવા પ્રયત્ન કરતા વીંછીઓને મારી નાખે છે. આ બધુ અહી ક્યાથી?" સભામાંથી એક સભ્યે બીજા સભ્યને બતાવીને કહ્યું.

આ બે સભ્યો વાત કરે છે ત્યા તે બન્નેને ઉદ્દેશીને ત્રીજો સભ્ય બોલ્યો.

"આ અહી જુઓ. મહારાજની પાછળ મોટા મોટા નાગરાજો ને નોળીયાઓ ઝપાઝપી બોલાવે છે. આ નાગો ઊંચી ઊંચી ફેણુ કરી ફૂફાડા મારતા મહારાજને દંશ-ડંખ દેવા જાય છે. નોળીઆઓ તેને લોહીલુહાણુ બનાવી પાછા પાડે છે. આશ્ચર્ય છે! આ નિશ્છિદ્ર રાજસભામા નાગ-નોળીઆઓ ક્યાંથી નીકળ્યા?"

એટલામા તો તે બધા સભ્યો પાસે થઇને ચી ચી કરતું મોટા મોટા જંગલી ઉંદરોનુ મહાસૈન્ય રોહગુપ્ત તરફ ધસવા લાગ્યું. ત્યા તો અધવચ્ચેથી જ એક પછી એક મોટા બિલાડાઓ ઉપરથી પડયા. પાંચ સાત ઉંદરોને ઝેરવેર કરી નાખ્યા એટલે બેઠેલા સભ્યો ઉપર કુદકા મારતા બીજા ઉંદરો નાસભાગ કરી ભાગી ગયા. સભ્યો ગભરાઇ ગયા કેટલાક ભીરૂ સભ્યોએ સીધો ઘરનો રસ્તો પકડયો. બીલાડાઓ પણ અદૃશ્ય થઇ ગયાં.

"આ કુદકા મારતુ હરણીયુ અહી કયાંથી ? સહજ અવાજ સાંભળે ત્યાં તો પવન વેગે નાસી જાય. આ શું? આ તો મોટા મોટાં શીંગડાં ઊંચાં કરી મહારાજને મારવા જાય છે. ચન્દ્રમામાંથી પડી ગયું કે શું? ચન્દ્રમાને તો કલકી બનાવ્યો, ને વળી આ સભામાં આવી આ સભાને પણ કલક લગાડવુ છે. છે શું ?" એક જણે બીજાને વાત કરી.

"અરે. જો જો આ, વાઘે તરાપ મારી ને મરગલાને સ્વધામ પહોચાડી દીધુ. બિચારું પાછું ચન્દ્રલોકમાં પહોંચી ગયું."

"એલા ભાગ, ભાગ, જો, આ જમીન ફાટે છે. કયાય ધરતીકમ્પ ન થાય." એક જણ બોલ્યો.

"ના ના, ધરતીકમ્પ શું થાય? આ તો ત્યા ભૂડ નીકળ્યું. બિચારાને પૃથ્વીનો ભાર સહન નહીં થયો હોય એટલે અહીં આવ્યું છે. અરે, એ તો વિફરીને વિફરી ગયું છે. આ લાંબું દંતૂશલ કાઢી મહારાજ તરફ ધસે છે." બીજો બોલ્યો.

"શું આ સ્વપ્ન છે કે સાચું ? આ સિહ કયાથી કુદ્યો, ને પાછુ ભૂંડને જમીનદોસ્ત કરી નાખ્યુ ? આ ખાડામા ભૂંડ ને સિંહ બન્ને કયા ગૂમ થઇ ગયા ? અરે, અહી તો ખાડોય નથી ને કંઈ નથી ! આ તો હતુ એવું ને એવું જ છે. આ થાય છે શું ?" ત્રીજા માણસે કહ્યુ.

"અરે અરે ! આ પરિવ્રાજક પાસેથી કા-કા-કા એવો અવાજ કેમ આવે છે ? જો તો ખરો, આ મોટા મોટા કાળા કાળા કાજળ જેવા કાગડાઓ ચાચ તૈયાર કરી આ મુનિ તરફ જાય છે. પણ ત્યાંથી ઘૂઘૂઘૂ અવાજ કરતા ઘૂવડો નિકળ્યા છે. આ વચ્ચમા જ બન્ને બાઝયા. ઓહ, આ તો બન્ને જાય ઊડયા આગળ કાગડા ને પાછળ ઘૂવડો. લ્યો દેખાતાય નથી. બધું ગૂમ." સભ્યોએ પરસ્પર વાત કરી.

"મંત્રીજી ! આ બન્ને જણા વાદ નથી કરતા ને આ શું ઉપદ્રવ મચાવે છે ?" રાજાએ મંત્રીને પૃછ્યું.

"જી, આ પરિવ્રાજક મહારાજને કંઇ ઉત્તર આપી શકતો નથી, એટલે આ દુષ્ટ વિદ્યાઓના ઉપદ્રવથી મહારાજને હરાવવા પ્રયત્ન કરે છે." મંત્રીએ કહ્યું.

"મહારાજ પણ બધી વિદ્યાઓમાં કુશળ છે. જુઓ આ પરિવ્રાજકે શકુનિકા નામની વિદ્યાનો ઉપયોગ કર્યો." રાજાએ કહ્યુ.

"હાજી, આ બધી શકુનિકાઓ ( સમળીઓ અથવા ચિબડીઓ ) મહારાજ તરફ ધસે છે." મત્રીએ કહ્યું.

"જુઓ, મહારાજે ઉલાવક વિદ્યાનો પ્રયોગ કરી ઉલાવક પક્ષીઓ ( શ્યેન-બાજ પક્ષીઓ ) છોડયા. કહેવાય છે કે આ ઉલાવક પક્ષીને જોતાં જ શકુનિકા અધમુઈ થઇ જાય છે. ખરેખર, આ પક્ષીઓએ શકુનિકાનો કચ્ચરઘાણ વાળી નાખ્યો. ને ઘડીમા આ બધું નષ્ટ કરી નાખ્યું." રાજાએ પૂરવ્યુ.

એ પ્રમાણે વાદમાં પરિવ્રાજક ન ફાવ્યો એટલે તેણે સાત દુષ્ટ વિદ્યાઓનો પ્રયોગ કર્યો, તેની પ્રતિપક્ષભૂત સાત વિદ્યાઓનો પ્રયોગ કરી શ્રી રોહગુપ્તે પરિવ્રાજકને હતાશ કર્યો. એટલે ખૂબ ક્રોધમાં ભરાઇને પરિવ્રાજક એક મહાવિદ્યાનો પ્રયોગ કરે છે, ને રોહગુપ્તનુ શું બને છે તે હવે પછી જોઇશું.

( ચાલુ )

તીર્થાધિરાજ શ્રી શત્રુંજયગિરિ ઉપર આવેલી એક ધ્વસ્ત ટૂંક

# જિનેન્દ્ર-ટૂંક

## લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રીન્યાયવિજયજી

દેવવિમાનશા મનોહર જિનમંદિરોથી આ મૃત્યુલોકમા સ્વર્ગલોકનુ સૌંદર્ય રજુ કરતા તીર્થાધિરાજ શ્રીશત્રુંજયનો મહિમા અપરપાર છે. એની પવિત્રતા અને એના મહિમાથી આકર્ષાઈ અનેક ભવ્ય માનવીઓએ પોતાના દ્રવ્યનો એ ગિરિરાજ ઉપર સદ્‌વ્યય કર્યો છે. એ ગિરિરાજ ઉપરની અત્યારે ધ્વસ્ત દશામા આવી પડેલી એક ટૂંકનો પરિચય આપવાનો આ લેખનો ઉદ્દેશ છે. એ ટૂંક તે જિનેન્દ્ર-ટૂંક।

પાલીતાણા તરફની તળાટીના માર્ગેથી ચઢવાની શરૂઆત કરી છાલાકુંડ સુધી ચઢ્યા પછી મુખ્ય માર્ગે ન જતાં આપણી જમણી બાજુ એટલે કે છાલાકુંડથી પશ્ચિમ તરફ થોડુંક ચઢાણ આવે છે તે ચઢીને આ ટૂંક તરફ જવાય છે. યાત્રા કરીને પાછા આવતી વખતે આ ટૂંકે જવુ હોય તો છાલાકુંડ સુધી ઊતરવાની જરૂર રહેતી નથી, પણ વચમાથી આ ટૂંકે જવાની કેડી મળી રહે છે. મુખ્ય માર્ગે ઉપર જતી વખતે દરેકની નજર આ ટૂંક તરફ પડે એવી રીતે આ ટૂંક આવેલી છે. પણ અત્યારે એ સાવ જીર્ણ અને ધ્વસ્ત દશામા પડેલી હોવાથી અને દૂરથી કોઈ ભગ્ન ખંડિયેર હોય એમ લાગવાથી ભાગ્યે જ કોઈ યાત્રી એ તરફ જાય છે. કોઈ સામાન્ય યાત્રી કુતૂહલ વૃત્તિથી પ્રેરાઇને અને પુરાતત્ત્વનો અભ્યાસી ઇતિહાસપ્રેમથી આકર્ષાઇને આ ટૂક તરફ જાય ત્યારે જ તે સજન લાગે છે, અન્યથા એ સાવ નિર્જન જ રહે છે.

છાલાકુંડની પશ્ચિમે વિશાળ સપાટ પ્રદેશ ઉપર આવેલી આ ટૂંક નીચે પાલીતાણા શહેર અને તળાટી અને ઉપરની નવે ટૂંકોનાં સુરમ્ય જિનમંદિરો—એ બેની વચમા જાણે અનુસંધાનનો પ્રદેશ હોય એવી લાગે છે. નીચે દૃષ્ટિ કરતા આખાય શહેર અને તળેટીનું વિહંગદર્શન થાય છે અને ઉપર નજર કરતા બધી ટૂંકોના જિનમંદિરોની શિખરમાળા નજરે પડે છે આ ટૂંકના ઊંચાણને લીધે ત્યા સતત વહ્યા કરતી પવનની શીતળ લહરીઓ જાણે થાક્યા યાત્રીને નવીન શક્તિ ન આપતી હોય એવું બેઘડી વિસામો લેવા જેવું એ સ્થાન છે. બે તરફ ઊંચા પહાડ અને બે તરફ ઊંડી ખાઈના સીમાડા ઉપર આવેલી આ ટૂક સાચે જ મનોહર લાગે છે.

આ રીતે કુદરતી સૌન્દર્યથી ભરેલી આ ટૂંક આજે તેના ઉપર માનવીએ સર્જેલ સૌન્દર્યથી વંચિત બની ગઈ છે. તેના ઉપરનાં ધર્મ-સ્થાનો ધ્વસ્ત થઈ ગયા છે, અને દિવસે દિવસે વધુ ધ્વસ્ત થતા જાય છે. આ ટૂકમા મુખ્યત્વે આટલા સ્થાનો છે—વચમા પદ્માવતી માતાનું ન્હાનું દહેરુ, તેની પાછળ ગુરુ-સ્મારકોવાળો વિભાગ, ગુરુ-સ્મારકોની પાછળ એક બે ઓરડાવાળું સાવ પડી ગયેલુ મકાન, અને દક્ષિણ તરફ પાણીનો મોટો કુંડ અને તેના ચાર ખૂણા ઉપર ચાર દેરીઓ. આ બધાય સ્થાનો ધીમે ધીમે ધ્વસ્ત થતાં જાય છે, તેથી ઇતિહાસના અભ્યાસીને ઉપયોગી થાય એ દૃષ્ટિએ, ત્યાંથી લીધેલા શિલાલેખો અહીં આપવામા આવે છે.

અહીં જે શિલાલેખો આપ્યા છે તે શુદ્ધ-અશુદ્ધ જેવા મૂળમાં હતા તે જ રીતે સુધારો-વધારો કર્યા વગર જ આપ્યા છે.

## શ્રી પદ્માવતીદેવીના દહેરામાંના શિલાલેખો

**પદ્માવતી દેવી ઉપરનો શિલાલેખ**

**॥ संवत ॥ १९१३ वर्षे मासोत्तममासे फाल्गुनमासे शुक्लपक्षे द्वितीया तिथौ गुरुवा** (2) **सरे । श्री पार्श्वनाथ पद्मावती । भ । श्री श्रीविजयदेवेन्द्रसूरीश्वरजी प्रतिष्ठितं । श्री पालीता**(3)**णा नगरे । श्री सिद्धक्षेत्रे । श्रीतपागच्छ । करापित। प्रतिष्ठितं । शुभं भवतु । श्रेय ॥ श्रीं ॥**

આ પદ્માવતી દેવીની પ્રતિમા સફેદ આરસની લગભગ ૧૬-૧૭ ઇંચની છે અને તેને ચાર હાથ છે. ઉપરના ડાબા જમણા બે હાથમાં અંકુશ અને નીચેના જમણા હાથમા માળા અને ડાબા હાથમાં બીજોરાનુ ફળ છે. પ્રતિમામાં નીચે બે ડમરૂ ધારી, તે ઉપર બે ચામરધારી અને તે ઉપર બે જિનપ્રતિમાઓ અને પદ્માવતીદેવીના મસ્તક ઉપર સાત ફણાઓ અને તે ઉપર પાચ ફણાઓવાળી શ્રી પાર્શ્વપ્રભુની પ્રતિમા છે કાનમા કુંડળો છે

(આ મૂર્તિની ડાબી બાજુએ એક સફેદ આરસની ૧૫-૧૭ ઇંચની હનુમાનની મૂર્તિ શિલાલેખ વગરની છે.)

આ પદ્માવતીની મૂર્તિ આગળ ૧૨-૧૩ ઇંચની સફેદ આરસની ચરણપાદુકા છે તે ઉપરનો લેખ આ પ્રમાણે છે—

**॥ ई० ॥ सवत १९०८ना वर्षे । मासोत्तममासे माघमासे शुक्लपक्षे तिथौ पंचम्यां** * (2) **चंद्रवासरे शा** (આગળનો ભાગ પદ્માવતીની પીઠિકા નીચે દબાઇ ગયો છે .) **परंपरावृत** (3)..... ...(આગળનો ભાગ હનુમાનની મૂર્તિ નીચે દબાઈ ગયો છે.) [भ] **ट्टारक श्री श्री विजयधर्मसूरीश्वरपट्टप्रभा** (4) **विक दिनमणिसम भट्टारक श्री श्री विजयजिनेन्द्रसूरिभि स्वकीयहस्तेन ॥** (5) **निजपादुका विनिर्मित × × भट्टारक श्री. विजयदेवेन्द्रसूरिभि । प्रतिष्ठिता इति ॥२॥ दूहा जव लग मे .** (6) (હનુમાનની નીચે દબાયેલું છે).. **सूर जवलग पहीज पादुका रहजो सु**(7)**ख भरपूर ॥ गोहिल प्रतापसिंघ राज्ये १॥** (8) **श्री सिद्धक्षेत्रे तपागच्छे श्री पादलिप्तपुरे जीर्णउद्धार करापितं । रस्तु कल्याण**(9)**मस्तु**

આ મંદિરમાં સાત ચરણપાદુકાઓવાળો લગભગ ૧૨ ઇંચનો એક પટ્ટ છે તેમા ત્રણ પંક્તિમા નીચે મુજબ સાત નામ છે.

**(१) । पं । मुक्तिविजयजीपादुका । (२) । पं । भक्तिविजयजीपादुका ।**

**(३) । पं । विद्याविजयजीपादुका । (४) । पं । रूपविजयजीपादुका । (५) । पं । रंगविजयजीपादुका ।**

**(६) । पं । हीरविजयजीपादुका । (७) वल्लभविजयजीपादुका ।**

આ પાદુકાપટ્ટની ચારે તરફ આ પ્રમાણે લેખ છે—

**॥ सं. । १९४९ वर्षे माघोज्वलत्रयोदश्यां मियुध श्रे । भ । श्री प्रभसूरि-संतानीय पं । रूपविजयादिपूर्वजानां सप्तसंख्या ।** (2) **मितः पादन्यास कारित**

*અહી તેમજ આગળ બધે આવા અંગ્રેજી આંકડા મૂળ શિલાલેખની તે તે પંક્તિને સૂચવે છે.

पं। प्रेमविजयने श्रीमत्पादलिप्तपुरिवर्य्यां श्री सिद्धगिरीपरि जैनेन्द्रप्रथस्यां (3) श्रीमत्तपागच्छे । भ। श्री विजयराजसूरिराज्ये प्रतिष्ठितम् । सुतरां।

આ દેરામા શ્રી માનભદ્રજીની ચાર હાથવાળી એક મૂર્તિ છે.

## ગુરુસ્મારક-વિભાગ અને તેના લેખો

પદ્માવતીદેવીના મંદિરની પાછળ ગુરુઓના સ્મારક તરીકે બનાવવામા આવેલી ૧૮ દેરીઓ આવેલી છે. આ દરેક દેરીમાંની ગુરુપાદુકાઓ ઉપરના લેખો નીચે મુજબ છે.

પહેલી **દેરી**મા ત્રણ પાદુકાપટ્ટો છે, ત્રણે ઉપર લેખો છે. તેમા પહેલા ઉપર આ પ્રમાણે લેખ છે—

॥ ए ९ ॥ ॐ नमः ॥ स्वस्ति श्रीमन्नृपविक्रमार्कसमायातीत सं। १९२७ वर्षे (2) शा। १७९२ ना प्र। शुभकारी कार्तिकमासे। कृष्णपक्षे। त्रयोदशी १३ तिथौ चंद्र। (3) वा। सकलपंडितशिरोमणि श्री ५ पं.। श्रीदीपकुशल म। तत्शिष्य प्रवर पं। (ડાબી બાજુ) (4) डितजी श्री ५ पं। श्रीजसकुशलजी ग। तत्शिष्य सद्गुणीशिरो (5) मणि पंडितजी श्री ५ पं। श्रीनीतकुशलजी ग। त. विद्वद्सभाभा (6) भिनीभालस्थले तिलकायमान। श्री ५ पं श्रीदया-कुशलजी ग। (જમણી બાજુ) (7) णी। तत्शिष्य सकलकलाकलापकलित प्रख्यातकीर्तिमान पंडि(8)तजी श्रीश्रीश्री १०८ पं। श्रीदेवेंद्रकुशलजी गणि तस्येमा पादुका (9) श्रीसिद्धगिरौ जिनेन्द्रटुंके। तच्चरणानुगेन सुन्दरेण प्रतिष्ठास्ति।

બીજી પાદુકા ઉપર નીચે મુજબ લેખ છે—

॥५॥ पं। श्रीदेवेन्द्रकुशलजीगणि तत्शिष्य श्री। (2) विद्याकुशलजी गणिभ्यो इमा पादुका स्थापिता।

ત્રીજી પાદુકા ઉપરનો લેખ—

श्री ५ पं. श्रीविद्याकुशलजी ग। तत्शिष्य। श्री ५। (2) पं। श्रीनान-कुशलजी गणिभ्यो इमा पादुका स्था०

પહેલી અને બીજી દેરીની વચમાની પાદુકાનો લેખ—

॥ ॐ नम. संवत १८७९ वर्षे मासोत्तममासे फाल्गुनमासे शुक्लपक्षे तृतीया तिथौ शनिवासरे श्री। (2) श्रीतपागच्छाधिराज सकलभट्टार्कपुरंदर भ। श्रीश्री। विजय (3) धर्मसूरीश्वरजी तत्पट्टे भट्टार्क श्रीश्री ॥ श्रीविजयजिनेन्द्र सूरीश्वरेण स्वयं पादुका (4) करापिता स्वयं प्रतिष्ठाताचन्द्रार्कं चिरं तिष्ठतु पादुकायं श्री (આ જ પાદુકાપટ્ટમા ઉપરના લેખના અક્ષરોથી જુદા પડતા અક્ષરોમાં પાછળથી ખોદેલ લખાણ આ પ્રમાણે છે) (5) जबलग मेरु अडग है, जबलग शशी अरु सूर। तबलगे ए पादुका, रहेजो गुणभरपूर (6) गोहेल ऊनाजी राज्ये तत्पुत्र कुंवर बावाजी सुश्रेयं ॥ श्री श्रेयदस्तु।

બીજી **દેરી**મા ૭ પાદુકાઓ છે, તેના લેખો આ પ્રમાણે છે—

॥ भट्टार्क श्रीहेमविमलसूरीश्वरजी गुरुभ्यो नम.॥ (2) ॥ ए ८० ॥ स्वस्ति

श्रीमन्नृपविक्रमार्कसमायातीत संवत १९१९ वर्षे। शालिवानकृत शाके। १७८५ ना प्रवर्त (3) माने मासोत्तममासे श्रीमाघ शुक्लपक्षे तिथौ त्रयोदश्यां। भृगुवासरे। भ। श्री श्रीहेमविमलसूरीश्वरपाट (4) परंपराया श्री ५ पं। लब्धिकुशलजीग। तत्शिष्य। पं श्री ५ पं। अमृतकुशलजी ग। तत्शिष्य। पं श्री ५ पं। दीपकुशलजी ग। त (5) शिष्य श्री ५ पं जसकुशलजी ग। तत्शिष्य। पं। श्रीकृतकुशलजी ग। तत्शिष्य। पं। दयाकुशलजी ग। तत्शिष्य। पं। श्री ५ पं। दे (6) वेन्द्रकुशलेन ईमा पादुका स्थापित। श्रीसिद्धक्षेत्रे। भ। श्री श्रीविजयधरणेन्द्रसूरीश्वरराजे प्रतिष्ठता शुभं भवतु।

। पं। श्री पू पं। अमृतविजयजीपादुका। भ। श्री श्रीहेमविमलसूरिजीपादुका॥ ॥ पं। श्री ५ पं दीपकुशलजी पादुका॥

॥ पं॥ श्री ५ पं। प्रीतिकुशलजीपादुका॥ पं। जसकुशलजीपादुका॥ ॥ पं दयाकुशलजीपादुका॥

त्रीजी देरीमांनो लेख—

॥ संवत १९१९का शाके १७७४* प्रव(2)र्तमाने फाल्गुनमासे असितपक्षे पंचमीतिथौ। सोमवासरे श्रीमद्बृहत्तपागच्छेश जं (3) जुगप्रधान भट्टारकजी श्रीविजयदेवेन्द्रसूरिजीनां धर्मराज्ये विद्यमा (4)ने श्रीविमलागिरौ श्री जिनेन्द्रटूंकमध्ये पं। जयसागरगणिना श्रीमच्चारित्रसागरादि (5) गुरूणाम् पट्टपरंपरा. पादुकास्थ कारिताः॥

॥ पं। चारित्रसागरजी॥ ॥ पं। कल्याणसागर॥ पं। यशस्सागरजी॥ पं। जसवंतसागरजी॥

॥ पं। विचारसागरजी॥ पं। युक्तिसागर॥ ॥ पं॥ जगरूपसागरजी॥ पं। खुशालसागरजी॥

॥ पं। मेघसागरजी॥ पं। गुमानसागर॥ पं। जयवतसागर॥ ॥ सर्वगुरूणां पादुका.॥

(सर्वगुरुमां बधा आवी गया. चोथी पंक्तिमा नाम नथी.)

ચોથી દેરીમાંના પાદુકા-પટ્ટી ઉપરના લેખો—

॥ संवत १८७५ वर्षे। मासोत्तमफाल्गुनमासे शुक्लपक्षे तृतीया (2) तिथौ शनिवासरे शुभयोगे। व. श्री श्रीमद्विजयधर्मसूरीश्व (3) रजी तत्शिष्य चरणसेवीयं। श्रीहेमविजयजीकस्य पादु (4) का पं। विवेकविजय ग। करापिता। श्रीसिद्धशैलशृंगे चिरं। (5) ॥ भ॥ श्री श्रीविजयजिनेन्द्रसूरिभि प्रतिष्ठितं। श्रीमत्तपागच्छे।

બીજી પાદુકાનો લેખ—

॥ संवत् १८७७ वर्षे माघमासे। शुक्लपक्षे। ११ तिथौ (2) चंद्रवासरे। । पं। विवेकविजय ग। पं। हेमना पा (3) दुका। तत्शिष्य। पं। गुलाब-

* વિક્રમ સંવત અને શક સંવત વચ્ચેના ૧૩૫ વર્ષના અંતરના હિસાબે અહીં ૧૭૭૪ ના બદલે ૧૭૮૪ જોઇએ.

विजय ग । करा (4) पितं । (5) भ । श्री श्री विजयजिनेन्द्रसूरिभिः प्रतिष्ठितं । श्री । (6) सिद्धक्षेत्रे श्रीजिनेन्द्रटुंके । श्रीमत्तपागच्छे । ।

ચોથી અને પાંચમી દેરીની વચ્ચેની પાદુકાનો લેખ—

॥ संवत १९०३ शा १७६८ प्रवर्तमाने माघवदि ५ तिथौ भृगुवासरे अमदावादवास्तव्य श्रीमत्तपागच्छे (2)...युगप्रधान भट्टार्क श्री श्री १०८ श्री विजयदेव (3). परंपरायां पं। श्री। दीपविजयगणि ततशिष्य श्री ५ पं। श्री हेतविजयगणि (4) ( આગળનો લેખ નથી વચાતો. આમા બે પાદુકાઓ છે. )

પાંચમી દેરીમા પહેલી પાદુકા ઉપરનો લેખ—

॥ सवत् १८७५ वर्षे मासोत्तम फाल्गुणमासे शुक्लपक्षे तृती(2)या तिथौ शनिवासरे शुभयोगे भ । श्री श्रीमद्विजयदया(३) सूरीश्वरजी तत्शिष्य चरणसेवी महोपाध्याय उ । श्री खुशा(3)लविजयजीकस्य पादुका प्र । चतुरविजय ग करापिता ॥ श्री सिद्धशैलशृंगे (6) भ । श्री जिनेन्द्रसूरिभिः प्रतिष्ठितं श्रीमत्तपागच्छे ।

બીજી પાદુકા ઉપરનો લેખ—

॥ सवत् १८७५ वर्षे मासोत्तम फाल्गुण (2) सुदि ७ बुधे महोपाध्या (3) य उ । श्रीखुशालविजय ग । करा (4) पिता श्रीसिद्धशैलशृंगे। श्रीजिनेन्द्रटूंकमध्ये चिरं तिष्टता पादु (5) का । भ। श्री श्री विजयजिनेन्द्रसूरि प्रतिष्ठिता । श्री तपागच्छे ।

પાચમી અને છઠ્ઠી દેરી વચ્ચે બે પાદુકા છે. તે ચોથી અને પાંચમી દેરીની વચમા રહેલ સ. ૧૯૦૩ ની બે પાદુકાના જેવી છે તેમા પહેલી પાદુકાનો લેખ નથી વાંચી શકાતો. બીજી પાદુકા ઉપરનો લેખ આ પ્રમાણે છે—

॥ सवत् १९०८ मा वर्षे मासोत्तममासे माघमासे शुक्लपक्षे तृती (2) यातिथौ चद्रवासरे भ । श्री श्रीविजयजिनेन्द्रसूरीश्वरजी (3) तत्शिष्य पं । रूपविजय ग । कस्य पादुका भ श्री श्री (4) विजयदेवेन्द्रसूरि प्रतिष्ठितं सिद्धक्षेत्रे ।

છઠ્ઠી દેરીમાની ઉપરની એક શિલામાની પાદુકા જોડી એક ઉપરનો લેખ.

(ઉપર) ॥ भ । श्री श्रीविजयजिनेन्द्रसूरिभि. प्रतिष्ठितं श्रीतपागच्छे ( જમણી બાજુ (1) ॥ संवत् १८९५ वर्षे मासोत्तम फाल्गुणमासे शुक्लपक्षे तृती (2) यातिथौ शनिवासरे। सकलभट्टारकपुरंदर भट्टा (3) रक ।भ। श्री श्रीविजयदयासूरीश्वरजी । तत्शिष्य (ડાબી બાજુ) (1) ॥ पं। श्री । मुक्तिविजयजीकस्य पादुकाय विवेकविजय ग । (2) पं प्रेमविजय ग । पं क्षीमाविजय ग । करापित । श्री सि (3) द्धाचलक्षेत्रे ॥ श्री शुभं भवतु ॥

છઠ્ઠી દેરીમા આગળની એક શિલામાની પાદુકાની બે જોડીમાની એકનો લેખ—

(ઉપર) ॥ भ। श्रीविजयदेवेन्द्रसूरि प्रतिष्ठित श्रीतपागच्छे (જમણી બાજુ) (2) स. १८९३ वर्षे। शाके १७५८ प्र। मासोत्तम माघमासे शुक्लपक्षे दशम्यां तिथौ बुधवासरे (3) पं श्री डुंगरविजयजो तत्शिष्य । ॐ श्री विवेकविजयजीत्कस्य

पादुका । भ ॥ पं. प्रेमवि (4) जय ग पं क्षीमाविजय ग पं श्री डुंगरसत्कं । पं नरोत्तमविजय ग । ॐ श्रीविवेकसत्केन करापितं । (આની પછી પાદુકાનો લેખ આ પ્રમાણે છે) (5) ॥ सं १८९३ वर्षे शाके १७५८ प्र । मासोत्तम माघमासे शुक्लपक्षे दशम्यां तिथौ बुधवास (6) रे पं। श्री मुक्तिविजयजी । तत्शिष्य । डुंगरविजयजीत्कस्य । पं प्रेमविजय ग । पं. । क्षी (7) माविजय ग । पं श्री डुंगरसत्क । पं नरोत्तमविजय ग । ॐ श्री विवेकसत्केन करापितं सिद्धगिरौ ।

**સાતમી** **દેરી**માં ત્રણ પાદુકા છે તેમાંની મોટી પાદુકાનો લેખ—

॥ संवत् १८९४ ना वर्षे माघ शुदि ६ भोमवासरे सकलभट्टारक श्री श्री (2) विजयप्रेमसूरीश्वरजो तत्शि । पं. श्री १०८ पं ह...विजय ग (3) तत्शिष्य । पं श्री ७ पं लक्ष्मीविजय ग । तत्शि(1)ष्य पं श्री ५ पं रत्नविजय ग । तत्शिष्य पं श्री (5) अमीविजयस्य पादुका करापितं पं रूपवि(6)जेन स्थापितं श्रीसिद्धशैले श्री वि(7) जयजिनेन्द्रसूरीश्वरजीप्रतिष्ठितम् ॥

નીચેની જમણી તરફની નાની પાદુકાનો લેખ—

॥ संवत १८९४ना वर्षे माघशुदि ५ सोमवास (2) रे श्री आदिनाथपादुका स्थापित (3) वोरा नाथा सुत भाणजी भा (4) बाई कसलाये करापित ॥

ડાબી બાજુની પાદુકા ઉપરનો લેખ—

॥ संवत १८९४ना वर्षे माघ शुदि ६ भोमवासरे (2) पं विरमविजय ग। पं श्री अमीविज(3)यसत्क तेन पादुका (4) शि । पं रूपविजयेन स्थापितं ।

**આઠમી** **દેરી**માની બે પાદુકાઓમાની મોટી પાદુકાનો લેખ—

॥ सं १८९३ वर्षे । शा । १७५८ प्र । मासोत्तममासे माघमासे ॥ शुक्लपक्षे १० तिथौ । बुधवासरे सकलभट्टा (2) रकशिरोमणि । पुरंदर भट्टारकजी श्रीश्रीश्री १०८ श्री श्री विज(3)यजिणेन्द्रसूरीश्वरजी तत्शिष्य। महोपाध्याय । उ ॥ श्री माणिक्यविजय ग । कस्य पादुका पं (4) भ । विजयदेवेन्द्रसूरिभि प्रतिष्टितं । श्री तपागच्छे। श्रीपालीताणानगरे (5) गुमानविजय ग। करापितं श्री सिद्धाचलक्षेत्रे ।

નીચેની નાની પાદુકા ઉપરનો લેખ—

॥ ८० ॥ संवत् १९०८ना वर्षे मासोत्तममासे शुक्लपक्षे, पंचमीतिथौ चंद्रवासरे पं । गु (2)मानविजय ग। उ। श्री माणिक्यसत्कस्य पादुका पं। मोतिविजय (3) ग । करापितं श्री॥ सिद्धक्षेत्रे । भ । श्री श्री । (4) विजयदेवेन्द्रसूरिभिः प्रतिष्ठितं ॥

**નવમી** **દેરી**માં પાચ પાદુકા છે, તેમાંની પહેલી પાદુકા ઉપરનો લેખ—

॥ सं । १८९३ ना वर्षे । शाके १७५८ प्र । मासोत्तम माघमासे शु(2)क्लपक्षे दशम्यां तिथौ । बुधवासरे पं श्री भक्तिविजयजी । तत्शिष्य पं. श्री (3) डुंगरविजयजीकस्य पादुका । पं. श्री प्रेमविजयजी पं । (4) भ । श्री श्री विजयदेवेन्द्रसूरिभि प्रतिष्ठितं । श्री सिद्धगिरौ । (5) नरोत्तमविजय ग। ॐ श्री विवेकसत्क करावित (6) खेमविजयजी पं श्री डुंगरसत्केन ॥

બીજી પાદુકાનો લેખ—

॥ सं १८९३ना वर्षे शाके १७५८ प्र मासोत्तम माघमासे शु(2)क्ल पक्षे। दशम्यां तिथौ बुधवासरे । पं । श्री डुंगरविजयजी तत्शिष्य (3) पं । खेमविजयजीकस्य पादुका स्वहस्ते करापितं ॥ (1) ॥ भ । श्री श्री देवेन्द्रसूरिभिः प्रतिष्ठितं तपागच्छे श्री सिद्धगिरौ ।

त्रीजी पાદુકાનો લેખ—

॥ सं । १८९३ना वर्षे । शाके १७५८ प्र । मासोत्तम माघमासे शु (2) क्लपक्षे । दशम्यां तिथौ बुधवासरे पं । श्री डुंगरविजयजी तत्शिष्य ॥ (3) पं खिमाविजयजीत्कस्य पादुका स्वहस्ते करापितं (1) ॥ भ । श्री श्री विजयदेवेन्द्रसूरिभि प्रतिष्ठितं । श्री तपागच्छे । श्री सिद्धगिरौ ।

ચોથી પાદુકાનો લેખ—

॥ सं । १८९३ना वर्षे शाके १७५८ प्र. मासोत्तम माघमासे शुक्लपक्षे । (2) दशम्यां तिथौ बुधवासरे । पं श्री डुंगरविजयजी तत्शिष्य । ॐ श्री विवेकवि(3)जयजीत्कस्य पादुका पं । नरोत्तमविजय ग । करापितं ॥(4) ॥ भ । श्री श्री विजयदेवेन्द्रसूरिभिः प्रतिष्ठितं । श्री तपागच्छे । श्री सिद्धगिरौ ॥

પાચમી પાદુકા—આમા બે પાદુકા છે તેનો લેખ—

॥ सं । १९०८ना वर्षे मासोत्तममासे शुक्लपक्षे ५मी तिथौ चन्द्र(2) वासरे । भ । श्री १०८ श्री विजयदयासूरीश्वरजी तत्शिष्य पं (3) मुक्तिविजयजी तत्शिष्य । पं । डुंगरविजय तत्शि । ॐ श्री विवेकविजय(4) जी तत्शिष्य पं नरोत्तमविजयजी ग पादुका । पं। प्रेमविजय तत्शि । पं । अमरविजय ग । पादुका सिद्धक्षेत्रे । भ । श्री विजयदेवेन्द्रसूरिजी ॥

**દસમી દેરી**માં એક પત્થરમા પાચ પાદુકા છે તેનો લેખ—

॥ सं. १९०८ना वर्षे माघमासे शुक्लपक्षे ५मी तिथौ चंद्रवासरे भ । (2) ट्टारक श्री श्री श्री विजयजिनेन्द्रसूरीश्वरजीनी वशी मध्ये ४ । कुंवरविजय ग । (3) प । हेमसत्केन पादुका स्थापिता । भट्टारक श्री श्री विजयदे । (4) वेन्द्रसूरीजी प्रतिष्ठितं श्रीमत्तपागच्छे श्री सिद्धक्षेत्रे ।

(१) पं हेमविजय ग ।

(२) जगद्गुरु भ । श्री हीरविजयसूरीश्वरजी पादुका करापितं श्री तपागच्छे ।

(३) श्री केसरविजय ग ।

(४) पं । कुवरविजय ग ।

(५) पं । कस्तुरविजय ग ।

અગિયારમી દેરીમાનો લેખ—

॥ प ई० ॥ सं. १९०८ । वर्षे । मासोत्तममासे-माघमासे शुक्लपक्षे पंचमीतिथौ ॐ ना (2) भ । श्री श्रीविजयजिनेन्द्रसूरीश्वरजी तत्शिष्य श्री हीरविजय ग । कस्य पादुका । (3) भ श्री श्री विजयदेवेन्द्रसूरीश्वरभिः प्रतिष्ठितं । श्री सिद्धक्षेत्रे श्री तपागच्छीइं ॥

**બારમી** દેરીમાં એક શિલમા પાદુકા જોડી બે ખંડિત છે તેમાં સં. ૧૮૭૬નો શિલાલેખ છે, પણ તે વંચાતો નથી.

**તેરમી** દેરીમા પાદુકા-યુગલ છે તેનો લેખ—

**॥ संवत १९१४ना वर्षे वैशाख शुदि ५दिने रवौ । श्री श्री (2) ॥ भ । श्रीविजयजिनेन्द्रसूरीश्वरजी (3) तत्शिष्य । पं । खिमाविजय ग । कस्य पादुका प्रति(4)ष्ठित भ । श्री श्री विजयदेवेन्द्रसूरि (5) ॥ पं रंगविजय ग कारापितं ।**

**ચૌદમી** દેરીમા એક શિલામા પાદુકા બે જોડી છે તેનો લેખ—

**संवत् १९१४ना वर्षे वैशाख शुक्ल ५ सूर्यवा। भ। श्री श्री हीरविजयसूरी (2)श्वरजी शिष्यपरंपरायां । पं । विजयदेव ग । तत्शिष्य । पं । मानविजय-ग । कस्य (3) ॥ पादुका भरापितं वा । पं। माणेक्यविजय ग ॥ प्रतिष्ठितं। भ । श्री विजयदे(4) ॥ वेन्द्रसूरिभि ॥ क पं । मानविजय ग । पादुका ॥ पं । माणेक्यविजय ग । पादुका । (5) श्रीमत्तापागच्छे सिद्धक्षेत्रे ॥**

**પંદર, સોળ, સત્તર** અને **અઢાર**-એમ ચાર દેરીઓમા અત્યારે પાદુકા વગેરે કશું નથી તેથી તે ખાલી છે અને તેમા લેખ નથી.

## કુંડ અને તેની દેરીઓ

ઉપર ગુરુસ્મારક વિભાગના લેખો આપ્યા, તે દેરીઓની જમણી તરફ થોડી દૂરી ઉપર એક કુંડ છે અને તે કુંડની ચારે તરફ ચાર દેરીઓ છે તેમા નીચે મુજબ લેખો છે—

**પહેલી દેરી,** ગોડીપાર્શ્વનાથની પાદુકા ઉપરનો લેખ—

**॥ संवत १८७७ वर्षे । मार्गशिर शुदि ३ शुक्रवासरे भ । (2) । श्री श्री विजयजिनेन्द्रसूरीश्वरजीइ । श्री श्री गोडीपार्श्व(3)नाथकस्य पादुका कारापितं । भ । श्री श्री विजय(4)जैणेन्द्रसूरिभिः प्रतिष्ठितं । श्री सिद्धक्षेत्रे श्री जिनेन्द्रटुं (5) के श्रीमत्तपागच्छे ॥ श्री ॥**

**બીજી દેરી,** આદિનાથ પ્રભુની પાદુકા ઉપરનો લેખ—

**॥ संवत । १८७७ वर्षे मार्गशर शुदि ३ शुक्रवासरे । भ । श्री श्री (2) विजयजिनेन्द्रसूरीश्वरजीइ। श्री श्री रुषभदेवपादु(3) का कारापितं । भ। श्री श्री विजयजिनेन्द्रसूरिभिः प्र । (4) तिष्ठितं । श्री सिध्धक्षेत्रे । जैनेन्द्रटुं(5)के। श्रीमत्तपागच्छे ।**

**ત્રીજી દેરી,** ગૌતમસ્વામીની પાદુકા ઉપરનો લેખ—

**॥ सवत १८७७ वर्षे मार्गशिर सुदि ३ शुक्रवासरे (2)। भ। श्री श्री विजय जिनेन्द्रसूरीश्वरजीइ। श्री गौतम (3) स्वामिजिना पादुका करापितं । भ। श्री श्री विजय (4) जैनेन्द्रसूरिभिः प्रतिष्ठतं । श्री सिद्धक्षेत्रे। जैनेन्द्र-टुंके। श्रीमत्तपागच्छे। श्री श्री ह्रीं।**

**ચોથી** દેરીમાનો લેખ—

**॥ संवत १८७७ वर्षे मार्गशिर शुदि ३ शुक्रवासरे। भ। (2) श्री श्री**

विजयजिनेन्द्रसूरीश्वरजीइ। श्री वि(3)जयधर्मसूरीश्वरजीत्कानां पादुका कारापितं। म। (4) श्री श्री विजय जैनेन्द्रसूरिभि· प्रतिष्ठितं। श्री सिद्धक्षे(5)त्रे जैनेन्द्र टुंके श्रीमत्तपागच्छे ॥ श्री

ઉપરની ચારે દેરીઓ જે કુંડ ઉપર છે તે કુંડમા નીચે ઉતરવાના પગથીઆ છે. પગથીઆ ઉપર, મોટા મંડપ જેવુ છે. કુંડમા પાણી ભરેલું છે. સામે દિવાલમા એક દેવીનુ નાનું ખાનું છે. પશ્ચિમ તરફથી પાણીનું વ્હેણ આવે છે. નાનો કિલ્લો પણ છે.

કુંડ ઉપર પરથાર બાંધેલો છે. બેસવાની સુંદર જગા છે. અહીંથી પાલીતાણા નગરનું તળાટીનુ દૃશ્ય પણ મનોરમ્ય દેખાય છે.

અહીંથી સિદ્ધગિરિના ઉન્નત શિખરોનાં દર્શન થાય છે. ખાસ નવટૂંકો તરફના ભાગના શિખરો દેખાય છે. બહુ જ સુંદર દૃશ્યો દેખાય છે.

આ રીતે આ જિનેન્દ્ર ટૂંકના શિલાલેખો અહી પૂર્ણ થાય છે. અહીં આસપાસના પત્થરો તપાસતાં લગભગ બે ફૂટ લાંબો અને એક ફૂટ પહોળો સફેદ પત્થરનો ટુકડો અમને મળી આવ્યો. આ પત્થર ઉપર અંગૂલી નિર્દેષ કરતાં હાથનું ચિત્ર આપીને **'जिनेन्द्र टूंकमां जवानो रस्तो'** એ પ્રમાણે અક્ષરો કોતરેલા હતા.

દેવભક્તિ નિમિત્તે પોતાની સંપત્તિનો સદ્‌વ્યય કરવાની ભાવનાવાળા મહાનુભાવ માટે આ સ્થાન આદર્શરૂપ છે. એવો કોઇ ભાવનાશીલ મહાનુભાવ જાગે અને આ ટૂંકના સુંદર પ્રદેશને જિનમંદિરોથી સુશોભિત અને ઘંટારવોથી ગાજતું બનાવીને હજારો યાત્રાળુઓને એ તરફ આકર્ષી પોતાનું નામ અમર કરે ! એ જ ભાવના !

## કાગળના અસાધારણ ભાવો

'શ્રી જૈન સત્ય પ્રકાશ' જેના ઉપર છપાય છે તે કાગળોનો ભાવ લડાઇ શરૂ થઈ તે પહેલાં સાડાત્રણ આને રતલનો હતો લડાઈના બે વર્ષ પછી આ ભાવ સાત–આઠ આને રતલનો થયો હતો. ગઈ દિવાળી પહેલાં એ ભાવ બાર–તેર આને રતલ જેટલો વધી ગયો હતો અને અત્યારે એ ભાવ વધીને બે રૂપિયે રતલનો થઈ ગયો છે એટલે મૂળ ભાવથી અત્યારે લગભગ આઠ–નવગણા ભાવ થઇ ગયા છે. આમ છતાં અમે 'શ્રી જૈન સત્ય પ્રકાશ'નું લવાજમ વધાર્યું નથી, અને હાલમાં એ વધારવાનો અમારો ઇરાદો પણ નથી

પણ આ રીતે 'શ્રી જૈન સત્ય પ્રકાશ' આપવું અમે ચાલુ રાખી શકીએ તે માટે સમિતિને વધુ મદદ મોકલવાની અમે સૌને વિનંતી કરીએ છીએ

વ્યવસ્થાપક

'પ્રજાબંધુ' સાપ્તાહિકમાં પ્રગટ થતી ચાલુ વાર્તા

# જિગર અને અમી

અમદાવાદમાંથી પ્રગટ થતા 'પ્રજાબધુ' સાપ્તાહિકમાં કેટલાક વખતથી 'જિગર અને અમી' નામક એક ચાલુ વાર્તા પ્રગટ થાય છે આ વાર્તા મુખ્યત્વે જૈનધર્મને સ્પર્શતી હોવાની, અને એમા કોઈ એક સાધુની આત્મકથાના રૂપમા જૈનસાધુ–જૈનધર્મની ટીકા કરવામા આવતી હોવાની વાત અમારા જાણવામાં આવતાં અમે 'પ્રજાબધુ'ના છેલ્લા કેટલાક અ કો જોયા. એ જોતા અમને એ વસ્તુ સાચી લાગી અને તેથી અમે 'પ્રજાબધુ'ના તત્રીશ્રીને એ સબધી એક પત્ર લખ્યો હતો. આ પત્રના ઉત્તરમા અમને તેમના તરફથી એક પત્ર મળ્યો છે.

હજુ આ સબધમા થોડોક વધુ પત્રવ્યવહાર કરવો અમને ઠીક લાગે છે, એટલે એ પત્રવ્યવહાર પૂરો થતા સુધી આ સબધમાં અમારે જે કઇ કહેવુ છે તે મુલતવી રાખી અત્યારે તો માત્ર એ પત્રવ્યવહાર જ પ્રગટ કરીએ છીએ

—વ્યવસ્થાપક

## પત્ર–વ્યવહાર

### સમિતિ તરફથી 'પ્રજાબધુ'ના તંત્રીને લખાયેલ પત્ર

અમદાવાદ, તા. ૯–૫–૪૩

શ્રીયુત તંત્રી 'પ્રજાબંધુ' સાપ્તાહિક, અમદાવાદ.

રા રા ભાઇશ્રી,

આપના 'પ્રજાબધુ' સાપ્તાહિકમાં 'જિગર અને અમી' નામની એક ચાલુ વાર્તા છપાય છે આ વાર્તામાં જૈનધર્મ–જૈનસાધુની ઠીક ઠીક નિદા અને અવહેલના કરવામાં આવી છે અને ધીમે ધીમે એ વાર્તા કુત્સિત રસ પ્રતિ પ્રવાહિત થતી જાય છે એક ધર્મની આ રીતે નિદા કરતી વાર્તા આપે 'પ્રજાબંધુ' જેવા સાર્વજનિક પત્રમા પ્રગટ કરવાનુ મુનાસીફ માન્યું એ ઘણું જ દિલગિર થવા જેવું છે જો નિદા જ કરવી હોય તો એકાદ અપવાદને આગળ કરીને ગમે તે ધર્મ, સપ્રદાય કે વ્યકિતની નિદા કરી શકાય પણ નિદાથી ભરેલુ આવું સાહિત્ય પ્રગટ કરવાથી સાહિત્યની કે સસ્કૃતિની કશી પણ સેવા ન જ થઈ શકે, સિવાય કે અમુક સપ્રદાય કે ધર્મના દ્વેષી વાચનારાઓના અતરમા ક્ષણભરનો દ્વેષભર્યો આનદ ઉદ્‌ભવે ! પણ આવી દ્વેષ અને ઈર્ષ્યાભરી લાગણીઓને ઉત્તેજિત કરે અથવા પુષ્ટ કરે એવું સાહિત્ય પ્રગટ કરવાથી શો લાભ મેળવી શકાય ? પરધર્મસહિષ્ણુતા અને સાંપ્રદાયિક એકતા માટે પ્રચાર કરવો અને સાથે સાથે આવા સાહિત્યને ઉત્તેજન આપવું એ વદતો વ્યાઘાત જેવું લાગે છે

તેથી અમને લાગે છે કે હજુ પણ જો આપ આ વાર્તા પ્રગટ કરવાનુ મોકુફ રાખશો તો એમા આપને કશુ પણ ગુમાવવાપણુ નહી રહે આશા છે આપ આ માટે અવશ્ય વિચાર કરશો

આ સબધમા–આ વાર્તા 'પ્રજાબધુ'મા કેટલા વખતથી છપાય છે તે તથા એ વાર્તાના લેખક કોણુ ભાઇ છે અને તેમનુ સરનામું શું છે તે જણાવશો તો આભારી થઇશ.

પત્રોત્તર આપશો એ જ

લિ. આપનો
**રતિલાલ દીપચંદ દેસાઇ**
વ્યવસ્થાપક

## 'પ્રજાબંધુ'ના તંત્રી તરફથી મળેલ ઉત્તર

અમદાવાદ, તા ૧૧–૫–૧૯૪૩

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ,
જેસગભાઇની વાડી, ઘીકાટા–અમદાવાદ

રા રા ભાઈશ્રી,

વિ વિ આપનો તા ૯–૫–૧૯૪૩નો પત્ર મળ્યો છે "જીગર અને અમી" એ વાર્તા એક જૈન સાધુની નોધપોથીને આધારે શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ લખે છે એ કથા જૈનધર્મની કે જૈન સાધુની નિદા કે અવહેલના કરવાના હેતુથી લખવામા આવતી નથી કથાનો કોઈ એકાદો ભાગ એક વ્યક્તિને વાસ્તવિક અને ઉપયોગી લાગે અને બીજી વ્યક્તિને તે કુત્સિત રસવાળો અને નિરૂપયોગી લાગે તો એ મતભેદ કે રૂચિભેદની વાત છે, પણુ એવો ભાગ પણુ કુત્સિત રસ ફેલાવવાની દૃષ્ટિથી લખાતો નથી કે પ્રસિદ્ધ થતો નથી, તેની હુ તમોને ખાત્રી આપુ છુ એટલે એ વાર્તા "પ્રજાબધુ"મા પ્રકટ કરવાનુ મોકુફ રાખવાની મને કશી જ આવશ્યકતા જણાતી નથી

લિ૦
**કપિલરાય મહેતા**
કા૦ તત્રી

# નવી મદદ

પૂજ્ય મુનિમહારાજ શ્રી યશોભદ્રવિજયજીના સદુપદેશથી વલસાડમાંથી આ માસમાં નીચે મુજબ નવી મદદ મળી છે તે માટે અમે પૂજ્ય મહારાજશ્રીનો તેમજ મદદ મોકલનાર ભાઈઓનો આભાર માનીએ છીએ.

૧૫) શેઠ કપૂરચદ હીરાચદ તરફથી ભાઈ શ્રી ચદ્રકાન્તના નવપદઆરાધન નિમિત્તે
૧૦) શ્રીમતી ગુલાબબેન, હા શેઠ નગીનચદ ઝવેરચદ

## સ્વીકાર

**૧ સદ્ગુણાનુરાગી શ્રી કપૂરવિજયજી લેખસગ્રહ, ભાગ છઠ્ઠો** (મહોપાધ્યાય શ્રી યશોવિજયજીકૃત જ્ઞાનસાર વિસ્તૃત ભાવાર્થયુક્ત), પ્રકાશક શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ, ગોપાળભુવન, પ્રિન્સેસસ્ટ્રીટ, મુબઈ, પૃષ્ઠ સખ્યા ૫૩૨, મૂલ્ય-**બાર આના.**

**૨ ખભાતનો ઇતિહાસ અને ચૈત્ય—પરિપાટી**—(ચૈત્ય વ્યવસ્થાપક સમિતિ ખભાતનો ત્રિવાર્ષિક હેવાલ ), પ્રકાશક-શ્રીસ્તભતીર્થ જૈનમડળ, તાબાકાટા, મુબઈ ન-૩, પૃષ્ઠ સખ્યા ૮૨. મૂલ્ય-**ચાર આના.**

**૩ રાજનગરથી સમેતશિખર યાને સ્પેશીયલમાં સાઠ દિવસ**—લેખક શ્રી. મોહનલાલ દીપચદ ચોકસી, પ્રકાશક-સુભદ્રાબેન કસ્તુરચદ દીપચદ, ખભાત, પૃષ્ઠ સખ્યા ૧૨૦, મૂલ્ય-**ચાર આના.**

આ ત્રણે પુસ્તકો સિલિકમા હશે ત્યા સુધી જ્ઞાનભંડારો તેમજ પુસ્તકાલયોને દસ આનાની ટપાલની ટીકીટો મોકલવાથી નીચેના સરનામેથી ભેટ મોકલવામા આવશે

**શ્રી મોહનલાલ દીપચંદ ચોકસી**

ઠે. તાબાકાટા, વહોરાનો જૂનો માળો, ચોથે દાદરે, **મુંબઇ-૩.**

## સૂચના

આ અકની જેમ આવતો અક પણ વખતસર ૧૫મી તારીખે પ્રગટ કરવાની ઇચ્છા છે આમ છતા અત્યારના અનિશ્ચિત સયોગોના કારણે અંક પ્રગટ કરવામા વિલબ થાય તો તે ચલાવી લેવા અને પત્ર લખીને તપાસ નહી કરવા વાચકોને વિનતી છે. **વ્ય.**

॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

| | | |
|---|---|---|
| वर्ष ८ | વિક્રમ સં ૧૯૯૯ વીરનિ. સં. ૨૪૬૯ · ઇસ્વીસન ૧૯૪૩ | क्रमांक |
| अंक ९ | જેઠ શુદિ ૧૨ મંગળવાર : જુન ૧૫ | ९३ |


## વિષય – દર્શન



**સૂચના—આ માસિક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે તેથી સરનામાના ફેરફારના ખબર બારમી તારીખે સમિતિના કાર્યાલયે પહોંચાડવા**

**લવાજમ—વાર્ષિક-બે રૂપિયા : છૂટક ચાલુ અંક-ત્રણ આના**

મુદ્રક : નરોત્તમ હ. પંડ્યા, પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ, પ્રકાશનસ્થાન શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ, મુદ્રણસ્થાન : સુભાષ પ્રિન્ટરી, મીરઝાપુર રોડ, અમદાવાદ

॥ वीराय नित्यं नमः ॥

# શ્રી જૈન સત્ય પ્રકાશ

વર્ષ ૮ ક્રમાંક ૯૩ અંક ૯

# સિદ્ધહેમકુમાર સંવત્

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી પુણ્યવિજયજી

[ પૂ. પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજના પ્રશિષ્ય ]

"ભારતીય પ્રાચીન લિપિમાલા"માં આજ સુધીમાં પ્રચલિત થયેલ વૈદિકસંવત્, કલિયુગસંવત્, વીરસંવત્, વિક્રમસંવત્, શાલિવાહન-શકસંવત્, ગુપ્તસંવત્, સિંહસંવત્ વગેરે અનેકાનેક સંવતોનો પરિચય કરાવવામાં આવ્યો છે. જે પૈકીના ઘણાખરા સંવતો તો આજે જનતાના સ્મૃતિપટ પરથી ભૂસાઈ ગયા છે. માત્ર વીરસંવત્, વિક્રમસંવત્, શાલિવાહન શક-સંવત્ જેવા ગણતરીના જ સંવતો જનતામાં એકધારી રીતે આદરપાત્ર રહ્યા છે. તેમ છતાં એટલી વાત તો ચોક્કસ જ છે કે—જે જે વ્યક્તિઓના નામના સંવતો ચાલુ થયા હશે-છે તેમના પ્રત્યે કોઈ ખાસ કારણને લઈને જ જનતાનો પક્ષપાત બંધાયો હશે અને તે તે સંવતો તેમના અનુયાયીઓની વિદ્યમાનતા પર્યંત ચાલીને છેવટે ભૂસાઈ ગયા હશે. એ બધું ગમે તેમ હો તે છતાં સંવતોની ઉત્પત્તિએ ઇતિહાસમાં મોટામાં મોટું સ્થાન પ્રાપ્ત કર્યું છે એટલે એ સંવતો કોના કોના નામે અને ક્યારે ક્યારે ચાલુ થયા છે એને લગતી મૌલિક હકીકતોને શોધવા અને મેળવવા પાછળ વિદ્વાનોએ અતિ ઝીણવટભરી રીતે પ્રયત્ન અને શ્રમ સેવ્યા છે. આજના આ સંક્ષિપ્ત લેખમાં એવા જ એક વિશિષ્ટ સંવતનો પરિચય કરાવવામાં આવે છે, જેનું નામ सिद्धहेमकुमार सवत् છે. આ સંવતનો ઉલ્લેખ ક્યાંથી મળ્યો છે એને લગતો પરિચય આપ્યા પછી સંવતના અંગે વિચાર કરવામાં આવશે.

ઉપર જણાવેલ 'સિદ્ધ-હેમ-કુમાર' સંવતનો ઉલ્લેખ ગિરિરાજ શ્રીશત્રુંજયના શિખર ઉપરની ચોમુખજીની ટૂંકના મૂળ મંદિરના મુખ્ય દરવાજાની ડાબી બાજુના મંદિરમાં રહેલ એક ધાતુની પ્રતિમા ઉપરના લેખમાંથી મળી આવ્યો છે. એ લેખ આખો અહીં આપવામાં આવે છે.

श्रीसिद्धहेमकुमार सं ४ वैशाष व २ गुरौ भीमपल्ली सत्क व्यव० हरिश्चंद्र भार्या गुणदेवि श्रेयोर्थं श्रीशांतिनाथबिंबं कारितं ॥

ઉપર આપેલ ધાતુપ્રતિમાલેખમાં કોઇ ખાસ મહત્ત્વનો ઐતિહાસિક ઉલ્લેખ નથી. તેમ નથી એ લેખમાં પ્રતિષ્ઠા કરાવનાર આચાર્યાદિના નામનો ઉલ્લેખ, તેમ છતાં આ

અતિસક્ષિપ્ત પ્રતિમાલેખ તેમા મળતા શ્રીસિદ્ધહેમકુમાર સં ૪ એટલા ઉલ્લેખને પરિણામે અતિગૌરવવતુ સ્થાન પ્રાપ્ત કરી લે છે કે જે સવતનો ઉલ્લેખ આજ સુધી ક્યાંય જોવામા કે નોંધવામા આવ્યો નથી.

- પ્રસ્તુત પ્રતિમાલેખમાં તેની પ્રતિષ્ઠા કરાવનાર આચાર્યાદિના નામનો ઉલ્લેખ નથી એટલે પ્રસ્તુત સવત્ ક્યારે ચાલ્યો હશે? એ સવત્ ચલાવવા પ્રત્યે કોનો સવિશેષ પક્ષપાત હશે? તેમજ એ સવત ચલાવનાર અનુયાયીવર્ગ સબળ કે નિર્બળ હશે ઈત્યાદિ હકીકતોનું આપણે માત્ર અનુમાન જ કરવાનું રહે છે.

પ્રસ્તુત પ્રતિમાલેખમાં મળતા શ્રીસિદ્ધ-હેમ-કુમાર સંવતમાં ગૂજરાતની મહાવિભૂતિ-સ્વરૂપ ત્રણ વ્યક્તિઓનાં નામનો સમાવેશ થાય છે. એક ગૂર્જરેશ્વર મહારાજ શ્રીસિદ્ધરાજ જયસિહદેવના નામનો, બીજો કલિકાલસર્વજ્ઞ સ્યાદ્વાદવિજ્ઞાનમૂર્તિ ગૂર્જરેશ્વરયુગલના મિત્ર અને ગુરુ આચાર્યપ્રવર શ્રીહેમચદ્રસૂરિના નામનો અને ત્રીજો ગુર્જરેશ્વર પરમાર્હત મહારાજ શ્રીકુમારપાલદેવના નામનો. આ રીતે ગૂજરાતની મહાપ્રભાવસંપન્ન આ ત્રણ વિભૂતિઓનાં નામના આદ્ય આદ્ય અંશના સંકલનદ્વારા પ્રસ્તુત સંવતને ઉત્પન્ન કરવામા આવ્યો છે એમાં લેશ પણ શકાને સ્થાન નથી.

આ સવતની ઉત્પત્તિ વ્યવસ્થિત રીતે થઇ હોય તેમ માનવાને આપણા સમક્ષ અત્યારે એક પણ પ્રમાણ કે સાધન નથી. એ દશામા આપણે એટલુ જ માનવુ જોઇએ કે પ્રસ્તુત ધાતુપ્રતિમાલેખમા મળતો **શ્રીસિદ્ધહેમકુમાર** સંવતનો ઉલ્લેખ ભગવાન્ શ્રીહેમચદ્ર પ્રત્યે અતિબહુમાનની લાગણી ધરાવનાર કોઈ વ્યક્તિએ કર્યો છે. અને એ ઉલ્લેખ મારી સમજ પ્રમાણે ત્રણે મહાત્માઓના સ્વર્ગવાસ પછી જ થયો હશે.

પ્રસ્તુત સવત ચલાવવા પાછળ કોઈ સબળ વ્યક્તિઓનો હાથ દેખાતો નથી. નહિ તો એ સંવતનો ઉલ્લેખ કેટલાક ગ્રથોની પ્રશસ્તિઓમા અને પુષ્પિકામા તેમજ કેટલાક પ્રાચીન શિલાલેખોમાં જરૂર આપણને મળી શકત પરંતુ હજુ સુધી ક્યાંય પણ એ સવતનો ઉલ્લેખ વિદ્વાનોની નજરે ચઢ્યો નથી. ફક્ત કોઈ મહાનુભાવના હૃદયમાં ગૂજરાતની આ વિભૂતિઓ પ્રત્યે ભક્તિ ઊભરાઇ આવી હશે જેને પરિણામે એણે આટલો ઉલ્લેખ કરી પોતાની કર્ત્તવ્યપરાયણતા રજૂ કરી પોતાની જાતને ધન્ય અને કૃતકૃત્ય કરી છે. એ સિવાય વિશેષ કશુ લાગતુ નથી. નહિતર આજના અમુક વર્ગે જ ચલાવેલા આત્મસવત્ અને ધર્મસવત્ જેવા સવતો પણ અમુક વર્ષ પર્યંત ચાલુ રહેશે અને એના ઉલ્લેખો અમુક અમુક સ્થાનોમા ઉલ્લિખિત મળશે, જ્યારે ગૂજરાતની ત્રણ સમર્થ મહા-વિભૂતિઓના નામથી વિભૂષિત પ્રસ્તુત **સિદ્ધહેમકુમાર** સંવત્ પાછળ સબળ તો શુ પણ ઉપર જણાવ્યા મુજબનો આત્મસવત્ અને ધર્મસવતના અનુયાયી વર્ગ જેવો સામાન્ય વર્ગ પણ હશે કે કેમ એ કહેવુ કે સમજવુ મુશ્કેલ નથી.

અસ્તુ, પ્રસ્તુત "સિદ્ધ-હેમ-કુમાર" સંવત્ પાછળ સબળ વ્યક્તિઓનો હાથ હો અગર ન હો, અથવા એને સબળ વ્યક્તિઓએ કદાચ (?) ટેકો ન પણ આપ્યો હોય; તેમ છતા આપણે સૌએ આનદ જ મનાવવો જોઇએ કે—તે જમાનામાં એવી કોઇ વ્યક્તિઓ હતી જ કે જેમને એમ લાગ્યુ હતુ કે ગૂજરાતની આ ત્રણ મહાપ્રભાવક

મહાવિભૂતિઓની યાદગારીની નિશાની તરીકે તેમના નામનો સવત્ જરૂર ચાલવો જોઇએ અને તે માટે પ્રયત્ન પણ કર્યો. ખરે જ તે યુગની જનતાએ એકમત થઈ આ મહાવિભૂતિઓની યાદગારીમાં સંવત્ ચલાવ્યો હોત તો આજે ગૂજરાત અને ગૂજરાતની પ્રજા જગતની નજરે સવિશેષ ગૌરવવંતી લેખાત.

અતમાં આ ઠેકાણે જૈનપ્રજાનુ અને ખાસ કરી અત્યારે શેઠ **આણંદજી કલ્યાણજીની પેઢીનુ** એક વસ્તુ તરફ ભારપૂર્વક લક્ષ્ય દોરવુ ઉચિત માનુ છુ કે આપણે ત્યાં મહત્ત્વની વસ્તુઓના સંરક્ષણ અને સાચવણી તરફ જે લક્ષ્ય હોવું જોઇએ તે રાખવામાં નથી આવતુ. એટલે અહીં હું પેઢીના કાર્યકર્તાઓને ભારપૂર્વક જણાવુ છુ કે—ચોમુખજીની ટૂંકમા રહેલી આ ગૌરવવતી ધાતુની પ્રતિમાને એવા સ્થાનમા રાખવામાં આવે કે જ્યાથી એ પ્રતિમા,—જેમ વિમલવસીમાથી **પાજનો લેખ** ગૂમ થયો તેમજ વિમલશાના મંદિરમાથી **અજબ કારીગરીવાળી ધાતુની પ્રતિમા** ઉપડી ગઇ તેમ,—ગૂમ ન થાય ખરે જ મને તો આ પ્રતિમા જોઇને એને ચોરી લઈ કોઈ યોગ્ય સ્થાનમાં મૂકવાનું જ મન થયુ હતુ. પણ સાચે જ કોઈ ઐતિહાસિક વસ્તુઓના વ્યાપારીને હાથે એ પ્રતિમા ચડી ન જાય એ માટે શેઠ આ. ક. પે.ના કાર્યકર્તાઓએ ધ્યાનપૂર્વક વ્યવસ્થા કરવી ઘટે.

# જિનેન્દ્ર-ટૂંકના અનુસંધાનમાં

## [ સિહોરની ટેકરી ઉપરના એક ધ્વસ્ત દેવસ્થાનનો પરિચય ]

લેખક.—પૂજ્ય **મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજી**

"શ્રી જૈન સત્ય પ્રકાશ"ના ગયા અંકમાં—ક્રમાંક ૯૨માં આપણે જિનેંદ્ર ટૂંકનો પરિચય જાણ્યો. ત્યારપછી તેજ ટૂંકના અનુકરણરૂપે શિહોરમાં પણ જિનેદ્ર-ટૂંક કહી શકાય તેવું સ્થાન છે, તેનો પરિચય અહી આપ્યો છે.

શિહોર ભાવનગર રાજ્યનું પ્રાચીન રાજધાનીનું શહેર છે. ચોતરફ ગિરિશૃંગોથી આચ્છાદિત આ પ્રાચીન નગરીનો ઇતિહાસ પણ બહુ જાણવા જેવો છે. શિહોરના પ્રાચીન ઈતિહાસ સંબંધી બે ત્રણ પુસ્તકો પ્રકાશમાં આવ્યાં છે, પણ એમાં લેખકોએ પોતાની જ્ઞાતિની પ્રાચીનતા અને વૈભવ માટે જ પાનાં ભર્યાં છે. તેમાં વાસ્તવિક રીતે શિહોરના ઇતિહાસને સ્પર્શતી માહીતી બહુ જ અલ્પ પ્રમાણમાં આપી છે.

વર્ષાઋતુમાં મુશલધાર વરસાદથી ધોવાઇને એ પહાડોમાંથી પ્રાચીન સિક્કાઓ નીકળી આવે છે, જેનો સંગ્રહ ત્યાની લાયબ્રેરીમાં અને એક જૈન ગૃહસ્થને ત્યાં છે. અમારી ત્રિપુટીએ થોડા દિવસના ત્યાના સ્થિરવાસ દરમ્યાનમા કેટલીએક જાણવા જેવી વિગતો મેળવી છે, જે યથાસમય શૃંખલાબદ્ધ ગોઠવીને રજુ કરાશે. અત્યારે તો માત્ર તીર્થાધિરાજ શત્રુંજય ઉપરની જિનેદ્ર-ટૂંકના અનુસંધાનરૂપ એક દેરી માટે જ આ લેખ લખું છુ.

અહી એક **મરૂદેવાટૂંક** હતી. એ ટેકરી ઉપર અમે ખાસ નવું જાણવા અને મેળવવા ગયા હતા. એક વખતનું પ્રાચીન જૈન તીર્થસ્થાન જેવું ગણાતુ આ સ્થાન આજે જૈનત્વના નામનિશાન વિનાનું થઈ ગયું છે. ભૂમિની સ્પર્શના જરૂર થઇ, પરન્તુ જૈનત્વના પવિત્ર વાતાવરણ વિહોણા આ સ્થાને અમને બહુ આહ્લાદ ન ઉપજાવ્યો. ટેકરી ઉપરથી નજર ફેંકતા ચોતરફ નાના નાના અનેક પહાડો, શિહોરનગર, દૂર દૂર પવિત્ર સિદ્ધગિરિ, એક બાજુ સોનગઢ, ચોગઠની ટેકરીઓ, સામી બાજુ ભાવનગરનો દરિયો, વચમા વરતેજ વગેરે સ્થાનો સાફ નજરે પડતાં હતાં. ઉપર દેરીમાં એક પ્રાચીન શિલાલેખ હોવાનું અમે સાંભળ્યુ હતું, પરન્તુ અત્યારે એ શિલાલેખનુ નામનિશાને અમને ત્યાં હાથ ન આવ્યુ. આમા મુખ્યત જૈન સઘની બેદરકારી અને અજૈનોની ઇર્ષ્યા એ જ કારણ જણાયુ. એકાદ પથ્થર એવો દેખવામા આવ્યો જે જિનમદિરનો હોય. અહીના શ્રી સઘના કથન મુજબ એક પૂજ્ય સમર્થ સૂરિપુગવે અહીં વચ્ચેના ચોગાનમા સુદર જિનમદિર બંધાવવાની વાત મૂકેલ, પણ એમા અનેક કારણોથી સફલતા ન મળી. મારું પોતાનુ તો દૃઢ મન્તવ્ય છે કે એમાં સફલતા મળી હોત તો એક પ્રાચીન જૈનતીર્થ નષ્ટ થતું બચી જાત. હજીયે અનુકુલતાએ જરૂર લક્ષ્ય આપવા જેવું છે.

મરુદેવા ટૂંકની લગભગ સામે જ, સાત સેરી—( શાન્તિશ્રી અથવા શાતિસૂરિ ) નામની ટેકરી છે. આ સાતસેરી એ વાસ્તવિક નામ નથી લાગતું, કાંતો શાન્તિનાથ ટેકરી અથવા શાન્તિસૂરિ ટેકરી ઉપડથી ફરતુ ફરતું ભ્રષ્ટ રૂપ **સાતસેરી** થઇ ગયુ લાગે છે. આ ટેકરીના ઊંચેના શિખર ઉપર એક ૧૬ થાંભલાની નકસીદાર છત્રી છે. ચોતરફ ખુલ્લા આ શિખર ઉપર પવન એવો સખત ફૂંકાય છે કે સાચવીને જ ત્યાં ઊભુ રહેવું પડે. ઉપરનો ચઢાવ પણ મુશ્કેલ છે. ક્યાયથી ઉપર ચઢવાનો રસ્તો જ સાફ નથી. દૂરસુદૂર દેખાતો પવિત્ર સિદ્ધા-

ચલ અહીથી બહુ જ સાફ દેખાય છે. અહીં છત્રીમાં તો અત્યારે કશુંયે નથી. વચ્ચે કોઇ અર્થદાસે અર્થની લાલસાએ ખાડા ખોદ્યા છે. ઉપરનું શિખર ટૂટી ગયું છે. ટેકરીના પૂર્વ તરફના ઢોળાણમાં દેવીઓ (વિદ્યાદેવીઓ જેવી)ની ચાર દેરીઓ છે. તેમાં એક દેવીની નીચે સં. ૧૧૦૬ (૧૫૮૬)નો લેખ છે. દેવીઓ કંઇક ખંડિત-અખંડિત છે. દેરીઓ ખડિત છે અને ઘણીખરી દટાયેલી છે. દેવીઓના આસનો દબાયેલાં છે. કહે છે કે વર્ષાદથી ધોવાઇ ધોવાઇને માટી ખસી જવાથી આ દેરીઓ અને દેવીઓ દેખાવા માંડી છે. અહીં વિશેષ ખોદકામ થાય તો ઘણુ પ્રાચીન સ્થાપત્ય મળી આવે ખરું. ટેકરીની શરૂઆતમાં એક સુખનાથ મહાદેવનું મદિર અને ત્યાથી આગળ જતાં **જિનેન્દ્રટૂંક**વાળો વિભાગ આવે છે.

પહેલી વાર જ્યારે અમે અહી આવ્યા ત્યારે અમારી ત્રિપુટી અને સાથે સુપ્રસિદ્ધ વિદ્વાન સાહિત્યપ્રેમી પૂ. મુનિમહારાજ શ્રીપુણ્યવિજયજી મહારાજ આદિ હતા. ગરમીની ઋતુ છતાંયે મેઘરાજા પણ સાથે જ આવ્યા હતા. શિલાલેખ વગેરે લઇને અમે ઉપર જવાનો વિચાર કરતા હતા ત્યા તો મેઘરાજાએ પોતાનું કામ શરૂ કર્યું અને અમને અર્ધો કલાક વિશ્રાંતિ લેવા બેસવુ પડયુ. પુન. ચૈત્રી પૂર્ણિમાએ શિહોરના શ્રીસંઘ સાથે અહી શ્રીસિદ્ધગિરિરાજનાં દર્શનાર્થે આવવુ થયું. પ્રાતકાલનો સમય હતો. દૂર સુદૂર ગિરિરાજનાં શિખરોનુ દર્શન થતુ હતુ. બધાએ ભક્તિભાવથી ચૈત્યવંદનાદિ કર્યાં સિદ્ધગિરિ-રાજ જાણે આપણી સન્મુખ જ હોય, અમે બધા ચઢતા હોઇએ, અને જાણે દાદાનાં દર્શન થયા, મજુલ સ્વરે ભક્તિથી ગવાતા સ્તવનો સભળાતાં હોય એમ બધાને લાગતુ. આ દેરી માટે જૈન સંઘને અને અજૈનોને કંઇક ઝઘડો પણ થયેલો, પરંતુ ફેંસલો જૈન સંઘના લાભમા જ થયો છે. અહીથી નવો રસ્તો પણ નીકળી શકે તેમ છે. તેમજ શ્રીજૈનસઘ ધારે તો આ સ્થાનનો ઉદ્ધાર પણ કરી શકે છે. પણ એક તો અહીંનો આપસનો કુસુપ, અનૈક્ય અને આને અગે જ ઉત્સાહનો અભાવ, ત્યાં આપણે વધુ આશા રાખીએ એ તો મૃગજળ પાછળ દોડવા જેવુ જ લાગે છે. બીજું આર્થિક ઝઝાવતનો પ્રશ્ન પણ એટલો જ વિકટ છે. બાકી અહીંનો શ્રીસઘ એક થઈ પ્રયત્ન કરે તો મરુદેવા-ટૂંક, અને આ સાત-સેરી-શાંતિનાથજીની ટૂંકનો પણ ઉદ્ધ્ય કરી શકે એમાં સદેહને સ્થાન નથી. અહીંનો શ્રીસઘ ચૈત્રી, કાર્તિકી પૂર્ણિમાના દિવસોએ, તેમજ બીજા પણ મોટા પર્વના દિવસોએ વાજે ગાજેથી આ સાતસેરી ટેકરીની જિનેદ્ર-ટૂંકે આવે છે અને સામે જ દેખાતા સિદ્ધિગિરિનાં દર્શન-સ્તવન કરે છે. દેરીની વ્યવસ્થા-પૂજા તથા રક્ષા આદિની સપૂર્ણ સત્તા જૈન સઘ-ની જ છે. દેરીની આસપાસ સુંદર પરથાર છે અને આજુબાજુ કિલ્લા જેવું છે. સુખનાથ મહાદેવવાળા સ્થાનમાથી રસ્તો છે અને કિલ્લામાં બારી—નાનો દરવાજો છે ત્યાથી અહીં અવાય છે. રસ્તો જાહેર છે. ગમે ત્યારે આવો જાઓ તો રોક ટોક નથી.

હવે આપણે શિલાલેખ જોઇ લઇએ. દેરીમા પબાસન ઉપર એક અને પબાસન નીચે બે-એમ ત્રણ પાદુકાઓ છે. આ ત્રણે પાદુકાઓ ઉપર વચમાં પાદુકા અને ચારે તરફ લેખ એવી ગોઠવણી છે. એ ત્રણે લેખો આ પ્રમાણે છે.—

પબાસન ઉપરની પાદુકા ઉપરનો લેખ—

संवत १९१२ना मासोत्तममासे शुक्लपक्षे काकति सुद ६ वार गुरु दादाजी विजयजिनेंद(द्र) सूरिपादुका ॥

પબાસન નીચેની જમણી તરફની પાદુકા ઉપરનો લેખ—

संवत १९१२ना मासोत्तममासे शुक्लपक्षे काकति सुद ६ पं. श्री....विजयजी तस्य पादुका भरापितं ॥

પબાસન નીચેની ડાબી તરફની પાદુકા ઉપરનો લેખ—

पं. कल्याणकुशलानां उपदेशात् साधवी श्रीनानश्रीजीई पादुका भरापितं शुभं भवतु ।

આ ત્રણ પાદુકાઓમાં એક તો તપાગચ્છીય ભટ્ટારક શ્રીપૂજ્ય જિનેદ્રસૂરિની પાદુકા છે. શ્રીજિનેદ્રસૂરિજીનો પરિચય સુપ્રસિદ્ધ ભકતકવિરાજ શ્રીવીરવિજયજી મહારાજ ચોસઠપ્રકારી પૂજાના કલશમા આ પ્રમાણે આપે છે "વિજયજિનેંદ્રસૂરીશ્વર-રાજ્યે, તપગચ્છ કેરો રાયો." જિનેદ્ર-ટૂંકના શિલાલેખોના આધારે ભટ્ટારક શ્રીવિજય-ધર્મસૂરિજીના પટ્ટપ્રભાવક શ્રીવિજયજિનેદ્રસૂરિ થયા છે. તેમના પટ્ટપ્રભાવક વિજ્ગદેવેંદ્રસૂરિજી થયા છે. તેમની વિદ્યમાનતામા શ્રીવીરવિજયજી મહારાજે બીજી પૂજાઓ બનાવેલી છે.

આ સિવાય ભાવનગર સ્ટેટનો રાજમહેલ પણ જોવા જેવો છે. તેમાં કેટલાંક પ્રાચીન ચિત્રો કલાની દૃષ્ટિએ જોવાજેવા છે. બહાર નીકળતાં દરવાજાની અદર જ એક મહાદેવજીના મંદિરની બહાર જૈન મૂર્તિના પરિકરના કેટલાક ખડિત ભાગો ત્યાં હતા. એક ભાગ ઉપર चद्रगच्छ સાફ વંચાતુ હતું. તેરમી-ચૌદમી સદીનો લેખ હતો. પરિકરના નીચેના ભાગના ત્રણ ટુકડા હતા. આ બધુ જલદી જલદી જોઈ અમે ઉપાશ્રયે આવ્યા.

શિહોરમાં સુંદર જિનમંદિર છે. એક મદિરમાં જ બે વિભાગમાં બે મંદિરો છે. એકમા મૂલનાયક શ્રીસુપાર્શ્વનાથજી છે, અને બીજા વિભાગમા શ્રીઅજિતનાથજી પ્રભુ મૂલનાયક છે. મંદિર ભવ્ય અને દર્શનીય છે. મૂર્તિઓ પ્રાચીન અને મનોહર છે. શ્રીસુપાર્શ્વનાથજી ભગવાનના મંદિરની બહાર સીડી પાસે ઉપર એક નાની દેરી છે, તેમા પણ એક પાદુકા છે. લેખ છે. લેખ લીધો છે, પણ તેની નકલ અહી નથી એટલે નથી આપ્યો.

શ્રી અજિતનાથજીના મંદિરના નીચે વ્યાખ્યાનશાળા છે. તેમા પેસતાં સામે જ તપોગચ્છાધિપતિ શ્રીમૂલચંદજી મહારાજ (મુક્તિવિજયજી ગણિ) ની સુંદર મૂર્તિ છે ખુણામા ડાબી બાજુ શ્રીમાણીભદ્રજી છે જે ચમત્કારી અને પ્રાચીન છે. અહી યતિઓની ગાદી છે-હતી. બીજું નાનુ ઘરમંદિર છે જેનો જીર્ણોદ્ધાર ચાલે છે. ઉપાશ્રય-ધર્મશાળાની બધી સગવડ છે. સ્ટેશન પર ભાવનગરવાળા સદ્‌ગૃહસ્થોએ બધાવેલી વિશાળ જૈન ધર્મશાળા છે. અહી ઉતરનાર યાત્રિકોએ શિહોરના મદિરના દર્શન જરૂર કરવાં. પાલીતાણા જનાર દરેક યાત્રિકને શિહોર ગાડી બદલવી પડે છે. સમય મળે તેમણે જરૂર લાભ લેવા જેવુ છે. શિહોર ઉપર ખાસ તપગચ્છાધિરાજ શ્રીમૂલચંદ્રજી મહારાજનો ધર્મોપકાર હોવાથી પાઠશાળા વગેરે પણ તેમના નામથી ચાલે છે. શિહોર ખાસ તેમનુ ક્ષેત્ર કહેવાય છે. શિહોરની ધર્મભાવના પણ સારી છે. પણ આજે તેમાં જે અનૈક્ય-અપ્રેમ અને સપનો અભાવ જોવાય છે તે નિકળી જાય તો તેની પ્રાચીન કારકીર્દી શોભે તેમાં સદેહ નથી. શાસનદેવ સર્વને સદ્‌બુદ્ધિ અર્પો એ જ શુભેચ્છા।

# भारतवर्षके बाहर जैनधर्म

लेखक.-श्रीमान् डॉ. बनारसीदासजी जैन M. A. Ph D. लाहौर

यद्यपि जैन और बौद्ध धर्म दोनों ही श्रमण संस्कृतिके भेद हैं, और इनके सिद्धान्त और आचरण भी आपसमें कुछ कुछ मिलते-जुलतेसे हैं, तथापि बौद्ध धर्म तो अपनी जन्मभूमि भारतको छोड़ कर दूर तक देश-देशान्तरोमें फैल गया है, लेकिन जैनधर्म भारतवर्ष तक ही सीमित रहा है। इसका कारण यह प्रतीत होता है कि जैनधर्मके उपदेष्टा साधु-मुनिराजोके जीवनके नियम बहुत कठोर होते थे और वे इन पर बड़ी दृढता से चलते थे। वे इनमें शैथिल्य न आने देते थे। ये नियम ऐसे कठिन थे कि विदेशमें इनका पालन करना बड़ा मुश्किल था। इस लिये जैनधर्मका प्रचार भारतके बाहर नहीं हो सका और न भारतके बाहर कोई जैन अवशेष ही मिले है। मगर फिर भी श्रावक लोग तो व्यापारके निमित्त देश-देशान्तरोमें जाया करते थे और वहांके रहने वाले इनके संपर्कमें आते थे। संभव है कि इन श्रानकोंका कुछ न कुछ प्रभाव अन्य देशोंके किसी किसी व्यक्ति पर पड़ जाता होगा। ऐसे एक व्यक्ति है अबुल अला जो अरब देशके विख्यात दार्शनिक कवि थे। ये मुअर्राके रहने वाले थे इस लिये अबुल अला मुअर्रीकेनामसे प्रसिद्ध है। इनका जीवन बड़ा निवृत्तिमय था। ये निरामिष आहार करते थे अर्थात् इनको मांस भक्षणका सर्वथा त्याग था। यहा तक कि ये दूध पीनेमें भी पाप समझते थे, क्योंकि दूध तो गाय भैसके अपने बच्चो के लिये होता है। वे ऐसा दूध लेते थे जो गाय भैसके बच्चोके तृप्तिपूर्वक पीलेनेके पीछे बचे। इसी प्रकार वे मधु (शहद) का भी सेवन न करते थे, क्योंकि मधुको मक्खियां अपने लिये बनाती है। इसी हेतुसे अण्डे आदिका भी इन्हें परित्याग था। इनका भोजन और वस्त्र इतना सादा होता था कि दूसरा कोई पुरुष इसे खाना और पहिनना पसन्द न करे। वे चमडेका जूता पहिननेमे पाप समझते, इसलिये पैरोमे लकड़ीकी खडाऊं डाला करते। वे जीवरक्षामे बड़े सावधान रहते थे। वे कपडेका प्रयोग बहुत थोडा करते, यहां तक कि नग्न रहना पसन्द करते थे। इनका जन्म सं. १०३० में और मृत्यु सं. १११५ में हुई।

इस प्रकारके निवृत्तिपरक और दयालु व्यक्तिका अरब जैसे अनार्य देशमें

होना आश्चर्यकी बात है। जर्मन विद्वान क्रेमर और ग्लाजनपका अनुमान है कि जैनधर्मके प्रभावके बिना इस प्रकारका जीवन संभव नहीं। अबुल अलाने अपनी आयुका अधिक भाग बगदादमें व्यतीत किया। वहां बहुतसे जैन व्यापारी रहते थे। उनके संसर्गमें आकर अबुल अलाने मांसभक्षण आदिका परित्याग किया होगा और जीवों पर दया करना सीखा होगा।[१]

अरबके अतिरिक्त चीनी तुर्किस्तानमें भी जैनधर्मके अस्तित्वका अनुमान किया गया है। एन. सी. महेताके आधार पर सी. जे. शाह लिखते है—"चीनी तुर्किस्तानके गुफा—मन्दिरोमें जैन घटनाओंके भी चित्र बनाये जाने लगे थे"।[२] एन सी. महेताके कथन का आधार है ए फान ल. कोकका ग्रन्थ जिसमें मध्य एशियाके बौद्ध अवशेषोंका वर्णन है।[३] इसके तीसरे भागमें एक चित्र (नं. ४) दिया है, और पृ. ३० पर उसके विषयमें लिखा है कि यह चित्र जैनधर्मकी दिगम्बर संप्रदायसे संबन्ध रखता है, जो इसकी दो मुख्य संप्रदायोंमेंसे एक है।

यह चित्र २७ इंच ऊंचा और ८ इंच चौड़ा है। एक हजार बरस से अधिक पुराना है, और हरी—लाल भूमि पर नीले रंगसे बना है। इसका सिर खण्डित हो चुका है। चित्रित व्यक्ति अपने पादाग्रो पर खडा है जैसा कि नृत्य करते समय किया जाता है। दाईं टांग आगे लाकर बाईं ओर कर दी है। इससे पैरोका व्यत्यय हो गया है अर्थात् दायां पैर बाईं ओर और बायां पैर दाईं ओर आ गया है। इसके कटि—प्रदेशमें मेखला के चिह्न भी दिखाई दे रहे हैं। सबसे विचित्र बात यह है कि चित्रित व्यक्ति बिलकुल नग्न है और उसके लिङ्गको वेधन करके उसमें धातुका मोटा छल्ला डाला हुआ है जैसा कि भारतके कई तपस्वी किया करते थे।

अब उपर्युक्त वर्णन वाले इस चित्रको किसी प्रकार जैनधर्मसे संबन्धित

---

१. H. V. Glasenapp : **Der Jainismus,** Berlin, 1925. pp. 455-56.

२. Chimanlal J. Shah . **Jainism in northern India,** Bomby, 1932. p 194.

Nanalal Chamanlal Mehta : **Studies in Indian Painting,** Bombay, 1926. p. 2.

3. A. von Le Coq : **Die Buddhistische Spaetantike in mittelasien,** Band III **Die Wandmalereien,** Berlin, 1924.

नहीं कर सकते । अतः हम कह सकते है कि भारतसे वाहर अभीतक जैनधर्मका कोई अवशेष नहीं मिला ।

जवसे जैन लोग यूरोप और अमरीकामें जाने लगे हैं तबसे वहां भी कुछ व्यक्ति जैनधर्मको पालने वाले हो गये है । स० १९५० मे श्रीयुत् वीरचंद राघवजी गांधी "वर्ल्डज कांग्रेस ऑफ् रिलिजन्ज" में, जो अमरीकाके चिकागो नगरमें भरी थी, जैनधर्मके प्रतिनिधि वन कर गये । कांग्रेसकी समाप्ति पर गांधीजीने अमरीकामे भ्रमण किया और वहां कई स्थानो पर जैनधर्मके विषयमे व्याख्यान दिये । अमरीकामें "गांधी फिलोसाफ़िकल सोसायटी" की स्थापना हुई । फिर सं० १९५२ मे गांधीजी इंग्लैड गये । वहां उनके ससर्गसे मि० हर्बर्ट वारनने जैनधर्म अङ्गीकार किया । सं० १९८२ मे इन पंक्तियोंका लेखक भी इंग्लैडमे था और दो तीन बार मि० वारनसे मिला । इनसे मिलकर वहुत आनन्द प्राप्त हुआ कयोकि वारन महोदय बड़े भद्रप्रकृति हैं । इन्होने जैनधर्म पर एक पुस्तक भी लिखा है । इन्होने मास और मदिराका सर्वथा परित्याग किया हुआ है । सं० १९७० में श्रीयुत जगमंदरलाल जैनीके उद्योगसे लंदनमे "महावीर ब्रदरहुड" और "जैन लिट्रेचर सोसायटी" की स्थापना हुई । कई बरस तक बा० चम्पतराय जैन यूरोपमे जैनधर्म पर लेकचर देते रहे । इस प्रयत्नका फल यह है कि हर्बट वारन के अतिरिक्त अलैग्जैडर गार्डन, मिसिज एथल गार्डन, लूई डी सेन्टर आदि कई अंग्रेज व्यक्ति जैनधर्मको पालने वाले हो गये है ।

चीन, जापान आदिकी जनताको जहां बौद्ध धर्मका इतना प्रचार है, जैनधर्मका परिचय करानेकी आवश्यकता है ।

જૈન સ્થાપત્યો અને જ્ઞાનમંદિરોથી સમૃદ્ધ રાજપુતાનાનું એક જૈન તીર્થ

# જૈસલમેર

લેખક.–શ્રીયુત સારાભાઇ મણિલાલ નવાબ, અમદાવાદ

( ગતાંકથી ચાલુ )

શ્રીશાંતિનાથજીના ગભારામાં મૂળનાયક તરીકે શ્રીશાંતિનાથ ભગવાનની સંવત્ ૧૫૩૬ ની સાલના લેખવાળી ધાતુની મોટી (પંચતીર્થ) મૂર્તિ બિરાજમાન છે, મૂળનાયકનો લેખ પાછળના ભાગમાં હોવાથી બરાબર વાંચી શકાતો નથી. મૂળનાયકની પલાંઠી પર નીચે પ્રમાણેના અક્ષરો વાંચી શકાય છે —

॥ सं० १५३६ वर्षे फा० सु० [३] दिने श्रीशांतिनाथ ॥

મૂળનાયકની મૂર્તિ ઉપરાંત બાકીની ત્રણે દિશાઓમાં એકેક જિનપ્રતિમા છે, અને આ ચારે જિનપ્રતિમાઓ, ફરતી સમવસરણની આકૃતિમાં બિરાજમાન છે ખરેખર ગભારાની અંદરનું આ સમવસરણ પણ શિલ્પકલાનો સુંદર નમુનો છે. સમવસરણના ઉપરના ભાગમાં નાનું સરખું શિખર પણ છે. શિખરના ઉપરના ભાગમાં ઘુમટની છતમાં જુદી જુદી જાતના અપ્સરાનાં વાદ્યો સહિત નૃત્ય કરતાં બાર સ્વરૂપો છે અને તે બારે અપ્સરાના રૂપોની નીચે (૨) શ્રી સંભવનાથજીના દેરાસરની માફક જ બાર બીજા જુદા જુદા ગાંધર્વોના સ્વરૂપો છે. આ છતનો ખાસ ફોટો લેવા જેવો છે.

મૂળનાયકના ગભરાની પાષાણની મૂર્તિઓ પૈકી બાર મૂર્તિઓપરના નાના નાના લેખો જે વાંચી શકાય તેવા છે તે આ પ્રમાણે છે —

1 जेता पुण्यार्थ
2. सा० कीता भा० करणी पुण्यार्थ
3 सा० सवा भा० हस्तू पुण्यार्थ
4 श्रीशांतिनाथ सा० मन्ना सा० देवदत्त
5 ॥ सं० १९०८ मि। माघ सुदि
6 ॥८०॥ संवत १५३६ श्रीविमलनाथ बिं [०] श्रीजिनचंद्रसूरि ॥
7 सं० १५१८ वर्षे ज्येष्ट वदि ४ सं० विजा भार्यया भूरि
8. श्रीसुविधिनाथ बिंबं का० सा० सोनूमल
9 परीखि काजा सा० पूजा
10 श्रा० अपू कारित
11. श्रा० कान्ही
12 कुंपा भा० कुपू पुण्यार्थ

ઉપરોક્ત ચાર પ્રતિમાઓ સિવાય એક ચરણપાદુકા પણ છે અને તેના ઉપર નીચે પ્રમાણેનો લેખ છે—

**सवत् १५३६ वर्षे फा० सु० ५ दिने श्रीऊकेशवंशे संखवाल गोत्रे सा० आपमल्ले पुत्र सा० पेथा पुत्र सं० आसराज भार्या गेलमदे नाम्ना पुत्र सं० खेता पुत्र सं० वीदा नोडादि युतया श्रीआदिनाथपादुकायुग्म कारयामास। प्रतिष्ठितं श्रीखरतरगच्छे श्रीजिनभद्रसूरिपट्टे श्रीजिनचद्रसूरिभि.॥ सवत् १५३६ वर्षे फागुणसुदि ३ श्री आदिनाथनी पादका बाई गेली कारितां**

(૫) **શ્રી અષ્ટાપદજીનું દેરાસર** —

આ દેરાસર ઉપરોક્ત (૪) શ્રી શાતિનાથજીના દેરાસરની નીચેના ભાગમા આવેલુ છે. દેરાસરમા પેસતા ડાબા હાથ તરફથી ભમતી શરૂ થાય છે. ભમતીમા ૭૩ પીળા પાષાણની, ૫ સફેદ આરસની અને ૧ કાળા પાષાણની મલીને કુલ ૭૯ નાની મોટી પાષાણની જિનપ્રતિમાઓ છે. આ દેરાસરના મૂળનાયકના બંને બાજુના મડોવરોમા સુદર શિલ્પો કોતરેલાં છે. ભમતીમાની કેટલીક મૂર્તિઓ પર નાના લેખો કોતરેલા છે, જે નીચે પ્રમાણે છે—

१ **स. १५३६ व० फा० सु० ३ ऊकेशवंशे श्रे० रो .....प्र० जिनचद्रसूरिभि.**
२ **भा० मांणिक सिवदत श्रीशीतलनाथ**
३ **प० गुणराज कारिता शिवराज**
४ **श्रीअजितनाथ अमरीपुण्यार्थे**
५ **सं ॥ १९२८ का मि। माघ सुदि १३ गुरौ श्रीमुनिसुव्रतजिनबिंबं ..., ...प्र। भ। श्रीजिनमुक्तिसूरिभि करापितं ..**
६ **॥ सं० १५३६ वर्षे फागुण सुदि ३ दिने श्रीवरहुडियागोत्रे सा० खीमा पुत्र सा० धरमा भार्या (2) मीडादेऊ पुत्र गढमल्ल धरमा नाम्ना निज भार्या पुण्यार्थे श्रीमहावीरबिंबं कारितं। प्रतिष्ठितं। श्रीवृह (3) श्रीरत्नाकरसूरिपट्टे श्रीमेरुप्रभसूरिभिः॥ शुभं॥**

ભમતીમાંથી ફરીને સભામંડપમા અવાય છે. સભામડપના ચાર થાભલાઓની વચ્ચે વચ્ચે તોરણો આવેલા છે. સભામડપમાથી ગભારામા જતા બહારની બાજુના ડાબા હાથ તરફ પીળા પાષાણની કાયોત્સર્ગસ્થ જિનપ્રતિમા, ૧ પીળા પાષાણની પદ્માસનસ્થ જિનમૂર્તિ, ૧ સફેદ આરસની મૂર્તિ તથા ૧ કાળા પાષાણની જિનપ્રતિમા આવેલી છે. આ બને કાર્યોત્સર્ગસ્થ જિનપ્રતિમાઓને ફરતી બીજી અગિયાર અગિયાર જિનપ્રતિમાઓ છે. આ પ્રમાણે બંને મળીને ચોવીશી થાય છે. આ ચોવીશીના બને કાઉસગીયાપર નીચે પ્રમાણે લેખ છે—

(1) **संवत् १५८२ वर्षे फागुण वदि ६ दिने सोमवारे**
(2) **श्रीसुपासबिंबं कारितं सं० माला पुत्ररत्न सं० पूनसी**
(3) **केन पुत्रादि परिवारयुतेन स्वश्रेयसे प्रति [०]**

ગભારામા પેસતા જમણા હાથ તરફ બહારની બાજુ પીળા પાષાણની ૧ ચોવીશી,

૧ સફેદ આરસની પદ્માસનસ્થ જિનમૂર્તિ, તથા ચાર પીળા પાષાણની પદ્માસનસ્થ જિન-પ્રતિમાઓ છે.

ગભારાની અંદરના ભાગમાં અનુક્રમે સાત, પાચ, સાત અને પાચ મળીને ચારે દિશામા કુલ ૨૪ સફેદ આરસની જિનપ્રતિમાઓ છે તથા ૨ પીળા પાષાણની અને ૨ સફેદ આરસની મળીને કુલ ૪ ગુરુમૂર્તિઓ છે આ દેરાસરના મૂળનાયક કુંથુનાથ ભગવાન છે, પરતુ પરપરાથી આ દેરાસર અષ્ટાપદજીના દેરાસરના નામથી પ્રસિદ્ધ હોવાથી મે પણ તે જ નામ રાખ્યુ છે, બાકી શાસ્ત્રીય દૃષ્ટિએ જોતા ૨૪ જિનપ્રતિમાઓનો ક્રમ સાત, પાચ છે તે બરાબર નથી, પરતુ ચાર, આઠ, દસ અને બે એ પ્રમાણે ૨૪ જિનપ્રતિમા-ઓનો ક્રમ હોવો જોઈએ. ગભારાની અદરની ભરતીમા આપણા ડાબા હાથથી ગણતા સૌથી પ્રથમ પીળા પાષાણની ચોવીસી આવે છે, જેની નીચે આ પ્રમાણેનો લેખ છે —

**॥८०॥ संवत् १५३६ वर्षे फागुण सुदि ३ दिने श्रीऊकेशवंशे श्रीसंखवाल-गोत्रे सा० मणगद पु० सा० जयता भार्या कपूराई श्राविकया कारि०प्रतिष्ठिता श्री खरतरगच्छे श्री जिनभद्रसूरिपट्टे श्रीजिनचंद्रसूरिभि**

ઉપરોક્ત ચોવીસીની જોડે બીજા નબરે બાવન જિનેશ્વરનો પટ્ટ છે, જેની નીચે આ પ્રમાણે લેખ છે—

(1) **॥८०॥ संवत् १५३६ वर्षे फागुण सुदि ३ दिने श्रीऊकेशवंशे कूकडा-चोपडागोत्रे सा० पांचा भा० रूपादे पु० सं० लाखण भा० लखमादे पु** [–]

(2) **ण्यार्थं पुत्र सं० शिखरा सं० समरा स० माला सं० मुहणा सं० सुहणा सं० कुरपाल सुश्रावकैः द्विपंचाशद्जिनालयपट्टिका कारिता प्रतिष्ठिता श्रीखरत** [ – ]

(3) **रगच्छे श्रीजिनभद्रसूरिपट्टालंकारे श्रीजिनचंद्रसूरिराजै तत्शिष्य श्रीजिनसमुद्रसहितैः ॥ श्रीजेसलमेरुमहादुर्गे ॥ श्रीदेवकर्णराज्ये ॥**

બાવન જિનેશ્વરના પટની પછી અનુક્રમે એક સફેદ આરસની તથા ચાર પીળા પાષાણની પદ્માસનસ્થ જિનપ્રતિમાઓ છે, પછી બોતેર જિનનો પીળા પાષાણનો પટ તથા પીળા પાષાણની ચોવીસીનો બીજો પટ આવેલો છે, જેની નીચે આ પ્રમાણે લેખ છે—

(1) **स० १५३६ फागुण सु० ३ सं० लाखण पुत्र सं० समरा भा०**
(2) **मेघाई पुण्यार्थं चतुर्विंशतिजिनपट्ट का० प्र० खरतरगच्छे श्रीजिन-चंद्रसूरिभिः ॥**

ઉપરોક્ત ચોવીશ જિનના પટ પછી પીળા પાષાણની ૬ પદ્માસનસ્થ જિનપ્રતિમાઓ છે, પછી અનુક્રમે ત્રીજો ચોવીશ જિનનો પટ તથા પીળા પાષાણની ૧૬ અને સફેદ આરસની બે પદ્માસનસ્થ જિનપ્રતિમાઓ છે, અને ૧ ધાતુની પચતીર્થ છે

આ પ્રમાણે આ દેરાસરમા કુલ બહારની ભમતીમા ૭૯, ગભારાની ડાબી બાજુએ ૫, ગભારાની જમણી બાજુએ ૫, ગભારાની ભરતીમાં ૩૦ અને ગભારાના મૂલનાયકની ૨૪ મળીને કુલ ૧૪૩ પાષાણની જિનપ્રતિમાઓ, ૧ ધાતુની પચતીર્થ, ૪ પાષાણની

ગુરુમૂર્તિઓ, ૪ પાષાણની ચોવીશીઓ, ૧ બાવન જિનનો પાષાણનો પટ તથા ૧૭૨ જિનનો પાષાણનો પટ આવેલા છે.

આ દેરાસરમાથી બહાર નીકળીએ એટલે તેની લગોલગ યાત્રાળુઓને સ્નાન કરવાની વિશાળ જગ્યા આવે છે, જ્યાં બારે મહિના પૂજા કરવા માટે ઠંડા તથા ગરમ પાણીની સગવડ રાખવામા આવે છે.

સ્નાન કરવાની ઓરડીની સામે જ અને શ્રીપાર્શ્વનાથજીના દેરાસરમાથી બહાર નીકળતા આપણા ડાબા હાથ તરફ અને કિલ્લા પરથી શ્રીપાર્શ્વનાથજીના દેરાસરમાં જતા આપણા જમણા હાથ તરફ અનુક્રમે (૬) શ્રીઋષભદેવ ભગવાનનુ તથા (૭) શ્રીચદ્રપ્રભુ સ્વામીજીનું દેરાસર આવે છે.

**(૬) શ્રીઋષભદેવ ભગવાનનુ દેરાસર—**

આ દેરાસરના સભામડપમાં બાર થાભલાઓ છે. આ થાભલાઓની વચ્ચે તોરણો નથી. ભમતીમા આપણા ડાબા હાથ તરફથી જતા પીળા પાષાણનો બોતેર જિનનો પટ આવેલો છે, જેની નીચે આ પ્રમાણેનો લેખ છે—

(1) **[स] १५३६ वर्षे फागुण सुदि ५ दिने श्रीऊकेशवंशे गणधरगोत्रे सं० सचा भार्या श्रा० सिंगारदे पुत्र सं [देव-] सिंघेन पुत्र सा० रिणमा सा० भुणा सा० सहणा सा० महणा पौत्र**

(2) **[-] दा [सा०] मेघराज । जीवराज सहितेन भा० अमरी पुण्यार्थ पट्टिकाकारि प्रतिष्ठिता. ......... श्रीजिनचंद्रसूरिभिः ॥ सुभं ॥**

આ ચોવીસ જિનના પટ પછી બીજી ૩૯ નાની મોટી પદ્માસનસ્થ જિનપ્રતિમાઓ આવેલી છે, પછી પીળા પાષાણનો મોટો એક સત્તરિસય પટ છે, પછી પાછી બીજી ૮ પદ્માસનસ્થ જિનપ્રતિમાઓ આવેલી છે અને છેલ્લો ૭૨ જિનનો (અતીત, અનાગત અને વર્તમાન ચોવીશીઓનો) પીળા પાષાણનો પટ આવેલો છે. આ પ્રમાણે ભમતીમા કુલ ૭૧ જિનપ્રતિમાઓ, બે ૭૨ જિનના પટ, ૧ વીશ વિહરમાનનો પટ, ૧ ચોવીશ જિનનો પટ અને ૧ પીળા પાષાણનો સત્તરિસય પટ આવેલા છે આ દેરાસરના શિખરના મડોવરોના રૂપો ખાસ જોવા લાયક છે ભમતીમા આપણી જમણી બાજુના ઓટલાની કોર પર આ પ્રમાણે લેખ છે—

**संवत् १५२६ वरषै फागुण सुदि ५ दिने ऊकेशवंशे धाडीवार गोत्रे सं० रहीआ सं० देवलदे पुत्र**

આ દેરાસરના મૂલનાયક શ્રી ઋષભદેવ ભગવાનના ગભારામા પેસતા ઉપરના બારસાખમા મગલમૂર્તિ તરીકે સફેદ આરસની પદ્માસનસ્થ ત્રણ સુદર મૂર્તિઓ કોતરેલી છે મૂળનાયકની આગળના ભાગમા સુદર સફેદ આરસનું તોરણ છે, તે શિલ્પકલાના સુદર નમુના સમુ છે અને તેમા ૨૪ જિનપ્રતિમાઓ નાની નાની પદ્માસનસ્થ કોરેલી છે. આ તોરણનો ખાસ ફોટો લેવા લાયક છે. ગભારામા મૂળનાયક સિવાય બીજી ૭ પદ્માસનસ્થ જિનમૂર્તિઓ તથા બે ઊભી કાયોત્સર્ગસ્થ પીળા પાષાણની જિનપ્રતિમાઓ

૧ ધાતુની પંચતીર્થી તથા નાની ચાંદીની ડબ્બીમાં કોતરેલી સુંદર ચાંદીની ૧ નાની જિનપ્રતિમા છે. આ પ્રમાણે ગભારામાં નાની મોટી કુલ ૧૨ જિનપ્રતિમાઓ બધી મળીને છે. મૂળનાયકના ગભારાને ફરતી ભીંતોના ગોખલામાં બીજી ત્રણ પદ્માસનસ્થ જિનપ્રતિમાઓ છે. ગભારાને ફરતી ભમતીમાં બીજી ૫૬ જિનપ્રતિમાઓ તથા નીચેના ભાગમાની બે મલીને કુલ ૫૮ જિનપ્રતિમાઓ ગભારાની બહારની ભમતીમાં છે. ગભારામાં પેસતાં બને બાજુએ પીળા પાષાણની માનુષી આકારની ચક્રવર્તી ભરતની તથા ક્ષમાશીલ બાહુબલીજીની સુંદર મૂર્તિઓ કાયોત્સર્ગસ્થ મુદ્રાએ ઊભેલી છે, જે બનેના ફોટા લેવા લાયક છે. વળી ગભારાની બહાર અને રંગમંડપમા જમણી બાજુએ પીળા પાષાણના હાથી ઉપર આરૂઢ થએલા મારુદેવી માતાની મૂર્તિ તથા ડાબી બાજુએ પીળા પાષાણનું સુંદર સમવસરણ આવેલુ છે. આ બધા ભાવો બહુ જ સુંદર રીતે શિલ્પીએ પીળા જેસલમેરી પાષાણમા ટાંકણાથી ઉતારેલાં છે સમવસરણમાં ચારે બાજુ એકેક ઋષભદેવ પ્રભુની જિનમૂર્તિ પદ્માસનસ્થ બિરાજમાન છે.

મૂળનાયક શ્રી ઋષભદેવ ભગવાનનો લેખ પાછળ હોવાથી વાંચી શકાતો નથી. માત્ર સંવત્ અને તિથિ વંચાય છે, જે આ પ્રમાણે છે

**संवत् १५३६ वर्षे फागुण सुदि ५**

મૂળનાયકની જમણી બાજુએ ઊભેલા કાઉસગીઆની નીચે આ પ્રમાણે લેખ છેઃ—

**सवत् १५३६ वर्षे फागुण सुदि ५ दिने गणधरचोपडागोत्रे स०**

મૂળનાયકની ડાબી બાજુએ ઊભેલા કાઉસગીઆની નીચે આ પ્રમાણેનો લેખ છે.—

(1) ॥ **संवत् १५३६ फागु० सु० ५ दिने श्रीऊकेशवंशे गणधरगोत्रे सं०**
(2) **सच्चा पुत्र सं० धर्मा० भा० धारलदे पुत्र स० लाखाकेन पु० रत्नायुते** [–]
(3) **न भा० लाछलदे पुण्यार्थ श्रीसुपासबिंबं कारितं प्रतिष्ठि** [ – ]
(4) **तं श्रीखरतरगच्छे श्रीजिनभद्रसूरिपट्टे श्रीजिनचंद्रसूरिभि.** ॥
(5) **श्रीजिनसमुद्रसूरिभि**

આ બધા લેખો ઉપરથી આ દેરાસરની પ્રતિષ્ઠા સંવત્ ૧૫૩૬ના ફાગણ સુદિ ૫ ના થએલી હોય એમ લાગે છે.

( ચાલુ )

# નિહ્નવવાદ

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી ધુરન્ધરવિજયજી

( ગતાંકથી ચાલુ )

## છઠ્ઠા નિહ્નવ શ્રી રોહગુપ્ત : ત્રૈરાશિક મતાગ્રહી : વૈશેષિકમતપ્રવર્તક

[ ૪ ]

"આ શ્યામવસ્ત્ર પહેરાવીને તિરસ્કારપૂર્વક કોને નગરપાર કરવામા આવે છે?" એક નાગરીકે અન્ય નાગરીકને પૂછ્યુ

"તમને ખબર નથી? રાજસભામા ગઇ કાલે જૈન મુનિ સાથે પેલા પરિવ્રાજકને વાદ થયો હતો, તેમા તે પરાજિત થયો ને તેને નગરપારની સજા થઇ"

"તે તો સભામા ઉપદ્રવ મચાવતો હતો ને?"

"હા, ઉપદ્રવ તો ખૂબ મચાવ્યા, પણ કાંઇ ફાવ્યો નહિ તમે ત્યા આવ્યા ન હતા?"

"હુ આવ્યો હતો પણ આ ઉપદ્રવની શરૂઆત થયા પછી થોડા સમયે ચાલ્યો ગયો'

"તમે કયારે નિકળી ગયા?"

"હુ પેલા ઊંદરોનો ઉપદ્રવ થયો ત્યારે ઊઠી ગયો. પછી શુ થયુ?"

"પછી તો એવા જ જુદાં જુદા તોફાનો થયા તે સર્વનો પ્રતિકાર મહારાજે કર્યો. બધામા તે નિષ્ફળ થયો, એટલે ખૂબ ક્રોધમા ભરાઇને તેણે એક ગધેડીને બોલાવી."

"ત્યારે તો તેણે ગદર્ભી વિદ્યાનો ઉપયોગ કર્યો હશે! એ વિદ્યા બહુ બળવાળી ગણાય છે. કહેવાય છે કે તે ગધેડી ભૂકે તો તેનો અવાજ સાભળવા માત્રથી મોટા મોટા સૈન્યોનો પણ નાશ થઈ જાય છે.[૧] પછી તે ગધેડીએ આવીને શુ કર્યું?"

"તે ગધેડી મહારાજ પાસે આવીને તેમના ઉપર મૂત્ર ને વિષ્ટા કરવા જતી હતી, પણ એટલામા તો મહારાજે ઓઘો ફેરવીને તેના માથામા એવો તો માર્યો કે તે તરત જ પાછી ફરી ગઇ"

"સારુ થયુ નહિ તો સાભળવા પ્રમાણે ગધેડી જેના ઉપર મૂત્ર ને વિષ્ટા કરે તેનુ શરીર સડીને ખવાઈ જાય અને એનુ એવી સ્થિતિમા મરણ થાય કે તે જોયુ પણ ન જાય. પછી તે ગધેડી પાછી ફરીને કયા ગઇ?"

---

૧. શ્રી કાલિકાચાર્યના બહેન, નામે સરસ્વતી સાધ્વી થયા હતા. તે ઘણા રૂપવતી ને સૌન્દર્યવતી હતા તેમના રૂપસૌન્દર્યથી મોહિત થઇને કામી ગર્દભિલ્લરાજાએ તેમને અન્તપુરમા પકડી મગાવ્યા. આ અનર્થની શ્રી કાલિકાચાર્ય મહારાજને ખબર પડતા એવા દુષ્ટને દડ દેવાનુ તેમને મન થયું. સૈન્ય મેળવી યુદ્ધ કરવા મહારાજ ત્યા પધાર્યા રાજાએ કિલ્લાના દરવાજા બધ કર્યા ને ગર્દભી વિદ્યાના બળે ગધેડીને બોલાવીને કિલ્લા ઉપર મોકલી. તે ગધેડીએ ભૂકવાને મો પહોળુ કર્યું કે તરત સૈનિકોએ બાણથી તેનુ મો ભરી દીધુ. એટલે તેનો અવાજ બહાર ન નીકળી શકયો. આખર ગધેડી પાછી ફરી ને ગર્દભિલ્લ રાજા ઉપર વિષ્ઠા ને મૂત્ર કરી ચાલી ગઇ. શ્રી કાલિકાચાર્ય મહરાજે તેને પકડયો અને સાધ્વીને મુક્ત કરાવી અનર્થપરમ્પરાને પ્રશાન્ત કરી અને છેવટે પોતે પ્રાયશ્ચિત્તથી શુદ્ધ થઇ આત્મસાધનમા ઉજમાળ બન્યા.

"તે ગધેડી પાછી ફરીને પરિવ્રાજક પાસે આવીને તેના ઉપર મત્ર વિષ્ટ' કરીને ચાલી ગઈ પછી સભાપતિ રાજા વગેરેથી અવહેલના કરાતો પરિવ્રાજક નગર પાર કરાયો."

"ખરેખર, પ્રતિવાસુદેવનું ચક્ર જે પ્રમાણે પોતાનુ જ વિનાશક થાય છે, તે પ્રમાણે આ વિદ્યા પણ જે કાર્ય માટે વાપરી હોય ત્યા જો નિષ્ફળ થાય તો મકનારને મારે. અરેરે! બાપડા પરિવ્રાજકની બહુ ખરાબ સ્થિતિ થઇ. કેટલું અભિમાન હતુ? ક્ષણમાં બધુ બદલાઈ ગયુ"

"બીજુ શુ થાય? વગર વિચાર્યું મિથ્યાભિમાન માણસને ઊંચે ચડાવીને એવુ તો પછાડે છે કે તેનુ નામનિશાન પણ રહેવા દેતુ નથી."

"સાભળ્યુ કે આ વિજયથી મહારાજને ઘણુ સન્માન મળ્યુ, ને તેમનો યશ બહુ વધ્યો છે'

"એ તો સારુ જ થયું છે. પણ મહારાજ હજુ એટલા પ્રૌઢ થયા નથી તેમને મળેલ આ માનનો દુરુપયોગ ન થાય તો સારુ. તેઓ આગળ વધે ને આવી વિદ્વત્તા ફેલાવે તો આપણે ગૌરવ લેવા જેવુ છે."

"એમા શુ? આપણા રાજ્યમા એવા વિદ્વાનો વસે એ આપણને અને રાજ્યને અભિમાનનો વિષય છે. વળી હજુ સુધી હુ જીવ ને અજીવ એ બે જ પદાર્થ છે એમ જ સમજતો, પણ આ મહારાજનુ કથન સાભળ્યા પછી મારો એ ભ્રમ દૂર થયો ને નોજીવ પણ છે એ સમજાયુ.'

"હા, મારા પણ સાભળવામા અત્યાર સુધી એ નહોતુ આવ્યુ, મહારાજે એ નવીન જ બતાવ્યુ."

શ્રીરોહગુપ્તે પરિવ્રાજકને વાદમા પરાજિત કરીને તેની દુષ્ટ વિદ્યાઓને બલહીન કરી એટલે તેણે ગર્દભી મહાવિદ્યાનો પ્રયોગ કર્યો. શ્રીરોહગુપ્તે પોતાના ગુરુમહારાજે મત્રીને આપેલ ઓઘાથી તેને પણ વ્યર્થ કરી એટલે ઉપાયહીન થઈ પરિવ્રાજક સપૂર્ણ પરાસ્ત થયો ને રાજાએ તેને નગર પાર કર્યો. ને શ્રીરોહગુપ્તને ખૂબ માનપૂર્વક વિજયી જાહેર કર્યા ઉપરની નાગરીકોની વાતચિતથી એ સ્પષ્ટ સમજાય છે

[ ૫ ]

આજ અન્તરજિકા નગરીમા ઘરઘર ઉત્સવ છે. જૈનો અને જૈનેતરો સર્વે શ્રીરોહગુપ્તના વિજયથી આનન્દિત થયા છે. શ્રીરોહગુપ્તને મોટા ઉત્સવપૂર્વક રાજસભાથી ઉપાશ્રયે લાવ્યા. તેમના ગુરુમહારાજશ્રીએ વાદમા વિજય મેળવવા માટે તેમને ખૂબ શાબાશી આપી, ને પછી વાદનો વૃત્તાન્ત પૂછ્યો તે આ પ્રમાણે—

"રોહગુપ્ત! વાદની શરૂઆત કોણે કરી હતી?"

"જી, રાજ્ય તરફથી વાદ શરૂ કરવા સૂચન કરાયુ એટલે તે કઇ પણ બોલ્યો નહિ ત્યારે મે કહ્યુ 'પૂર્વપક્ષ કરો' એટલે તેણે પૂર્વપક્ષ કર્યો."

"શા વિષયમા તેણે પૂર્વપક્ષ કરેલ."

"જી, જીવ અને અજીવ એમ બે જ રાશિ છે. તેનુ તેણે સ્થાપન કર્યું."

"ત્યારે તો તેણે આપણને અભિમત સત્ય સિદ્ધાન્તનો પક્ષ લીધો. પછી તે શુ કર્યું?"

"જી, મે દ્વિરાશિનુ ખડન કરીને ત્રણ રાશિનુ સ્થાપન કર્યું."

"પછી ફરી તેણે દ્વિરાશિનુ મંડન કરી તારો વિરોધ કર્યો હશે ને ?"

"હાજી, તેણે ત્રણ રાશિનું સામાન્ય ખંડન કર્યું. વળી મેં સ્થાપના કરી. એમ થોડો સમય પરસ્પર વાદ ચાલ્યો પણ છેવટ જ્યારે મે તેનુ સચોટ ખંડન કરી ત્રણ રાશિનું મંડન આબાદ કર્યું એટલે તે બોલતો જ બંધ થઈ ગયો."

"પછી શુ થયુ ?"

"પછી તો તેણે દુષ્ટ વિદ્યાઓનો ઉપયોગ કર્યો, ને મેં તે સર્વ વિદ્યાઓનો આપશ્રીના પસાયથી પ્રતિકાર કર્યો એટલે તેમાં પણ તે ન ફાવ્યો."

"સારુ થયુ પણ વાદમા વિજય મળ્યા પછી તેં ખુલાસો કર્યો કે નહિ કે આ ત્રણ રાશિનુ મે જે સ્થાપન કર્યું છે તે ફક્ત આ પરિવ્રાજકને પરાજિત કરવા માટે કરેલ છે. પણ વાસ્તવિક તો બે રાશિ જ છે."

"નાજી એવો ખુલાસો મે નથી કર્યો."

"તારે એવો ખુલાસો કરવો જોઇતો હતો. તારા ખુલાસા વગર તારા બોલવાથી કેટલાએક ત્રણ રાશિને સત્ય માની બેસે તો અનર્થ થાય ઠીક હજુ શુ બગડી ગયુ છે ? આવતી કાલે સભામા જઇ ખુલાસો કરી આવજે"

"જી. એમા અનર્થ શુ થાય ? મને હવે એવો ખુલાસો કરવાની જરૂર જણાતી નથી. વળી એવું કહેવાથી મારા વચનનુ બહુમાન ઘટે ને મારી લઘુતા થાય."

"એમા લઘુતા શુ થાય ? ઉલટું આપણે સત્ય માર્ગને અનુસરીએ છીએ ને આગ્રહવાળા નથી એવી છાપ પડે. અને સ્પષ્ટીકરણ ન થાય તો વાદીને પરાજય પમાડવા આમ કહેવાય છે એવુ ન સમજનારા ત્રણ રાશિને સત્ય માની બેસે તો આપણાથી મિથ્યાત્વની પુષ્ટિ થાય, માટે જરૂર ખુલાસો કરી આવવો."

"જે સભામા મે ત્રણ રાશિની સ્થાપના કરી ત્યા જ જઇને મારે મુખે મારુ કથન મિથ્યા છે ને પરિવ્રાજની માન્યતા તથ્ય છે એવું કહુ તો મારુ ગૌરવ શુ રહે ? મારાથી એવુ બની શકશે નહિ"

"તારાથી એ ન બની શકે તો તુ મિથ્યાત્વની પુષ્ટિ કરે ને હુ તે ચલાવી લઉ તે મારાથી પણ બની શકશે નહિ. વળી તારે કયા એમ કહેવુ છે કે 'મારુ કથન મિથ્યા છે ને પરિવ્રાજકનુ સત્ય છે.' તારે એમ ખુલાસો કરવો કે બે રાશિ સત્ય છે ને ત્રણ રાશિ અસત્ય છે. મે અમુક કારણસર ત્રણ રાશિનુ મંડન કર્યું હતુ, પણ તે યથાર્થ નથી આ તો આ છે. પણ કોઇ વખત એવો જ પ્રસંગ આવે કે જેમા કોઇ આવા જ વાદી આપણને અભિમત આત્મા–કર્મ–મુક્તિ વગેરે પદાર્થોનુ મંડન કરે ને આપણે તે સર્વનું ખંડન કરીએ ને છેવટ આપણો વિજય થાય એટલે એ સાચુ કર્યું છે તેનો ખુલાસો કરવાથી આપણે હલકા પડીએ છીએ એવુ થોડું છે ? વાદમા વિજય તો બુદ્ધિનો થાય છે, સત્ય સિદ્ધાન્તનો થોડો થાય છે ? તુ સત્ય સિદ્ધાન્તને બતાવતો હો ને તારાથી વિશેષ પ્રતિભાશાળી કોઇ સામે હોય તો તારું સર્વ ખંડન કરી નાખે ને વિજયી થાય એથી એ સત્ય, એમ થોડુ માની લેવાય ? માટે આપણે ખુલાસો જરૂર કરી આવવો જ જોઇએ. ન કરી આવીએ તો દોષિત થઇએ."

"જી. આપનુ કહેવુ યથાર્થ છે, પણ મેં તદ્દન મિથ્યા મંડન કર્યું હોય તો ખુલાસો કરવાની જરૂર રહે. આ તો અપેક્ષાથી ત્રણ રાશિ સભવી શકે છે, તો સત્ય વચનનો ખુલાસો કરવાની શી જરૂર?"

"કોઈ પણ રીતે ત્રણ રાશિ ન સંભવે. નોજીવ નામની કોઈ જુદી વસ્તુ જગતમા હોય તો ને? અપેક્ષાથી ત્રણ રાશિ સભવે છે એ તારી માન્યતા મિથ્યા છે.

"ગુરુજી, યુક્તિ અને આગમ બન્નેથી ત્રણ રાશિ સિદ્ધ થાય છે. તો આપ શા માટે તેનો નિષેધ કરો છો? આમા આપની ભૂલ થાય છે.'

"તારો એ ભ્રમ છે. વાદમા વિજય મેળવવા માટે તે ત્રણ રાશિનુ સ્થાપન કર્યું એટલે તને મિથ્યા આગ્રહ બધાયો છે. ત્રણ રાશિ છે જ નહિ"

"મારો એ ભ્રમ નથી, હુ ત્રણ રાશિ સિદ્ધ કરવા તૈયાર છુ.'

"સારુ, જો તને ત્રણ રાશિની માન્યતાનો આગ્રહ હોય તો સિદ્ધ કરજે. પણ હજુ હુ તને સમજાવુ છું કે એ માન્યતા છોડી દે, તેમા તારું હિત છે. પાછળથી તને પસ્તાવો થશે.'

વાદીનો વિજય કરીને આવ્યા પછી રોહગુપ્તને તેમના ગુરુજીએ સઘળા સમાચાર પૂછ્યા તેમા ત્રણ રાશિનો પક્ષ લઈ રોહગુપ્તે વાદીને હરાવેલ તે સમ્બન્ધી ખુલાસો કરવા ગુરુમહારાજે તેમને સૂચવ્યુ. રોહગુપ્તે તે સૂચનાની અવગણના કરી. ઘણી રીતે સમજાવ્યા છતાં રોહગુપ્ત ન સમજ્યા એટલે શ્રીગુપ્તસૂરિજી મહારાજ આ અનર્થ ન વધે અને ત્રિરાશિની માન્યતા વિશેષ ન ફેલાય તે માટે વિશિષ્ટ પગલા લે છે.

[ ૬ ]

"શુ આચાર્ય મહારાજશ્રી અને રોહગુપ્ત મહારાજ વચ્ચે રાજસભામા વાદ થવાનો છે, એ વાત સાચી છે?' ગામમા આ પ્રશ્ન ચર્ચાતો હતો.

"હા. શ્રી રોહગુપ્ત મહારાજ પરિવ્રાજક સાથેના વાદમા જ બોલ્યા હતા તે સિદ્ધાન્ત–આગમ વિરુદ્ધ હતુ. તેનો ખુલાસો રાજસભામા જઈને કરવા આચાર્યમહારાજશ્રીએ તેમને સમજાવ્યુ. પણ તેમણે ન માન્યુ. વધારે કહ્યું ત્યારે કહેવા લાગ્યા કે મેં ક્યાં ખોટુ કહ્યુ છે? એટલે આચાર્ય મહારાજશ્રીને લાગ્યુ કે આ શક્તિવાળો છે, ને મિથ્યાઆગ્રહમા બદ્ધ થયો છે જો હવે માર્ગમા નહિ આવે તો એની શક્તિનો સદુપયોગ થવાને બદલે એના પોતાના વિચારના પ્રચારમા થશે તે તેથી હિત થવાને બદલે અનર્થ થશે માટે તેની સાથે વાદ કરી તેને માર્ગે લાવવા મહારાજશ્રીએ વિચાર કર્યો છે" બીજાએ ખુલાસો કર્યો.

"જો આમ થશે તો તો, આ વિજયને લઈને, નિન્દા કરતા અન્ય દર્શનીઓને પ્રશસા કરવી પડતી હતી, તેમને જો આ ખબર પડશે એટલે પાછા નિન્દા કરવા માડશે. તેમને તો આટલુ જ જોઈએ છે.'

"નિન્દા કરે તો કરે! એથી શું? આપણે ખોટા વિચારોને થોડા ચલાવી લેવાય?

"એ વાત તો બરોબર છે. પણ ભણીગણીને તૈયાર થયેલ મહારાજ આમ તદ્દન ફરી ગયા એ શુ?'

"માટે તો આમ સખત પગલા લેવાં પડે છે. સામાન્ય સાધુ હોત તો આવું થોડું કરવુ પડત? સમજે તો ઠીક, નહી તો તેની શી અસર થવાની છે?"

"પણ આચાર્ય મહારાજશ્રી રાજસભામા વાદ કરવા માટે શુ કરવા જાય છે? ઘર મેળે મહારાજને સમજાવવા હતા, ન સમજે તો સંઘ કે સમુદાય બહાર કરવા હતા. આ તો જાણી જોઇને વિશેષ હેલનાનો માર્ગ લેવાતો હોય એમ નથી લાગતુ? પૂર્વે પણ બહાર કરી દીધાનુ આવે છે.'

"પણ એમ કરવાથી ઉદ્દેશની સિદ્ધિ નથી થતી માટે આમ કરવુ પડે છે. શ્રી રોહગુપ્તને સમુદાય બહાર કરે એટલે તેઓ શાન્ત બેસી રહે એમ ન સમજવુ, તેઓ પોતાના વિચાર ફેલાવવા પ્રયત્ન કરે. તેથી આ રીતે સભામાં જાહેરમાં વાદ થાય ને પછી ન સમજે તો બહાર કરાય એટલે તેઓ આડુ અવળુ કઇ પણ બોલી તો ન જ શકે. વળી સભામા મહારાજશ્રી સાથેના વાદમાં વિજય મેળવે એ સ્વપ્ને પણ બનવાનું નથી."

"ઠીક, વાદ ક્યારથી થવાનો છે?"

'હજુ નક્કી નથી થયુ. પણ બે ચાર દિવસમા ઘણું ખરુ વાદ થશે."

શ્રી રોહગુપ્તને ઘણુ સમજાવ્યા છતા ન સમજ્યા એટલે શ્રીગુપ્તસૂરિજી મહારાજ જાહેરમા રાજસભામા રાજાની સમક્ષ વાદ કરવા રોહગુપ્તને કહે છે. એ રીતે ગુરુ શિષ્ય વચ્ચે લાંબાકાળ સુધી વાદ થશે. એ વાદ કેવો થાય છે ને તેનુ પરિણામ શુ આવે છે તે હવે પછી જોઇશુ. (ચાલુ)

---

# नाम और मूर्ति दोनों मंजूर होने चाहिए

## लेखक : पूज्य मुनिमहाराज श्री विक्रमविजयजी

**ता. ११-२-४२ के 'स्थानकवासी जैन' पत्रमें रतनलालजी डोसी लिखते हैं कि 'मालूम होता है सूरिजी इस विषयके अपनी ही समाजके साहित्यसे भी अनभिज्ञ हैं'। कैसी हास्यजनक बात! सूरिजी महाराजने जो लिखा है कि 'हम शास्त्रोंके उपयोगको मूर्तिपूजा मानते ही कब हैं' इस पर आप चाहे तो चतुरभुजजीका नाम दो या और किसीका, ज्ञानसुंदरजीका नाम लिखो या चारित्रसुंदरजीका, उनका आशय सूरीश्वरजी महाराज समझते हैं और आप नहीं समझते हो। सूरीश्वरजी महाराजके आशयको आपने समझा ही नहीं, या तो इरादापूर्वक उलटा घसीटा है, और इसी लिये आगेके पाठको छोड दिया है, वह पाठ यह है 'जो हम ऐसे ही मानते' इसका मतलब यह है कि यदि हम शास्त्रके उपयोगको मूर्तिपूजा मानते तब तो हमको मंदिरमे जानेकी जरूरत ही क्या रहीं? शास्त्र तो हरदम हमारे पास ही रहते हैं। विद्वान मुनि श्री ज्ञानसुन्दरजी शास्त्रका उपयोग मूर्तिपूजामें करते हैं, वह शास्त्रको प्रभुकी वाणीकी मूर्ति समझकर, न कि साक्षात् प्रभुकी मूर्ति समझकर, इस लिये तो तालिकामे दोनों स्वरूप भिन्न भिन्न बतलाये हैं। ये सब क्या कहते हैं, इसको समझनेकी फुरसद कहां है? रतनलालजीके आगे (पृ ४२''**

इशारेका भी जवाब इसीमें आ जाता है, क्योंकी हमने शास्त्रको वाणीकी मूर्ति रूप और उसके सन्मानको मूर्तिपूजा रूप मानना चाहिए यह साबित किया है, और जब वाणीकी मूर्ति रूप अक्षर जड होने पर भी उसकी पूजा मानी जावे तब भगवानकी मूर्ति माननेमें क्या विरोध रहा? यह भाव समझकर लिखना चाहिए।

आगे चलकर डोसीजी लिखते हैं कि 'सूरिजीको मूर्तिके बिना सारा शासन ही शून्य दिखाई देता है', बात तो बराबर है, क्योंकि जहां जहां सम्यग्दर्शन वहां वहां प्रभुमूर्तिकी मान्यता है, जहां प्रभुमूर्तिकी मान्यता नहीं है वहां समकित भी नहीं और समकित के बिनाकी करणी 'मूलं नास्ति कुत. शाखा' जैसी है यही बात सूरीश्वरजी महाराजने 'प्रभुपूजाको नहीं माननेवाले' इत्यादिसे बताई है, इस लिये 'मूर्तिमाताकी ममतावाले' इत्यादि लेखसे मात्र प्रपंच ही खेला गया है।

"मूर्ति विना किया हुआ ध्यान बुगला ध्यान होनेसे सर्वथा अनिष्ट और दुर्गति देनेवाला है"। ऐसा जो डोसीजीने सूरिजीके नामसे अवतरण दिया है वह झूठ है। सूरिजीने तो ऐसा लिखा है कि 'इससे बरखिलाफ होकर ध्यान करनेवालोंका ध्यान बुगलाध्यान.. .. है'। गणधर, पूर्वधर आदि महान आत्माए मूर्तिको मानती थीं वह तो पक्षपात छोडकर सर्वांग आगमोंको मानलो तो बखूबी मालूम हो जाय और वे ही गणधर पूर्वधर आदि महापुरुष आगमोंमें मूर्तिपूजाको कह रहे हैं तब वे मूर्तिकी मान्यता नहीं रखते, अवसर पर उनका ध्यानादि नहीं करते थे यह किस तरहसे कह सकते हो? ऐतिहासिक वर्णनोमें एक भी वर्णन नहीं मिलता जिसमें वे मूर्तिकी मान्यता न धराते हो, अतः सूरिजी जो कहते हैं वह सर्वथा सत्य ही है। जब सूरिजीने साक्षात् प्रभुकी मौजूदगीमे भी उनकी मूर्तिकी आवश्यकता बतलाई हो तब तो गणधरादिके ऐसा नहीं करनेसे आपने दिये हुए आरोप लग सकते थे। 'हम मूर्तिमें मूर्तिमानकी पूजा करते हैं' यह अवतरण भी डोसीजीने खोटा ही लिखा है, क्योंकि 'हमारा मूर्तिमें मूर्तिमानका पूजन होनेसे सारा हि अवलंबनका विषय और मूर्तिपूजन भिन्न नहीं सिद्ध होता है' ऐसा सूरिजीका लेख है और मूर्तिमें मूर्तिमानकी पूजा करे भी तो झूठ कैसे? और मूर्तिकी ही पूजा की जाती है, इससे मूर्तिमानकी पूजा नहीं हुई यह विषय कैसे साबित हो सकता है? क्या मूर्तिमानको नहो देखने मात्रसे? या और किसी प्रमाणसे? किस तरहसे आपने इसे झूठ कहा? मूर्तिमानको तो आपने भी देखे नहीं, तो 'मूर्तिमानकी पूजा नहीं' यह किस तरहसे प्रत्यक्ष है ऐसा कहोगे? आपकी प्राथमिक जिज्ञासा असंगत ही है, क्योंकि ग्रामस्थ मूर्तिमें मूर्तिमानकी पूजा नहीं होती, यह केवल आपकी कपोल कल्पना ही है। दूसरी जिज्ञासाका उत्तर यही है कि मूर्तिमानकी पूजा अनेकों प्रकारसे हैं क्योंकि समवसरणमें प्रभुकी पूजा भव्य जीव दूसरे प्रकारसे करते थे, और अन्य कालमें अन्य प्रकारसे,

इसका उद्देश मूर्तिपूजा नहीं है किंतु मूर्तिमानकी ही पूजाका है, मूर्ति तो मात्र जरिया है अथवा मूर्ति और मूर्तिमानका अभेद होनेसे मूर्तिपूजा कहो तो भी हर्जा नहीं। तीसरी जिज्ञासाका उत्तर यही है कि समवसरणस्थ परमात्माके सामने जो पुष्पवृष्टि होती है उसे भी आप प्रभुका अपमान ही समझते होंगे। या उसमें पुत्र समान जीवोंकी हिंसा समजते होंगे। क्योंकि पुष्पवृष्टि आदि समयमें अनेको वाय्वादि जीवकी हानि होनेका संभव है। 'त्रस स्थावर जीवोंको मारकर उन्हीं पर चढानेवाले' ऐसा लिखकर तो झूठकी हद की है। दिखलावे तो सही किस त्रस जीवको मारकर उन्हीं पर चढाया गया। वास्तवमे जब ऐसा है नहीं तो ऐसी गप्पे मारनेसे अपना उल्लु सीधा नहीं हो सकता।

'भरतेश्वर आदि मूर्तिको नहीं माननेवाले थे' ऐसा कहना प्रमाणहीन है, क्योंकि आपके पास निषेधका कोई प्रमाण नहीं और हमारे पास तो आवश्यकनिर्युक्ति वगैरह प्रमाण हैं जो परिशिष्टमे दिये ही हैं। 'जिसमें कि लम्बे समय तक आत्मा निवास कर चूकी है, कोई मूल्य नहीं तब मूर्ति कि जिससे जीवका कोई तालुक नहीं क्यों महत्त्व दिया जाता है?' ऐसा आपने लिखा है, यह बराबर नहीं है, क्योंकि जिसमें जीव निवास करे वो ही मूल्यवान है अन्य नहीं ऐसा कोई नियम नहीं है, किन्तु जिसके साथ जीवकी अभिन्नता है उसकी महत्ता है, यह बात आप भी स्वीकारते हैं, अन्यथा नामकी भी महत्ता उड जायगी। एवं च जिस तरह आज उच्चरित नामके साथ उनका संबंध न होने पर भी उस नामकी महत्ता स्वीकारते हैं, उसी तरह मूर्तिमे भी मानना चाहिए, अगर मूर्तिमें नहीं मानो तो किसी तरह आजकलके उच्चरित नाम कभी मान्य नहीं हो सकते। 'नाम लेते है भाव स्वरूप (अभेद्) अनन्त चारित्रवान् प्रभुका' हां बराबर, प्रभुका नहीं, किन्तु उनके नामरूपी जड शब्दपुद्गलोंका, कि जो आपके मत अनुसार अचेतन होनेसे कुछ कर नहीं सकते, भाव प्रभु तो अभी हैं ही नहीं और शब्द तो अभी है, मगर उसके साथ उनका कोई संबंध नहीं, अत स्वय जड ऐसा क्या कर सकता है? यदि प्रभुका उस जडके साथ संबंध न होने पर भी संबंध हो जाय तो मूर्तिके साथ संबंध माननेमें क्या आपत्ति है? एकान्त दृष्टिको छोडकर जिस तरह नामके साथ इसको अभिन्नता है, और कलेवरके साथ जैसो अभिन्नता है, उसी तरह मूर्तिके साथ और उनके निर्वाण आदि स्थलोंके साथ भी उनकी अभिन्नता है, इसीसे इन सबको माननेमे ही अधिक लाभ है। इसी लिये 'नाम और मूर्ति दोनो मंजूर होनेसे हमारा कार्य डबल सिद्ध हो गया' ऐसा सूरिजी कहते है इसमें क्या अनुपपत्ति है?।

(क्रमश)

# પ્રવચન-પ્રશ્નમાલ

પ્રયોજક—પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયપદ્મસૂરિજી

( ક્રમાંક ૯૧થી ચાલુ )

**૩૦ પ્રશ્ન**—શ્રી તત્ત્વાર્થસૂત્રાદિમા આયુષ્યના ત્રણ ભેદ પણ કહ્યા છે તે કયા ?

**ઉત્તર**—૧ સોપક્રમ અપવર્ત્તનીય આયુષ્ય, ૨ સોપક્રમ અનપવર્ત્તનીય આયુષ્ય અને ૩ નિરૂપક્રમ અનપવર્ત્તનીય આયુષ્ય. આ રીતે ત્રણ ભેદ જાણવા.




અનપવર્ત્તનીય આયુષ્ય સોપક્રમ પણ હોય, ને નિરૂપક્રમ પણ હોય. અને અપવર્ત્તનીય આયુષ્યમા તેવા બે ભેદ ન જ હોય, કારણકે તે સોપક્રમ જ હોય છે. એ આ ઉપર જણાવેલા યત્રનુ રહસ્ય છે. ૩૦.

**૩૧ પ્રશ્ન**—સોપક્રમ અપવર્ત્તનીય આયુષ્યનુ સ્વરૂપ શુ ?

**ઉત્તર**—જે આયુષ્ય ઉપક્રમને લઈને પૂરેપૂરુ ( બાધેલ સ્થિતિ પ્રમાણે ) ન ભોગવાય તે સોપક્રમ અપવર્ત્તનીય આયુષ્ય કહેવાય. અહી શસ્ત્રાદિ ઉપક્રમોથી આયુષ્યના દલિયા જલદી ભોગવાય છે. ૩૧

**૩૨ પ્રશ્ન**—સોપક્રમ અનપવર્ત્તનીય આયુષ્યનું સ્વરૂપ શુ ?

**ઉત્તર**—જે જીવોને આયુષ્યના અંતિમ સમયે શસ્ત્રાદિ ઉપક્રમનો માત્ર સબંધ હોય, પણ તેની અસર આયુષ્યની ઉપર થાય જ નહિ. આવા જે જીવો બાધેલ આયુષ્યની સ્થિતિ પ્રમાણે સપૂર્ણ આયુષ્ય ભોગવીને જ મરણ પામે, તેમનુ આયુષ્ય સોપક્રમ અનપવર્ત્તનીય કહેવાય. ૩૨

**૩૩ પ્રશ્ન**—નિરૂપક્રમ અનપવર્ત્તનીય આયુષ્યનુ સ્વરૂપ શું ?

**ઉત્તર**—આયુષ્ય બાધતી વખતે જેટલી સ્થિતિ બાધી તે જ પ્રમાણે જે આયુષ્ય સંપૂર્ણ ભોગવાય, ને જેમા શસ્ત્રાદિ ઉપક્રમો લાગતા નથી, તે નિરૂપક્રમ અનપવર્ત્તનીય આયુષ્ય કહેવાય ૩૩

**૩૪ પ્રશ્ન**—ઉપકર્મ એટલે શુ ?

ઉત્તર—જેનાથી આયુષ્ય ઘટે, તે ઉપક્રમ કહેવાય. ૩૪.

**૩૫ પ્રશ્ન**—શ્રી જૈનેન્દ્રાગમમા તેવા ઉપક્રમો કેટલા જણાવ્યા છે ?

**ઉત્તર**—જેથી આયુષ્ય ઘટે તેવા ઉપક્રમો શ્રી વિશેષાવશ્યકમા સાત જણાવ્યા છે. ૩૫

**૩૬ પ્રશ્ન**—એ સાત ઉપક્રમોના નામ કયા કયા ?

ઉત્તર—૧ અધ્યવસાય, ૨ નિમિત્ત, ૩ આહાર, ૪ વેદના, ૫ પરાઘાત, ૬ સ્પર્શ અને ૭ શ્વાસોચ્છ્વાસ. આ સાત કારણોથી આયુષ્ય ઘટે છે. આ સાતે કારણોને ઉપક્રમ

નામથી શાસ્ત્રમાં ઓળખાવ્યા છે. ૩૬

**૩૭ પ્રશ્ન**—કેવા અધ્યવસાયથી જીવનુ આયુષ્ય ઘટે ?

**ઉત્તર**—૧ રાગના અધ્યવસાય, ૨ સ્નેહના અધ્યવસાય અને ૩ ભયના અધ્યવસાય, આ ત્રણ જાતના અધ્યવસાયથી જીવનું આયુષ્ય ઘટે મનમા હદઉપરાંત રાગ, સ્નેહ કે ભયની ભાવના થાય તો જરૂર આયુષ્ય ઘટે છે. માટેજ પરમકૃપાળુ શ્રીતીર્થંકર દેવોએ રાગાદિને તજવાનો ઉપદેશ આપ્યો છે ૩૭.

**૩૮ પ્રશ્ન**—અધ્યવસાય શબ્દનો અર્થ શો ?

**ઉત્તર**—કષાય મોહનીયના ઉદય કાલમા વર્તતા અમુક જાતના જે જીવના પરિણામો તે અધ્યવસાય કહેવાય. આવા અધ્યવસાયો દશમા સૂક્ષ્મ સપરાયગુણસ્થાનક સુધી જ હોય છે. વિશેષ બીના શ્રીદડકવિસ્તરાર્થની પ્રસ્તાવનામા જણાવી છે.

**૩૯ પ્રશ્ન**—રાગ શબ્દનો અર્થ શો ?

**ઉત્તર**—સ્ત્રી વગેરે ભોગના સાધનોમા જે આસક્તિ (પ્રીતિ) થાય તે રાગ કહેવાય. જેમ લાલ, પીળા વગેરે રગના કુડામા સફેદ લુગડુ બોળવાથી તદ્દન ધોળાશ જતી રહે છે, તેમ રાગની ભાવનાથી જીવની શુદ્ધ દશા (નિજગુણરમણતા) બગડી જાય છે. વિશેષ બીના 'દેશનાચિંતામણિ' વગેરે ગ્રથોમા જણાવી છે ૩૯

**૪૦ પ્રશ્ન**—રાગના અધ્યવસાયથી કોઇનુ આયુષ્ય ઘટયુ હોય એવુ દૃષ્ટાત જૈન શાસ્ત્રમા જણાવ્યુ છે. ?

**ઉત્તર**—એક સ્ત્રી પાણીની પરબ ઉપર જતા આવતા લોકોને પાણી પાય છે. એક યુવાન માણસને જોઇને તે (સ્ત્રી) અત્યત રાગ ધારણ કરે છે. જુવાન માણસ પાણી પીને ચાલ્યો જાય છે. તીવ્ર રાગને લઇને તે સ્ત્રી ઝૂરી ઝૂરીને મરણ પામે છે. વિશેષ બિના શ્રીવિશેષાવશ્યક, લોકપ્રકાશક, સવેગમાલા, શ્રાવકધર્મજાગરિકા આદિમા જણાવી છે. આ સ્ત્રી જે તત્કાલ મરણ પામી, તેમા રાગના અધ્યવસાયો કારણ હતા એમ સમજવુ ૪૦.

**૪૧ પ્રશ્ન**—સ્નેહના અધ્યવસાયથી આયુષ્ય ઘટે, એમા કોઇ શાસ્ત્રીય દૃષ્ટાત છે ?

**ઉત્તર**—શ્રી વિશેષાવશ્યકાદિમા જણાવ્યુ છે કે—એક સ્ત્રીનો પતિ પરદેશમા ગયો છે. તેના મિત્રોએ મશ્કરીમા તે સ્ત્રીને જણાવ્યુ કે-'તારો પતિ મરણ પામ્યો' મિત્રોએ તો સ્નેહની પરીક્ષા કરવા માટે કહ્યુ પણ પરિણામ એ આવ્યુ કે—પતિની ઉપર તે સ્ત્રીને તીવ્ર સ્નેહ હતો, તેથી પતિનુ મરણ સાભળીને તેજ વખતે તે મરણ પામી. એ જ પ્રમાણે પુરુષ પણ સ્ત્રીનુ મરણ સાભળીને તીવ્ર સ્નેહના પ્રતાપે મરણ પામ્યો આ સ્નેહથી મરણ પામેલાનુ દૃષ્ટાત જાણવુ વિશેષ બિના શ્રીસવેગમાલાદિમા જણાવી છે. ૪૧

**૪૨ પ્રશ્ન**—ભયથી આયુષ્ય ઘટતા મરણ થયુ હોય, એવુ કોઇ શાસ્ત્રીય દૃષ્ટાત છે ?

**ઉત્તર**—અત્યત ભયથી સોમિલ બ્રાહ્મણનુ આયુષ્ય ઘટી ગયુ, તેથી તે મરણ પામ્યો. તે બિના ટૂકામા આ પ્રમાણે જાણવી. વસુદેવ રાજા અને દેવીકી રાણીના પુત્ર ગજસુકુમાલકુમાર સોમિલ બ્રાહ્મણની આઠ પુત્રીઓને પરણ્યા બાદ પ્રભુશ્રી નેમિનાથની વૈરાગ્યમય દેશના સાભળીને સયમ લેવા તૈયાર થયા. કૃષ્ણમહારાજે રાજ્યાદિ દેવાનુ કહીને ઘણાએ લોભાવ્યા, પણ ગજસુકુમાલે તેનો ત્યાગ કરીને, સર્વની અનુમતિ લઇને દીક્ષા ગ્રહણ કરી તે જ દિવસે ગજસુકુમાલ મુનિવરે બારમી ભિક્ષુપ્રતિમા અગીકાર કરીને

સ્મશાનમા તે કાઉસ્સગ્ગમા ઊભા રહ્યા. પોતાની પુત્રીઓને નિરાધાર બનાવનાર આ ગજસુકુમાલ છે આવા વિચારથી સોમિલ બ્રાહ્મણને તે મુનિ ઉપર તીવ્ર દ્વેષ હતો જ્યાં ગજસુકુમાલ કાઉસ્સગ્ગધ્યાને રહ્યા હતા તે રસ્તે થઇને સાઝે સોમિલ બ્રાહ્મણ ચાલ્યો જતો હતો મુનિને જોતા તેને દ્વેષ જાગ્યો. તેથી તે બ્રાહ્મણે મુનિના મસ્તક ઉપર માટીની પાળ બાધીને અદર ધગધગતા અગારા ભર્યા. આ તીવ્ર વેદનાને સમતા ભાવે સહન કરીને ગજસુકુમાલ કેવલી થઇને મોક્ષે ગયા. સોમિલ બ્રાહ્મણે દ્વારિકાના દરવાજામા પેસતા હાથી ઉપર બેઠેલા કૃષ્ણ મહારાજને જોયા. જોતાંની સાથે જ ‘અરે, મને કૃષ્ણ મહારાજ મારી નાખશે, કારણ કે તે મારુ પાપ જાણતા હશે,’ આવી ભયની ભાવના પ્રકટતા તે સોમિલ તે જ વખતે આયુષ્ય ઘટતા મરણ પામ્યો. આ રીતે ભયના અધ્યવસાયથી આયુષ્ય ઓછુ થાય છે. વિશેષ બિના શ્રીજ્ઞાતાસૂત્ર અતકૃદ્દશાગાદિમા જણાવી છે ૪૨.

**૪૩ પ્રશ્ન**—ક્યા ક્યા નિમિત્તોથી આયુષ્ય ઓછું થાય ?

**ઉત્તર**—ઝેરતું ખાવું, શસ્ત્રનો ઘા, લાકડી, ચાબુક, કોરડા વગેરેનો સખ્ત માર વગેરે નિમિત્તોથી ઘણાય જીવોનુ આયુષ્ય ઓછું થાય છે. ૪૩.

**૪૪ પ્રશ્ન**—કેવો આહાર કરવાથી આયુષ્ય ઓછુ થાય ?

**ઉત્તર**—ગજા ઉપરાત આહાર ખાવાથી અથવા બિલકુલ આહાર નહિ લેવાથી આયુષ્ય ઓછુ થાય છે. ૪૪

**૪૫ પ્રશ્ન**—કેવા પ્રકારની વેદનાથી આયુષ્ય ઓછુ થાય ?

**ઉત્તર**—ઉદરશૂલ મસ્તક વગેરેમાં તીવ્ર વેદના થતા આયુષ્ય ઓછું થાય છે. ૪૫.

**૪૬ પ્રશ્ન**—પરાઘાતનું સ્વરૂપ શુ ?

**ઉત્તર**—કૂવા વગેરે જળાશયમા પડવુ, પર્વતાદિની ઉપરથી ઝંપાપાત ખાવો, થભ વગેરેની સાથે જોરથી અથડાવુ વગેરે પરાઘાત સમજવા. આમાના કોઇ કારણથી આયુષ્ય ઓછુ થાય. ૪૬.

**૪૭ પ્રશ્ન**—કેવા પ્રકારના સ્પર્શથી આયુષ્ય ઓછું થાય ?

**ઉત્તર**—મહાઝેરી સર્પ, વીછી વગેરે કરડવાથી જે આયુષ્ય ઓછુ થાય, તે સ્પર્શ નામના ઉપક્રમથી આયુષ્ય ઘટયું એમ સમજવુ. ૪૭.

**૪૮ પ્રશ્ન**—કેવા પ્રકારના શ્વાસોચ્છ્વાસથી આયુષ્ય ઓછુ થાય. ?

**ઉત્તર**—ઘણુ દોડવું, દમનો વ્યાધિ વગેરે પ્રસગે વધારે પ્રમાણમા શ્વાસોચ્છ્વાસ લેવાથી અથવા શ્વાસોશ્વાસ લેવાની ક્રિયા તદ્દન બધ કરવાથી આયુષ્ય ઓછુ થાય, ને અચાનક મરણ થાય. વિશેષ બિના શ્રીશ્રાવકધર્મજાગરિકાદિમા જણાવી છે. ૪૮. (ચાલુ)

---

**ચતુર્માસનું નિશ્ચિત સરનામું લખી જણાવવાની**
**પૂજય મુનિમહારાજોને વિનંતી છે.**

### શ્રી પાસચંદ્રસૂરિકૃત

# શ્રી વસ્તુપાલ–તેજપાલ રાસ

સંગ્રાહક—પૂજ્ય **મુનિમહારાજ શ્રી જયંતવિજયજી**

જિણ ચઉવીસઇ ચલણ નમેવી, અનંઇ સૂઅસામિણિ સરસતિદેવી,
સહિ ગુરુ પાય પસાઉલઇ એ. (૧)
રાસ સંબંધિસ બિહુ બંધવકેરુ, કાઇ કીજઇ કવિત નવેરૂં,
**વસ્તુપાલ તેજગ**તણુ એ. (૨)
**ભરહ** ખેત્ર ધુરિ ઉત્તમ જાણઉ, **ગુજરધર** વર દેશ વખાણઉ,
**પટ્ટણ અણહલપુરિ** વરુ એ. (૩)
ગઢ મઢ મંદિર પોલિ પગાર, કૂવ સરોવર અતિ મણોહાર,
ચઉરાસી ચહુટા ભલા એ. (૪)
જિણમંદિર પોસાલ વિસાલ, સુરપતિ સોહઇ જિમ સુર બાલ,
તિમ **અણહલપુરિ** નારિ નરો (એ). (૫)
નર સમુદ્ર તસ ઉપમ સારો, તિહિન વસઇ **ચંડપ** મલ્હારો,
**પચંડ** પુત્ર તેહતણુ એ. (૬)
**સોમ** કુમર **આસરાજ** ભણીજઈ, પોરવાડ વંશ ધુરિ દીજઇ,
કર્મ્મવસિ નિર્ધન હૂઆ એ. (૭)
દ્રવ્યહીણ તિહા નવિ વસાઇ, તુ છાડેવા કીઉ ઉપાઈ,
**માલાશણ** પુરિ આવીઉ એ. (૮)
તિણ પુરિન વસઈ **આભૂ** સાહો, પોરવાડ વંશ ઉછાહો;
**લાછલિ** દેવી તસ ઘરણિ (એ). (૯)
તાસ કુમર (રી) અતિસ લલિત જાણુ, નામિ **કુંઅરાદેવિ** વખાણું,
ત્રીય રયણુ ઉપમ ન લહઇ એ. (૧૦)
ભણી ગુણી તાંત પગણાવી, તેઉ વાત પણિ મેલી ન આવી,
ત્રિહિનઇ વિસિ વિથા હૂઈ એ. (૧૧)
તુ બાપિ પીહરી તેડાવી, કર્મ્મતણઇ વિસિ તિહાં આવી,
ધર્મની મ. અહિનસિ કરઇ એ. (૧૨)
જિણવર **પૂજી** અતિસુવિચારો, હીયડઇ સમરઈ નિતુ નવકારો,
વંદણુ પડિકમણુ કરઇ એ. (૧૩)
અન (અન્ય) બહુ લક્ષણવતી, જિણવર વંદીય વસ્તિ પહૂતી,
સહિ ગુરુ દૃષ્ટિ તવ ચડીય. (૧૪)
તસ અંગિ લક્ષણ દીઠઉ જામ, સહિ ગુરૂ સીસ હલાવિઉ જામ;
મનમાહિ જાણી રહ્યા એ. ૧૫
ઈણ અવસરિ આગઇ છઈ બઇઠિઉ, **આસરાજ** મંત્રીસર દીઠઉ,
સીસહ કારણુ પૂછીઉ એ. (૧૬)
તીણ વયણે ગાટેરી ખંતે, **આસરાજ**નઈ લાગી ચિત્તે,
પાંયકમલ સીહાશીઉ એ. (૧૭)

આગ્રહ જાણી મંત્રી કેરુ, દીઠ લાભ અનઇ અધિકેરુ,
હરિભદ્રસૂરિ કારણ કહિઉ એ (૧૮)
એહની કૂખઇ સૂર સમાણુ, બીજુ બીજઉ સસિહર અમીય વખાણઉ,
પુત્રરયણ બહૂ અચ્છઇ એ. (૧૯)
સ્ત્રી રયણ લેવા મઝ ઠાઉ, મંત્રીસર હિવ કરઈ ઉપાઉ,
ઋષિ ભાષિઉ તે નવિ ટલઇ એ. (૨૦)
આગઈ આદિ જિણેસરિ કીધુ, તે સગ્રહણુ લોકપ્રસિધુ;
પૂરવ રીતિ ન લોપીઇ એ. (૨૧)

**વસ્તુ**

પઢમ જિણવર પઢમ જિણવર, પમુહ ચુવીસ,
તિત્થકર સવિ મનિ ધરીય, કરિ સુચરિત્ત વસ્તગહ કેરુ,
**અણહુલવાડા** જામલિ, નહીય નયર પુહવિ અનેરુ.
**ચંડ પ્રચંડ** તિહા લસઇ, **સોમસીહ** તસ પુત્ર,
**આસરાજ** ધનહીન હુઆ, **માલાશણિ** સપત્ત (૨૨)
**આભૂ** સાહ તણઈ ઘરિ, અછઈ રબારી એક તે,
બુદ્ધિવત બલિ આગલુ એ, અવસર બોલઈ છેકઉ,
મત્રીસરિ મિત્ર થાપીઉ એ, **આસરાજિ** તે તેડિઉ,
મિત્ર પુત્ર બંધવ સહૂ એ, લાભઈ કર્મ્મહ કેડિઉ (૨૩)
પ્રીતિ આપણ આપણીય, બોલઈ બોલ સુરગત,
જીમન લીધું તેહ તણુ એ, વાત કહી ચતુરિ મનિ,
મન લાધા વિણુ વાતડીય, જે કવિ કહઇ અયાણઉ,
સહં પરાભવં અતિ ઘણાએ, નિશ્ચઇ ગમઇ પરાણઉ (૨૪)
સાઢિ પલ્હાણી રાતડીય, રાતડી નીદ્ર ભરિ જામઉ,
**આભૂ** સાહ તણી ધૂઅઉ, હરી મઝરઇ પ્રાણીઉ,
વાત સુણી ઘરિ આવીઉ એ, માઝિમ રયણી જામઉ,
કુમરિ ચડાવી ચાલીઉ એ, સાઢિ ઉપરિ તામઉ. (૨૫)
તીણ રબારી હાકવીય, માડિઉ કિસિઉ ઉપાયઉ,
**આસરાજિ** એમુ કહીય, દોસ નહિ મુઝ માયઉ,
કટ્ટારી કાઢી કરીયઉ, તિણિ કલપિઉ શરીર તે,
એ અષત્ર કાઇ આઢવિઉ, આપણપા ન હી વઈરઉ (૨૬)
મંત્રીસર ઇમિ બોલિઉ એ ભદ્રિ તુંમ કરિસુ રીસ તે,
એહ વચન મઝ ગુરિ કહિઉ એ. કાઈ તુ છેદીઈ સીસઉ,
તિણિ વયણે તિણુ સાસહિઉ એ, કૂઅરિ હૂઈ તસુ નારિઉ,
કૂકણ દેસી જવ ગયા એ, નાવી વાત વિચારિઉ. (૨૭)
અનુક્રમી બેટી સાત તસુ, જાહઉ માઉ નામ તુ,
સાહૂ ધણદેવી સહીય, સોહ લગઈ અતિ અભિરામઉ,
વઈજલદેવી પદ્મિમલીય, સત્ત સોહાસિણિ જાણિઉ,
તુ મનિ માતા ચીતવઈ, ધર્મ્મહ કીધી હાણિઉ (૨૮)

ઈમ કરતાં પુત્ર જાઈઉ એ, પહિલુ **લૂણિગ** સાહઉ,
તીણ વારિ હરખ્યા ઘણું, ઘરિ માડિ ઉછાહઉ,
બીજઉ બેટઉ જાઈઉએ, **માલદેવ** ગુણસાર તે,
રૂવ અનંગહ આગલુ એ, જાણુઈ સયલ સંસારઉ. (૨૯)
બાલ કાલ જગ દેખતા એ, પહુતા બે પરલોકિઉ,
માડી ગાઢઈ અતિઘણુ એ, રોઈ તેહન સોકિઉ,
**આસરાજ** ઇણપરિ ભણઇ એ, મુરખિ તુમ મ ઝુરિઉ,
હૂં જાઈ વળી પૂછિસું એ, સહિ ગુર **હરિભદ્રસૂરિઉ** (૩૦)
ઇમ કહી વલી આવીઉ એ, બઇઠઉ ગણધર પાસિઉ,
ભગવન બેટા તમ્હે કહિયા એ, લાધા મનિ ઉલ્હાસિઉ,
ઘરિ ન રહિયા કારણ કિસ્યુ એ, જોઉ કરીય પસાઉ,
તુ સહિ ગુરુ જ્ઞાનિસુ કહઇ એ, મ ધરિસુ ચિત્ત વિષાદઉ. (૩૧)
મેલ્હી • કૂંકણ દેસડઉ એ, **ગૂજરિ** જવ આવેસિઉ,
પુહુવિસુ પુરિ **ધવલકઇ** એ, તુ બેટા પામેસિઉ,
તિણ વારિ મનિ હરખીઉ એ, છાડિઉ કૂંકણ દેસઉ,
કુટુંબ સરીસુ આવીઉ એ, કીધઉ **ધવલકઈ** પ્રવેશઉ. (૩૨)
તિહા આવ્યાં પુત્ર જાઇઓ એ, મોટઇ મનિ ઉછાહિઉ,
વાસૂ કીધ વધામણા એ, **ધુલકા** નયર માહિઉ,
**વસ્તિગ** નામ પ્રતિષ્ઠીઉ એ, વાધઇ તે સુકમાલઉ,
બીજઉ બેટઉ જાઇઉ એ, નામ દીધું **તેજપાલઉ**. (૩૩)

**વસ્તુ**

સાહ **આભૂ** સાહ **આભૂ** તણઈ એક ધૂઅ,
નામિ કૂ**અરાદેવી** તસ, **આસરાજિ** પરણીય આણીય,
સત્યસીલ ગુણ અલંકરી, રૂપવંતિ સઘલે વખાણીય,
આણૂ કરી કૂકણિ ગઇએ, કી જાઇ બેટી સાત,
બિ બેટા તસ ઉપના, હિવ હૂઈ રૂડી વાત. (૩૪)
શસિહર સૂર સમાણ બે અ, તેજે દીપતાં,
વાધઇ સુરતર તેમ બેઉ, દિણ દિણ જયવતા;
**વસ્તુપાલ** પરણાવીઉ એ, સુલલિત **લલતાદે**,
**તેજપાલ** ઘરિ અતિસુ નારિ નામિ **અણુપમદે**. (૩૫)
પૂરવ પુણ્યપ્રભા વિસ્તરિ, સુખ વિલસઇ બેઈ,
ધણ કણ કંચણ ઘણ હૂઆ એ, વઇરી નવિ કોઇ,
**વીરધવલ** તિહાં રાજ કરઇ, **વાઘેલું** રાણુ,
અરીયણ ગયઘટ ભંજણુ એ, કરિ સીહ સમાણુ. (૩૬)
અન્ન (અન્ય) દિવસ તિણિ રાઉ તેડી, મંત્રીસર થાપ્યા,
બે બંધવ પહેરાવીઆ એ, બહૂ ગાસ જિ આપ્યા;
**વસ્તપાલ** તવ બોલીઉ એ, સુણિ નરવર સાચુ,
લાખ દ્રવ્ય છઈ અમ્હ કન્હઇ એ, નહી કૂડૂ કાચું. (૩૭)

જવ તૂ રૂસઇ નરવરંદ, તવ એ તુ રાખે,
લાભ ઇમિ હુડઇ ભાખીઉ એ, સવિહુ જણ સાખે.
રાજનીતિ બોલી ખરી એ, ન બિહૂઉ ગમારો,
સૂઅશુહ લોક આનંદીઉ એ, હરિખિઉ પરિવારો (૩૮)
**ખંભનયરિ** ગઈઉ **વસ્તુપાલ**, બલિ ઘણુઈ અપારો,
**સૈનદ** નામિ **નોડઉ** વસઇ એ, નવિ કરઇ જુહારો,
તસુ ઉપરિ મંત્રી કોપીઉ એ, **શ્રીવસ્તુપાલો**,
જાણેકરિ જમ રૂસવિઉ એ, એ ખૂટઉ કાલો. (૩૯)
**નોડાનઇ** મિત્ર **સાખૂઉ** એ, છઈ અતિ હિ પ્રચંડો,
ઉલગ ન કરઇ કહિ તણી એ, નવિ આપઇ દંડો:
ભારીય વાસ પચાસની એ, મૂસલ મૂહિ પૂરઈ,
એકઇ ઘાઇ આહાણીઉ એ, તે સહૂઇ ચૂરઇ (૪૦)
પહિલઈ ઝૂઝિ પાડીઉ એ, જે દેસ વદીઉ'
લીધીય લક્ષ્મી તેહતણી એ, **નોડુ** પણિ જીઉ,
વાર છત્રીસ ઇણીપરિ એ, વઇરી દલ ભાગા,
ચોર ચરડ નઇ ખૂટ ખરડ, તેહુ બલ ગાજ્યા (૪૧)
**વીરધવલ** તવ માનીઉ એ, અતિઘણુ અધિકેરુ,
હિવ મંત્રીસ્વર ચીતવઇ, પુણ્ય કરિસુ નવેરુ. (૪૨)

**વસ્તુ**

સૂર શશિહર સૂર શશિહર, તણઇ આકારિ,
એ બંધવ પરણાવિયા, બેઉ નારિ ઇતિ સુભગ સુંદર,
એ મંત્રીસર થાપીયા, બહુઅ ઘણી લછિ મંદિરિ,
એ પણ ઝૂઝિ આગલા, જીઉ ખડેરુ રાઉ,
મંત્રીસ્વર મનિ ઉપનુ, ધમ્મહ ઉપરિ ભાવ (૪૩)

હિવ સંખ્યા—

અઇઆ પંચસઇ એ સહસપ્રસાદ, **વસ્તગે** જૈન કરાવીયા એ,
બિંબહ એ લાખ સવાઉ, બિહુ બંધવિ ભરાવીયા એ,
પોસાહ એ સાતસઇ, નવ ચુરાસી (૯૮૪) વલી આગલીય,
સાતસઇ એ સત્રાકાર, લેખકશાલા તેતલીય,
દુન્નિસઇ એ ગરૂઅ તલાવ, ગઢ બત્રંસ કરાવીયા એ (૪૪)
તોરણ એ વર સઇ ચ્યારિ, એકવીસ સુરપદ ઠાવીયા એ,
પાચસઈ વેદ ભણતિ, એક સહસ્ર વર્ષાસણા એ:
પાચસઇ એ આગલા પાચ, સમોસરણ જાદર તણા એ,
પાચસઇ એ સિંઘાસણ, સહસ્રપાટ આસણતણા એ. (૪૫)
ચુસઠી એ તુરકમસીત, સાતસઇ મઠ તપસીતણા એ,
મુણિવરૂ એ સઇ પાત્રીસ, નિતુ વહુરઇ **વસ્તગિ** તણઇ એ.
વીસ સઇ એ સઇ વલિ પાચ, ભવણ મહેસરઇ ભણઇ એ,
વરસહ એ માહિ ચ્યાહિ, વાર સંઘપૂજ કાપડ દીઇ એ (૪૬)

કચણહ એ કુંભ ચુવીસ, વાસકૂપા વહિરાવીયા એ,
કાપડી એ જિમણ લહંતિ, એક સહસ્ર નિત આવીઆ એ,
ચ્યારિ સઈ એ ચુસડિ વાવિ, સાતસઈ કૂપ ખણાવીયા એ,
પરવહ એ સઈ નિતુ ચ્યારિ, પાણીય તરસ્યા પાઈ (યા) એ. (૪૭)
એક સુ એ નયર સમૃદ્ધ, જિણવર નામિ ગાઈએ,
સેત્રુંજી એ સાઢી બાર, જાત્ર કીધી રેવંતિ વલી ય,
પહિલી એ જાત્રઈ એહ, મઈ સખ્યા ઈમિ સાભલીય,
દેવહ એ તણા પ્રસાદ, એકસુ સાથિ ચલાવીયા એ. (૪૮)
ચ્યારિ એ રાય સુરંગ, પાયક તિહા સાથિ કીયા એ,
સીકિરી એ સઈ ઉગણીસ, ધ્વયદંડ ગૂડીય ન ગહિગહિ એ,
ચ્યારઇ એ સહસ તુરંગ, રંગિહિ ચાલઈ નરવલંભ,
વાહિણાં એ સહસ્ર અઢાર, પાલખી પુણિ પાંચસઇ એ. (૪૯)
ક્ષિપનક એ સઇ અગ્યાર, સહત્રિ ગાયન ગહગહિ એ,
ચ્યારઈ એ સહસઈ પાચ, સેજવાલા સાથિ કીયા એ,
ત્રાબમઈ એ ચરૂઅ તલાવ અપાર, પાર ન લાભઈ દીવીયા એ,
દુન્નિસઇ એ નઈ વલી ત્રીસ, દાત તણા રથ નહી મણા એ. (૫૦)
ગણધરૂ એ સાતસઇ જાણિ, ત્રીસ સઇ શિષ્ય તીહ તણા એ,
ભાટઇ એ સઇ બાત્રીસ, એક સહસ્ર વલી સૂત્રધાર;
વારણ એ દસઈ હૂંતિ, દસઇ સાથિ લોહકાર,
પોઠીયા એ સહસ બે જાણિ, ઊટ સઈ સાત સાથિ ભલા એ. (૫૧)
પુટક દી એ સખ ન પાર, સાત લાખ માણસ મિલ્યા એ,
ખજ્જક એ મોદક જાણિ, કદોઈ શતકે વલૂ એ,
નાન્હડા એ લોક અપાર, ચાલતા દીસઇ એવલા એ,
એતલુ એ સિંઘ ચાલંતિ, મેર મહીધર ખલભલઇ એ. (૫૨)
પુહવી એ પોઢઈ પ્રાણિ, સાયરે સઘલે ઝલહલઇ એ,
ઝાપીઉ એ ખેહડી સૂર, કંપીઉ વીસગ નાગલોક;
ચાલીઉ એ ઇંદ્રિણ ઠાણ, જાણ કીધું બાર દેવલોક,
આવીઉ એ સેત્રુજિ ઠાણિ સંઘ, આદિજિણંદ જુહારી એ. (૫૩)
ભેટીઉણ તિહૂઅણિ નાહઉ, પાતક સવિ હારીયા એ,
જિણવરૂ એ કરહ સનાત્ર, નાન્હા મોટા ઉમાહીઉ એ,
એવડૂ એ પાણીય પૂર, જલનિહિ સઘલુ સાહીઉ એ (૫૪)
પૂજીઉ એ પઢમ જિણંદ, તિથ જુહારઈ ફિરિ ફિરીય,
ચાલીઉ એ ગઢ ગિરનાર, નેમિ જિણેસર મનિ ધરીયા. (૫૫)

**વસ્તુ**

મંત્રિ **વસ્તગ** મંત્રિ **વસ્તગ**, અનઈ **તેજપાલ**,
બે બંધવ સુરકમ્મીય, જિણહ બિંબપ્રાસાદ કારીય,
ગઢમઢ મંદિર અનઇ સુર, દામિઠામિ વાહી અ વારીય,

જ્ઞાનભંડાર ભરાવીયા, ભરીયા સુકૃત ભંડાર,
અવ(ર) તિત્થ વલિ ઉધર્યા, તીહ ન લાભઈ પાર. (૫૬)
જામ **વસ્તિગ** જામ **વસ્તિગ**, જાત્ર ચાલંતિ,
તા સાયર સવિ ઝલહલ્યાં, ખેહડ ભરિ આકાશ છાહિઉ,
નાગરાજ મનિ કમકમિઉ, કિસિઉ આજ એ પ્રીય આઈઉ,
લછીઉ મણ દૂમણી, જાણિઉ સમુદ્ધ તું કાઈ,
સંઘવી **સેત્રુંજિ** જવ ગઈઉ, તવ સુલીયાઇ તથાઈ (૫૭)
ભવિહિ ભગતિ પૂજ કરેઈ, સાવયજન મનતણૂ ફલ લેય,
**સેત્રુંજિ** વચી વિત્ત અપાર, છનુ લાખ કોડિ ભંડાર. (૫૮)
સત્ત સોહાસણિ તિલખુ તોરણ, નેમિ ભૂઅણિ વીર સરગારોહણ,
થંભણ પાસ તણુ અવતારો, થાપીય મનિ ચિંતઈ ગિરનારો. (૫૯)
અસીય લાખ દ્રવ્ય બારઇ કોડિ, વેચીય નમે નમી કર જોડી,
કલ્યાણ ત્રય આદિ વિહારો, તિહિ થાપી સેત્રુંજ અવતારો. (૬૦)
તીહ અષ્ટાપદ દીસઇ, ડાવ ઇશરિ સમેત નમીસિઇ;
ત્રિપ્પન્ન લાખ વલી બારહ કોડિ, નેમિં ભૂઅણિ તોઇ બાગહ કોડિ. (૬૧)
આદિ વિહાર પીતલ અચલેસો, **આબુ** ઉપરિ કીઉ નવેસો;
જ્ઞાનિર્વંચીય કોડિ અઢારો, પુસ્તકિ ભરિયા ત્રિણિ ભંડારો. (૬૨)
અવર સ્થાનક સંખ્યા નવિ જાણુ, એકઈ જીભઇ કીમ વખાણુ,
ત્રિણિ કોડિસઇ ત્રિહુન્નિરિ કોડિ, અસીય લાખ સોવનહ જોડિએ. (૬૩)
એઉ દ્રવ્ય એવકારઇ, વેચીય ભરીયા પુણ્ય ભંડાર,
એ સહુ વરસ અઢારહ માહે, ધર્મ્મ કર્મ્મ કીધા મન ઉછાહે. (૬૪)
લાછિ તણુ ઇમિ લાહુ લેઇ, દેવલોકિ તે પહુતા બેઈ,
મન આણંદિ હિ રાસ રમીજઈ, તુ મનવંછિત સહુઇ સીઝઇ. (૬૫)
જીણઈ એહ રાસ સાંભલીઉ, જાણે તિહ ઘરિ સુરતર ફલીઉ,
**પાસચંદ્રસૂરિ** ગુરુ ઇંમ બોલંતે, ભણઈ ગુણઇ તે સુખ લહંતે. (૬૬)

**ઇતિ વસ્તુપાલ-તેજપાલ રાસ સમાપ્ત**

**નોંધ**—પૂજ્ય મુનિરાજશ્રી પુણ્યવિજયજી મહારાજની પાસેની ત્રણ પત્રવાળી એક હસ્તલિખિત પ્રત જે અત્યંત જૂની હતી, તેમાં વસ્તુપાલ-તેજપાલ રાસ, વિમળમંત્રી રાસ અને શ્રીસ્થૂલિભદ્ર ફાગ જેવું છે. તેમાં પહેલો સંપૂર્ણ હતો તે ઉતારીને અહીં આપ્યો છે. બીજો વિમલમંત્રીનો રાસ શરૂ થયા પછીનું પાનું ત્રીજું મળી શક્યું નથી અને ચોથા પાનામાં વિમલમંત્રી રાસ સંપૂર્ણ કડી ૩૨ એમ લખાએલું જણાય છે અને પછી સ્થૂલિભદ્ર ફાગ શરૂ થયો છે તે પણ અધૂરો છે.

આના કર્તા પાસચંદ્રસૂરિ જો પાયચંદ ગચ્છ સ્થાપક હોય તો તેમનો જન્મ સં. ૧૫૩૭ના ચૈત્રસુદિ ૯ને શુક્રવારે હમીરગઢમાં થયો હતો ને સ્વર્ગવાસ સં. ૧૬૧૨ના માગસર સુદિ ૩ના રોજ થયો છે. એટલે આ કૃતિ લગભગ ચારસો વર્ષની જૂની કહી શકાય. આ કૃતિમાં મુખ્યત્વે વસ્તુપાલ-તેજપાલના ધર્મકાર્યોની જ નોંધ મળે છે.

# कुछ शब्दों पर विचार

लेखक.—श्रीमान् मूलराजजी जैन, M A., LL B.

[ प्रिन्सीपाल-श्री आत्मानंद जैन कालेज अंबाला सीटी ]

जैन साहित्यमें संस्कृत प्राकृतके अनेक ऐसे शब्द मिलते है जिनके अर्थ अथवा व्युत्पति पर विचार करनेकी आवश्यकता है। उनमेंसे तीन शब्द पर यहां विचार किया जावेगा।

### १. अर्धमा० बुसिमं, बुसीमंत, बुसीमओ.

इस शब्दका प्रयोग सूत्रकृताङ्ग और उत्तराध्ययनमें कई स्थलों पर हुआ है। जैसे—एस धम्मे बुसीमओ सूत्र० १, ८, १९, १, ११, १५, १, १५, ४. उत्तर० ५, १८ इत्यादि। टीकाकारोने इसका अर्थ "वश्यवत्" किया है अर्थात् इन्द्रियोको वशमें रखनेवाला, साधु, मुनि।

यहां अर्थ तो सुसंगत्त है पर व्युत्पत्ति ठीक नही। यदि "व्यवसायवत्" या "व्यवसिन्" अर्थ करे, तब भी यही आपत्ति आती है।

"बुसीमत"—का संस्कृत रूप "बृसीमत्" है। बृसी शब्द श्रौतसूत्रोंमें मिलता है, इसका अर्थ है कुश आदिका बना हुआ ब्रह्मचारियोका आसन। 'बृसीमत्' का अर्थ हुआ ब्रह्मचारी, मुनि, साधु। सेठ हरगोविन्ददासने अपने 'पाइयसद्दमहण्णवो' में यही व्युत्पत्ति दी है।

टीकाकारोके वश्यवत्, व्यवसिन् आदि अर्थसे सिद्ध होता है कि जैन साधुओमे वैदिक साहित्यके पठनपाठनकी परिपाटी नही थी। इसी लिये जैन भंडारोसे संहिता, ब्राह्मण, श्रौतसूत्र आदि ग्रन्थ नही मिले है। बृसी शब्दका प्रयोग प्राचीन सस्कृतमें पाया जाता है। अर्वाचीन संस्कृतमे नही मिलता।

### २. जैन माहा० सग

संग्रहणी आदि ग्रन्थोमे जहां सख्याओका अधिक काम पडता है, सातके लिये नियमित 'सत्त' के अतिरिक्त 'सग' शब्द भी आता है। यह शब्द चन्द्र, नेत्र, गुण, गति आदिकी भांति कविसमय नही है। इसका मूल 'सत्त' ही है, परतु इग, दुग, तिगकी समानतासे सग वन गया है। 'क' प्रत्यय लगनेसे 'सत्तग' होना चाहिये था जो लाघवके कारण सग वन गया। विधिमार्गप्रपा (बंबई, स० १९९७) पृ० २८ पर इग, दुग, तिग, पणग, छग, सत्तग सत्तड सग, दसग रूप मिलते है। चारके लिये चउ, चउक ही मिले

है, चुग या चउग अभीतक देखनेमें नहीं आए, शायद कहीं अन्यत्र मिलते हों।

### ३. संस्कृत मुत्कलाप्य

पहलेपहल जैनसाहित्य प्राकृतमें रचा गया। कुछ कालके बाद जैनाचार्य संस्कृतमें भी ग्रन्थ रचने लगे। संस्कृतका सबसे प्राचीन जैन ग्रन्थ जो अब मिलता है, उमास्वातिकृत तत्त्वार्थाधिगमसूत्र है। चूंकि जैनसाहित्यकी प्रधान भाषा प्राकृत थी और जैन लेखक प्राकृतके विद्वान होते थे, इस लिये उनकी संस्कृत रचनामें, विशेषकर लोकप्रिय कथा कथानकोंमें प्राकृतके अनेक शब्द संस्कृत जैसे बनाकर प्रयुक्त किये गये है। अजैन पण्डित इन शब्दोंसे अपरिचित होते थे। जिन जैन ग्रन्थोंका अजैनोंने संपादन किया, उन्होंने ऐसे शब्दोंको अशुद्ध समझकर शुद्ध करनेकी निष्फल चेष्टा की है। 'मुत्कलाप्य' इसका उदाहरण है।

मुत्कलाप्य शब्द पञ्चतन्त्र, वेतालपञ्चविंशति, कथाकोष आदि ग्रन्थों प्रचुरतासे मिलता है। इसके पूर्व प्रायः द्वितीया विभक्त्यन्त गुरुं, पितरं, मातरं आदि शब्द होते है। इसका अर्थ है गुरु आदिकी आज्ञा लेकर प्रस्थान करना। अजैन संपादकोंके हाथमें इस शब्दने कई रूप धारण किये। किसीने उसे उत्कलाप्य बनाया, किसीने उत्कलय्य। पूर्ववर्ती शब्दके अनुस्वारको निरर्थक समझकर मुत्कलाप्यको ०म् + उत्कलाप्य मान लिया। लाहौरसे सन् १९४२में प्रकाशित कथाकोषके संपादकने पृष्ठ ६ पर मुत्कलाप्य पाठ रक्खा है। व्युत्पत्ति करते समय किसीने इसे उद् पूर्वक कल् धातुका णिजन्तरूप माना, किसीने उत्कलापसे निकाला अर्थात् कलाप (पक्षों) को फैलाते हुए मोरकी तरह प्रसन्न हो कर। चित्रसेनपद्मावतीचरित्र (लाहौर, १९४२) श्लोक ३१५ में मुत्कलापयति रूप मिलता है।

वास्तवमें यह शब्द प्राकृत मुक्कलसे बना है जिसका अर्थ है 'छूटा हुआ'। मुक्कल=संस्कृत मुक्त+ल प्रत्यय। फिर मुक्कलसे नाम धातु बना मुक्कलावेइ 'छुट्टी लेना, छुट्टी पाना'। इससे फिर संस्कृतमें मुत्कलापयति रूप बनाया गया।

यह शब्द अब तक देशी भाषाओंमें मिलता है। जैसे—गुजराती 'मोकलवुं', हिन्दी पञ्जाबी 'मुकलावा' अर्थात् विवाहके पश्चात् वधूका वरके घरमें लाया जाना। 'मोकला'=मुक्त।

विस्तृत विवेचनके लिये देखिये—'न्यू इन्डियन एन्टिक्वरी,' प्रथम खण्ड, पृ० ३४२–३।

# નવી મદદ

૨૫) પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજના સદુપદેશથી ઇડરથી શેઠ શ્રીસાંકળચંદ ડુંગરશીભાઇ તરફથી શ્રીમતી કાંતાબેન તથા રેવાબેનની દીક્ષા નિમિત્તે આભારપૂર્વક મળ્યા છે.

## સ્વીકાર

**भारतीय संपादन शास्त्र**—लेखक श्रीमान् मूलराज जैन, प्रकाशक—जैन विद्या भवन, कृष्ण नगर, लाहौर, पृष्ठसंख्या ७०.

(લાહોરની ઓરીયેન્ટલ કોલેજના મેગેઝીનમા છપાયેલ લેખની નકલ)

## કાગળના અસાધારણ ભાવો

'શ્રી જૈન સત્ય પ્રકાશ' જેના ઉપર છપાય છે તે કાગળોનો ભાવ લડાઇ શરૂ થઈ તે પહેલાં સાડાત્રણ આને રતલનો હતો. લડાઈના બે વર્ષ પછી આ ભાવ સાત–આઠ આને રતલનો થયો હતો ગઈ દિવાળી પહેલાં એ ભાવ બાર–તેર આને રતલ જેટલો વધી ગયો હતો. અને અત્યારે એ ભાવ વધીને બે રૂપિયે રતલનો થઇ ગયો છે એટલે મૂળ ભાવથી અત્યારે લગભગ આઠ–નવગણા ભાવ થઇ ગયા છે. આમ છતા અમે 'શ્રી જૈન સત્ય પ્રકાશ'નું લવાજમ વધાર્યું નથી, અને હાલમાં એ વધારવાનો અમારો ઇરાદો પણ નથી .

પણ આ રીતે 'શ્રી જૈન સત્ય પ્રકાશ' આપવું અમે ચાલુ રાખી શકીએ તે માટે સમિતિને વધુ મદદ મોકલવાની અમે સૌને વિનંતી કરીએ છીએ.

વ્યવસ્થાપક

## સૂચના

આ અંકની જેમ આવતો અંક પણ વખતસર ૧૫મી તારીખે પ્રગટ કરવાની ઇચ્છા છે આમ છતા અત્યારના અનિશ્ચિત સંયોગોના કારણે અંક પ્રગટ કરવામાં વિલંબ થાય તો તે ચલાવી લેવા અને પત્ર લખીને તપાસ નહીં કરવા વાચકોને વિનતી છે

વ્ય.

॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

| | | |
|---|---|---|
| वर्ष ८ | વિક્રમ સં. ૧૯૯૯ : વીરનિ. સં. ૨૪૬૯ : ઇસ્વીસન ૧૯૪૩ | क्रमांक |
| अंक १० | અષાડ શુદિ ૧૩ : ગુરુવાર : જુલાઈ ૧૫ | ९४ |

## વિષય – દર્શન



**સૂચના**—આ માસિક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે તેથી સરનામાના ફેરફારના ખબર બારમી તારીખે સમિતિના કાર્યાલયે પહોંચાડવા.

**લવાજમ—વાર્ષિક-બે રૂપિયા : છૂટક ચાલુ અંક-ત્રણ આના**

મુદ્રક: નરોત્તમ હ. પંડ્યા, પ્રકાશક: ચીમનલાલ ગોકળદાસ શાહ; પ્રકાશનસ્થાન: શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ, મુદ્રણસ્થાન: સુભાષ પ્રિન્ટરી, મીરઝાપુર રોડ, અમદાવાદ.

॥ वीराय नित्यं नमः ॥

# શ્રી જૈન સત્ય પ્રકાશ

વર્ષ ૮ ક્રમાંક ૯૪ અંક ૧૦

## "સિદ્ધહેમકુમાર સંવત્" સંબંધી સબળ પુરાવો

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજી, ન્યાયતીર્થ.

આ સંવત્ વિષે વિદ્વન્માન્ય મુનિરાજ શ્રી પુણ્યવિજયજીએ આ પત્રિકાના ગયા અંકમાં એક પ્રકાશ ફેંકયો છે. આ સંવત્ વિષે ક. સ. આચાર્ય હેમચન્દ્રનો પોતાનો જ ઉલ્લેખ મળે છે. તેઓ પોતાના "અભિધાન-ચિન્તામણિ" સંસ્કૃત શબ્દકોશમાં છેલ્લા (છઠ્ઠા) કાંડમાં, ૧૭૧ મા શ્લોકમાં "સંવત્" શબ્દનો અર્થ "વર્ષ" બતાવતાં તેની ટીકામાં લખે છે કે—

"यथा विक्रमसंवत् सिद्धहेमकुमारसंवत्"

આ પ્રમાણે શ્રીહેમચંદ્રાચાર્ય પોતે 'સિદ્ધહેમકુમારસંવત્' હોવાની વાત જણાવે છે. આ ઉપરથી જણાય છે કે એ આચાર્યદેવની હયાતીમાં જ એ સંવતનો ઉદ્ભવ થયેલો અને પ્રચલિત થયેલો. એ સંવતનો ઉદ્ભવ સાધારણ સ્થિતિનો હોત તો શ્રીહેમચંદ્રાચાર્ય એનો ઉલ્લેખ ન કરત એમ લાગે છે એમના અવસાન પછી વિષમ કાળબળને લીધે એ સંવત્ વધુ વખત નહિ ટકી શકયો હોય એમ તો લાગે છે.

**નોંધઃ**—આ 'સિદ્ધહેમકુમારસંવત'નો પ્રારંભ ક્યારથી થયો તે સંબંધી, નિશ્ચાયક પુરાવો ન મળે ત્યાંસુધી, કશો નિર્ણય ન કરી શકાય, છતાં જ્યારે ક. સ. હેમચંદ્રસૂરિ પોતે તેનો ઉલ્લેખ પોતાના ગ્રંથમાં કરે છે ત્યારે એટલું તો ચોક્કસ થાય છે કે તેમની હયાતીમાં આ સંવત્ ચાલુ થયો હતો. વળી શ્રી. મધુસૂદન ચીમનલાલ મોદી પોતાના 'હેમસમીક્ષા' પુસ્તકમાં અભિધાનચિંતામણિ' શબ્દકોષ વિ. સં. ૧૨૦૭–૧૨૦૮ના અરસામાં રચાયાનું જણાવે છે. આ ઉપરથી એક નિર્ણય એવો કરી શકાય ખરો કે મહારાજા સિદ્ધરાજ જયસિંહના સ્વર્ગવાસ પછી અને મહારાજા કુમારપાળના રાજ્યારોહણ પ્રસંગે એટલે કે વિ. સં. ૧૧૯૯માં, એ ત્રણે મહાપુરુષોના સ્મરણરૂપે આ સંવત્ ચાલુ કરવામાં આવ્યો હતો.

તંત્રી

# સુવર્ણાક્ષરી કલ્પસૂત્રની પ્રતિના અંતમાંની

# વિસ્તૃત પ્રશસ્તિ

સંગ્રાહક તથા સંપાદક:—પૂજ્ય મુનિમહારાજ શ્રી પુણ્યવિજયજી

[ પૂ. પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજના પ્રશિષ્ય ]

આ લેખમાં ભાવનગર–શ્રીસંઘના જૈન જ્ઞાનભંડારમાંની સુવર્ણાક્ષરી કલ્પસૂત્રની પ્રતિનો અને તેના અંતમાં લખાએલી એક વિસ્તૃત પ્રશસ્તિનો પરિચય આપવામાં આવે છે. એ પ્રતિ અત્યારે ભાવનગર–શ્રીસંઘના ભંડારમાં,–સુરક્ષિત તો ન કહેવાય પણ,–રક્ષિત છે. ભાવનગરમાં શ્રીસંઘનાં દરેક કાર્યો "શેઠ ડોસાભાઇ અભેચંદની પેઢી"ના નામથી ચાલે છે. એટલે પ્રસ્તુત જ્ઞાનભંડાર એ પેઢીના આશ્રય નીચે હોઇ એની કાળજી-ભરી દેખરેખ પેઢીના પ્રાણસમા વયોવૃદ્ધ કાર્યકર્તા ધર્માત્મા વિદ્વાન્ શેઠ કુંવરજી આણંદજી રાખે છે. પ્રસ્તુત પ્રતિનો નંબર ડા. ૨૩ નં. ૧૫ છે. એની પત્રસંખ્યા ૯૫ છે. લંબાઇ–પહોળાઇ ૧૧×૪।।। ઇંચની છે. દરેક પાનામાં લીટીઓ કેટલી છે એ ગફલતથી નોંધવું રહી ગયું છે એટલે અત્યારે મને યાદ છે તે પ્રમાણે તેમાં સાત લીટીઓ હોવી જોઇએ. અને દરેક લીટીમાં અક્ષરો ૨૮થી ૩૪ સુધી છે. આખી પ્રતિ બે વિભાગમાં લખાએલી છે એટલે એ વિભાગ પાડવા માટે વચમાં પણ વેલ છે અને દરેક પાનાની ચોમેર પણ વેલ છે. એ વેલ કોઇ કળાના ખાસ નમૂના રૂપ નથી પરંતુ તદ્દન સાદી જ છે. પ્રતિની લિપિ સુંદર છે અને પ્રતિ દેખાવમાં તેમજ અવસ્થામાં પણ બહુ જ સારી છે. પ્રતિમાં સુવર્ણમય અક્ષર લખવા માટે પાનાની જમીન (Back-ground) લાલ આસમાની અને જામલી એમ ત્રણ રંગથી રંગીન કરવામાં આવી છે જ્યારે ચિત્રો નીચેની જમીન લાલ જ રાખવામાં આવી છે. ચિત્રોમાં રંગોનું વૈવિધ્ય ખાસ નથી, એમાં મુખ્યત્વે કરીને સોનેરી રંગનો જ ઉપયોગ કરવામાં આવ્યો છે. આમ છતાં ચિત્રો સુંદરતાથી જરાય વેગળાં કે વંચિત નથી. પ્રસ્તુત ચિત્રો કલ્પસૂત્રની હસ્તલિખિત પ્રતિઓમાં સામાન્ય રીતે જે જાતનાં ચિત્રો જોવામાં આવે છે તે જ જાતનાં છે.

પ્રસ્તુત પ્રતિને અંગે આટલું જણાવ્યા પછી હવે આપણે એ પ્રતિના અંતમાંની વિસ્તૃત પ્રશસ્તિ જોઇએ.

भुज्जो भुज्जो उवदंसेइ त्ति बेमि ॥ छ॥ **पज्जोसवणाकप्पो** सम्मत्तो ॥ छ॥ ग्रंथाग्रं १२१६ सर्वसंख्या ॥ छ ॥ संवत् १५१७ वर्षे आखाढ सुदि अष्टमी सोमे श्री**अणहिल्लपुरपत्तने** । श्री श्री **खरतर**गच्छे ॥ श्री**जिनचंद्रसूरि**राज्ये श्रीउपाध्या[य] **सिद्धान्तरुचि**उद्यमेन लिखितं **वाछाकेन** ॥

ए८०॥ आसीदू**केश**वंश्येषु **थुल्लशाखा**समुद्भवः ।
मंत्री **दुर्लक्षसिंहा**ख्य. **पद्म**स्तस्यांगज· पुनः ॥ १
**जिणाको** जिनभक्तात्मा **नोडाकः** कृत्यसाधनः ।
धनी **धनपति**श्चैते **पद्माक**स्य सुतास्त्रय· ॥ २

आर्या भार्या **जिणाकस्य** सती **जासलदेविका** ।
**वजांगः स्मरसिंहश्च** पुत्रद्वयमिदं तयोः ॥ ३
तत्र **वजांगजः** सर्वसमः **समधरो**ऽजनि ।
सुतः **समरसिंहस्य साल्हिगः** श्लाघनीयधीः ॥
**जीवादेवी**भवो भाति **मेघराजः** परः पुनः ॥ ४
**नोडा**भार्या **नामलदेवी होली** सुतौ तयोर्द्वौ द्वौ।
**हांसा**–**मल्ह**संज्ञौ **हर्षा**ह्वः **सोमदत्त**श्च ॥ ५
पुत्रिकापंचकं चासीत् गुरुभक्तिपरायणम् ।
**धीमाई** च तथा **चेली सारू वारू धना**ईति ॥ ६
**श्रीवत्स**–**श्रीमन्तौ** साधुसदयवत्स–**शत्रुशल्यौ** च।
इति हंसराज-हंसलदेव्योः पुत्रा भुवि ख्याताः ॥ ७
**मल्हू**भार्या **माणिकदेवी** जाता अमी जगत्ख्याताः।
**श्रीधर-सुरपति-सु(शु)भकर-सहस्रमल्लाः**सुते द्वे च ॥८
**मांजू-कस्तूराई**नाम्न्यौ भार्या[ऽ]स्ति **सीधरस्य** सती।
**सिरियादेवी** पुत्राश्चत्वारः ख्यातनामानः ॥ ९
तेषूदयकर्ण–**आसकर्ण-श्रीकर्ण**–**राजमल्ला**श्च ।
**छाजी**–**पूनाई**नामतश्च पुत्र्यौ तथा जाते ॥१०
**रत्नादेवी सुरपति**भार्या **शुभकरस्य रंगादे** ।
सद्धर्मकर्मनिरता **सहस्रमल्लस्य सहसादे** ॥११
**हर्षराजस्य** जाया[ऽ]स्ति **रजाई** धर्मतत्परा ।
गुरुगच्छसाधुसाध्वीनां भक्तिव्यक्तिमनोहरा ॥१२
**वल्हादेवी** जाता(जाया) **धनपति**साधोःसुतास्तु चत्वारः।
**शिवदत्तो नगराजो लषराजो जीवराज** इति ॥१३
जज्ञे[ऽ]थ **नगराजस्य** तनयः **सज्जना**भिधः ।
तस्यास्त्युदय**सिंहा**ह्वस्तनयो दीप्तिमानति ॥१४
**रत्नाई**कुक्षिरत्नानि **लषराजस्य** सूनवः ।
**सोनपाल**–**पूनपाल**–**अमीपाला**दयोऽद्भुताः ॥१५
**दिल्ली-गूर्जर-मालव-सिंधुषु मरुमंडले** च नृपमान्या ।
मंत्री**पद्म**स्य संततिरुदयवती निरुपमा भाति ॥१६

अस्याश्च करणीयानि तद्यथा ।

स्थाने स्थाने[ऽ]र्हत्प्रतिष्ठा–यात्रा–ऽऽचार्यपदादिषु ।
उत्सवाश्चक्रिरेऽमीभिः कस्तानन्यः करिष्यति ॥१७
श्री **लोकहिताचार्याः** **सागरचन्द्र**सूरयः ।
श्री**भावप्रभ**सूरीन्द्राः श्री**जिनचन्द्र**सूरयः ॥१८
एते श्रीगुरु(र)वो[ऽ]मीभिः स्थापयांचक्रिरे क्रमात् ।
**लक्ष्मसिंह-जिणा साधु-धनपति-स्मरसिंहकैः** ॥१९ युग्म॥
देवकार्यं गुरोः कार्यं संघकार्यं स्वकार्यवत् ।
कुर्वतो **धनपत्यादेः** प्रशंसामः कियद्वयम् ॥२०

किंच ।

विनयवती शीलवती दानवती सद्विवेकरंगवती ।
**माणिकदेवी** **मल्हू**भार्या जयतीह पुण्यवती ॥२१
सा ग्रंथलक्षमेकं लेखितपूर्व्विण्युदारसच्चरिता ।
लेखयति स्म सुवर्णाक्षररम्यं कल्पसूत्रमिदम् ॥२२

इतश्च ॥

**चांद्रे** कुले श्री**जिनचन्द्र**सूरिः सिद्धान्तवेत्ता[ऽ]**भयदेव**सूरिः ।
सद्वल्लभः श्री**जिनवल्लभो**ऽपि युगप्रधानो **जिनदत्त**सूरिः ॥२३
भाग्याद्भुतः श्री**जिनचन्द्र**सूरिः [सूरि]र्बभूवान् **जिनपत्य**भिख्यः ।
**जिनेश्वरः** सूरिरुदारचेताः **जिनप्रबोधो** दुरितापनेता ॥२४
सांविगिकः श्री**जिनचन्द्र**सूरिः सूरि**र्जिनादिः** **कुशलावसानः** ।
पद्माश्रितः श्री**जिनपद्म**सूरिर्लब्धेर्निधानं **जिनलब्धि**सूरिः ॥२५
महोपकारी **जिनचन्द्र**सूरि**र्जिनोदयः** सूरिरुदग्रभाग्यः ।
प्रशान्तमूर्त्ति**र्जिनराज**सूरि युगप्रधाना **जिनभद्र**सूरयः ॥२६
ततोऽपि च श्री**जिनचन्द्र**सूरयः नयोज्ज्वलाः शासति गच्छमात्मनः ।
तेषामधीनं किल **कल्पपुस्तकं** **माणिक्यदेवी** कुरुते स्म भक्तितः ॥२७
प्रतिवर्षं महाहर्षान्महोत्सवपुरःसरम् । वाच्यमानं चिरं सद्भिर्नन्दतात् **कल्पपुस्तकम्** ॥२८

संवत् १५१७ वर्षे श्री**अणहिल्लपुर**पत्तने सा० **मल्हू**भार्यया **माणिकदे**-श्राविकया पुस्तकमिदं लेखितं चिरं नंदतु ॥ छ ॥ कृतिरियं श्री**सिद्धान्तरुचि**-महोपाध्यायशिष्य**साधुसोम**गणेरिति भद्रम् ॥ छ ॥ श्रीशुभं भवतु ॥ कल्याणमस्तु ॥ छ ॥ श्रीः ॥

ઉપર આપેલી વિસ્તૃત પ્રશસ્તિ ઐતિહાસિક હકીકતો કરતા મંત્રી પદ્મ=પદ્માકના વંશજો અને ખરતરગચ્છીય સમર્થ આચાર્યોનાં નામોથી જ ભરાયેલી છે એટલે આ આખી પ્રશસ્તિનો શબ્દશ અનુવાદ આપવા કરતાં તેમાંની ખાસ ખાસ હકીકતોનુ તારવણ આપવું એ જ વધારે ઉચિત અને સંગત છે એમ માની એ જ અહીં આપવામા આવે છે

સૌ પહેલાં આ પ્રશસ્તિના વીસ શ્લોકોમાં મંત્રી પદ્માકના વંશજોની અને તેમના ધર્મગુરુઓની નામાવલી આપવામા આવી છે કે જેના વંશમાં થએલ સા. મલ્હૂની ભાર્યા માણિકદે શ્રાવિકાએ પ્રસ્તુત સચિત્ર સુવર્ણાક્ષરી કલ્પસૂત્રની સુંદર અને સુશોભિત પ્રતિ લખાવી છે. એ નામાવલી ઉપરથી મંત્રી પદ્મ=પદ્માકનુ વંશવૃક્ષ નીચે મુજબનુ બની શકે છે




* નોડાકને ખીમાઈ, ચંલી, સારૂ, વારૂ અને ધનાઈ એ નામની પાંચ પુત્રીઓ પણ હતી.

આ વંશાવલી ઉપરાંત પ્રારંભના વીસ શ્લોકોમાં મંત્રી પદ્મનાં વંશજોના સુકૃતનો કોઇ ખાસ સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં નથી આવ્યો. પરંતુ સામાન્ય રીતે એટલું જ કહેવામાં આવ્યું છે કે મંત્રી પદ્મના વંશજો દિલ્હી, ગૂજરાત, માલવા, સિંધ, મારવાડ વગેરે દેશમાં તેમના મૂળ પુરુષોની કારકીર્દીના પ્રતાપે રાજાઓ તરફથી માન પામતા હતા. તેમજ આ વંશમાં થએલા વંશજોએ પ્રતિષ્ઠા યાત્રા તેમજ આચાર્યપદારોપણ વગેરે પ્રસંગોમાં ઘણા મહોત્સવો ઉજવ્યા છે.

પ્રશસ્તિના એકવીસ-બાવીસમા શ્લોકોમાં 'માણેકબાઇ ધર્માત્મા હતી અને તેણે કલ્પસૂત્રની સચિત્ર સુવર્ણાક્ષરી પ્રતિ લખાવી તે પહેલાં એક લાખ શ્લોક પ્રમાણ ગ્રંથો લખાવ્યા હતા' એમ જણાવ્યું છે.

આ પછીના બાકીના શ્લોકોમાં ખરતરગચ્છીય આચાર્યોનાં નામોની પટ્ટાવલી અને છેવટે પ્રસ્તુત સચિત્ર સુવર્ણાક્ષરી કલ્પસૂત્રની પોથી લખાવીને માણેકબાઇએ જે આચાર્યને,-કે જેમનું નામ જિનચંદ્રસૂરિ છે,-અધીન કરી છે તે હકીકત જણાવી છે ખરતરગચ્છીય આચાર્યોનાં નામો આ પ્રમાણે છે

૧ ચંદ્રકુલીય આચાર્ય શ્રીજિનચંદ્રસૂરિ, ૨ તત્પટ્ટે આગમજ્ઞ શ્રીઅભયદેવાચાર્ય, ૩ તત્પટ્ટે શ્રીજિનવલ્લભસૂરિ, ૪ તત્પટ્ટે યુગપ્રધાન શ્રીજિનદત્તસૂરિ, ૫ તત્પટ્ટે શ્રીજિનચંદ્રસૂરિ, ૬ તત્પટ્ટે શ્રીજિનપતિસૂરિ, ૭ તત્પટ્ટે શ્રી જિનેશ્વરાચાર્ય, ૮ તત્પટ્ટે શ્રી જિનપ્રબોધસૂરિ, ૯ તત્પટ્ટે શ્રી જિનચંદ્રસૂરિ, ૧૦ તત્પટ્ટે શ્રી જિનકુશલસૂરિ, ૧૧ તત્પટ્ટે શ્રીજિનપદ્મસૂરિ, ૧૨ તત્પટ્ટે શ્રી જિનલબ્ધિસૂરિ, ૧૩ તત્પટ્ટે શ્રીજિનચંદ્રસૂરિ, ૧૪ તત્પટ્ટે શ્રીજિનોદયસૂરિ, ૧૫ તત્પટ્ટે શ્રીજિનરાજસૂરિ, ૧૬ તત્પટ્ટે શ્રીજિનભદ્રસૂરિ, ૧૭ તત્પટ્ટે શ્રીજિનચંદ્રસૂરિ જેમને પ્રસ્તુત કલ્પસૂત્રની સચિત્ર સ્વર્ણાક્ષરી પ્રતિ માણિકબાઇએ વહોરાવી છે-સાદર અર્પણ કરી છે.

પ્રસ્તુત પ્રશસ્તિની શરૂઆતમાં થોડો ગદ્યમય પ્રશસ્તિ અંશ છે જેમાં જણાવવામાં આવ્યું છે કે 'પ્રસ્તુત કલ્પસૂત્રની પ્રતિ વિક્રમ સંવત્ ૧૫૧૭ અષાડ સુદિ ૮ સોમે અણહિલ્લપુર પાટણમા ખરતરગચ્છીય આચાર્ય શ્રીજિનચંદ્રસૂરિના રાજ્યમાં ઉપાધ્યાય શ્રી સિદ્ધાન્તરુચિગણિની દેખરેખ નીચે વાછાક નામના લેખકે લખી છે.' અને અંતના ગદ્યપ્રશસ્તિ અંશમા 'પ્રશસ્તિની રચના ઉપાધ્યાય શ્રીસિદ્ધાન્તરુચિગણિશિષ્ય શ્રીસાધુસોમગણિએ કરી છે' એ સૂચવવામાં આવ્યું છે.

ઉપર જણાવવામાં આવ્યું તેમ પ્રસ્તુત પ્રતિનો જન્મ પાટણમાં થયો છે અને ત્યાંથી સ્થાનાંતર પામતી પામતી એ અત્યારે ભાવનગરના શ્રી સંઘના જ્ઞાનભંડારમાં સુરક્ષિત રીતે સ્થિર સ્થાન પામી છે.

## સૂચના

આ અંકની જેમ આવતો અંક પણ વખતસર ૧૫મી તારીખે પ્રગટ કરવાની ઇચ્છા છે આમ છતાં અત્યારના અનિશ્ચિત સંયોગોના કારણે અંક પ્રગટ કરવામાં વિલંબ થાય તો તે ચલાવી લેવા અને પત્ર લખીને તપાસ નહી કરવા વાચકોને વિનંતી છે.

વ્ય.

# "उमापतिवरलब्धप्रसाद"

## —આ વિશેષણનો ઉદ્‌ગમ, વિકાસ અને ઇતિહાસ

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી

પ્રાચીન રાજવંશી તામ્રપત્રો, દાનશાસનો, શિલાલેખો, ખતપત્રો અને અરજીઓના પરિશીલનથી એક નિર્ણય ઉપર ચોક્કસ આવવું પડે છે કે—અમુક શબ્દો તેમાં લખવાની શરૂઆત થયા પછી તે શબ્દો તેમાં એક રવૈયારૂપે લખાતા જ રહે છે. उमापतिवरलब्धप्रसाद પણ એ જ રીતે લખાતો એક શબ્દ છે.

વલ્લભીવંશના રાજાઓ પૈકીના કેટલાએક રાજાઓ જૈન અને બૌદ્ધધર્મી હતા, છતાં તે દરેકના તામ્રપત્રોમાં તેઓને "परममाहेश्वर" તરીકે સંબોધ્યા છે. એ જ રીતે ગુજરાતના રાજાઓ પૈકીના કેટલાએક વૈષ્ણવ જૈન અને ઇસ્લામધર્મને માનનારા થયા છે, છતાં કેટલાએક લેખોમાં વિક્રમની બારમી સદી પછીના ગુજરાતના રાજાઓને उमापतिवरलब्धप्रसाद કે તેજ અર્થવાળા વિશેષણથી સંબોધવામા આવ્યા છે.

રાજાવલી તપાસીએ તો ચાવડા વંશના રાજાઓ, સોલંકી વંશના મૂળરાજ, ચામુંડરાય, દુર્લભરાજ, ભીમદેવ, કર્ણદેવ, સિદ્ધરાજ, કુમારપાળ, અજયપાળ અને લઘુ મૂળરાજના દાનપત્રોમા કે લેખોમા આ વિશેષણ નથી મળતું[1] જ્યારે બીજા ભીમદેવથી માંડી મોગલ બાદશાહ ઔરંગઝેબ સુધીના રાજાઓના કેટલાએક દાનપત્ર-ખતપત્રોમાં આ વિશેષણ સ્પષ્ટરૂપે લખાએલ મળે છે.

રાજવંશી લેખોમા ગુર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહ માટે–પરમભટ્ટારક, મહારાજાધિરાજ, પરમેશ્વર, ત્રિભુવનગંડ, અવંતીનાથ, બર્બરકજિષ્ણુ, સિદ્ધચક્રવર્તિ, વગેરે વિશેષણો–બિરુદો વપરાયાં છે. ગુર્જરેશ્વર કુમારપાળ માટે તત્કાલીન ગુજરાતના ૧ તામ્રપત્ર અને ૧૩ શિલાલેખોમા મહારાજાધિરાજ, નિજભૂજવિક્રમરણાગણનિર્જિતશાકંભરીભૂપાલ, પ્રૌઢપ્રતાપ, અવન્તીનાથ અને ચક્રવર્તિ[2] તથા પાશુપતાચાર્ય ગંડભાવબૃહસ્પતિની પ્રભાસપાટણવાળી પ્રશસ્તિમા તેજોવિશેષોદયી, અચિન્ત્યમહિમા, બલ્લાલધરાધિપ–જાંગલનરેશવિજેતા અને ત્રૈલોકયકલ્પદ્રુમ વિશેષણો મળે છે. તે જ લેખમા મહાબલ ભોજ માટે परममाहेश्वर વિશેષણ છે. રાજા અજયપાળ માટે પણ તત્કાલીન લુણપસાકના લેખમાં परममाहेश्वरनु બિરુદ છે. પણ તેઓમાના કોઇને માટે તે તે કાળના રાજવંશી શિલાલેખોમા उमापतिवरलब्धप्रसाद વિશેષણ નથી મળતું.

આ વિશેષણ રાજવંશીય લેખો પૈકીના બીજા ભીમદેવના દાનપત્રમાં પહેલપહેલાં આપણને નજરે પડે છે. અને ત્યારથી આ વિશેષણ રાજવંશી લેખોમા દાખલ થએલ છે.

---

૧ જુઓ "જૈન સત્ય પ્રકાશ" વર્ષ ૪ અંક ૯મા છપાએલ "ગુર્જરેશ્વર કુમારપાળ" લેખ.

૨ જુઓ આ. ગિરજાશંકર વલ્લભજી B. A., M. R. A. S. સમ્પાદિત "ગુજરાતનો ઐતિહાસિક લેખસંગ્રહ."

ગુર્જરેશ્વર કુમારપાળે વડનગરનો કિલ્લો કરાવ્યો અને તેની ઉપર વિ. સ. ૧૨૦૮ આ૦ શુ૦ ૫ ગુરુવારે શ્રીપાલે એક જ દિવસમાં રચેલ પ્રશસ્તિ કોતરાવી હતી. જે, શિલા તૂટી જવાથી ફરીવાર સ. ૧૬૮૯ ચૈ૦ શુ૦ ૧ ને ગુરુવારે તે પ્રશસ્તિ બીજા પત્થર ઉપર ખોદવામા આવી છે. કવિચક્રવર્તી શ્રીપાળ[3] તે પ્રશસ્તિમાં ઉપમા આપતાં લખે છે કે—

"વિઘ્નેશ જેનાં વિઘ્નોને હરે છે, જેને સફળ શકુન જ્ઞાન છે, દેવીઓ જેના શત્રુઓનો વિનાશ કરે છે અને જેને **સોમેશ્વરે રાજ્યવૈભવ આપ્યો** છે, તે કુમારપાળને રક્ષણ સામગ્રી મન્ત્રજાપ યુદ્ધક્રિયા અને સેના એ તો દેખાવ માત્ર છે" અર્થાત્—મહારાજા કુમારપાળ સર્વ રીત્યા ઉદયશીલ છે.[4]

કવિરાજે આપેલ આ ઉપમાની ભાવના જ જાણે બીજા શબ્દોમા દેખાતી હોય તેમ ગુજરાત બહાર ખોદાએલ સ. ૧૨૦૮ નો રત્નપુર (મારવાડ) ના શિવાલયનો શિલાલેખ, સ. ૧૨૦૯ મહા વદિ ૧૪ નો કરાડુ (જોધપુર રાજ્ય) ના શિવાલયનો શિલાલેખ, ઉદેપુર ગામ (ગ્વાલીયર રાજ્ય) નો દાનશિલાલેખ અને અજૈન લેખકોએ લખેલ બે ગ્રન્થ પુષ્પિકાઓમા ગુર્જરેશ્વર કુમારપાળના નામની પહેલાં उमापतिवरलब्धप्रसाद નો શબ્દ દેખાય છે.[5]

બીજી તરફ એ ગુર્જરેશ્વરે સ. ૧૨૧૬ માં શ્રાવકના ૧૨ વ્રતો સ્વીકારી જૈનધર્મને અપનાવ્યો હતો[6] એટલે કુમારપાળવિહારોમા તેના વિશેષણરૂપે परमार्हत શબ્દ પણ લખાયો

---

૩ કવિ શ્રીપાલ એ પાટણનો વતની ધનાઢ્ય ગૃહસ્થ હતો. તેમ મહાકવિ પણ હતો. મહારાજા સિદ્ધરાજ જયસિંહ તેને કવીન્દ્ર તથા ભ્રાતા તરીકે બોલાવતા હતા. તે પોરવાડ અને ધર્મે જૈન હતો ખાસ કરીને આ. શ્રી. વાદીદેવસૂરિ અને તેના સમુદાયના સાધુઓનો તે ઉપાસક હતો. તેનો એક સ્વતંત્ર ઉપાશ્રય હતો, જેમા ઉક્ત સમુદાયના સાધુઓ આવીને ઊતરતા હતા. તપસ્યાના પ્રભાવે ચિત્તોડના રાણા 'જૈત્રસિંહ'દ્વારા "તપા"નુ ગૌરવવતુ બિરુદ પ્રાપ્ત કરનાર તપગચ્છના આદ્ય આચાર્ય શ્રી જગચ્ચન્દ્રસૂરિના મોટા ગુરુ શ્રી હેમચન્દ્રસૂરિએ એ જ ઉપાશ્રયમા "નાભેયનેમિ-દ્વિ-સંધાન" કાવ્ય બનાવ્યુ હતુ, જેનુ સંશોધન કવિચક્રવર્તી શ્રીપાળે એક દિવસમા જ કર્યું હતું. તથા એ જ આચાર્યના ગુરુભ્રાતા—શ્રી સોમપ્રભસૂરિએ સ. ૧૨૪૧ મા તેના ઉપાશ્રયમા "કુમારપાલ-પ્રતિબોધ" કાવ્ય બનાવ્યુ છે. તે ઉપાશ્રયની વ્યવસ્થા તેના પુત્ર કવિ સિદ્ધપાળના હાથમા હતી.

૪. आचार किल तस्य रक्षणविधिर्विघ्नेशनिर्नाशित-
प्रत्यूहस्य फलावलोकिशकुनज्ञानस्य मन्त्रान्वय ॥
देवीमडलखंडिताखिलरिपोर्युद्ध विनोदोत्सव .
**श्रीसोमेश्वरदत्तराज्यविभव**स्याडबर वाहिनी ॥१८॥
—વડનગરના કિલ્લાની પ્રશસ્તિ

૫. જૂઓ "જૈન સત્ય પ્રકાશ" વર્ષ ૪ અંક ૯ માનો "ગુર્જરેશ્વર કુમારપાળ" લેખ પૃ. ૪૯૦ થી ૪૯૪ રત્નપુરના શિલાલેખમા શ્રીરાયપાલદેવને પણ शम्भुप्रसादावाप्तथी સંબોધ્યા છે—

૬. सत्त्वानुकपा न महीभूजा स्यादित्येष क्लृप्तो वितथप्रवाद ।
जिनेन्द्रधर्म प्रतिपद्य येन श्लाघ्य. स केषा न कुमारपाल ? ॥
—કુમારપાલ પ્રતિબોધ પૃ૦ ૪૭૫.

છે. સમય જતાં उमापतिवरलब्धप्रसाद વિશેષણને રાજા ભીમદેવ (બીજા)ના કોઇ દાનપત્રમા પણ સ્થાન મળ્યું અને એ રીતે એ શબ્દે રાજવંશી શિલાલેખોમાં પ્રવેશ કર્યો.

એટલે કે ભીમદેવ બીજાએ સં. ૧૨૫૬, સં. ૧૨૬૩, સં. ૧૨૮૩, સ. ૧૨૮૮, સ. ૧૨૯૨ અને સં. ૧૨૯૬ ના શિલાલેખોમાં કુમારપાળને उमापतिवरलब्धप्रसाद તથા અજયપાળને परममाहेश्वरના વિશેષણથી નવાજ્યા છે. અને સ. ૧૨૯૬ના લેખમા તો પોતાનો પણ उमापतिवरलब्धप्रसाद–प्राप्तराज्यप्रौढप्रतापलक्ष्मीस्वयंवरथी પરિચય આપ્યો છે. જ્યારે સ. ૧૨૬૩ (સિંહ સં. ૯૩), સં. ૧૨૬૬, સં. ૧૨૮૩, સ. ૧૨૮૭ ના દાનપત્રોમાં, સં. ૧૨૭૩ની વલ્લના પુત્ર શ્રીધરની પ્રશસ્તિમાં અને સ. ૧૨૯૯ ના સૂર્યગ્રહણ સબધી દાનપત્રમા ગુર્જરેશ્વર કુમારપાળને માટે उमापतिवरलब्धप्रसाद વિશેષણ વાપર્યું નથી. ત્યારપછી અભિનવ સિદ્ધરાજ (બીજા) જયસિંહે તો પ્રથમ મૂળરાજથી લઇને પોતાના સુધી દરેક સોલંકી રાજાઓને उमापतिवरलब्धप्रसाद ના વિશેષણથી અલંકૃત કર્યા છે.

આ રીતે એ વિશેષણે રાજવંશી લેખોમાં સ્થાન પ્રાપ્ત કર્યું.

પછી પણ ગુજરાતના રાજવશી લેખોમા આ વિશેષણ ચાલુ રહેલ છે. સત્તરમી સદીના મોગલ સામ્રાજ્યના લેખોમાં–ખતોમાં પણ આ વિશેષણ મળે છે.[૭]

પરિપાટીરૂપે વપરાતા આ વિશેષણથી સ્પષ્ટ છે કે—उमापतिवरलब्धप्रसाद થી ઓળખાવાતા રાજાઓ શૈવધર્મી જ હતા એવુ માની લેવાની કોઇએ ભુલ કરવી નહી.

જ્ઞાનીના ગમા જ્ઞાની જાણે, એમ શિલાલેખીના ગમા શિલાલેખી જાણે !

उमापतिवरलब्धप्रसाद વિશેષણનો આ ઇતિહાસ છે.

---

૭. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના ઉચ્ચ અભ્યાસ અને સશોધન વિભાગના અધ્યક્ષ શ્રીયુત રસિકલાલ છોટાલાલ પરીખ લખે છે કે—

"આ રીતે ૨૮૫ હાથપ્રતો ખરીદાઇ ઉમેરાયાં છે, જેમાં ૨૨૯ સસ્કૃત અને ૪૧ ગુજરાતી છે, અને ૧૫ આ વર્ષે મેળવેલાં ખતો છે. + + ઉમેરાયેલા ૧૫ ખતો જહાગીરના સમયથી માંડી (સં. ૧૬૮૩ થી) અલીદ્યોર (સં. ૧૮૬૫ બીજા અકબરના અમલ) સુધીના સમયનાં છે. ઔરગઝેબના સમયનાં જાણીતાં ખતોની જેમ સ ૧૬૮૩વાળા ખતમાં પણ પાદશાહનુ उमाकांतवरलब्धपरमेश्वरदत्तराज्ये એવું વિશેષણ મળે છે.

—અહેવાલ અને સૂચનપત્ર સને ૧૯૪૧–૧૯૪૨ પૃ૦ ૫–૬.

જૈન સ્થાપત્યો અને જ્ઞાનમંદિરોથી સમૃદ્ધ રાજપુતાનાનું એક જૈન તીર્થ

# જૈસલમેર

લેખકઃ–શ્રીયુત સારાભાઇ મણિલાલ નવાબ, અમદાવાદ.

( ગતાંકથી ચાલુ )

**(૭) શ્રી ચદ્રપ્રભુ સ્વામીનું દેરાસરઃ—**

આ દેરાસર (૬) શ્રીઋષભદેવ ભગવાનના દેરાસરની જોડાજોડ આવેલું છે. આ દેરાસર ત્રણ મજલાનું છે. દેરાસરમા પ્રવેશ કરવા માટે બાર પગથીઆં ચડવા પડે છે. પેસતાં જ દરવાજાના ઉપરના બારસાખમાં મંગલમૂર્તિ તરીકે જિનેશ્વરદેવની એક પદ્માસનસ્થ નાની મૂર્તિ બિરાજમાન થએલ દેખાઈ આવે છે. સભામંડપ આઠ થાંભલાઓનો છે, આઠે થાંભલાની મધ્યમાં સુંદર નકશીવાળાં આઠ તોરણો આવેલા છે. ઉપરના ઘુમટમાં કબુતર, ચકલાં વગેરે પેસી જઇને કોતરકામને બગાડે નહિ તે માટે વાંસની જાળી ભરી દીધેલી છે, અને તે કારણને લીધે ઘુમટનાં શિલ્પો દેખી શકાતાં નથી.

નીચેના પ્રથમ માળની ભમતીમાં આપણા ડાબા હાથ તરફથી જતાં સૌથી પ્રથમ ૩૦ પદ્માસસ્થ જિન પ્રતિમાઓ, પછી એક પીળા પાષાણનો ચોવીશીનો પટ, ૧ વીશ વિહરમાન જિનનો તથા એક ચોવીશ જિનમાતાનો પટ પીળા પાષાણનો આવે છે. પછી ૫૩ પ્રતિમાજી પદ્માસનસ્થ આવેલા છે, પછી પાછાં બીજા બે પીળા પાષાણના ચોવીશીના પટ આવેલા છે. પછી ૧ પીળા પાષાણની જિનમૂર્તિ તથા એક ચોવીશ જિન-માતાનો પટ છે, પછી પાછી બીજી બાવીશ જિનમૂર્તિઓ પદ્માસનસ્થ આવેલી છે. આ પ્રમાણે નીચેની ભમતીમાં કુલ ૧૦૬ પદ્માસનસ્થ જિનપ્રતિમાઓ ૧ વીશ વિહરમાનનો પટ, ૧ ચોવીશ જિનમાતાનો પટ, ૩ ચોવીશીના પીળા પાષાણના પટ આવેલા છે.

શ્રીચંદ્રપ્રભુસ્વામીના નીચેના પ્રથમ માળના ગભારામાં પણ ભમતી છે. અને તે ફરતી ભમતીમાં ૧૫ પદ્માસનસ્થ જિનપ્રતિમાઓ આવેલી છે તથા ચારે દિશાઓમાં એકેક એટલે કુલ ૪ પ્રતિમાઓ સફેદ આરસની શ્રીચદ્રપ્રભુસ્વામીની બિરાજમાન છે, તથા ગભારામા ૧ સફેદ આરસની પદ્માસનસ્થ જિનમૂર્તિ છે. આ પ્રમાણે ગભારામાં મૂળનાયક સુદ્ધાં કુલ ૨૦ જિનપ્રતિમાઓ આવેલી છે. આ ગભારાને ફરતા મંડોવરોમાં જુદાજુદાં સુંદર રૂપો કોતરેલાં છે, તે રૂપો પૈકી એક પુરૂષ ( ભૈરવ ) ની નગ્ન આકૃતિ તથા એક સ્ત્રી ( કર્પૂરમંજરી ) ની નગ્ન આકૃતિ પણ કોતરેલી છે, જૈન મંદિરો પૈકી કેટલાક મંદિરોમા આવી બે આકૃતિ કોતરેલી હોય છે તેનું વાસ્તવિક કારણ શું હશે તે શિલ્પ શાસ્ત્રના કોઈ વિદ્વાનો જણાવશે તો ઉપયોગી થઇ પડશે. નીચેના માળની ભમતીની બારસાખમાં ૩૨ જિનપ્રતિમાઓ છે.

શ્રીચદ્રપ્રભુસ્વામીના નીચેના દેરાસરની ભમતીમા ૧૦૬ પાષાણની જિનપ્રતિમાઓ તથા ગભારામા ધાતુની એક ચોવીશી આવેલી છે. આ દેરાસરના લેખો જૈન લે. સં. ભા. ૩ મા ઘણાખરા છપાઇ ગએલા છે, પરંતુ મારી તપાસ દરમ્યાન જે જે લેખો અત્યારસુધી અપ્રસિદ્ધ રહેલા માલુમ પડયા હતા તે મે ઉતારી લીધા હતા, જે નીચે પ્રમાણે છે.—

મૂળનાયકનો લેખ.—

१ "संवत् १५१८ वर्षे ज्येष्ट वदि ४ .. .....

મૂળનાયકના ગભારામાં ફરતી પીળા આરસની પ્રતિમાઓ છે તેના ઉપરના લેખો.—

२ वो० सहसा साजण

३ मं० महता पुत्र गोधाक०

४ वो० पुना भार्या हर्षू ॥

નીચેની ભમતીની પીળા પાષાણની મૂર્તિ પરના લેખો—

५ सा० केल्हा पुत्र म [०] नायक

६ श्री संभवनाथ श्रा० रूयहि

७ बाई गंगादे पुण्यार्थं बाई मेघादे

ચોવીશ જિનમાતાના પીળા પાષાણના પટ પરનો લેખઃ—

८ (1) सं० १५७६ वर्षे फागुण वदि ९ दिने श्रीऊकेशवंशे परीक्षगोत्रे ओ० डूंगर

(2) सी [जी] पुत्र गांगा भार्या गंगादे पुत्र्या नोडा राजसी। आंबा पौत्र मालादि परिवार सहिताया श्राविका

(3) गगादे श्रीचतुर्विंशतिजिनादिका पूजार्थ भं० विजयभार्या श्रा० विजलदे पुत्र भं० जगमाल पौत्र साह

(4) भं० सहसमल्लादि परिवार सहिताया श्रा० विजलदेभ्यां(व्यां) पट्टिकाकारिता प्रतिष्ठिता।

(5) श्रीखरतरगच्छे श्रीजिनहंससूरिजि सौभाग्यसूरिभिः ॥

९ (1) संवत् १५८० वर्षे आषाढ सुदि द्वादसी दिने बुधवारे ख(प०)

(2) डूंगरसी प० गागा प० नोडा पुत्र राजसी पुत्र आ(आं)बा

(3) माला श्रा० गंगादेव्या पुण्यार्थं पट्टिकाकारिता। खरतरगच्छ॥

१० सं १९६४ मिति फागुणवदि २ सं। बा० चांदमल के० प्रा वृधीचंद

११ मं० वस्ताभार्या भोली भगतिः

१२ ९ श्रीसुविधिनाथ बिंबं का० सा० हरपालेन

१३ श्रीमाली धणा देवराज।

१४ भं० बाहड

ઉપરોક્ત ચોવીસ જિનમાતાના પટની જમણી બાજુના બીજા પટ પરનો લેખ—

१५ (1) ॥ दं० ॥ संवत् १५७६ वर्षे वैशाख सुदि ३ दिने। श्रीऊकेशवंशे श्रीभणशालीगोत्रे श्रीचोपडागोत्रे

(2) भ० नोडा भा० कपू पुत्र भ० जीवंद पौत्र भ० नगराजादि परिवार-सहितेन। अपरंच श्रीचोपडागोत्रे भ० सींहा

(3) भार्या श्रा० सूहलदे पुत्र सं० सुडा सं० वरसिंहादि परिवारसहितेन। श्रा० कपू श्रा० सूहलदे स। कारित

(4) ॥ प्रतिष्ठिता श्रीखरतरगच्छे श्रीजिनसमुद्रसूरिपट्टे श्रीजिनहंससूरिभि. सौभाग्यसूरिभि

(5) चतुर्विंशतिजिनपट्टिकाकारिता। स्वपुण्यार्थं वा० कपी...ला: प्रणमंति नित्यं ॥

ત્રીજા ચોવીશી પટ પરનો લેખ—

१६ (1) श्रीमान विसेश्रांबीगोत्रे सा० माल्हा सतानीउ फेरू उधर पुत्र थांथण (धांधण ?)

(2) संजई गूजरज्ञाती

આ દેરાસરની ઉપરના બીજે મજલે ચઢતાં નીસરણીના મથાળે ડાબા હાથ તરફથી પ્રથમ ઓરડીમા ૨૧૧ ધાતુપ્રતિમાઓ આવેલી છે, તે ઉપરાંત બીજા માળના ગભારામાં ચાર સફેદ આરસની ચંદ્રપ્રભુસ્વામીની મૂર્તિઓ અને તે ગભારામાં મૂળનાયકની ચારે બાજુ ફરતી બીજી આઠ પ્રતિમાઓ પદ્માસનસ્થ બિરાજમાન છે અને ચારે બાજુના બારસાખમાં એકેક મંગલમૂર્તિ ગણતાં ચાર નાની પદ્માસનસ્થ જિનપ્રતિમાઓ આવેલી છે.

બીજા માળની ભમતીની ૩૬ દેરીઓની બારસાખમાં એકેક મંગલમૂર્તિ તરીકે પદ્માસનસ્થ નાની જિનમૂર્તિ કોરેલી છે, તે ઉપરાત ૧૫૩ પાષાણની પદ્માસનસ્થ પ્રતિમાઓ તથા સફેદ આરસની પદ્માવતીદેવીની ૯ મૂર્તિઓ પણ બીજા માળની ભમતીમાં આવેલી છે. આ પ્રતિમાઓ ઉપરાત ધાતુની બીજી નાની ૧૪ પ્રતિમાઓ છૂટી તથા કમલની આઠ પાખડીઓમાં આઠ નાની પ્રતિમાઓ આવેલી છે.

આ ધાતુપ્રતિમાઓ પૈકીની **સિદ્ધસેન દિવાકરાચાર્યગચ્છના** ઉલ્લેખવાળી એક જિનપ્રતિમાનો જૈન સત્ય પ્રકાશના અંકમા મે જુદો પરિચય આ પત્રના વાચકોને કરાવેલો છે, તે સિવાય સ્વર્ગસ્થ પૂરણચંદ્રજી નહારના જૈ. લે. સ. ભાગ ૩માં પણ ઘણાખરા લેખો છપાઈ ગએલા છે, અને અત્યારસુધી અપ્રસિદ્ધ રહેલા લેખો જે મેં ઉતારી લીધેલા હતા જે નીચે પ્રમાણે છે—

१ ॥ श्रीगवडीपार्श्वनाथ

२ ॥ श्रीसोभागसुंदरसूरि प्र

३ सं० १६२२ व० श्रीपारसनाथ

४ संवत् १७०६ वर्षे वैसा...दि ७

५ संवत् १४५८ वर्षे वैशाखसुदि ९ बुधे कां० झांझण सुत कां० गुणधर सुत कां० ईसर सुश्रावकेण निजपुण्यार्थं श्रीअजितनाथबिंबं कारितं प्रतिष्ठितं श्रीजिनराजसूरिभिः श्रीखरतरगच्छे

६ श्रीब्रह्माणग[च्छे] पाऊसड-सुत सा .......लारूदेव्या कारिता [ આગળના શબ્દો બહુ જ ઘસાઇ ગએલા હોવાથી તથા કેટલોક ભાગ તૂટી ગએલો હોવાથી વાચી શકાયા નથી, પરતુ પ્રતિમાવિધાનની દૃષ્ટિએ આ પ્રતિમાજી અગીઆરમી સદીના છે.]

७ स० १४२७ वर्षे ....१ शुक्रे

८ स(सं)० १४८४ वैशाखसुदि १२ श्रीमालज्ञा० कुंरपालभार्या कुरदेवि सुत जूठलेन पित्रो. श्रे० श्रीपासनाथः का० प्र० पिप्पलगच्छे श्रीविबुधप्रभसूरि

९ ई० ॥ संवत् १४७९ वर्षे माघसुदि ४ श्रीऊकेशवंशे सा० माल्हण पुत्र सा० भोजा पुत्र सा० वणरासहितेन सा० बच्छाकेन भ्रातृ करमा पुत्र

हांसा धन्ना सहसा परिवृतेन स्वपुण्यार्थं श्रीनेमिनाथ बिंबं कारितं प्रतिष्ठितं श्री खरतरगच्छे श्रीजिनराजसूरिपट्टे श्री जिनभद्रसूरिभि

१० सं [०] १५१८ वर्षे माघसुदि १४ श्रीश्रीमालज्ञा० व्य० भाखरसुत हीराभार्या हर्षू सुत नोगाकेन पित्रो श्रेयसे श्रीधर्मनाथबिंबं का० पूर्णिमापक्षे श्रीराजतिलकसूरिणामुपदेशेन

११ संवत् १२५७ वर्षे वैशाख वदि ५ शुक्रे श्रे [०] ईनडभार्या नायघुदे पुत्र कडूआ कर्मसिंह लींबा

१२ सं० १४२६ द्वि० वैशाखशुदि १० सोमे श्रीनाणकीयगच्छे मं [०] कर्मसींह भार्या कस्मीरदे पुत्रसींहाकेन पित्रों०श्रे० :श्री आदिबिं० का० प्र० श्रीधनेश्वरसूरिभिः ॥

१३ सं० १४०९ व [०] फागुणवदि २ बुधे उपकेशज्ञातीय अंचलगच्छे व्य० सोमाभार्या महगलश्रेयोऽर्थे भ्रातृ सु० जाणाकेन श्रीशांतिनाथ कारितं प्रतिष्ठितं श्रीसूरिभि ॥

१४ ॥ सं० १४९२ वर्षे आषाढ व० १३ डीसावालज्ञातीय व्य० चांपाकेन भा० संसारदे पुत्र आसादि युतेन पु० राजा श्रेयसे श्रीवासुपूज्यबिंबका० प्रति०श्रीसूरिभिः

१५ सं [०] १३३२ ज्येष्टसुदि १३ बुधे प्राग्वाटज्ञातिय सं० पूनपाल सुत मं वयराकेन पितृरक्त अरिसींह भा० राजीश्रीपार्श्वनाथ बिंबं का०

१६ ॥ सं० १५२७ वर्षे ज्येष्टवदि७ सोमे श्रीश्रीमालीज्ञाति व्य० समरा भा० मांकू सु० व्य० धणपाल भा० रंगाई सु० सिधा भा० मटकू तथा लघुभ्रा० कामाकान्हाप्र० कुटुंबयुतेन श्रीनमिनाथबिंबं कारितं प्र० पूर्णिमापक्षे श्रीसाधुरत्नसूरिभि ॥

१७ ॥ र्द० ॥ संवत् १५०७ वर्षे ज्येष्टसुदि २ दिने श्री ऊकेशवंशे लोढागोत्रे सा० देवराजसंताने सा० खेडाभार्या भरमीपुत्र मूलराणा सा० नयणा श्राद्धैः मूला पुत्रलखमणयुतै पुण्यार्थं श्रीपार्श्वनाथबिंबंकारि० प्रति [०] खरतरगच्छे श्रीजिनभद्रसूरिगणधरै ॥ श्री ॥

१८ संवत् १४५९ वर्षे व्यव० खेतसिंहपुत्राभ्यां व्य० सीहा व्यव० सूदा सुश्रावकाभ्यां श्रीशांतिनाथबिंबं पितृपुण्यार्थं का० प्रति०श्रीखरतरगच्छे श्रीजिनराजसूरिभि

१९ सं. १४९१ फाल्गुन सु० १ गुरौ उपकेशज्ञातौ छाजहडगोत्रे म० वेगड भा० कउतिगदे पुत्रभुंणपालेन भा० हीमादे श्रेयोऽर्थ श्रीअजितनाथबिंबं का० प्र० खरतरगच्छे श्रीजिनधर्मसूरिभिः ॥ शुभं ॥

२० ॥ सं० १४७७ वर्षे मार्गव० ४ रवौ वर्द्धमानशाखायां महाजनी पदीआ भा० पद्मलदे सु० मोखाकेन भा० महगलदे सु०लींबा धना सहितेन पित्रौ श्रे० श्रीसुमतिनाथबिंबं का० प्र० ऊकेशगच्छे ककुदाचार्यसंताने श्रीसिद्धसूरिभि

२१ सवत १४७६ वर्षे मार्गसुदि१० रवौ श्रीओसवालज्ञातीय सा० भडाभार्या

रामीपुत्र सा० खीमाभार्या रूडीसुत सा० नामसीहभार्या भटकू। भार्या नामलदेपुत्र रत्नपालसहितेन श्रीश्रीअंचलगच्छे श्रीगच्छेशश्रीमेरुतुंगसूरीश्वरतत्पट्टे। श्रीजयकीर्त्तिसूरिउपदेशेन श्रीमुनिसुव्रतस्वामिबिंबं चतुर्विंशतितीर्थंकरसंयुक्तं कारितं ॥ सकलकुटुंबआत्मश्रेयोऽर्थं प्रतिष्ठितं श्रीसूरिभिः॥

२२ सं० १५३५ वर्षे पौष शु०६ ब(बुधे) श्रीभावडहरगच्छे उपकेश ज्ञा० आसाश्रीगोत्रे सा० धांगापुत्रदेवड भा० नाणादे पुत्रतोल्हा भा [०] तीलहणदे पुत्रकुराकेन भा० धमाई सु [०] गिरराजयुतेन स्वश्रेयसे चतुर्विंशतिपट श्रीमुनिसुव्र[त]का० प्र० श्रीभावदेवसूरिभि. ॥ श्रोः ॥

આ દેરાસરના ત્રીજા માળે પણ સફેદ આરસના શ્રીચંદ્રપ્રભુસ્વામીના ચોમુખજી બિરાજમાન છે. તથા તેની ચારે દિશાઓની આઠ થાંભલીઓ પૈકીની દરેક થાંભલીમાં નાની નાની પદ્માસનસ્થ ત્રણ ત્રણ જિનમૂર્તિઓ છે. તે બધી ગણતાં કુલ ૨૮ જિનપ્રતિમાઓ પાષાણની ત્રીજે માળે છે. આ દેરાસરમાં જેસલમેરનાં કિલ્લા પરનાં મંદિરો પૈકી સૌથી વધારે સફેદ આરસની પ્રતિમા આવેલી છે. વળી મૂર્તિવિધાનશાસ્ત્રના અભ્યાસીઓ માટે તથા સ્થાપત્યની દૃષ્ટિએ પણ આ દેરાસરમાં વિવિધતાઓની બહુલતા છે. આ પ્રમાણે કિલ્લાપરનાં આઠ જિનમંદિરો પૈકી આ સાત મંદિરો એક જ હારમાં આવેલ છે. [ચાલુ]

# નિહ્નવવાદ

લેખક.—પૂજ્ય મુનિમહારાજ શ્રી ધુરંધરવિજયજી

(ગતાંકથી ચાલુ)

## છઠ્ઠા નિહ્નવ શ્રી રોહગુપ્ત : ત્રૈરાશિક મતાગ્રહી : વૈશેષિકમતપ્રવર્તક

(૭)

"રોહગુપ્ત! તમારા મતનું પ્રતિપાદન કરો!"

"यस्मादजीववज्जीवा,-न्नोजीवोऽपि विभिद्यते।
तथैवाध्यक्षगम्यत्वा,-द्स्तु राशित्रयं तत. ॥

[જે કારણે અજીવ જીવથી જુદો પડે છે તે કારણે નોજીવ પણ જીવથી જુદો પડે છે, તે પ્રમાણે જ પ્રત્યક્ષ થતુ હોવાથી. માટે ત્રણ રાશિ હો!]

નોજીવ (પક્ષ), જીવથી જુદો છે (સાધ્ય), જીવથી વિલક્ષણ જણાતો હોવાથી (હેતુ); અજીવની માફક (ઉદાહરણ), જે જેથી વિલક્ષણ જણાય તે તેથી જુદું હોય છે (વ્યાપ્તિ), જેમ અજીવ જીવથી વિલક્ષણ જણાય છે માટે જુદો છે તેમ નોજીવ પણ જીવથી વિલક્ષણ જણાય છે માટે જુદો છે. એ પ્રમાણે નોજીવ નામે એક જુદી રાશિ હોવાથી જીવ, અજીવ અને નોજીવ એમ ત્રણ રાશિ પ્રમાણસિદ્ધ છે. માટે બે જ રાશિ નહી, પણ ત્રણ રાશિ સ્વીકારવી જોઇએ" રોહગુપ્તે પોતાના પક્ષનુ પ્રતિપાદન કર્યું.

"તમે નોજીવને જીવથી વિલક્ષણ કહો છો એટલે શું? "असाधारणो धर्मो लक्षणम्"-

અસાધારણ ધર્મ લક્ષણ કહેવાય છે. વિરુદ્ધ લક્ષણ–વિલક્ષણ કહેવાય. અર્થાત્—જે બે વસ્તુમાં પરસ્પર વિરુદ્ધ અસાધારણ ધર્મ હોય તે બન્ને વસ્તુઓ વિલક્ષણ કહેવાય. વિલક્ષણતા બે પ્રકારે થાય છે એક તો જુદા જુદા લક્ષણથી અર્થાત્—આનું સ્વરૂપ કંઈક હોય ને તેનું સ્વરૂપ કંઈક હોય, જેમ એક જ સ્થાનમાં રહેનારા ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય પરસ્પર વિલક્ષણ છે, કારણકે તે બન્નેનાં સ્વરૂપ જુદાં છે ધર્માસ્તિકાયનું સ્વરૂપ ગતિમાં સહાય કરવાનુ છે, ને અધર્માસ્તિકાયનું સ્વરૂપ સ્થિતિમા મદદ કરવાનું છે. એ પ્રમાણે એક જ આત્મામા રહેતાં પુણ્ય અને પાપ વિલક્ષણ છે. પુણ્ય સુખને આપનાર છે ને પાપ દુઃખ દેનાર છે. સાકરમાં જે સ્થળે સફેદ રૂપ રહે છે તે જ સ્થળે મિષ્ટ રસ પણ રહે છે. છતાં બન્ને એક નથી, કારણકે રૂપ આંખથી જણાય છે ને રસ જીભથી જણાય છે. એ સ્વરૂપભેદરૂપ વિલક્ષણતા થઈ. બીજી વિલક્ષણતા, જુદા જુદા સ્થાનમા રહેવારૂપ છે. જેમ—પહોળુ પેટ, સાંકડો કાંઠલો ને જલધારણ કરવાની શક્તિ તે રૂપ એક જ[1] સ્વરૂપવાળા ઘડાઓ પરસ્પર એકબીજાથી વિલક્ષણ છે. કારણકે જુદા જુદા સ્થાનમાં–ભિન્ન ભિન્ન દેશમાં રહે છે. જે સ્થાનમાં એક ઘડો રહે છે, તે જ સ્થાનમાં બીજો ઘડો રહેતો નથી. ને આ બન્ને પ્રકારની વિલક્ષણતા ન હોવાને કારણે પોતે પોતાથી વિલક્ષણ થઈ શકતો નથી. તમે જીવથી નોજીવને વિલક્ષણ જણાવો છો તો તેમા કઈ જાતની વિલક્ષણતા છે? લક્ષણભેદરૂપ વિલક્ષણતા છે કે દેશભેદરૂપ વિલક્ષણતા છે?"

"નોજીવમાં જીવથી બન્ને પ્રકારની વિલક્ષણતા છે. માટે તે જીવથી જુદો પડે છે. જીવમા જીવત્વ છે અને નોજીવમા નોજીવ છે. એ રીતે બન્નેનું સ્વરૂપ જુદુ છે. દેશભેદ તો પ્રત્યક્ષ જણાય છે. ગિરોલીથી જુદુ પડેલુ પુચ્છ નોજીવ છે. ગિરોલી જે સ્થાનમા રહે છે તે સ્થાનમાં તે પુચ્છ રહેતુ નથી માટે દેશભેદથી પણ નોજીવ જીવથી ભિન્ન સિદ્ધ થાય છે."

"બીજા કોઈ હેતુઓથી નોજીવ સ્વતન્ત્ર જુદો સિદ્ધ થયા પહેલા નોજીવત્વરૂપ સ્વરૂપભેદ કહી શકાય નહી. તદ્વ્યક્તિત્વરૂપ હેતુથી વસ્તુનો ભેદ સિદ્ધ થાય છે. પણ તે ક્યારે કે વસ્તુનુ તદ્વ્યક્તિત્વ સ્વતંત્ર સિદ્ધ થયુ હોય તો. મુક્તિમા એક જ સ્થાનમા સમાન અવગાહનાથી અવસ્થિત આત્માઓ પરસ્પર જુદા છે. અનન્ત જ્ઞાનદર્શન ચારિત્ર–રૂપ સ્વરૂપ સર્વેમા સમાન છે. દેશભેદ પણ નથી. છતા તેમા જે ભિન્નતા છે તે તદ્વ્યક્તિત્વરૂપ-સ્વરૂપભેદ આશ્રયીને જ તે તદ્વ્યક્તિત્વ પ્રથમથી સ્વતન્ત્ર સિદ્ધ થયેલ છે. તે આ પ્રમાણે—એક જ કાળે સિદ્ધ થયેલાઓની સમાન સ્થળમા સમાન અવગાહના સંભવતી નથી. તે ભિન્ન કાળે સિદ્ધ થયેલાઓની જ સંભવે છે. એ જે કાળભેદ છે તેણે જ તેમા તદ્વ્યક્તિત્વ સિદ્ધ કરેલ છે. માટે જ્યા સુધી નોજીવ સ્વતંત્ર સિદ્ધ ન થાય ત્યા સુધી તેનું વ્યક્તિત્વ ભિન્ન કહી શકાય નહી. તે સિવાયનું હલન–ચલન–સ્ફુરણ વગેરે સ્વરૂપ, જીવ નોજીવમાં સમાન છે. માટે સ્વરૂપભેદ–લક્ષણભેદરૂપ વિલક્ષણતા ઘટી શકતી નથી. દેશભેદથી નોજીવ

૧ જોકે વાસ્તવિક રીતેએ એક ઘડાથી બીજા ઘડાનું સ્વરૂપ જુદું હોય છે. એકમા અમુક દેશોત્પત્તિકત્વ તો અન્યમા અન્યદેશોત્પત્તિકત્વ રૂપસ્વરૂપ ભિન્ન છે. છતા આબાલગોપાલ દેશભેદથી ભિન્નતા પ્રતીત થાય છે માટે, ને વ્યવહારમા એક સ્વરૂપવાળા મનાતા હોવાથી સ્વરૂપ-ભેદને છોડી દેશભેદે ભિન્નવિલક્ષણ બતાવેલ છે.

વિલક્ષણ સિદ્ધ કરી તેમાં જો તદ્વ્યક્તિત્વ સ્વતંત્ર સિદ્ધ કરો તો પણ દેશભેદ સંભવતો નથી. દેશભેદ બે પ્રકારનો છે. એક તો જે વસ્તુથી જે વસ્તુમાં દેશભેદ રાખવો છે તે બન્ને વસ્તુઓ પૃથગ્ભાવે રહેતી હોય. અર્થાત્—બન્ને વચ્ચે કોઈ પણ જાતનો સમ્બન્ધ ન હોય. જેમ, હિમાચલ અને વિન્ધ્યાચલ બન્ને ભિન્ન દેશમાં રહે છે તે પૃથગ્ભાવે રહે છે. ને બીજો અપૃથગ્ભાવે એટલે સમ્બન્ધ છતાં ભિન્ન દેશમાં રહેવારૂપ દેશભેદ છે. જેમ, ભૂતલ અને ઘટ બન્ને સંયોગ સમ્બન્ધથી સમ્બન્ધિત છે, છતાં બન્નેમાં દેશભેદ છે. તો તમને અભિલષિત નોજીવ, જીવ સાથે સમ્બન્ધિત છતાં ભિન્ન દેશમાં રહે છે કે જીવ સાથે અસમ્બન્ધિત થઇને ભિન્ન દેશમાં રહે છે ?"

"જીવથી છૂટો પડીને નોજીવ દૂર રહેલ છે તે પ્રત્યક્ષ જણાય છે. બન્ને વચ્ચે કંઇ પણ સમ્બન્ધ જણાતો નથી માટે પૃથગ્ભાવ–અસમ્બન્ધિત–દેશભેદ નોજીવમા છે."

"નોજીવ, જીવથી છૂટો પડેલ છે તે કયા હેતુથી ? વિશ્રસા–સ્વભાવથી કે કોઇનો પ્રયોગથી ? તેમાં વિશ્રસાથી છૂટા પડવાપણું ઘટી શકે જ નહીં. વિશ્રસાથી છૂટા પડતા પુદ્ગલો એક વસ્તુથી સ્વયં છૂટા પડીને બીજી વસ્તુ સાથે ચોટે છે, મિશ્રિત થાય છે. જેની સાથે મિશ્રિત થાય છે તેની સાથે તદ્રૂપ થઈ જાય છે. પોતાના ધર્મોની આપલે કરે છે. તે પ્રમાણે નોજીવ પણ જીવથી સ્વયં છૂટો પડીને જ્યાં જેની સાથે રહેશે ત્યાં સુખદુ:ખાદિને ઉત્પન્ન કરશે. એ સુખદુ:ખાદિની ઉત્પત્તિ દૂષિત હોવાથી અભીષ્ટ માની શકાશે નહી. માટે વિશ્રસાથી પૃથગ્ભાવ માની શકાય નહિ."

"નોજીવ જ્યાં રહેલ છે ત્યા સુખદુ:ખાદિ ભોગવે જ છે. તેમાં દોષ શુ છે ?"

"જો એ પ્રમાણે સુખદુ:ખાદિનો અન્ય સ્થાને અન્યમાં પણ ભોગ માનવામા આવશે તો બે મહાન્ દોષ લાગશે. ૧: કૃતનાશ, અર્થાત્–કરેલ કર્મનો વિનાશ. અને ૨. અકૃતાભ્યુપગમ, અર્થાત્–નહી કરેલ કર્મનો સ્વીકાર. તે આ પ્રમાણે–ગિરોલીમાં રહેલા જીવે પુચ્છમા સુખદુ:ખાદિ અનુભવ કરવા યોગ્ય કર્મ કરેલ છે. જ્યારે પુચ્છ કપાઇને જુદુ પડયુ ને તેનો ગિરોલીમા રહેલા જીવ સાથે બિલકુલ સમ્બન્ધ સ્વીકાર્યો નથી, એટલે ગિરોલીના જીવે કરેલ કર્મનું કંઇપણ ફળ આવ્યું નહી. એ કર્મ વિફળ ગયુ એ કૃતકર્મવિનાશરૂપ દોષ થયો. બીજો અકૃતાભ્યુપગમ તો ગિરોલીથી છૂટા પડેલ પુચ્છમાં રહેલ જીવે (નોજીવે) કંઇપણ કર્મ કરેલ નથી. છતાં પુચ્છમા સુખદુ:ખાદિ અનુભવે છે તે શાથી ? વિના કર્મ સુખદુ:ખાદિ અનુભવી શકાય જ નહી. એટલે ત્યાં નહી કરેલુ કર્મ માનવુ પડશે એ બીજો દોષ થયો નોજીવ નહી માનનારને એ દોષ સંભવતા નથી. કારણ, તેઓ તો કપાયેલ પુચ્છમા પણ ગિરોલીમા રહેલા જીવને જ માને છે. તે જીવે કર્મ કરેલ છે, તેનો જ પુચ્છમા અનુભવ થાય છે. માટે ગિરોલીના જીવનુ કર્મ નકામુ પડતુ નથી ને પુચ્છમાં થતાં સુખદુ:ખાદિનો અનુભવ માટે નવું કર્મ માનવુ પડતુ નથી. માટે વિશ્રસાથી, નોજીવનો પૃથગ્ભાવ માની શકાય નહી."

શ્રી ગુપ્તસૂરિજી મહારાજ અને શ્રી રોહગુપ્ત વચ્ચે આ રીતે રાજસભામા વાદ શરૂ થયો. ગંભીર ધ્વનિથી પૂર્વપક્ષ ઉત્તરપક્ષ થયા, ઘણા સભાસદો વાદ સાભળવા એકઠા થયા. રાજાએ સભાના અન્ય કાર્યો મૂલતવી રાખ્યા. સભાનો સમય સમ્પૂર્ણ થતાં સૌ સ્વસ્થાને ગયા. આ રીતે કેટલાય દિવસ સુધી ગુરુ–શિષ્ય વચ્ચે વાદ ચાલુ રહ્યો.

(૮)

"વાદ શરૂ થયા ઘણા દિવસ થઇ ગયા. છતાં શુ કઇ પણ નીવેડો આવ્યો કે નહીં? કઈ તાત્કાલિક નિર્ણય થાય એમ લાગે છે કે નહીં" એક જિજ્ઞાસુએ અન્યને પૂછ્યું.

"આ વાદ કેટલા દિવસ ચાલે એ કંઇ ચોક્કસ કલ્પી શકાતું નથી. વાણીના અસ્ખલિત પ્રવાહ વહ્યા જ જાય છે. એમાંથી કોઇ જરી પણ તર્ક કે યુકિતમાં પાછા પડતા નથી. એથી લાગે છે કે વાદ લાંબા કાળ સુધી ચાલશે."

"શું વિષય ચર્ચાય છે? કંઇ યાદ હોય ને જાણવા જેવું હોય તો જણાવો."

"મને કંઇ યાદ તો નથી. પણ યાદ રાખવા લાયક જે જે વિષય ત્યાં વાદમાં ચર્ચાય છે તેની હું નોંધ કરી લઉં છું, તેમા મેં જે લખ્યું છે તે સંભળાવું.

**પ્રથમ દિવસ**

નોજીવ જીવથી વિલક્ષણ હોવાથી જુદો છે એવો પૂર્વપક્ષ શ્રી રોહગુપ્તમુનિએ કર્યો. આચાર્ય મહારાજે–લક્ષણભેદે ને દેશભેદે એમ વિલક્ષણતા બે પ્રકારે થાય છે, નોજીવમાં કયા પ્રકારની વિલક્ષણતા છે? એવો પ્રશ્ન કર્યો. નોજીવમાં બન્ને પ્રકારની વિલક્ષણતા છે, એવા ઉત્તરનુ ખડન ચાલ્યુ. હલન–ચલન–સ્ફુરણ–રૂપ લક્ષણ જીવ અને નોજીવમાં સમાન છે, માટે લક્ષણભેદ નથી ને દેશભેદ છતાં તે કેવા પ્રકારનો છે સમ્બદ્ધ કે અસમ્બદ્ધ, તેના ઉત્તરમા પૂર્વપક્ષવાદીએ સમ્બદ્ધપક્ષ છોડી અસમ્બદ્ધનુ વિવેચન કરી ઘટાવ્યું. પુન. ઉત્તરપક્ષવાદીએ બે વિકલ્પ કર્યા કે વિશ્રસાથી પૃથગ્ભાવ છે કે પ્રયોગથી? વિશ્રસાથી પૃથગ્ભાવ માનવામા સુખદુ:ખાદિનો સકર બતાવ્યો. તેને ઇષ્ટ માનવામા બે દોષોની ચર્ચા થઇ. છેવટ વિશ્રસાથી નોજીવનો પૃથગ્ભાવ ન માની શકાય એ સિદ્ધ થયુ.

**બીજે દિવસ**

પૂર્વપક્ષવાદીએ પ્રયોગથી નોજીવ જુદો પડયો છે એમ કહ્યું. ઉત્તરપક્ષવાદીએ તેનુ ખડન કરતાં જણાવ્યુ જે, જીવ અમૂર્ત દ્રવ્ય હોવાથી આકાશની માફક તેનો ખડ જુદો પાડી શકાય નહી, જે અમૂર્ત દ્રવ્ય છે, જે કોઇએ બનાવ્યું નથી, જેમાં વિકાર જણાતો નથી, જેને વિનાશહેતુઓ સ્પર્શતા નથી, તેના ટૂકડા–ખડ પણ પડતા નથી ને જેના ટૂકડા–ખંડ પડે છે તેનો સર્વદા–સદન્તર નાશ થાય છે. જો જીવના ટૂકડા–ખંડ પાડી એકને જીવ અને એકને નોજીવ કહેવામા આવે તો છેવટ એમ અનેક ખંડો પડી પડીને જીવનો સર્વથા નાશ માનવો પડશે. જો તેમ માનવામાં આવશે તો જિનેશ્વરે ભગવાને જીવને શાશ્વત કહ્યો છે–નિત્ય કહ્યો છે તેનો અપલાપ થશે. તેથી જિનમતત્યાગરૂપ એક દોષ. બીજું જીવને વિનાશી માનવાથી જીવ મુક્ત થાય છે, તેને મોક્ષ મળે છે એ પણ ન ઘટે. જીવનો તો નાશ થયો તેથી તે વિદ્યમાન જ નથી તો મુક્ત થાય કોણ? મોક્ષ મળે કોને? એ બીજો દોષ. ને ત્રીજુ તમે આ દીક્ષા પાળો છો, તમે જપ આદિ કરો છો, તે સર્વ વિનાશી આત્મા માનવાથી નિષ્ફળ થશે." એ પ્રમાણે બીજે દિવસે પ્રયોગથી પણ જીવથી નોજીવનુ પૃથક્કરણ ન થઇ શકે એમ સ્થિર થયુ.

પછી ત્રીજે દિવસે પૂર્વપક્ષવાદીએ નોજીવને સિદ્ધ કરવા જુદો જ માર્ગ લીધો.

**ત્રીજે દિવસ**

પૂર્વપક્ષવાદી–ગિરોલીરૂપ જીવ અને તેનાથી જુદા પડેલા તેના પુચ્છરૂપ નોજીવની

વચમાં કંઇપણ જણાતું નથી માટે બન્ને અત્યન્ત જુદા છે. ઉત્તરપક્ષવાદી—વચમાં કંઈ દેખાતું નથી માટે બન્ને જુદા છે એટલે શું ? મધ્યમાં ઔદારિક શરીર નથી જણાતું એ જ કે બીજું પણ કંઇ નથી જણાતું એ જ ? કેવળ ઔદારિક શરીર ન જણાય તેથી મધ્યે જીવ નથી એમ કહી શકાય નહીં, કારણ કે જીવને કેવળ ઔદારિક જ શરીર નથી, બીજાં પણ શરીરો છે.

પૂર્વપક્ષવાદી—બીજાં શરીરો છે, તો તે પણ ત્યાં જણાવાં જોઇએ.

ઉત્તરપક્ષવાદી—વૈક્રિય સિવાયનાં બીજા શરીરો સૂક્ષ્મ છે, ચર્મચક્ષુથી ન દેખી શકાય એવાં છે, શરીર વગરનો જીવ અને સૂક્ષ્મ શરીરવાળો જીવ ઔદારિક કે વૈક્રિય શરીર સિવાય દેખી શકાતો નથી. પણ તેથી તે નથી એમ કહી શકાય નહી. ભીત સિવાય દીવાની પ્રભા વચમાં દેખી શકાતી નથી, પણ તેથી દીવા અને ભીંતની વચ્ચે પ્રભા નથી એમ કહી શકાય નહી. એ પ્રમાણે આચાર્ય મહારાજે જીવ અને નોજીવ બન્ને સમ્બન્ધિત છે એ સાબીત કર્યું ને સભા વિસર્જન થઈ.

શ્રી રોહગુપ્ત મુનિને હમેશ છેવટ ચૂપ જ રહેવું પડે છે. આચાર્ય મહારાજ દિન પ્રતિદિન વિજયી બનતા જાય છે. એથી એમ લાગે છે કે આચાર્ય મહારાજ પાસે શ્રીરોહગુપ્તમુનિ કંઇ ફાવશે નહી.

પછી ચોથે દિવસે શ્રીરોહગુપ્તમુનિએ નોજીવ, જીવથી સર્વથા જુદો થઇને ભિન્ન દેશમા રહેલ છે એ પક્ષનો ત્યાગ કર્યો ને શાસ્ત્રાર્થ શરૂ થયો.

**ચોથો દિવસ**

પૂર્વપક્ષવાદી—આપના કથન પ્રમાણે ગિરોલી અને તેના કપાયેલ પુચ્છ વચ્ચે તૈજસકાર્મણ શરીરથી યુક્ત આત્મપ્રદેશો છે, ને તે શરીરો અતિસૂક્ષ્મ હોવાને કારણે બાહ્ય જ્ઞાનથી જણાતાં નથી. આત્મા અરૂપી હોવાથી ગ્રહણ થતો નથી માટે તે બે વચ્ચે સમ્બન્ધ છે છતા બન્ને જુદાજુદા દેશમા રહ્યા છે તે પ્રત્યક્ષ છે માટે જીવથી નોજીવ ભિન્ન છે.

ઉત્તરપક્ષવાદી—જીવ અને નોજીવ વચ્ચે સમ્બન્ધ છતાં તમે તેને જુદો સિદ્ધ કરવા પ્રયત્ન કરો છો એટલે શું ? નોજીવવાળા વિભાગમા જીવના થોડા પ્રદેશો છે ને જીવવાળા વિભાગમા વધારે પ્રદેશો છે માટે બન્ને જુદા છે એમ કહો છો ? જો તમે હા કહેતા હો તો એ જ યુક્તિથી એક જ શરીરમા કે એક જ ઘડામાં સમ્બન્ધ છતા આંગળી, હાથ, પગ, નાક, કાન, આંખ, હોઠ, વગેરે સ્થળમાં ને ઘડામા કાંઠલા વગેરે સ્થળમા જ્યાં જીવના થોડાથોડા પ્રદેશો છે, ને અજીવના થોડાથોડા પુદ્ગલો છે, તે તે વિભાગો પણ મોટા વિભાગોથી જુદા માની, તેને પણ નોજીવ અને નોઅજીવ માનવા પડશે. એમ માનતા ત્રણ જ રાશિ નહી પણ ઘણી રાશીઓ માનવી પડશે. કદાચ જીવો ઘણા છતા ને અજીવો પણ ઘણાં છતાં જાતિની અપેક્ષા જેમ એ જ રાશિ માનવામા આવે છે, તેમ ઘણા નોજીવોની અને ઘણા નોઅજીવોની એક એક રાશિ માનશો તો પણ ચાર રાશિ તો માનવી જ પડશે. એ રીતે પણ તમે ત્રણ રાશિ માની શકશો જ નહી. એ રીતે ચોથો દિવસ પૂર્ણ થયો.

આ પછી શાસ્ત્રાર્થમા નયની અપેક્ષાથી, આગમપ્રમાણથી નોજીવની સિદ્ધિ કરવા પ્રયત્નો થયા છે. આચાર્ય મહારાજે તે સર્વનું ખંડન કર્યું છે, વગેરે આવે છે. શાસ્ત્રાર્થમાં કોણ વિજયી થાય છે, કોણ પરાજય પામે છે, ને છેવટ પરિણામ શું આવે છે તે હવે પછી જોઇશું.

( ચાલુ )

# शीलदेवसूरिविरचित "विनयंधरचरित्र"

लेखकः—श्रीमान् डॉ. बनारसीदासजी जैन, M. A., Ph. D.

[ प्रोफेसर, युनीवर्सीटी ओरियटल कालिज ]

विनयंधरचरित्रको शीलदेवसूरिने सं० १६६४ में समाप्त किया जब वे धग्धर नदी पर बसे हुए सरस्वतीपत्तन अर्थात् सरसा (जिला हिसार)में विराजमान थे। उस समय सम्राट् (जहांगीर) लाहौरमें ठहरे हुए थे। उन दिनो सरसामें जैनधर्मका बड़ा ज़ोर था।[१]

"जैन ग्रन्थावली" तथा "जैन साहित्यनो संक्षिप्त इतिहास"में विनयंधरचरित्रका उल्लेख नहीं मिलता। जहां तक मुझे ज्ञात है, यह ग्रन्थ अभी तक प्रकाशित भी नहीं हुआ। अम्बाला शहरके श्वेताम्बर भण्डारमें इसकी एक प्रति विद्यमान है जो सं० १९६२में किसी प्राचीन प्रति परसे उतारी गई है। इस प्रतिके ५७ पत्र हैं। प्रत्येक पृष्ठ पर १४ पंक्ति, और प्रत्येक पंक्तिमें ४५ के लगभग अक्षर हैं। प्रथम पत्रका पूर्व पृष्ठ खाली छोड़ दिया गया है।[२]

शीलदेवसूरि वृद्धगणीय भद्रेश्वर—शिष्य महेन्द्र—शिष्य मेरुप्रभ—शिष्य भावदेवके शिष्य थे। उन्होने गद्यपद्यमय यह ग्रन्थ संस्कृत—प्राकृतमें लिखा है। एक स्थान पर कुछ हिन्दी पद्य भी हैं। आगमीय तथा दूसरे कुछ पाठोको छोड़ कर शेष ग्रन्थ शीलदेवकी अपनी कृति है। इसकी ग्रन्थाग्रन्थ संख्या

---

१. पूजानिशं यत्र जिनेन्द्रमन्दिरे सुश्रावका. पौषधधारिणः परे।
श्रवत्परं व्रीहिभरश्च घर्घरे सरस्वतीपत्तनसंज्ञके पुरे ॥४६॥
स्नात्राणि प्रत्यब्दमहोमहोत्सवे. श्रीकल्पसूत्रश्रवणस्थिति. परा।
सांवत्सरं पारण[कं] गृहेगृहे श्राद्धैर्धनाढ्यै सुकृताय दीयते ॥४७॥
शालो विशालो परिखासमन्वित सद्ब्राह्मणा क्षत्रियवैश्यमागधा।
वर्णेतरा जातिरनेककर्मकृच्चारामिकाग्रामततिश्चतुर्दिशम् ॥४८॥
सत्पाट्टिकागारुडशालिराशयः कार्पासवाटीषु लताश्च सत्फलाः।
पार्श्वे यदीये सघना द्रुमावली सरांसि पङ्केरुहपूरितानि वै ॥४९॥
सम्राजि तेजोभरपूरिते वरे मनोहरे लाभपुरे च तिष्ठति।
अत्रत्य लोके धनधान्यसंकुले वसत्यजस्रं निरुपद्रवे सुखम् ॥५०॥
संवत्सरे चाब्धिरसर्तुचन्द्रमस्संख्येयके माधवमासि पञ्चमी।
तस्यां सतीन्दौ मघवाख्यभे शुभे योगे सुसिद्धे चरितं समर्थितम् ॥५१॥

२. "पञ्जाब जैन भण्डारसूचि," लाहौर, सन् १९३९, पृ. ९७, १३७।

२२८५ है। इसमे सर्ग, अध्याय, प्रकरण आदि भाग नहीं है।[२]

नामको तो यह विनयंधरचरित्र है, परन्तु इसमें विनयंधरके जीवनकी केवल एक–दो घटनाओंका उल्लेख है, और वह भी अति संक्षिप्त। शेप समग्र ग्रन्थमें नीतिवाक्य, दृष्टान्त, ज्ञात, सूत्रपाठ आदि भरे पड़े हैं। आधेसे अधिक तो प्रस्तावना मात्र है जिसमें धर्मका लक्षण धर्मी–अधर्मी जनोंकी संख्या, काव्यके गुण, वक्ता–श्रोताका लक्षण, सम्यग् दर्शन ज्ञान चारित्रका वर्णन और अन्तमें पांच प्रकारके दानका स्वरूप बतलाया है। दानके प्रसंगसे पत्र २९(ख) पर विनयंधरका चरित्र आरम्भ होता है। यथा—चम्पानगरीमे धर्मबुद्धि राजा राज करता था। विजयन्ती उसकी रानी थी। उसी नगरीमे इभ्य नामी शेठ रहता था। पूर्णयशा उसकी भार्या थी। उनके एक पुत्र

---

३. श्रीमद्वृद्धगणे गुणेशगणभृद् भद्रेश्वर· सूरिराट्,
तत्पट्टेऽथ मुनीश्वर· समभवत् सूरिर्महेन्द्राभिध।
श्रीमेरुप्रभसूरयश्च मुनिदेवाख्या· सुपुण्यप्रभा·,
सूरीन्द्रा· किल कालिकार्यसदृशा· श्रीभावदेवाह्वया· ॥५२॥
तच्छिष्यैरिह सूरिभिर्मृदुधिया श्रीशीलदेवाह्वयै–
श्छन्दोभिर्निजहब्धवृत्तरचनासंमीलनाय स्फुटम्।
सिद्धान्तोक्तसुदण्डकाश्च कुहचिद् राद्धान्तगाथा पुनर्,
गद्यं पद्यमिदं चरित्रमखिलं ग्रन्थोक्तिभिर्भाषितम् ॥ ५३ ॥
श्लोका वृत्तानि गाथाश्च संस्कृतं प्राकृतं क्वचित्।
दोधकानि कथावार्ता नूतनेयं च मत्कृति· ॥ ५४ ॥
आलापकांश्च ग्रन्थेस्मिन्नर्थयुक्तान् सगाथकान्।
अणिमामहिमाश्लोकं विहायान्यकृतिर्न हि ॥ ५५ ॥
अर्हद्वचनविरुद्धं यत् किंचित् कापि जल्पितम्।
मोहाज्जिनवरसाक्षिकमधुना मिथ्या मे दुष्कृतं त्रिविधम् ॥ ५६ ॥
ये मत्तोधिकपण्डिताश्च कवयस्तैर्मत्कृपा मानसे,
कर्तव्या च समै समत्वममतावद्यं परामृश्य तत्।
शुद्धं वाक्यमवेक्ष्य तत्परधिया संस्थापनीयं तथा,
छिद्रग्राहकदुर्जनास्तु सुजना· केचिद् गुणग्राहिण ॥ ५७ ॥
द्वे सहस्रे च द्विशती पञ्चाशीत्यधिका पुन·।
प्रत्यक्षरं गणनया ग्रन्थमानं विनिश्चितम् ॥ ५८ ॥
इति दानोपदेशे विनयंधरचरितं संपूर्णम् ॥

नोट—श्लोक ५३ में "कुहचिद्" वैदिक प्रयोग है।
फुटनोट १ और ३ के पद्य ग्रन्थकारकी प्रशस्ति है।

उत्पन्न हुआ जिसका नाम विनयंधर रखा गया। आगे उसके लालन–पोषणका वर्णन है। पाठशालामें जाकर उसने क्या २ विद्या पढ़ी यह और औत्पत्तिकी, वैनयिकी आदि बुद्धियोके दृष्टान्त सहित लक्षण दिये है।

पत्र ३८(क) पर विनयंधरके गुणवर्णन किये गये है। अब विनयंधर जवान हो गया था और उसका चार युवतियो–तारा, श्री, विनया और देवीके साथ विवाह कर दिया गया। अब विनयंधर बड़े आनन्दसे रहने लगा।

एक दिन राजसभामे वार्ता चल रही थी कि हमारे नगरमें सबसे सुखी कौन है। लोगोने विनयंधरका नाम लिया। किसीने उसके शारीरिक बल और रूपकी प्रशंसा की। किसीने उसके बुद्धि, धैर्य, क्षमा आदि गुणोकी श्लाघा की। एकने कहा कि उसके घरमें अगणित धन है और वह सदा दान देता रहता है। एक दुष्ट व्यक्तिने उसकी स्त्रियोके रूप और यौवनका वर्णन किया। यह सुनकर सब लोग चकित हुए, परन्तु राजाके हृदयमें कामवासना उत्पन्न हो गई। वह इन स्त्रियोंको हरण करनेका उपाय सोचने लगा। अन्तमें उसने अपने एक विश्वासपात्र नौकरको कहा कि तुम विनयंधरके साथ कपट–मैत्री डाल लो और अवसर पाकर भोजपत्रके टुकड़े पर उसके अपने हाथसे यह गाथा लिखवालो। फिर वह भोजपत्रका टुकड़ा मुझे लाकर दे देना।

गाथा—पसयच्छि रइविचक्खिणि अज्ज अभग्गस्स तुह दुस्सह विरहे।
सा जामिणी तिजामा वि जाम सहस्सव्व मह जाया॥
[पत्र ४३ (क), पंक्ति ७]

भावार्थ—हे मृगनयने, रतिविचक्षणे, आज मुझ अभागेको तेरे दुस्सह विरहके कारण यह तीन पहरकी रात हजार पहर वाली हो गई है। [४]

नौकरने राजाकी आज्ञाका पालन किया। जब उसने विनयंधरके हाथसे यह गाथा लिखवा कर राजाको दी, तो राजाने उसे रानीके पास भेज दिया और शोर मचा दिया कि विनयंधरने रानीके प्रति प्रणयपत्र भेजा है। झट राजसभा करके पत्र पंचोके आगे रख दिया और कहा कि इस पत्रको देख कर सच २ बतलाओ कि यह पत्र विनयंधरके अपने हाथका

४ "पसयच्छि" शब्दके तीन अर्थ हो सकते हैं—
१ पसय = मृगविशेष (देशीनाममाला ६, ४) अतः "पसयच्छि" = मृगाक्षी
२. पसय = प्रसृत; अत "पसयच्छि" = दीर्घाक्षी
३. पसय = प्रसव, "पसयच्छि" = कमलाक्षी॥

लिखा है या किसी दूसरेके। पत्र देखकर सभी लोग चकित हो गये, क्योंकि अक्षर तो विनयंधर ही के थे पर किसीको विश्वास न होता था कि विनयंधर भी ऐसा काम कर सकता है। लोगोंने राजाको समझाया कि विनयंधर बड़ा धर्मात्मा और सदाचारी है। वह ऐसा दुष्ट कार्य कभी नहीं कर सकता। यह निःसन्देह किसी कपटीका काम है। राजाने लोगोंकी वातको नहीं माना। उसने ज़बरदस्ती विनयंधरकी स्त्रियोंको अपने अन्तःपुरमें डाल लिया और विनयंधरके घरबारको मोहरबन्द कर दिया।

अब रात्रिके समय राजा अपनी पाशवी तृष्णा मिटानेको विनयंधरकी स्त्रियोंके पास गजा। उन्होंने राजाको बहुत उपालम्भ दिया और कहा कि राजा तो प्रजाका रक्षक होता है, न कि भक्षक। इस प्रकारकी भर्त्सना आदिमें रात व्यतीत हो गई और राजा लज्जित हो कर पीछे आ गया। जब प्रातःकाल उसने स्त्रियोंको राजसभामें बुलाया तब उसने देखा कि वे बिल्कुल कुरूपा है। राजाको अपने किये पर अफ़सोस हुआ। इतनेमें सूरसेनसुरि नगरमें पधारे। राजा उनके दर्शनार्थ गया। सूरिजीने धर्मोपदेश दिया। तदनन्तर राजाने सूरिमहाराजसे पूछा कि विनयंधरने कौनसा पुण्य किया है जिसके प्रभावसे इसने ऐसी ऋद्धि पाई है। इस पर सूरिजीने कहा कि विनयंधरने अपने पूर्व जन्ममें तीर्थंकर महाराजको दान दिया था, उसीका यह फल है। यह सुन कर राजाको वैराग्य हो गया। उसने अपने पुत्रको राज्यसिंहासन पर बिठलाया और आप दीक्षा ले ली। इधर विनयंधर भी दीक्षा लेकर मोक्ष को प्राप्त हुआ।

यद्यपि कथाकी दृष्टिसे यह ग्रन्थ कुछ अधिक रोचक नहीं, तथापि इसमें स्थल २ पर आये हुए दृष्टान्त और नीतिवाक्य बड़े सरस है। किसी आगामी अङ्कमें इनकी कुछ बानगी पाठकोंको भेट की जावेगी।

**६, नेहरू स्ट्रीट, कृष्णनगर, लाहौर.**

## સ્વીકાર

૧ **સદ્ગતિની ચાવી**—પૂ. મુ. મ. શ્રીમહિમાવિજયજીના ઉપદેશથી પ્રકાશક-શ્રીજૈનસેવા સમાજ, વાયા-મોડાસા, ટીંટોઈ. પૃષ્ઠ સંખ્યા ૧૭૬. ભેટ. (મહેતા કાંતિલાલ રાયચંદ મુ સાણંદ એ ઠેકાણે ૦-૧-૬ ની ટીકીટો મોકલવાથી ભેટ મળે છે.)

(२) **महावीर जीवन प्रभा** (३) **सप्तव्यसन परिहार**—लेखक पूज्य मुनिमहाराज वीरपुत्र आनन्दसागरजी महाराज, प्रकाशक—वीरपुत्र आनन्दसागर ज्ञानभंडार, कोटा (राजपूताना) भेट।

# ઉપાધ્યાય શ્રી જ્ઞાનસાગરજી ગણિકૃત

# તીર્થમાલા-સ્તવન

[ વિ. સં. ૧૮૨૧માં રચાયેલી એક મહત્ત્વની કાવ્યકૃતિ ]

સંગ્રાહક તથા સંપાદક—પૂજ્ય મુનિમહારાજ શ્રી જયંતવિજયજી મહારાજ

આ તીર્થમાલા-સ્તવન શ્રી વિજયધર્મલક્ષ્મીજ્ઞાનમંદિર, બેલનગંજ, આગરાના હસ્તલિખિત પુસ્તકોના સંગ્રહમાંની એક પ્રતિના આધારે ઉતારવામાં આવ્યું છે. કલશમાં આપેલ "શ્રી પૂન્યસાગરસૂરિરાજે પાઠક જ્ઞાનસાગર ગણિ" એ ઉલ્લેખ મુજબ આ સ્તવનના રચયિતા શ્રી પુન્યસાગરસૂરિના શિષ્ય ઉપાધ્યાય જ્ઞાનસાગર ગણિ છે. અને એની રચના 'મહીયુગ્મનાગચંદ્ર વર્ષે' એટલે વિ. સં. ૧૮૨૧ માં કરવામાં આવી છે.

આ સ્તવનમા ફીકાના પુત્ર કચરાએ કાઢેલ સંઘનુ વર્ણન છે. અને સંઘના પ્રયાણમા આવતા ન્હાના મોટાં ગામોનો અને સંઘ સાથે ગયેલ મુખ્ય મુખ્ય પુરુષોનો ઉલ્લેખ છે. આ રીતે ઐતિહાસિક દૃષ્ટિએ આ સ્તવન ઉપયોગી છે. ભાષાની દૃષ્ટિએ પણ એની ઉપયોગિતા ઓછી નથી. કવિત્વની દૃષ્ટિએ સ્તવન એટલું ભાવપૂર્ણ છે, કે જે વાચતા સંઘનો ચિતાર નજર સામે તાદૃશ ખડો થાય છે.

આ સ્તવનના કર્તા સંબંધી તથા બીજી કેટલીક જાણવા જેવી હકીકતો સંબંધી વિવેચન કરવાનું, સ્તવન પૂરૂ અપાય ત્યાસુધી મોકુફ રાખીને અત્યારે તો મૂળ સ્તવન જ આપવામા આવે છે. સ્તવનમા આવતા કેટલાક શબ્દોના ચાલુ ભાષાના પર્યાયો તે તે સ્થળે આપીને આ સ્તવનને સમજવુ સરળ પડે એવો પ્રયાસ કર્યો છે.

**गोडीपार्श्वनाथाय नम.**

**દુહા**

**સ્વસ્તિ** શ્રી સુખ સંપદા, દાયક અનુદિન જેહ;
કલિયુગ કલ્પલતા પરિં, નમો નમો **વામેય**. ૧
મંત્ર યંત્ર યક્ષ દેવતા, કલિયુગ મંદા તેહ;
જાગેં જગ એક જિનવરૂ, તેવીસમો ગુણગેહ. ૨
પરતા પૂરણ પરગડો, સમર્યા સાર કરંત;
ઈહ પરલોકના ભય સવિ, ભાંજે એ ભગવંત. ૩
ધવલ ધિંગ ગોડી ધણી, અડવડીઆં આધાર;
ભાવે ભગતિ ભગવંતની, કરતાં લહે સુખસાર. ૪
શ્રીગોડીપ્રભુ ગાયવા, મુજ મન ઉમંગ ધરંત,
શકતિ નહીં પણ ભગતથી, કહું કિંચિત વિરતંત. ૫
પટણી સા **ફીકા** તણો, **કચરો** સુગુણ નિધાન,
નિજ બંધવ સ્યું પરવર્યો, **શેત્રુંજ** ધરતો ધ્યાંન. ૬

---

તે તે કડીમા આવતા શબ્દોના પર્યાયો અને બીજી જાણવા યોગ્ય હકીકત ચોખંડા [ ] કૌંસમા તે તે કડીનો અંક આપીને નીચે આપવામા આવે છે.

**દુહા** [૧] અનુદિન=રોજરોજ. પરિં=જેમ—જેવુ વામેય=વામા દેવીના પુત્ર—શ્રીપાર્શ્વનાથ પ્રભુ [૩] પરતા=પરચા—ચમત્કાર. પરગડો=પ્રગટ—જાહેર. સાર=સહાય. [૪] અડવડીઆ=રખડીરખડીને થાકેલાં—અસહાય. [૫] વિરતંત=વૃત્તાંત. [૬] પરવર્યો=પરિવાર યુક્ત—સહિત.

સકલ સંઘ મિલિ તેહનેં, સંઘપતિ તિલક તે કીધ;
શ્રી શૈત્રુંજ ગિરિ ભેટીનેં, જગમાં સુજસ તે લીધ. ૭
તસ સુત **તારાચંદ** ભલો, એક દિન કરે વિચાર,
શ્રીગોડી પ્રભુ ભેટીઇં, સફલ હુઇ અવતાર. ૮
**ફતેચંદ** કાકા પ્રતેં, વીનતી કરેં કર જોડિં;
કરો પસાય જિમ મન તણા, પુર્યું વંછિત કોડિં. ૯
વલતું કાકા ઇમ ભણેં, પુત્ર સુણો મુજ વાત;
મુજ બેઠાં તુમેં હર્ષથી, કરો જિનેસર યાત્ર. ૧૦
જે જે મનોરથ ઉપજેં, તુમ મનમાંહે જેહ;
તે તે સવિ સફલા કરો, મૂકી મન સંદેહ. ૧૧

ઢાલ ૧

(નમો નમો રે શ્રી શૈત્રુંજ ગિરિવર—એ દેશી.)

ધન ધન શ્રી જિનશાસન જગમાં, સકલ સિદ્ધિની ખાંણુ રે;
તીર્થંસેવન પવયણભત્તિ, કરતાં લહે ધ્રુવ ઠાણુ રે. ધન૦ ૧
દાહોપશમ મલ તૃષ્ણા નાશેં, વાસેં સુગુણ સુવાસ રે;
તીરથ ફળ જાણી સંઘ સાથે, કરતાં ગુણ ઉલ્લાસ રે. ધન૦ ૨
પંચમેં આરેં **પાટણ**–પુરનો, સંઘવી **કચરો** સાહ રે;
તસ સુત તારાચંદ સવાઇ, ધન લક્ષ્મીનો નાહ રે ધન૦ ૩
**આદિલ**(મ) જિનપતિ દેહરેં જઈને, યાત્રા નવાણું કીધ રે;
વળી વિસ્તારેં મેરૂ મહોત્સવ, કરી ભયો પરિઘલ ચિત્ત રે ધન૦ ૪
ત્યાગી સોભાગી ગુણનો રાગી, જાગિ મતિ એક દિન્ન રે;
તીરથમાલા શ્રીસંઘ સંયુત, ભેટું થીર કરી મન્ન રે. ધન૦ ૫
પંચમેં આરેં પરગટ પરતો, શ્રીગોડીમંડણ દેવ રે;
સંઘ ચતુરવિધ સાથેં લેઇ, યાત્રા કર્યું સુભ ટેવ રે. ધન૦ ૬
ઈમ વિમાસી માગસર સુદિમાં, સાતમનેં સોમવાર રે;
શ્રી શાંતિનાથ પ્રાસાદેં મહોત્સવ, સ્નાત્ર અઠોતરી સાર રે ધન૦ ૭
તિણેં વેલા સંઘવી તિહાં આવી, જિન વાંદી કહે એમ રે;
થલપતિ ભેટણ હુઓ ઉમાહો, આવજ્યો ધરી પ્રેમ રે. ધન૦ ૮

[૯] પસાય=પ્રસાદ–કૃપા. [૧૦] વલતું=જવાબમા.

**ઢાલ ૧** [૧] પવયણભત્તિ=પ્રવચનભક્તિ–શાસનની સેવા. ધ્રુવઠાણ=નિશ્ચિત સ્થાન–મોક્ષ [૨] દાહોપશમ=દાહની શાંતિ. [૩] સવાઇ=સવાયો–ચઢિયાતો. નાહ=નાથ. [૪] પરિઘલ= આ શબ્દનું મૂળ ખ્યાલમાં નથી આવતુ, પણ એનો ભાવ–આનંદિત–હર્ષિત એવો લાગે છે. [૫] તીરથમાલા=તીર્થોનો સમૂહ. અઠોતરી=અષ્ટોત્તરી સ્નાત્ર [૮] ઉમાહો=ઉમંગ–મનોરથ.

સુવિહિત સૂરિ ચ્યારેંનેં તિહાંકિણ, ઇમ કહેં જોડી પાણ રે,
ભગવન શ્રીસંઘ સાથેં આવો, મુજ વિનતિ ચિત્ત આંણ રે. ધન૦ ૯
શ્રી **વિજયાનંદ** પટોધર પ્રગટ, શ્રી વિજયઉદય**સૂરિ**રાજ રે,
શ્રીઉદય**સાગરસૂરિ અંચલગછ**નો, નાયક સવિ સિરતાજ રે. ધન૦ ૧૦
**સાગરગછ**પતિ ગૂરૂ સવાઇ, શ્રી **પૂન્યસાગર** સૂરિરાય રે;
**આગમગછ**પતિ **સિંહરત્નસૂરિ**, એ ચ્યારેં હર્ષિત થાય રે. ધન૦ ૧૧
કહેં સંઘવી ધન જન્મ તુંમારો, સફળ થાઓ જગીશ રે,
વલી વલી બહુલી સાસન ઉન્નતિ, કરજ્યો એ આસીસ રે. ધન૦ ૧૨
ગુરુઆસીસ લેઈ ઘર આવી, સાહમીવછલ કીધ રે;
કંકોતરી દેશ દેશ પઠાવી, સબલ સજાઇ કીધ રે. ધન૦ ૧૩
પ્રતિ ચૈત્યેં અઠાઈ મહોત્સવ, વદિ બીજેં ગુરુવાર રે;
સંઘ સહિત મહા મહોત્સવેં, કીધા ડેરા ગાંમ **કત્તાર** રે ધન૦ ૧૪
ગ્રામધિપ સંઘવિ જસ નિસુણી, માફ કર્યું તિણેં દાંણ રે,
વસ્તુ ક્રિયાણાં બહુલાં લેઇ, દિન ત્રિણ લોક મડાણ રે. ધન૦ ૧૫
ચ્યારેં ગણપતિ સાથેં લીધા, સંઘવી હર્ષ અપાર રે;
વસ્ત્ર અશન ડેરાદિક ભગતિ, કીધી ચિત્ત ઉદાર રે ધન૦ ૧૬
સંવેગી ગીતારથ સોહેં, **ખુસ્યાલવિજય** પંન્યાસ રે;
સાધર્મી સાથેં સહુ લીધા, બોલતા પ્રભુગુણ ભાસ રે. ધન૦ ૧૭
**સૂરતિ**ના વ્યવહારી મોટા, સેજવાલાં બહુ લીધ રે,
સા **હીરા** સભાકુલમંડન, સંઘ ચિંતક તસ કીધ રે. ધન૦ ૧૮
મહેંતા **ગોડીદાસ** સુત તે રૂડો, મેહતા **નાહલચંદ** રે,
તિંમ વળી સાહ **લખમીચંદ વીરજી, વર્ધમાન લીલા-**
**આણંદ** રે. ધન૦ ૧૯
**હીરા કપૂર નેં ઝવેર** મોદી, સાહ **ગલાલ કપૂર** રે,
**જગુભાઈ નેં ડાહ્યાભાઈ, જવેર કુસલ** સનૂર રે. ધન૦ ૨૦
**લાલચંદ અખખા** વંશ વિભૂષણ, સા **નાનચંદ** પ્રસિદ્ધ રે,
સોની **લાલચંદ જવેર** દમણીઓ, શેઠ **ચંદરસિંઘ** સમૃદ્ધ રે. ધન૦ ૨૧
**પાનાચંદ કુંપરચંદ** વારુ, સા **રૂપા વીરચંદ** રે;

---

[૯] તિહાંકિણ=ત્યાંકણે-ત્યા. પાણ=પાણિ-હાથ. આણ=આણી-લાવી [૧૨] જગીશ=આ શબ્દનું મૂળ ખ્યાલમાં નથી આવતું, પણ તેનો અર્થ આશા-ભાવના એવો કંઇક થાય છે. [૧૩] સાહમીવછલ=સ્વામિવાત્સલ્ય. સજાઇ=તૈયારી. [૧૪] ડેરા=પડાવ [૧૮] સેજવાલા= વાહન વિશેષવાલાં. સઘચિંતક=સઘની ચિંતા કરનાર [૨૦] સનૂર=તેજસ્વી. [૨૧] દમણીઓ=દમણગામનો.

લાલ પ્રતાપ નેં દુલભ સોમા, સા કસ્તુર **અભયચંદ** રે. ધન૦ ૨૨
**ધરમચંદ શીવચંદ ધનજી** રુડા, વોહરા **કેસરી** જાણુ રે;
લાલચંદ **વર્ધમાન હેમચંદ સખખર, હર્ષચંદ**-
સભાગુણખાંણિ રે. ધન૦ ૨૩

જવેરખુ(ખુ)સાલ વખત સતાચંદ, જવેર **અમરચંદ** જાણિ રે;
**મલુક રૂપચંદ ગોપાલ વિઠલ, ઈંદ્ર ત્રિકમ** મન આણિ રે. ધન૦ ૨૪
**નથુભાઈ અદાસા** સંયુત, **જગજીવન લખમીચંદ** રે;
ઇમ અનેક વ્યવહારી મોટા, આવ્યા ધરીય આનંદ રે. ધન૦ ૨૫
**જગજીવન** કુલભૂષણ ભૂષણ, સાહસીકમાં સીરદાર રે;
સંઘવી તેહથી સંકેત કીધો, વિગતેં કરીય વિચાર રે. ધન૦ ૨૬
**રાજનગર**માં આવી મલજ્યો, સાહ **ષુ(ખુ) સ્યાલચંદ**નેં જોડિ રે;
તવ **ભૂષણ** કહેં સુખેં સિધાવો, વરતો આનંદ કોડિ રે. ધન૦ ૨૭
એમ વ્યવસ્થા સર્વ કરીનેં, ગાંમ તે વોહરા **કઠો(ર)**રે;
પ્રથમ પ્રયાંણ ગ્રાંમ **સમીપે**, ડેરા દીધા સુભ ઠોર રે. ધન૦ ૨૮
રાતિ દિવસ શ્રી સંઘનેં અહનિશ, કરતો સાર સંભાલ રે;
ઘોઘાવાસી સંઘમાં સૂરો, **કેસવજી** કોટવાલ રે. ધન૦ ૨૯
જિનવર ચૈત્ય તિહાં જુહારી, સ્નાત્ર મહોત્સવ કીધ રે;
ગોલ લહેંણી **મૂળજી સૂરચંદ**ની, સંઘના મનોરથ સિદ્ધ રે. ધન૦ ૩૦
પહેલી ઢાલેં ઇમ સંઘવીનેં, સકલ સંઘ મિલિ ત્યાંહ રે;
ધન ધન સંઘવી જનમ તુંમારો, દીઇં આસીસ ઉછાહ રે. ધન૦ ૩૧

ઢાલ ૨ (દુહા)

જિનવર પૂજીનેં જિમેં, સંઘવી **તારાચંદ**,
દેવલ લીધું દીપતું, તે ટાલેં ભવફંદ ૧
સંઘવી સુત **ધરચંદ**જી, અશ્વ ચઢયો તે સુહાય;
આગલ સંઘ વલાવતો, સહૂની ખભર ચિત્ત લાય. ૨
સંઘવી **કચરાસાહ**નો, બંધવ ગુણઅગાહ;
તિહાં વોલાવણ આવીઓ, સઘવી **ફત્તેસાહ**. ૩
સંઘવીઇ કાકા તણા, ચરણ નમી સુખદાય;
કહે હું ભવ સફલો કરૂં, પાંમી તુંમ પસાય. ૪

---

ઢાલ ૨ દૂહા [૧] જિમેં=જમે. [૨] સુહાય=શોભે [૩] ગુણઆગાહ=ગુણઅગાધ-ગુણનો દરિયો. વોળાવણ=વળાવવા માટે.

( માહરી સહીરે સમાંણી—એ દેશી. )

તવ કાકા કહે ઈણી પરે વાંણી, ધન તુમ પુત્ર કમાણી રે, ધન ધરમના રાગી—
ધન તુમ બુદ્ધિ ધન તુમ ઈહા, ચિત્ત સુદ્ધિ ધન દીહા રે. ધન૦ ૧
સફલ કરો મન ચિંતિત યાત્ર, ફિકર ન કરજો તિલમાત્ર રે; ધન૦
ઈહાં ગૃહકાજ સવી અમ્હે કરસ્યું, તુમ અનુમતિ કરી ચિત વરસ્યૂં રે. ધન૦ ૨
વિધિમાર્ગે સવિ કરણી કરજ્યો, જિન આણા ચિત્ત ધરજ્યો રે; ધન૦
ઇહ પરલોક નીદાન ન ધરજ્યો, સુધ ઉપયોગી ગુણ વરજ્યો રે. ધન૦ ૩
મનમાં ન રાખસ્યો કોઈ સંકા, કરો યાત્રા દેઈ ડંકા રે; ધન૦
શાસનઉન્નતિ લાભ કમાઈ, કુશળે આવજ્યો નિજઘર ભાઇ રે. ધન૦ ૪
ઈંમ કાકે તિહાં અનુમતિ દીધી, તે સંઘવીઇ હર્ષે લીધી રે; ધન૦
સંઘવી કહે એ બલ નવી માહરૂં, એ સવી પૂન્ય તુમારૂં રે. ધન૦ ૫
તાતજી છત્ર છતઇં સવિ સાચૂં, મન ચિંતિત ન રહે કાચૂં રે; ધન૦
ઘરચિંતા મુજ કુંણુ ગણાઇ, જેહને **ઝવેર** સરિખા ભાઈ રે; ધન૦ ૬
તાત સીખામણિને ધરી માથે, જે મેલે મહોદય સાથે રે; ધન૦
ધરમ સુલભ ગુણ જેહથી થાવે, તેહથી તુમ શોભા આવે રે. ધન૦ ૭
તે મારગ અમ્હે નિત અનુસરસ્યૂં, પામ્યો ભવ સફલો કરસ્યૂં રે; ધન૦
ઈમ પડુત્તર દેઈ સીદ્ધા, સેજવાલાં ખેડતાં કીધાં રે. ધન૦ ૮
પટ્ટણવાસી **ઓઘલ**સા આવ્યો, નવસારીનો સંઘ લાવ્યો રે; ધન૦
**દમણ** ઘણુ **દીવી** ગાંમનાં લોકા, મલીયા થોકે થોકા રે. ધન૦ ૯
**વ્યાહારા** નેં **સોનગઢ**ના વાશી, આવ્યા તિહાં ઉલ્લાસેં રેં, ધન૦
**રાંનેર** ને **વરિયાવજ** કેરાં, ઈમ બહુ ગામ ભલેરાં રે. ધન૦ ૧૦
શ્રીસંઘ સકલ મલિ જિનગુણ ગાવે, સંઘવી હરખીત થાવે રે; ધન૦
શ્રીફલ આપીને કાકા વલીયા, શુભ શુકને સંગવી ચલિયા રે. ધન૦ ૧૧
તિણું દીને ચોકી ડેરા દીધા, દાંણીઇ એકોલ કીધા રે; ધન૦
દિન એક સંઘ તિણે અડકાવ્યો, સંઘવીના મનમાં નવી ભાવ્યો રે ધન૦ ૧૨
મૂહ માંગ્યૂં ધન તેહનેં આપી, સંઘ આણરૂ થિર થાપી રે; ધન૦
પ્રભાતે **પાનોલી** ગામે આવ્યા, આતપ જાંણી તિહાં ઠાવ્યા રે ધન૦ ૧૩
વળી પ્રભાતેં સંઘ સિધાવ્યો, ગાંમ **અંકલેશ્વર** આવ્યો રે; ધન૦

**ઢાલ ૨** [૧] ઇણીપરે=આ રીતે દીહા=દિવસ [૩] નીદાન=નિયાણું, કોઇપણ ધર્મ-કાર્ય કરતી વખતે, આ લોક કે પરલોકમા તેનુ અમુક વિશિષ્ટ ફળ ચાહવાથી તે ધર્મ-કાર્યનું ખરુ ફળ મળતું નથી. ધર્મક્રિયા કરતી વખતે આવી ઇચ્છા કરવી તેને નિયાણું કહે છે. [૬] કુણ=શી. [૮] પડુત્તર=પ્રત્યુત્તર=જવાબ ખેડતા=ચાલતા [૧૨] તિણે=તે. ચોકી=ચોકમાં. એ કોલ=કોલ–વચન વગરનો, વચનભગ. [૧૩] મૂહમાગ્યૂ=મોઢે માગ્યું.

દેહરાં ચ્યાર તિહાં જૂહાર્યાં, **રેવા** તટ કીધા ઉતારા રે. ધન૦ ૧૪
ગામોગામ દેવલ જે નીરખે, ભેટ રૂપીઓ મુકી પરભુ પરખે રે; ધન૦
યાચક દાન દે તો અતિ હરખે, માનું આષાઢો જલધર વર્ષે રે ધન૦ ૧૫
**ભરુઅચ્ચે મજજમુંદાર** કહાવે, **ભાઈદાસ** નામ ધરાવે રે; ધન૦
તસ સુત **ભૂષણદાસ** તે ભાવે, સાહમીઓ બહુ લાવે રે. ધન૦ ૧૬
સા **મૂલચંદ લાલદાસ** જ કેરો, સંઘભક્તિને ભલેરો રે; ધન૦
મહાજન લોક તિહાં બહુ મલિયા, સંઘદેખણુ હલફલિયા રે. ધન૦ ૧૭
પ્રભાતે **ભરુઅચ્ચે** આવ્યા, ચૈત્ય પંચ જૂહારી સુખ પાવ્યા રે; ધન૦
સત્તાવીસ દેરાસર દેખી, હરખ્યા ગુણ ગવેષી રે. ધન૦ ૧૮
દિન તિન તિહાંથી સંઘ સિધાવ્યો, ગામ **ટંકારીઈ** આવ્યા રે; ધન૦
બીજે દીન **મીયાંગામને** નિકટે, સંઘ ઉતરીઓ ગહગટે રે. ધન૦ ૧૯
સાંહમીઉં **બારિઈ** કીધું, સંઘવીઈ ભેટણું દીધું રે; ધન૦
કહે **બારિઓ** ગોડી પ્રભૂ મિલીઓ, આજ મનોરથ ફલીઓ રે. ધન૦ ૨૦
એક દેહરું દેરાસર એક, સંઘે ભેટ્યા ધરીય વિવેક રે; ધન૦
લહેણી ઘીની સા **મંડણે** કીધી, પ્રભાતે ચઢાઈ સીદ્ધી રે. ધન૦ ૨૧
ગામ **ઇટોલે** ચઉદિસિ આવ્યા, ચૈત્ય એક ભેટી સુખ પાવ્યા રે ધન૦
**વખત** સભાચંદ ગોલ લહેણી કીધી, તિહાંથી **વટપદ્ર**ની વાટ તે લીધી રે. ધન૦ ૨૨
**માધવજીને ગલાલચંદ ગાંધી** સઘોડે, **નાથા માણકચજીની** જોડે રે. ધન૦
**કુશળ ગોડી** ને **મૂલચંદ હર્ખા**, મોદી **ડુંગરસી** સરખા રે. ધન૦ ૨૩
ઈત્યાદિક સામીઈ આવ્યા, સંઘવી તણે મન ભાવ્યા રે; ધન૦
ચિરાદિક ભેટણુ બહુ લાવ્યા, સંઘ દેખી સુખ પાવ્યા રે. ધન૦ ૨૪
દેહરાં પાંચ તિહાં મોટાં ઝાર્યાં દાદો પાસ નિરખી દિલ ઠાર્યાં રે; ધન૦
બીજાં દેરાસર દીઠે જગીસ, વંદ્યા તિહાં અઠાવીસ રે. ધન૦ ૨૫
સા **ડુંગરસી** કરે તિહાં લહેણી, ગોલ તણી જસકહેણી રે; ધન૦
રાય **ગોવિંદ** ને તસ પ્રધાન, સંઘવીને દે બહુ માન રે. ધન૦ ૨૬

( ચાલુ )

[૧૪] રેવાતટ=રેવાનદીનો કિનારો [૧૫] આષાઢો જલધર=આષાઢી મેઘ [૧૬] સાહમીઓ=સામૈયુ. [૧૭] હલફલીયા=હાફળાફાફળા થતાં–ઉતાવળા. [૧૮] ગવેષી=જોઇને. ગહગટે=ગહેંગટ-ઉલ્લાસપૂર્વક સાહમીઉં=સામૈયુ લહેણી=લ્હાણી–પ્રભાવના, તે વખતે ઘી અને ગોળની પ્રભાવના કરવાનો રીવાજ હશે એમ આ ૨૧ અને ૨૨ મી કડીમાંના ઉલ્લેખ ઉપરથી જણાય છે. [૨૨] વટપદ્ર=વડોદરા [૨૪] સામીઇ=સામે. ચિરાદિક=વસ્ત્ર વગેરે. ભેટણુ=ભેટણું–ભેટ [૨૫] ઝાયા=જુહાર્યાં–વાંદ્યાં. [૨૬] રાય=રાજા. જસકહેણી=યશબોલનારી.

# नाम और मूर्ति दोनों मंजूर होने चाहिए

लेखक.-पूज्य मुनिमहाराज श्री विक्रमविजयजी

( गताकसे समाप्त )

निक्षेप भेदसे, दूसरे सदृश नामकी अस्मरणीयता बताई है, यह कोई सूरिजीके कथनसे नई बात नहीं है। पूजनीय तो मुख्यत भाव ही है, 'मात्र भाव ही है' यह बात गलत है। 'आत्माका परिचायक नाम ही स्मरणीय है' यह लेख भी गलत है, क्योंकि भाव भगवानका परिचायक शास्त्र भी स्मरणीय होता है, पुद्गलमय तदाकार शून्य नाममें जिस प्रकार भावार्हतका अभेद है, उसी प्रकार मूर्तिमें भी तदाकार भी है, तो क्यों अभेद नही हो सकता है? और जिस प्रकार नामका और भावार्हतका वाच्य-वाचक भाव संबंध है उसी प्रकार मूर्ति (स्थापना)के साथ भी स्थाप्य-स्थापकभाव सबंध है, इसलिये कल्पित आकृतिके अलावा अन्य कोई संबंध नहीं है, ऐसा कहना भी न्यायानभिज्ञताका सूचक है। और आपने मूर्तिमें आकृतिका संबंध मान लिया, किन्तु किसकी आकृतिका संबन्ध माना है? यह लिखना चाहिए। जिसकी मूर्ति है उसकी आकृतिका संबन्ध है? कि जिस किसीकी आकृतिका? वाच्य-वाचकभाव संबन्ध ही मान्य नहीं है, अपर संबन्ध मान्य है, इसमें कोई नियामक नहीं है, भगवद् आदिकी स्थापना अनुपकारिणी है, ऐसा कहोगे तो नामस्मरण भी अनुपकारी ही होगा, नाम पुद्गलमय है, वह आत्माका उपकारी कैसे हो सकता है? जिस प्रकार नामके स्मरणसे, नामस्मरण द्वारा, तद्गुणसमापत्ति होती है, उसी प्रकार भगवत्प्रतिमाके दर्शन-पूजनसे भी सकलातिशायी भगवंतके गुणका ध्यान होता ही है, देखा भी गया है-बहुतोंको प्रतिमाके दर्शनसे बोधिका उदय भी-इत्यादि सूरिजीके पक्षमे प्रमाण रहते हुए, एकदेशीय युक्तियां किस तरह खडी हो सकती हैं? यदि स्थापना वंद्य न हो तो नाम भी इसी तरहसे सफल नहीं हो सकता है। इन चार निक्षेपोंमें भावोल्लासकत्व गुण होनेसे वे ग्राह्य हैं। यही इसका मतलब है कि जिसका भाव वंद्य है उसका ही नाम ग्राह्य है अर्थात् भावोल्लासक जो होता है वो ग्राह्य होता है, अन्यका जो नाम है वह भावका उल्लासक न होनेसे ग्राह्य नहीं होता है। श्राद्धविधिकारका जो लेख है वह भी उपर्युक्त तात्पर्यका ही अवलंबन रखता है इससे तुम्हारी कुछ भी इष्टसिद्धि न हुई, बल्कि सूरिजीके न्यायकी ही पुष्टि हुई। 'मूर्तिको मूर्ति मानने और आवश्यकतानुसार उचित उपयोग करनेमें हमारा विरोध नहीं, हमारा विरोध अनुचित उपयोग अर्थात् मूर्तिपूजासे है, हमने मूर्तिपूजा निरर्थक होनेसे उसका विरोध किया है' यह कथन भी असगत है। जब मूर्तिपूजा मानते ही नहीं तो 'मूर्तिपूजकोंसे किये जानेवाले उपचारोंको हम मूर्तिपूजा नहीं कहते' यह बात कैसे

कह सकते हो? क्या तुम्हारे हिसाबसे कोई दूसरी मूर्तिपूजा है? जिसको लक्ष्यमें रखकर उन उपयोगोंसे मूर्तिपूजा नहीं कहते, ऐसे लिखते हो। और 'मूर्तिपूजा निरर्थक होनेसे उसका विरोध किया है' यह भी बोलना मात्र ही है। अभीतक वह निरर्थक है यह सिद्ध किये विना ही केवल निरर्थक है निरर्थक है ऐसा चिल्लानेसे निरर्थकता सिद्ध नहीं हो सकती। जब मूर्तिको मान ही लिया, तब तो मूर्तिका ही मंडन होता है और सूरिजीकी बात सिद्ध होती है। रही पूजाकी बात सो तो ऊपर कह चुके हैं, इस लिए तुम्हारे इन लेखोंसे सूरिजीका कोई भी वचन अवास्तविक नहीं होता है, किन्तु तुम्हारा चौदहवां प्रकरण ही खडित हो जाता है, अत. किसी प्रकार तुम्हारा कथन सत्य नहीं रहा। 'चित्र लिखित सरोवरमें कोई भी स्नान करनेका प्रयत्न नहीं करता, अर्थात् साक्षात् सरोवरका सा व्यवहार नहीं करता, उसी प्रकार आप भी मूर्तिको मत पूजीये' इतना ही दृष्टांत और दार्ष्टान्तिकका मुख्य धर्म है, तो जिस तरह चित्रलिखित सरोवरमें स्नान करनेका प्रयत्न नहीं करता उसी प्रकार साक्षात् परमात्माके दर्शनसे जो अनुभव होता है, वह अनुभव नामसे भी नहीं होता है, इस लिये उसको भी मत जपो, तुम्हारा साधर्म्य इस नामके साथ भी बराबर है, तो नाम स्मरणीय नहीं रहा, जो स्मरण करता है उसको तुम्हारे हिसाबसे मूर्ख ही कहना होगा। और 'मूर्ति तो क्या पर साक्षात् प्रभुको देखकर भी ज्ञान या वैराग्य नहीं होता' ऐसा बोलकर बहुत ही अच्छा काम किया। जिस प्रकार साक्षात् प्रभुको देखकर ज्ञान या वैराग्य नहीं होता, उसी प्रकार तुम्हारे हिसाबसे नाम भी व्यर्थ ठहर गया, क्योंकि साक्षात् प्रभुको देखकर जब ज्ञान या वैराग्य पैदा नहीं होता है, तब उनके नामस्मरणसे ज्ञान वैराग्यादि शुभ भाव कैसे उत्पन्न हो सकते है? एवं च तुम्हारे हिसाबसे भावके उत्पादक साक्षात् प्रभु भी नहीं रहे, तब नामादिककी बात तो दूर ही रही, फिर तुम्हारे लिये उनका उपदेश निरर्थक ही है। 'इस तरह तो साक्षात् महावीरका भी ज्ञान-प्रदत्वका निषेध पाया जाता है' इस सूरिजीके तात्पर्य को नहीं समझते हुए, 'ज्ञानप्रदत्वका निषेध किसने किया, ऐसा कहना अरण्यरुदन ही है। तुमने ही ज्ञानप्रदत्वका निषेध किया, जो कि ज्ञान वैराग्योत्पादादिके लिये साक्षात् भगवानके दर्शनको भी निरर्थक ठहराया। किसी एक पुरुषको प्रभुको देखने पर भी ज्ञान या वैराग्य न उत्पन्न हो तो क्या सर्वको नहीं होता है, ऐसा कहना मूर्खता नहीं है? 'मेरा उदाहरण है, मात्र शरीरके दर्शनका' यह भी असत्य है, क्योंकि उनके शरीरदर्शनके सिवा उनका दर्शन ही असंभवित है। ऐसे तो सर्वथा किसीको भी साक्षात् प्रभुके रहते समयमें भी उनका दर्शन नहीं हुआ ही कहना होगा, तब भाव प्रभु ही अप्रसिद्ध हो गये, क्योंकि शरीरको ही तो देखते हैं, वह तो साक्षात प्रभु है ही नहीं। मूर्तिसे मूर्तिमानकी कभी पूजा नहीं होती है, ऐसा सिद्धांत तुम्हारा हो तो समवसरणस्थ भगवानको

जिन लोगोंने वदन नमन किया और पुष्पवृष्ट्याादि उपचार किये है, इन्हें निष्फल कहना पडेगा, क्योंकि वह तो मात्र शरीरका हुआ, उससे तो साक्षात् भगवानको कुछ नहीं हुआ, तब तो फिर साक्षात् भगवानको किसीने वंदन-नमन उपचारादि किया ही नहीं पैसा मानना पडेगा। इस प्रकार तो सारे जैनशासनको ही उडा दिया। हां, आप कह सकोगे कि वहां शरीर-आत्माका अभेद है, इसलिये वह सब पूजा उनकी है तो पैसा आप क्यों नहीं समझते? अन्यत्र भी पैसा ही है यह क्यों नही समजते? शरीरके पास फूलादि वरसानेसे, क्या आत्माके उपर फूलादि चढ गये?। जिससे उनकी पूजा हो गई? इसका जो उत्तर है वो ही मूर्तिके बाबत में भी है। 'मेरे विचारसे मूर्तिके बनिस्बत् प्रतिष्ठाचार्य अधिक पूजनीय होने चारीए, ××× गृहस्थको साधुके उच्च पद पर पहुंचानेवाले गुरु पूजनीय नहीं होते?' 'यह विचार भी अप्रस्तुत है। गृहस्थको साधुके उच्च पद पर पहुचानेवाले गुरुने उसे अविधिसे पहुंचाया हो, या पहुंचाकर स्वयं भ्रष्ट हो गया हो तो क्या वह पूजनीय होता है? तब पहुंचानेवाला कौन है? शास्त्रकी विधि है, वह सबके लिये पूजनीय है। और तुम्हारे विचारसे तो जो साधु होता है उसको वदन करनेसे पहिले उनके माता-पिताको वंदन करना चाहिए, क्यों उन्होंसे वह प्रतिष्ठित हुआ है। उनके वन्दनके पहिले उनके माता-पिताको वन्दन करना पडेगा। पैसा होनेसे तो अनवस्था दोष आ पडेगा और कोई कार्य सिद्ध नहीं हो सकेगा।

इन सब दोषोंसे वचनके लिये जैसे नाम वैसे ही मूर्ति-ये दोंनो मंजूर होने चाहिए। (समाप्त)

---

## સામતિના પાંચ પૂજ્યોનાં ચતુર્માસ

૧. પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજ,
જૈન ઉપાશ્રય, **કપડવંજ.**

૨. પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ,
જૈન ઉપાશ્રય, **વડાલી** (A. P. Ry.)

૩. પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયલાવણ્યસૂરીશ્વરજી મહારાજ,
જૈન ઉપાશ્રય, પાજરાપોળ, **અમદાવાદ.**

૪. પરમપૂજ્ય મુનિમહારાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજ,
જૈન ઉપાશ્રય, **દેહગામ** (A. P. Ry.)

૫. પરમપૂજ્ય મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી મહારાજ,
ઉજમફઇની ધર્મશાળા, રતનપોળ, **અમદાવાદ.**

# નવી મદદ

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિના પાંચ પૂજ્યો પૈકીના બે પૂજ્યો–પરમપૂજ્ય મુનિમહારાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજ તથા પરમપૂજ્ય મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી મહારાજના સદુપદેશથી અમદાવાદમાંથી સમિતિને નીચે મુજબ નવી મદદ મળી છે.

**૧૦૧) કે તેથી વધુ આપનાર દાતા**

૧૦૧) શેઠ મનુભાઈ લલ્લુભાઈ ઘડીયાળી
૫૧) શ્રી ઉજમ ફૈઇની ધર્મશાળા (પાંચ વર્ષ માટે)
૫૦) શ્રી ડહેલાનો ઉપાશ્રય (બે વર્ષ માટે)

**એકીસાથે ૫૧) આપનાર સહાયક સભ્ય**

શેઠ ચંદુલાલ તારાચંદ ઝવેરી
,, રમણલાલ લાલભાઇ
,, માણેકલાલ જેશિંગભાઈ
,, નગીનદાસ કીલાભાઈ
,, ધોળીદાસ પરસોતમદાસ
શ્રીમતી શારદાબેન જસવંતલાલ

**પાંચ વર્ષ માટે વાર્ષિક ૧૧ આપનાર સહાયક સભ્યો**

શેઠ ચીમનલાલ લાલભાઇ
,, લાલચંદભાઇ હરજીવનદાસ
,, મણિભાઇ વખતચંદ રાજકોટવાળા
,, કલ્યાણભાઇ અમૃતલાલ
,, રાજાભાઈ મોહનભાઈ
,, મોહનલાલ મહાસુખભાઈ
,, શકરચંદ મણિલાલ
,, કેશવલાલ ઘેલાભાઇ
,, કાન્તિલાલ વીરચંદ
,, રમણલાલ ડાહ્યાભાઈ ભોગીલાલ
,, બબાભાઈ કેશવલાલ ઉમાભાઈ ઝવેરી
,, નરોત્તમદાસ ચીમનલાલ
,, શાંતિલાલ લાલભાઇ
,, શાંતિલાલ પરશોતમદાસ ઝવેરી
,, પ્રતાપભાઇ ભીખાભાઇ
,, ચંદુલાલ ચીમનલાલ
શેઠ કાલીદાસ ઉમાભાઈ
,, ચંદુલાલ દલસુખરામ
,, પરશોતમદાસ ચીમનલાલ
,, મણિલાલ ડાહ્યાભાઈ
,, અમૃતલાલ લલ્લુભાઇ ઝવેરી
,, અંબાલાલ છોટાલાલ
,, કેશવલાલ મનસુખલાલ
,, ચીમનલાલ દોલતરામ
,, કચરાભાઇ નાનચંદ વકીલ ડભોડા

**જેમના તરફથી ૧૧)ની મદદ મળી છે**

શેઠ જગાભાઈ જેશિંગભાઇ
,, જેશિંગભાઇ કાલીદાસ વોરા
,, ચુનીલાલ કેશવલાલ
,, છોટાલાલ નાથાલાલ ભગત
,, વીરચંદ સાંકળચંદ
,, ભોગીલાલ ચુનીલાલ
,, દલસુખભાઈ ભગુભાઇ
,, જગાભાઇ ચંદુલાલ
,, મંગળદાસ દલપતભાઇ
,, મંગળદાસ મનસુખરામ
,, વિમળભાઈ છગનભાઇ
,, શાંતિલાલ ઓધડભાઇ
,, પીતાંબરદાસ હકમચંદ
,, બબલદાસ વેણીચંદ
,, કેશવલાલ ઉમેદચંદ
,, કેશવલાલ સવાઇભાઇ
,, ચીમનલાલ કેશવલાલ
,, કેશવલાલ તલકચંદ
,, મયાભાઈ લક્ષ્મીચંદ લલ્લુભાઇ
" ત્રિકમલાલ પોપટલાલ
,, હીરાભાઇ કરમચંદ

શેઠ જગાભાઇ મોહનલાલ
,, જગાભાઇ બાપાલાલ
,, જેશિંગભાઇ રતનચંદ
,, ચંદુલાલ મોહનલાલ
,, વાડીલાલ સાંકળચંદ
, રતનચંદ ફત્તેહચંદ
શ્રીમતી ચંચળબેન.
શેઠ કેશવલાલ મગનલાલ
શ્રીમતી દીવાળીબેન
શ્રીમતી ચંપાબેન
શ્રીમતી જાસુદબેન
હરિભાઇ પ્રેમાભાઇ
શ્રીમતી ચંચળબેન
શ્રીમતી રૂક્ષ્મણીબેન
શેઠ હરિલાલ છોટાલાલ
શ્રીમતી માલીબેન
શેઠ કેશવલાલ વેલાભાઇ
શ્રીમતી લીલાબેન
મંગળદાસ રાજા
શ્રીમતી જાસુદબેન
પરસોતમદાસ બાપાલાલ

**બીજી મદદ**

૨૫) શેઠ ડાહ્યાભાઇ કપૂરચંદ
૨૨) ,, ભોગીલાલ વાડીલાલ
૨૨) ,, શાહ ખાતે રોકડા
હા શેઠ રમણભાઇ
૨૧) શાહ ખાતે રોકડા હ કાંતિભાઇ
૧૫) શેઠ મંગળદાસ ભોગીલાલ

આ માટે અમે એ બન્ને પૂજ્યોનો તેમજ મદદ આપનાર સદ્દગૃહસ્થો અને બહેનોનો આભાર માનીએ છીએ. ૦૫૦

## પૂજ્ય મુનિમહારાજોને વિજ્ઞપ્તિ

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ એ સમસ્ત શ્રમણસમુદાયે નિયુક્ત કરેલી ધાર્મિક સંસ્થા છે, અને 'શ્રી જૈન સત્ય પ્રકાશ' એ સમસ્ત મુનિમંડળનું પત્ર છે એટલે અત્યાર સુધી તેનો નિભાવ પૂજ્ય મુનિરાજોના ઉપદેશથી મળતી મદદ ઉપર થયો છે અને ભવિષ્યમાં પણ તે રીતે જ થવાનો છે.

બે રૂપિયા જેટલા નજીવા લવાજમમા માસિક આપવા ઉપરાંત, પૂજ્ય મુનિરાજોને તો એ મોટે ભાગે ભેટ રૂપે જ મોકલવામાં આવે છે. વળી અત્યારના યુદ્ધકાળના અસાધારણ સંયોગોમા કાગળના ભાવો પણ મૂળ ભાવ કરતાં આઠ–દસ ગણા વધી ગયા છે. આ બધી પરિસ્થિતિના કારણે સમિતિ માટે વિશેષ મદદની જરૂર રહે એ સ્વાભાવિક છે.

આથી અમે સર્વ પૂજ્યોને વિનંતી કરીએ છીએ કે ચતુર્માસ દરમ્યાન સમિતિને મદદ કરવાનો, ન્હાના–મોટા ધાર્મિક ઉત્સવોના અવસરે સમિતિને યાદ રાખવાનો અને માસિકના ગ્રાહકો બનવાનો ઉપદેશ તે તે ગામોના સંઘો અને સદ્દગૃહસ્થોને આપવાની કૃપા કરે. જેથી આ સંસ્થા વધુ પુષ્ટ બને અને વધુ ધર્મકાર્ય કરવા સમર્થ થાય

**વ્યવસ્થાપક.**

॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

| वर्ष ८ | વિક્રમ સં. ૧૯૯૯ . વીરનિ. સં. ૨૪૬૯ . ઇસ્વીસન ૧૯૪૩ | क्रमांक |
|---|---|---|
| अंक ११ | શ્રાવણ શુદિ ૧૫ : રવિવાર . ઓગસ્ટ ૧૫ | ૯૫ |

## વિષય – દર્શન



**સૂચના**—આ માસિક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે તેથી સરનામાના ફેરફારના ખબર બારમી તારીખે સમિતિના કાર્યાલયે પહોંચાડવા

**લવાજમ—વાર્ષિક—બે રૂપિયા : છૂટક ચાલુ અંક—ત્રણ આના**

મુદ્રક . નરોત્તમ હ. પંડયા, પ્રકાશક ચીમનલાલ ગોકળદાસ શાહ; પ્રકાશનસ્થાન શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ, મુદ્રણસ્થાન સુભાષ પ્રિન્ટરી મીરઝાપુર રોડ અમદાવાદ

॥ वीराय नित्यं नमः ॥

# શ્રી જૈન સત્ય પ્રકાશ

વર્ષ ૮ ] ક્રમાંક ૯૫ [ અંક ૧૧

## ઉપાધ્યાય શ્રી જ્ઞાનસાગરજી ગણિકૃત

# તીર્થમાલા-સ્તવન

[ વિ. સં. ૧૮૨૧માં રચાયેલી એક મહત્ત્વની કાવ્યકૃતિ ]

સંગ્રાહક તથા સંપાદક—પૂજ્ય મુનિમહારાજ શ્રી જયંતવિજયજી

( ગતાંકથી ચાલુ )

ઢાળ ૩ (દૂહા)

**વટપદ્ર**નગર ઉદ્યાંનમાં, સંઘ મિળ્યો સમુદાય;
પાતસ્યા પુર **સિનોર**નો, **દ્રભાવતી**નો કહાય. ૧
**આણંદજી મદન** પારિખતણો, રહિયા **જસવીર** ઉત્સરંગ,
સઘમાંહી આવી મળ્યા, ધરતા અધિક આનદ. ૨
**જંબૂસર** ને **પાદરા**, **દ્રાપરા**નો વળી સઘ;
**કોરાલ આછોદ આમોદ** તણો, **ચાંપાનેર** સુચંગ ૩

( સૂમરાની દેશી )

**વડોદરે**થી શ્રીસઘ ઉપડયો, **છાંણી** ગ્રામે જાય;
દહેરો શાંતિજિણંદનો, બીજાં ચ્યાર કહાય
ધન ધન સઘવી જનમને, કહે સહુ નરનારિ (આંકણી) ૧
ગોલતણી લહેણી કરેં, સા **હીરા કપૂર**,
બીજી ગાંધી **નથુ** તણી, ભાર્યા **લક્ષ્મી** સનૂર. ધન૦ ૨
ગાંમ **અડાસે** આવીઆ, બીજે દિન ઘૃતસાર;
**વર્ધમાન** સા **લાલચંદ** સોની, લહેણી કરેં સુવિચાર. ધન૦ ૩
તિહાંથી **કરમસદે** આવિઆ, બીજેં દિન વસુસાર;
જિનમદિર શ્રીશાંતિનો, ભેટચો હર્ષ અપાર ધન૦ ૪
સા **પાનાચંદ કુયર**નો, તિમ **મૂલચદ** સાહ;
જણુ બેં મિલી લહેણી કરે, ઘૃતની હર્ષ ઉત્સાહ ધન૦ ૫

---

ઢાળ ૩ દૂહા [૧] વટપદ્ર=વડોદરા. દ્રભાવતી=ડભોઇ.

**ખેટકપુર**માં આવીઆ, ભેટ્યા ભીડભંજન પાસ;
ઋષભ જિણેસર ઉપ પૂરે, પૂજ્યા ધરીય ઉલ્લાસ. ધન૦ ૬
લહેંણી ઘૃતતણી કરેં, **લાધા** વોહરાપૂત;
બીજી ગોલતણી કરેં, **દેવબાઇ** શુભ સૂત. ધન૦ ૭
મહેતા **ગોડીદાસનો, નાહલચંદ** સનૂર;
ત્રીજી લહેંણી ઘૃત તણી, કરેં ભાવે પૂર. ધન૦ ૮
**વટુઆ** ગામેં આવિઆ, **લાલચંદ અખા** સાર;
સા **ખુસાલ વર્ધમાન**ની, બેહૂ મલી લહેંણી ધાર. ધન૦ ૯
**સરસપૂરા**માં સંચર્યા, તિહાં દેહરો એક;
તિહાં મુનિસુવ્રતસ્વામીનું, ભેટ્યુ ધરીય સુવિવેક. ધન૦ ૧૦
લહેંણી બે તિહાંકિણેં હૂઇ, સા **ભાઇસાનો** નંદ;
**ભિખા ગલાલ** તિંમ **રૂપડો**, મનમેં અધિક આનંદ. ધન૦ ૧૧
વદિ પડવેં તિહાં પોસની, **રાજનગર** મંડાણ;
**સાહમીઉં** સંઘને કરે, ગજ રથ હય અસમાન. ધન૦ ૧૨
સેઠ **નથમલ્લ ખુસાલ**નો, દીપેં અધિક સૌભાગ્ય;
**જોઇતા જયચંદ** તિમ વળી, ધરી મનમાં ગૂણરાગ. ધન૦ ૧૩
મહા મહોત્સવથી નગરમાં, પધરાવ્યો સંઘ;
લોક મળ્યા સહૂ નિરખવા, ધન જિનશાસનરંગ. ધન૦ ૧૪
**રાજનગર**માં આવીઆ, સંઘનેં હર્ષ અપાર,
કોઠારીની પોળમાં, ષટ ચૈત્ય ચિત્ત ધાર ધન૦ ૧૫
સોદાગરની પોળમાં, દહેરું દીઠું એક;
લહેંરીયા પોળે એક વલી, વંદુ ધરીય વિવેક ધન૦ ૧૬
નિશાલ પોલેં ત્રિણ વળી, શેખ પાડે ચ્યાર;
ઢીગવા પોલેં શાંત્યજી, દહેરુ એક ઉદાર. ધન૦ ૧૭
પાંજરાપોળમાં પેસતાં, દેહરાં દીઠાં તિન;
તલકસાની પોલમાં, દેવલ એક પ્રવીન ધન૦ ૧૮
**વર્ધમાનસાને** મંદીરેં, શીતલ સહજાનંદ;
દેવસીસાની પોલમાં, ચઉ ચૈત્ય અભંગ ધન૦ ૧૯

ઢાળ ૩ ઢાળ [૯] વટુઆગામ=અત્યારે અમદાવાદ નજીક જે વટવા ગામ છે તે. [૧૦] સરસપૂરા=અમદાવાદ શહેરનુ એક પરુ, જે અત્યારે પણ એ જ સરસપુરના નામથી પ્રસિદ્ધ છે. [૧૨] રાજનગર=અમદાવાદ. [૧૫ થી ૩૦] આ સોળ કડીમાં સઘે અમદાવાદમાં

એક નગીનાપોલમાં, દેવસીપાડે ચઉ ધાર;
ફતાસાની પોલમાં, દહેરાં ત્રિણુ ઉદાર ધન૦ ૨૦
હાજાપટેલની પોલમાં, દહેરાં ઝાર્યાં સાત;
ટીમલા ધંજી પંચાલની, એક એક વિખ્યાત. ધન૦ ૨૧
રાજામહેંતા કાલુ સંઘવીતણી, ધનાસુતારની પોલ;
દેવલ દો દો નીરખીઇં, કુંણુ કરે તસ હોડ ધન૦ ૨૨
ચંગ પોલ લીંબડાતણી, સારંગપુર જાણિ;
દરવાજે સારંગપુરે, એકેક મન આંણિ. ધન૦ ૨૩
કામેસર વાઘેસરી, ખેત્રપાલ રૂપચંદ,
પોલ એકેક વખાણીઈ, ભેટતાં ગયા ભવફંદ ધન૦ ૨૪
પાસ સાંમલો જગિ જાગતો, દેહરાં ત્રિણુ બોલ;
જલાલપુર દોય દેહરાં, એક સ્યાપુરની પોલ ધન૦ ૨૫
પાંડવ ચૈત્ય તિહા ભલા, માંડવીપોલ નિહાલ,
અડસઠિ સર્વ મલી મોટિકાં, કરે ભક્તિ વિસાલ. ધન૦ ૨૬
દેહરાં શ્રીનગરમા, ત્રિણુ શત વડનૂર,
ઉપર એક વલિ દેખીને, હીયડે હર્ષ ભરપૂર. ધન૦ ૨૭
સાહ **આનંદ લાલચંદનો**, નિજપરને ઉપગાર,
શ્રી સમેતતીર્થતણો, પ્રતિરૂપ કરાવે સાર. ધન૦ ૨૮
ટુંક તોરણુ ને કોરણી, કહેતાં નાવે પાર,
કૈલાસનગ સરીખો બન્યો, ધન એહનો અવતાર. ધન૦ ૨૯
વીસે ટુંકે જિનતણાં, દર્શન સુખકાર;
સકલ સંઘ તે ભેટીને, કીધો સફલ અવતાર. ધન૦ ૩૦
**રાજપુરા**માં ભેટીઆ, શ્રી સાંમલો પાસ;
**હરીપુરે** હર્ષે કરી, વાસૂપૂજ્ય ઉલ્લાસ. ધન૦ ૩૧

---

આવીને કઇ કઇ પોળના જિનમંદિરોના દર્શન કર્યાં તેનો બહુ જ વિસ્તારથી ઉલ્લેખ કરેલો છે. અમદાવાદનો જૈન ઇતિહાસ જાણવાની ઇચ્છાવાળા ભાઈને આ ઉલ્લેખો ઘણા ઉપયોગી થઇ પડે એમ છે એમાં શંકા નથી. વળી વિ. સ. ૧૮૨૧ માં એટલે આજથી લગભગ પોણાબસો ઉપરાંત વર્ષ પહેલા પણ, અમદાવાદની પોળો–ખાસ કરીને જૈનોની વસતીવાળી પોળો–આજે જે નામથી ઓળખાય છે લગભગ એ જ નામથી ઓળખાતી હતી એમ આ ઉલ્લેખો પુરવાર કરે છે. [૨૮] આ કડીમા માડવીની પોળમા સમેત-શિખરની પોળમાં જે સમેતશિખર ગિરિવરની રચના ઊભી કરવામાં આવી હતી તેનો નિર્દેશ છે. [૩૧] રાજપુરા અને હરિપુરા અત્યારે પણ અમદાવાદની નજીકનાં ગામડાં છે અને અમુક અમુક દિવસે જૈનો ત્યા દર્શને જાય છે, એવો તેનો મહિમા છે.

ઢાલ ૪ (દૂહા)

સૂરતિ શહેરથી સુભ પરેં, સા ભાઇચંદ હર્ષચંદ;
રાજનગર આવી મેલ્યો, ધરતો હર્ષ અમંદ. ૧
દસ મુકામ રાજદ્રાંગમાં, કરી સંઘવી જસ લીધ;
સરસપુરેં ફરી આવીઆ, સંઘના મનોરથ સિદ્ધ. ૨
લહેંણી બેં તિહાં ગોલની, વલ્લભ મોહનેં તેમ;
નાથા માણુકચજી તિમ વલી, સંઘભક્તિનો પ્રેમ. ૩

( કપૂર હોઇ અતિ ઉજલૂ રે—એ દેશી. )

ત્રાંબાવતી નગરી થકી રે, વાછડા મંગલજી જાંણુ;
સંઘ લેઇ નઇં આવીઓ રે, ધરતો મન શુભ ધ્યાન રે;
ભવિજન સેવો તિરથ સાર, જિમ પામો ભવપાર. ભવિ૦ ૧
બોરસિદ્ધ પેટલાદનો રે, મુધા કપડવંજ ગામ;
સોઝંતરુ નડીઆદનો રે, વૈરાટનગર સુઠાંમ રે. ભવિ૦ ૨
કટોસણુ સાણંદ વળી રે, બહિઅલ કડિના લોક;
સંઘમાં સહુ આવી મિલ્યા રે, નરનારિના થોક રે ભવિ૦ ૩
શ્રી સુરતથી આવિઓ રે, સા કપૂરનો પૂત;
સા ભૂષણુ તસ જોડલી રે, જોડી નિજ નિજ યુથ રે. ભવિ૦ ૪
ભૂષણુદાસને ભાવથી રે, સંઘ અધિકારી કીધ;
વોલાવા બહુ રાખીઆ રે, યત્ન કરણુ પ્રસિદ્ધ રે. ભવિ૦ ૫
અમદાવાદથી આગલેં રે, નવલ નરુડૂં ગાંમ,
તિહાં ચિંતામણિ પાસજી રે, પદ્માવતી યુત ધાંમ રે ભવિ૦ ૬
તે ભેટી આગલ જાતાં રે, આવ્યું વલાદ શુભ ગાંમ;
તિહાં ભૂષણુદાસે કરી રે, ઘૃતલહેંણી અભિરામ રે ભવિ૦ ૭.
પ્રભાતેં વલી પરવર્યા રે, પેથાપુર પ્રસિદ્ધ;
ચૈત્ય મુખ્ય શ્રીસુવિધિનું રે, બીજાં ચ્યાર સમૃદ્ધ રે. ભવિ૦ ૮
વાંદિ તિહાં વાસો રહ્યા રે, લહેણી ગોલની શુદ્ધ;
સા ગલાલ કપડવંજનો રે, કરેં નિજ ભાવ વિશુદ્ધ રે ભવિ૦ ૯

ઢાળ ૪ દૂહા—[૨] આમા રાજદ્રાગ એવુ નામ આપ્યુ છે પણ તે અશુદ્ધ જણાય છે. આગળ પાછળનો સબધ મેળવતા એ રાજનગર-અમદાવાદ જ હોવુ જોઇએ. મતલબ એ છે કે સઘે અમદાવાદમા દસ દિવસનો મુકામ કર્યો હતો

ઢાળ ૪—[૧] આમાં ત્રાબાવતી નગરીનો ઉલ્લેખ છે તે વર્તમાનમાં કયું ગામ સમજવું તેનો ખ્યાલ આવતો નથી [૨] બોરસિદ્ધ=બોરસદ. મુધા=મહુધા હોવું જોઇએ. સોઝતરૂ=સોજિત્રા. વૈરાટનગર=ધોળકા [૬] નરૂડુ=નરોડાગામ.

**માણસા** ગામેં આવિઆ રે, પારસ ચૈત્ય ઉત્તંગ;
વાંદ્યુ ઘૃતલહેંણી કરેં રે, .... ... રે ભવિ૦ ૧૦
**કૂકરવાડે** શાંત્યજી રે, આવી પ્રણુમ્યા પાય;
ગાંમ કડામાં ચૈત્ય ભલાં રે, યુગલ નમેં સુખ થાય. ભવિ૦ ૧૧
સા **બોઘલ** લહેંણી કરેં રે, ઘૃત અતિ અભિરામ;
વળી પ્રભાતે ઉમટચા રે, **વિસલનયર** સુઠાંમ. ભવિ૦ ૧૨
**ભાવનગર ઘોઘા**તણાં, **પાલીતાંણા**ના જેહ,
**લીંબડી જૂનાઘઢ** થકી રે, આવિ મળ્યા સવિ તેહ રે. ભવિ૦ ૧૩
વીસલનયરના વાંણીયા રે, જૈનધર્મી દૃઢ રંગ;
હર્ષ સહિત સંઘનેં કરેં રે, સાહમીઉં શુભ ઢંગ રે. ભવિ૦ ૧૪
**ખુશાલ** ભંડારી તિહાં રે, **હરખજી** રહિયા તસ જોડિ;
ઈમ બહુ નરનારિ મલી રે, આવ્યા સનમુખ દ્રોડિ રે. ભવિ૦ ૧૫
હાથી ઘોડા પાલખી રે, નિશાણોં નવરંગ;
ગગનેં ગુડીઓ ઉછલેં રે, નૌબતિ બાજેં ચંગ રે. ભવિ૦ ૧૬
મહોત્સવ જૂત પધરાવીઆ રે, સંઘવીનેં શુભ ઠાંમ;
સંઘવિ પણિ જિન ભેટવા રે, ગામમાં આવ્યા તાંમ રે. ભવિ૦ ૧૭
દેવલ એક શ્રીપાસનું રે, બીજાં દેહરાં પાંચ,
સાત દીવસ લગેં ભેટીઆ રે, પૂજીઆ તજી ખલખંચ રે. ભવિ૦ ૧૮
લહેંણી એક તીહાં ગોલની રે, બાઇ **મૂલી** કરંત;
લહેંણી ઘૃત શ્રાવક કરેં રે, તે તો ન સંભરે તંત રે. ભવિ૦ ૧૯
સંઘ તીહાંથી ઉપડચો રે, આવ્યું **ગુંજા** ગાંમ;
ચૈત્ય જૂહારી સચર્યા રે, **વડનગર** વારુ ઠાંમ રે. ભવિ૦ ૨૦
તીહાં શ્રી ઋષભજી ભેટીઆ રે, દશ દહેરાસર ચંગ;
વાંદી પૂજી પ્રહસમેં રે, ચાલ્યા ચલચિત્ત ઉછરંગ રે. ભવિ૦ ૨૧
**સીહપુર** ગાંમ આવીયા રે, ચૈત્ય તિહાં છે દોય;
જિનમુદ્રા અતિ રૂયડી રે, વાંદી રહ્યા સહુ કોય રે. ભવિ૦ ૨૨
પ્રભાતેં સંઘ ઉપડચો રે, શ્રી **તારણગીર** ભણિ જાય;
વીષમ તલહટી ઉતર્યો રે, ગીરી દીઠેં સુખ થાય રે. ભવિ૦ ૨૩

ઢાલ ૫ (દૂહા)

શ્રી સિદ્ધાચલ નગપતિતણા, ટુંક એક શત આઠ;
તે માંહિ પણિ એહ છે, એહવો બુધજન પાઠ. ૧

[૧૨] વિસલનયર=વિસલપુર [૨૩] તારણગીર=તારંગા તીર્થ.

( રાજૂલ ઉભી માલીઈ—એ દેશી. )

આગેં અજિત જિણંદજી, વિચરંતા ભૂપીઠ; તારણગીરી વંદો,
ચોમાસું ઇણી ગિરિ રહ્યા, તિણેં તસ તિત્થ વિસિઠ; તા૦
સકલ તિરથ સિરદાર, ઉંડો ગણુમાં ઈંદો; સુરગણુમાં ઈંદો. તા૦ ૧
તારણદેવી પુજવી, થાપ્યું તારણ તિત્થ, તા૦
જિનઆણાઈ સેવતાં, ન રહેં દુકૃત સિઠ. તા૦ ૨
સિદ્ધશિલા ઇહાં રુયડી, સિદ્ધા સાધુ અનેક; તા૦
કોટિશિલેં કોડી ગમે, મુગતિ ગયા ધરી ટેક. તા૦ ૩
શાસન ઉન્નતિ ચિત્ત ધરી, કેઈ પામ્યા ભવપાર; તા૦
સાહિબ શાંતિજિણંદનો, ચક્રાયુધ ગણધાર તા૦ ૪
આગેં જિનભક્તિ ભલો, ચક્રિ સગર સનૂર; તા૦
જગબંધુ જગપતિતણો, ચૈત્ય કરાવૈં ભૂરિ. તા૦ ૫
ઇણ ગિર સિદ્ધવધુ વરી, તિમ તસ બહુ પરિવાર; તા૦
ઇમ અસંખ્ય પરંપરા, કીધ ચૈત્ય ઉદ્ધાર તા૦ ૬
પાંચમેં આરે પરગડો, ચાવો ચૂલૂક્ય વંશ; તા૦
ગૂજર ખંડેં ગાજતો, **કૂમરનરિંદ** અવતંસ. તા૦ ૭
તિણેં એ ચૈત્ય કરાવીઓ, ત્રીભુવનતિલકભિહાણ; તા૦
સંવત **ઇગ્યાર નવાંણુંઇ**, માંડયો ચૈત્ય મંડાણ. તા૦ ૮
ત્રીસેં વરસેં નીપનો, ચૈત્ય તે મુખ્ય ઉદાર; તા૦
બાકી સહૂ ઉણું રહ્યું, ભાવિ ન કો ઉપચાર. તા૦ ૯
રાજઋષિ રચના કરી, ખરચ્યા કોડી અઢાર; તા૦
મંડપ શિખર નેં કોરણી, જોતાં હર્ષ અપાર. તા૦ ૧૦
વાત પરંપર એકથી, અધિકું જાણેં બુદ્ધ; તા૦
**વિજયાનંદન** વાંદતાં, એ સઘળું છે શુદ્ધ તા૦ ૧૧

**ઢાળ ૫**—[૧] વિસિઠ=વિશિષ્ઠ. 'ઉંડો ગણુમા ઇંદો' એ પ્રયોગ અશુદ્ધ લાગે છે. આ પ્રયોગ ઉપમાદર્શક છે અને તેથી તેને 'ઉડુ ગણુમા ચંદો' એટલે કે ઉડુગણ એટલે તારાગણુમા ચંદ્ર સમાન—એ રીતે સુધારીએ તો અર્થ બરાબર બંદ બેસે છે. વળી ઈંદ્રની ઉપમા આની પછી તરત જ આવે છે [૨] સિઠ=શિષ્ટ—અવશિષ્ઠ—બાકી. [૭] ચૂલુક્ય વંશ=ચૌલુક્ય વંશ. કુમરનરિંદ=મહારાજા કુમારપાળ. અવતંસ=શ્રેષ્ઠ. [૮] ત્રીભુવનતિલકભિહાણ=ત્રિભુવનતિલક નામનુ. આમાં 'ત્રિભુવન' શબ્દમાં બે અર્થ રહ્યા છે. એક તો પ્રચલિત ત્રણલોકવાચી અર્થ. અને બીજો મહારાજા કુમારપાળના પિતાનું નામ ત્રિભુવનપાળ હતુ તેનો. કુમારપાળે પોતાના પિતાના નામે ઘણા જિનમંદિરો કરાવ્યાં હતાં. [૧૧] વિજયાનંદન=અજિતનાથ પ્રભુ.

સઘ ચઢયો ગિરિ ઉપરેં, ભેટયા અજિત જિણુંદ; તા૦
સુરતી મોહન વેલડી, મુખડું પુનિમ ચંદ. તા૦ ૧૨
સંઘવીઈ પૂજ્યા પ્રભુ, બહુ દ્રવ્યેં શુભ ભાવ; તા૦
આતમવીર્ય ઉલ્લાસથી, એ છે ભવજલ નાવ. તા૦ ૧૩
ભુવન વિશાલ છેં અતિ ઘણું, તોપણિ સંઘ પહુર; તા૦
જે પ્રભુજી પૂજી વલેં, તે માનેં સુખ પૂર. તા૦ ૧૪
દેહરા સાહમો દીપતો, ચોમુખ પ્રતિમા ચ્યાર, તા૦
પગલાં અજિત જિણંદનાં, પૂજા કરી મનોહાર. તા૦ ૧૫
સિદ્ધસિલાઇ સુંદરું, કીધું ચૈત્ય સ્વરૂપ; તા૦
સંઘવિઈં સુવિધિ કરી, થાપ્યા શ્રીજિનભૂપ. તા૦ ૧૬
સૂરિ ચ્યારેં સામટા, કરેં પ્રતિષ્ઠા સાર, તા૦
મૂલ પ્રાસાદેં મલપતો, ધ્વજ થાપ્યો વિસ્તાર. તા૦ ૧૭
ચ્યાર દિવસ લગેં ચિત્તથી, પૂજ્યા અરચ્યા ધ્યેય; તા૦
ભોલી ટોળી સવિ મળી, ગાયા સુગુણ અમેય. તા૦ ૧૮
મનહ મનોરથ સવિતણા, પૂગી બોલેં એમ; તા૦
કોડિ દિવાળી જીવજ્યો, સંઘવી વધતે પ્રેમ તા૦ ૧૯
ધન ધન તાહરા બાપનેં, ધન કુલ માતનિ કૂખિં, તા૦
નેત્ર કરાવ્યાં પારણાં, ભાગી ભવની ભૂખ તા૦ ૨૦
સંઘવીઇં સહૂ દેખતાં, વાંદી જોડી હાથ, તા૦
તાહરિ ભક્તિ ભવોભવેં, હોયજો મુજનેં નાથ તા૦ ૨૧
ઇંમ વીનવી અરિહંતનેં, સઘવી ઉતર્યા તામ, તા૦
સ(ઘ) સહુકો ઉતર્યો, આવ્યા જિહાં મુકામ. તા૦ ૨૨

(ચાલુ)

# નિહ્નવવાદ

લેખકઃ પૂજ્ય મુનિમહારાજ શ્રી ધુરંધરવિજયજી

( ગતાંકથી ચાલુ )

## છઠ્ઠા નિહ્નવ શ્રી રોહગુપ્ત : ત્રૈરાશિક મતાગ્રહી : વૈશેષિકમતપ્રવર્તક

( ૯ )

"આવો આવો, ઘણા દિવસે દેખાયા. તે દિવસ ચાર દિવસનું લખાણ વાંચ્યું હતું, લાવો આગળ હું જ વાંચું."

"લ્યો! વાંચો! આ અહિંથી પાંચમા દિવસનું લખાણ છે."

**દિવસ પાંચમો**

"નોજીવ નામનો પદાર્થ આગમસિદ્ધ છે માટે માનવો જોઈએ. જો કે આગમમાં નોજીવ નામે એક જુદો પદાર્થ છે, એ પ્રમાણે કોઈ વચન મળતુ નથી તોપણ તેની જેવા બીજા અનેક દષ્ટાન્ત મળી આવે છે. આગમમા અજીવના (૧૪) ચૌદ ભેદ પ્રતિપાદન કર્યા છે. તે આ પ્રમાણે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય ને કાળ. તેમા, પ્રથમ ત્રણના સ્કન્ધ, દેશ ને પ્રદેશ એમ ત્રણ ત્રણ ભેદો છે એટલે નવ. પુદ્ગલાસ્તિકાયના ઉપરોક્ત ત્રણ અને પરમાણુ સહિત ચાર ભેદ છે એટલે નવ ને ચાર તેર ભેદ થયા-ને કાળ એક જ એમ ચૌદ ભેદ થાય છે. તેમાં ધર્માસ્તિકાય વગેરે એક ને અખંડ પદાર્થ હોવા છતાં તેને જુદા પાડી તેના સ્કન્ધ દેશ પ્રદેશ આદિમા ભેદ બતાવેલ છે. તે જ પ્રમાણે જીવના થોડા પ્રદેશોને 'નોજીવ' કહી તેને ભિન્ન માનવમા કોઈ પણ બાધક નથી, માટે નોજીવને જુદો અંગીકાર કરવો જોઈએ" એમ શ્રી રોહગુપ્ત મુનિએ પૂર્વપક્ષ કર્યો.

"જો તમે આગમપ્રમાણથી ચર્ચા કરવા માગતા હો તો તમારે એક ખ્યાલ રાખવો જોઈએ કે-જે આગમોને તમે પ્રમાણભૂત માનો છો તેથી વિરુદ્ધ જઈ શકો નહી. આગમમાં સ્થળે સ્થળે જીવ અને અજીવ એ બે જ રાશિ છે એવા પાઠ ઉપલબ્ધ થાય છે. સ્થાનાંગસૂત્રમાં બીજા સ્થાનકમાં બે રાશિઓ પ્રરૂપી છે તે આ પ્રમાણેઃ "[1]બે રાશિ જણાવી છે. તે આ પ્રમાણે-જીવો અને અજીવો." અનુયોગદ્વાર સૂત્રમાં શ્રી ગૌતમસ્વામી મહારાજ પ્રશ્ન પૂછે છે કે-"હે [2]ભગવન્! કેટલા દ્રવ્યો પ્રરૂપ્યાં છે?" તેના ઉત્તરમાં પ્રભુએ પ્રતિપાદન કરેલ છે કે-"ગૌતમ! બે દ્રવ્યો પ્રરૂપ્યાં છે, તે આ પ્રમાણે. જીવ દ્રવ્યો અને અજીવ દ્રવ્યો." વળી શાસનાધિપતિ શ્રી મહાવીરસ્વામી ભગવન્તે પોતાના જ શ્રીમુખે દિવાળીના દિવસે અન્તિમ ઉપદેશ આપતાં, જે ઉત્તરાધ્યયસૂત્રના ૩૬ અધ્યયનો પ્રકાશ્યાં તેમાં પણ "[3]જીવો

---

૧ "दुवे रासी पण्णत्ता तजहा, जीवा चेव अजीवा चेव ।"

૨ कइविहाण भन्ते! दव्वा पण्णत्ता! गोयमा ! दुविहा पण्णत्ता, तजहा– जीवदव्वा य अजीवदव्वा य ।

૩ जीवा चेव अजीवा य, एसलोए वियाहिए' (अध्ययन–३६ गाथा २ पूर्वार्धं)

અને અજીવો એ લોક જાણુવો." એ પ્રમાણે ફરમાવ્યું છે. માટે રાશિ તો બે જ છે, ત્રીજી કોઇ રાશિ નથી" એ પ્રમાણે ઉત્તરપક્ષ થયો.

"જો આપ બે રાશિ માટે આગ્રહ રાખતા હો તો ધર્માસ્તિકાય વગેરેના જે ૧૪ ભેદો પ્રરૂપ્યા છે તેનું શુ થશે? માટે જે પ્રમાણે એ ભેદ મનાય છે તે પ્રમાણે નોજીવ માનવામાં શું બાધા છે?" પુન: પૂર્વપક્ષવાદીએ પ્રશ્ન કર્યો.

"ધર્માસ્તિકાય વગેરેના જે ભેદો બતાવ્યા છે, તે તો તે તે દ્રવ્યોનું સ્વરૂપ સ્પષ્ટ સમજાય માટે બતાવ્યા છે. જેમ ઘટાકાશ પટાકાશ મહાકાશ વગેરે પ્રયોગો આકાશના ભેદો સમજાવવા માટે બતાવાય છે, પણ તેથી કંઈ આકાશથી ઘટાકાશ વગેર જુદા સ્વતત્ર પદાર્થ તરીકે માની શકાતા નથી, એ જ રીતે ધર્માસ્તિકાયના સ્કન્ધ દેશ પ્રદેશ ભેદો વિવક્ષા માત્રથી સમજવાના છે, પણ સ્વતંત્ર પદાર્થ તરીકે માનવાના નથી એ પ્રમાણે વિવક્ષા માત્રથી માનેલા પદાર્થને સ્વતંત્ર પદાર્થ તરીકે માનવામાં આવે તો અનત રાશિઓ માનવી પડે. ત્રણ રાશિ માનવાથી તેનો નિસ્તાર ન થઈ શકે, માટે આગમથી અવિરુદ્ધ એવી બે જ રાશિ માનવી તે આગમપ્રમાણ સમ્મત છે." એ પ્રમાણે ઉત્તરપક્ષવાદીનો ઉત્તર થયો.

**દિવસ છઠ્ઠો**

"સમભિરૂઢ નયથી 'નોજીવ'ની સિદ્ધિ થાય છે, સમભિરૂઢ નય જે શબ્દનો જે અર્થ થતો હોય તે અર્થને જ જણાવે છે. નો શબ્દનો નિષેધ અર્થ થાય છે તે પ્રમાણે દેશ–અમુક વિભાગ–એ પણ અર્થ થાય છે. ઘટનો એક ખડ 'નોઘટ' કહેવાય છે તેમ જીવના થોડા પ્રદેશો 'નોજીવ' કહેવાય '**जीवे य से पएसे य से पएसे नोजीवे**' (જીવ એવા જે પ્રદેશો તે પ્રદેશો 'નોજીવ') એ અનુયોગદ્વાર સૂત્રનુ કથન પણ સમભિરૂઢ નયને મતે 'નોજીવ' માનવામા આવે તો જ સંગત થાય. જો 'નોજીવ' ન માનીએ, તો અનુયોગદ્વાર સૂત્ર અને સમભિરૂઢ નયનો વિરોધ આવે માટે 'નોજીવ' માનવો જોઇએ' પૂર્વપક્ષ.

"સમભિરૂઢ નયથી તમે 'નોજીવ'ની જુદી સિદ્ધિ કરો છો તે યથાર્થ નથી. નો શબ્દનો અર્થ 'દેશ' થાય છે તે બરોબર છે સમભિરૂઢ નય શબ્દાર્થમાત્રગ્રાહી છે તે પણ સત્ય છે. તેથી જીવના થોડા પ્રદેશોને સમભિરૂઢ નય 'નોજીવ' એ પ્રમાણે સંબોધે, પણ તે નય 'નોજીવ જીવ અને અજીવથી એક જુદો સ્વતંત્ર પદાર્થ છે' એમ સિદ્ધ કરે નહી. એક જ વ્યક્તિને જુદા જુદા અર્થમા શોભવાને દીપવાને કારણે ઈન્દ્ર કહે, પુરનું દારણ કરવાને કારણે પુરન્દર કહે, દેવ ઉપર આધિપત્ય–સ્વામિત્વ ભોગવવાને કારણે દેવાધિપતિ કહે, એમ જુદા જુદા શબ્દોથી સમ્બોધે પણ વ્યક્તિભેદ કરી શકે નહીં."

**દિવસ સાતમો**

ઉત્તરપક્ષ ચાલુ: સમભિરૂઢ નયની વધુ ચર્ચા—

"વળી તમારો આગ્રહ હોય કે સમભિરૂઢ નય વ્યક્તિભેદ સ્વીકારે છે ને તે નયને મતે 'નોજીવ' જુદી ચીજ છે, તો તે જ નયને અભિમત એવી 'નોઅજીવ' નામની વસ્તુ પણ તમારે જુદી માનવી પડશે. ને તેથી ત્રણ રાશિ સિદ્ધ ન થતા ચાર રાશિ સિદ્ધ થશે. વળી એક નયને જે અભીષ્ટ હોય તે કંઇ સર્વ નય સમ્મત ન થઇ શકે અને જ્યાંસુધી નયોનો

વિરોધ રહે ત્યાં સુધી તે વસ્તુ સિદ્ધાન્ત તરીકે સ્વીકારી શકાય નહી. માટે જ ઋજુસૂત્ર નયને માન્ય સવર્થા ક્ષણિકત્વ બીજા નયો સ્વીકારતા ન હોવાને કારણે અપસિદ્ધાન્ત છે–મિથ્યાત્વ છે. એ જ પ્રમાણે 'નોજીવ' ભલે સમભિરૂઢ નય સ્વીકારે તોપણ અન્ય નયોનો વિરોધ હોવાથી સિદ્ધાન્ત તરીકે માની શકાય નહી. સિદ્ધાન્ત તો અન્ય નયોના અવિરોધે જ મનાય. માટે જીવ અને અજીવ એમ બે જ રાશિ છે, પણ ત્રણ રાશિ નથી.

અનુયોગદ્વારસૂત્રમાં પણ સમભિરૂઢ નયને અનુલક્ષીને કહેલ છે. 'નોજીવ'ને જુદી રાશિ માનવાનુ ત્યાં કથન નથી, માટે તેનો પણ વિરોધ સંભવતો નથી." ઉત્તરપક્ષ સંપૂર્ણ.

(૧૦)

"મંત્રીજી! આ બન્ને મુનિમહારાજાઓ મહિનાઓ થયા વાદ–શાસ્ત્રાર્થ કરે છે, પણ હજુ સુધી કંઈ નિર્ણય ઉપર આવતા નથી તો હવે આપણે પૂછવુ જોઇએ કે તમારો આ શાસ્ત્રાર્થ કેટલા દિવસ ચાલશે "

"જી. આપનુ કહેવું સત્ય છે. પ્રજામાં પણ હવે ચર્ચા ચાલે છે કે રાજા સાહેબ છછ મહિનાઓ થયા પ્રજાની કંઈ પણ ફરિયાદ સાંભળતા નથી અને બે મહારાજના વાદમાં સમય વીતાવી દે છે. માટે કાં તો પ્રજાના ન્યાયને માટે જુદી વ્યવસ્થા કરવી જોઈએ, નહી તો મહારાજોને આ વાદનો જલદી નિકાલ લાવવા સૂચવવુ જોઈએ.'

"સારું, હુ આચાર્ય મહારાજને સૂચવુ છુ આવા મહાન વિદ્વાનો આપણા રાજ્યમાં છે એ ગૌરવ લેવા જેવુ છે, છતાં એ ગૌરવથી કંઈ પણ રાજ્યની હાનિ તો ન જ થવી જોઈએ"

× × ×

"ભગવન્! આપ ઘણા દિવસથી આ ગભીર વિષયમાં જે શાસ્ત્રાર્થ ચલાવો છે તેનુ કંઈ ફળ કે કંઇ નિર્ણય તાત્કાલિક આવે તેમ જણાય છે કે નહિ?" રાજાએ આચાર્ય મહારાજને પ્રશ્ન પૂછ્યો

"રાજન્! આ રોહગુપ્ત જિનેશ્વરકથિત સિદ્ધાન્તની વિરુદ્ધ પ્રરૂપણા કરે છે. એ વિદ્વાન છે, સમજે તો સારુ એમ સમજી અમે તેને સમજાવવા પ્રયાસ કર્યો, પણ એ સમજે તેમ જણાતુ નથી પણ આથી એટલુ જરૂર છે કે હવે તે વિશેષ અનર્થ નહીં કરી શકે." આચાર્ય મહારાજે જવાબ આપ્યો.

"તો આપ તાત્કાલિક કંઈ આ પ્રસંગનો પાર આવે એવુ કરો તો સારૂ. મારે પ્રજાના કેટલાંએક નિવેદન સાભળવાને રોકાવું પડશે. જો આપનો શાસ્ત્રાર્થ ચિરસમય ચાલે તેમ હોય તો આપને માટે જુદી વ્યવસ્થા કરાવું."

"નહીં નહી, જુદી વ્યવસ્થા કરવાની કંઇ જરૂર નથી. આ તો તમે શ્રવણ કરતા હતા અને તમને કંઈપણ અડચણ નહી હોય એમ જાણી આટલા દિવસ સુધી લાબું વિવેચન ચાલ્યુ. પ્રથમથી જો સૂચના કરી હોત તો ક્યારનો નિવેડો આવી ગયો હોત. સારું, આવતી કાલે આ પ્રસગનો પાર આવી જશે."

× × ×

"રોહગુપ્ત! 'નોજીવ' છે કે નહી એ સમ્બન્ધમાં વિચાર કરતાં, વાદ ચલાવતાં, આપણી વચ્ચે છ માસ વીત્યા, તોપણ તમારાથી 'નોજીવ' સિદ્ધ થયો નથી. તેમ

જણાવવાનું કારણ એ છે કે–અનપવર્ત્તનીય આયુષ્યવાળા જીવોને અંતિમ સમયે ઉપક્રમ હયાત હોય, પણ તેની અસર આયુષ્યની ઉપર લગાર પણ થતી જ નથી. એટલે તેમના આયુષ્યનો ક્ષય ઉપક્રમથી થતો જ નથી પણ અનુક્રમે ભોગવીને તેઓ આયુષ્ય પૂરું કરે છે–એમ શ્રી તત્ત્વાર્થવૃત્તિમાં જણાવ્યું છે. આયુષ્યની બિના સ્પષ્ટ રીતે સમજવાને માટે આયુષ્યના અપવર્ત્તનીયાદિ ભેદોનું સ્વરૂપ જરૂર જાણવું જ જોઈએ. ૫૦

**૫૧ પ્રશ્ન**—નિરૂપક્રમ આયુષ્યનુ સ્વરૂપ શું ?

**ઉત્તર**—જેનો ક્ષય અનુક્રમે આયુષ્યના દલિયા ભોગવીને જ થાય, એટલે જેને ઉપક્રમ ન લાગે તે નિરૂપક્રમ આયુષ્ય કહેવાય. ૫૧

**૫૨ પ્રશ્ન**—ઉપક્રમનો સંબધ થયા પહેલાં આયુષ્યને ભોગવવાનો ક્રમ કેવા પ્રકારનો હોય છે ?

**ઉત્તર**—ઉપક્રમનો સંબંધ થયા પહેલા ભવોત્પત્તિના પહેલા સમયે આયુષ્યના દલિયા વધારે ભોગવે, બીજે સમયે ઓછા ભોગવે, ત્રીજે સમયે તેથી પણ ઓછા ભોગવે. આ રીતે આગળ આગળના સમયે પહેલાંના સમયમાં જે દલિયા ભોગવે, તેથી ઓછા ઓછા આયુષ્યના દલિયા ભોગવાતા હતા. જ્યારે ઉપક્રમનો ઓછા પ્રમાણમાં સબધ થાય ત્યારે પહેલાનો ક્રમ પલટાઇ જાય છે–એટલે પૂર્વ પૂર્વના સમયમાં જે આયુષ્યના દલિયા ભોગવે તેના કરતાં આગળ આગળના સમયમાં વધારે વધારે આયુષ્યના દલિયા ભોગવે છે. કોઇ વખત ઉપક્રમની અસર પ્રબલ થાય તો આગળ આગળના સમયમાં અસંખ્ય ગુણ–અસંખ્ય ગુણ વધારે દલિયા ભોગવીને અંતર્મુહૂર્ત્તમાં પણ સર્વ આયુષ્યના પુદ્ગલો ભોગવીને ક્ષય કરે છે. આ રીતે સાત ઉપક્રમોમાંનો કોઇ પણ ઉપક્રમ લાગે, ત્યારે આયુષ્યના દલિયા વધારે ભોગવાય, તેથી અકાલ મરણ થાય છે. ૫૨

**૫૩ પ્રશ્ન**—કયા કયા જીવોનુ નિરૂપક્રમ અનપુવર્ત્તનીય આયુષ્ય હોય ?

**ઉત્તર**—તમામ દેવ, નારક, યુગલિક મનુષ્ય, તિર્યંચોનુ નિરૂપક્રમ અનપવર્ત્તનીય આયુષ્ય હોય છે. યુગલિકોની બાબતમા શ્રી સૂત્રકૃતાગ, કર્મપ્રકૃતિ વગેરેમાં એમ પણ કહ્યું છે કે–યુગલિયાઓનુ પણ ત્રણ પલ્યોપમનું આયુષ્ય અપવર્ત્તનાકરણે કરીને ઘટતા ઘટતા અતર્મુહૂર્ત્ત પ્રમાણ બાકી રહે. આવી ઘટના કોઈક જ યુગલિયાના આયુષ્યની બાબતમાં સંભવે છે. ૫૩

**પ્રશ્ન ૫૪**—સોપક્રમ અનપવર્ત્તનીય, અને નિરૂપક્રમ અનપવર્ત્તનીય આયુષ્યને ધારણ કરનારા કયા કયા જીવો હોય ?

**ઉત્તર**—૧–તે જ ચાલુ મનુષ્યભવમા મોક્ષે જનારા જીવો, ૨ તીર્થંકર, ૩ ચક્રવર્ત્તી, ૪ બલદેવ, ૫ વાસુદેવ–આ તમામ જીવોમાં કેટલાએક જીવોનું સોપક્રમ અનપવર્ત્તનીય આયુષ્ય હોય છે, ને કેટલાએક જીવોનુ આયુષ્ય ત્રણે પ્રકારે હોય છે. એટલે આં પ્રશ્નના ઉત્તરમાં જે જીવો જણાવ્યા નથી તેવા જીવો એટલે તદ્ભવમુકિતગામી જીવો–તીર્થંકર, ચક્રી, બલદેવ, વાસુદેવ સિવાયના સામાન્ય મનુષ્ય તિર્યંચાદિમાના કેટલાએક જીવોનું આયુષ્ય સોપક્રમ અપવર્ત્તનીય હોય છે, ને કેટલાએક જીવોનું આયુષ્ય સોપક્રમ અનપવર્ત્તનીય હોય છે, તથા કેટલાએક જીવોનું આયુષ્ય નિરૂપક્રમ અનપવર્ત્તનીય પણ હોય છે. ૫૪

(ચાલુ)

# "શ્રી જૈન સત્ય પ્રકાશ"

## નું

## आठमा वर्षनुं विषय-दर्शन

### પ્રતિકાર



### ઇતિહાસ, શિલ્પ, સ્થાપત્ય

## સાહિત્ય



## ચરિત્ર, કથા, વર્ણન, ઉપદેશ

## તત્ત્વજ્ઞાન



## સ્તુતિ-સ્તોત્ર-સ્તવન આદિ



## તંત્રીની નોંધ



## ચિત્રો

## 'શ્રી જૈન સત્ય પ્રકાશ'નો ચોથો વિશેષાંક.

# ૧૦૦ મો ક્રમાંક વિક્રમ-વિશેષાંક તરીકે પ્રગટ કરવાની યોજના

આવતા વર્ષે સમ્રાટ્ વિક્રમના સંવત્સરને બે હજાર વર્ષ થશે આથી જુદે જુદે સ્થળે અને ખાસ કરીને ગ્વાલિયર રાજ્યમાં ઉજ્જયિની નગરીમાં આ પ્રસંગ ઉત્સવરૂપે ઉજવવામાં આવનાર છે.

જૈનોનો સમ્રાટ્ વિક્રમ અને ઉજ્જયિની સાથે ઘનિષ્ટ સંબંધ હોવા છતાં તે સંબંધીનો જૈન ઈતિહાસ સાવ અંધારામાં જ છે આ અવસરે પણ જો સમ્રાટ્ વિક્રમ સંબંધી જૈન ઇતિહાસ પ્રગટ કરવામાં ન આવે તો એ અંધકાર ચાલુ જ રહેશે. આથી અમારી સમિતિએ 'શ્રી જૈન સત્ય પ્રકાશ'નો નવમા વર્ષનો ચોથો અંક, જે ક્રમાંક પ્રમાણે ૧૦૦ મો અંક થાય છે તે, વિક્રમ-વિશેષાંક તરીકે પ્રગટ કરવાનો નિર્ણય કર્યો છે અને તેમાં જૈન ઇતિહાસની દૃષ્ટિએ નીચેના કે એના જેવા ઉપયોગી વિષયોના લેખો આપવામાં આવશે.

| | |
|---|---|
| विक्रमनो समय | विक्रमना समयनी महत्त्वनी जैन घटनाओ |
| विक्रमनुं अस्तित्व | विक्रमना गुरु |
| विक्रमनुं मूळ नाम | विक्रमनां धर्मकार्यो |
| विक्रम संवत् | विक्रमनी राजसभाना पंडितो |
| विक्रमनो वंश | विक्रमना समकालीन महापुरुषो |
| विक्रमनो राज्यविस्तार | श्रीकालकाचार्य अने विक्रम |
| विक्रम पहेलांना उज्जयिनीना शासको अने राजवंश | विक्रम संबंधी दंतकथाओ अने तेनुं रहस्य |
| विक्रम अने जैनो | विक्रमना समयमां रचायेल जैन साहित्य |
| उज्जयिनी साथेनो जैनोनो संबंध | विक्रमचरित्रनां उपलब्ध साधनो |

આથી અમે સર્વ પૂજ્ય આચાર્ય મહારાજ આદિ મુનિરાજો તેમજ જૈન અને જૈનેતર વિદ્વાનોને આ વિશેષાંકમાં આપી શકાય તેવા, ઐતિહાસિક દૃષ્ટિવાળા મુદ્દાસરના લેખો, ગુજરાતી, હિન્દી કે અંગ્રેજી ભાષામાં લખી મોકલીને અમને સહકાર આપવાની આગ્રહ પૂર્વક વિનંતી કરીએ છીએ.

વ્યવસ્થાપક
શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઇની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

# નવી મદદ

શ્રી પર્યુષણા મહાપર્વના અવસરે, તે તે ગામમા બિરાજતા પૂજ્ય આચાર્ય મહારાજ આદિ મુનિવરોને અમે સમિતિને સહાયતા કરવાનો ઉપદેશ આપવાની વિનંતી કરી હતી' અમારી આ વિનતીને ધ્યાનમાં લઇને અમને નીચે જણાવેલ સંઘો અને મહાનુભાવો તરફથી મદદ મળી છે.

૫૧) પરમ પૂજ્ય મુનિમહારાજ શ્રી. દર્શનવિજયજી મહારાજ આદિના સદુપદેશથી શેઠશ્રી ભોળાભાઇ જેશિંગભાઇ, અમદાવાદ

૩૧) પરમપૂજ્ય મુનિમહારાજ શ્રીચંપકસાગરજી મહારાજના સદુપદેશથી શ્રી સંઘ કમિટી, ભીવાણ્ડી

૨૫) પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રીવિજયતીન્દ્રસૂરિજી મહારાજના સદુપદેશથી શ્રીજૈન શ્વેતાબર સઘ, સીયાણા.

૨૫) પરમપૂજ્ય મુનિમહારાજ શ્રીયશોભદ્રવિજયજી મહારાજના સદુપદેશથી શ્રીજૈન યુવક મંડળ, વાપી

૨૦॥ પરમપૂજ્ય મુનિમહારાજ શ્રીયશોભદ્રવિજયજી મહારાજના સદુપદેશથી શ્રીયુત ગુલાબચંદ મકનજી તરફથી શ્રીમતી ચંપા બહેન તથા શ્રીમતી રતન બહેને કરેલ અઠ્ઠાઇની તપસ્યા નિમિત્તે, વાપી

પરમપૂજ્ય ઉપાધ્યાય શ્રીભુવનવિજયજી ગણિના સદુપદેશથી પીંડવાડામાંથી 'શ્રીજૈન સત્ય પ્રકાશ' ના ૨૫ ગ્રાહકો નોંધાયા છે, અને બીજી મદદ મળવાની આશા છે.

આ મદદ માટે ઉપદેશ આપનાર પૂજ્ય મુનિમહારાજોનો અને મદદ મોકલનાર શ્રીસઘ કે સદ્‌ગૃહસ્થોનો અમે આભાર માનીએ છીએ.

## વિનંતી

અન્ય શહેરોમાં કે ગામોમાં બિરાજતા અન્ય પૂજ્ય આચાર્ય મહારાજ આદિ મુનિવરોને સમિતિની મદદ માટે તે તે ગામના સઘો અને સદ્‌ગૃહસ્થોને ભારપૂર્વક પ્રેરણા કરવાની અને ઉપદેશ આપવાની અને શ્રીસંઘ તથા સદ્‌ગૃહસ્થોને મદદ મોકલી સમિતિના કાર્યમાં સહકાર આપવાની અમે વિનંતી કરીએ છીએ.

આશા છે કે અમારી આ વિનંતી અવશ્ય સફળ થશે

—વ્યવસ્થાપક